રસિક નવલકથામાળા. પુસ્તક ૯ મું.

# ચાલીશ ચ્હેરાનો માણસ.

[ અદ્દભુત ડિટેક્ટિવ નવલકથા. ]

લેખક,

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.

વઢવાણ સીટી.

પ્રકાશક,

પુંજાલાલ ભગવાન પારેખ.

વઢવાણ સીટી.

સંવત ૧૯૭૯. ઇ. સ. ૧૯૨૩.

મૂલ્ય રૂ. ૩-૮-૦.

આવૃત્તિ ૧ લી. પ્રત ૭૫૦.

# પ્રસ્તાવના.

ગુજરાતી ભાષામાં પ્રકટ થતી ડિટેક્ટિવ વાર્ત્તાઓમાં સ્વતંત્ર ભાગ્યેજ હોય છે; અને જે કદાચ સ્વતંત્ર હશે તેમાં પણ સંપૂર્ણતઃ ડિટેક્ટિવ વસ્તુ તો નહિજ હોય. મોટે ભાગે ભાષાંતર અથવા તો અનુવાદ કે અનુકરણ થાય છે. તેનું કારણ માત્ર એટલુંજ છે કે આપણા પ્રદેશમાં નવીન સ્ફુરણા કરે એવા ભેદી અને ભયાનક પ્રસંગો બનતા નથી.

આ વાર્ત્તા પણ અનુકરણ માત્ર છે. અંગ્રેજી ભાષામાં 'ક્લીક-એ મેન વીથ ફોર્ટી ફેસીઝ' નામની રસિક નવલકથા છે. તે ઇ. સ. ૧૯૧૭ ની સાલમાં વઢવાણ કેમ્પના બૂકસ્ટોલપર મારા એક મિત્રના જોવામાં આવેલી. એ તેણે મને વાંચવાને આપેલી. મને આ નવલકથા અત્યંત પસંદ પડી હતી. આ નવલકથામાં ડિટેક્ટિવ પ્લોટ હોવા ઉપરાંત એક વિશેષતા છે. વાર્ત્તાનો નાયક અરવિંદ એક ભયંકર બદમાશ હતો. એક પવિત્ર યુવતીના દર્શન માત્રથી તેના જીવનમાં પરિવર્ત્તન થાય છે અને તે ભયંકર બદમાશને બદલે બદમાશોનો ભયંકર શત્રુ બની જાય છે; અને છેવટે પોતાની પ્રિય વસ્તુ પ્રાપ્ત કરે છે. વસ્તુની સંકલના એટલી રસિક છે કે આ ડિટેક્ટિવ વાર્ત્તા હોવા છતાં પણ તેમાં નિરસતા જણાતી નથી.

મેં મૂળ વાર્ત્તાનાં સ્થળ અને પાત્રોનાં નામમાં આવશ્યક ફેરફાર કર્યો છે અને યુરોપની ઘટનાને હિંદી લેબાશ ચડાવ્યો છે; છતાં પણ જો ચમત્કારિકતા દેખાય, રસિકતા લાગે તો તે મૂળ વાર્ત્તાના લેખકના કૌશલ્યને આભારી છે. ભાવિષ્યમાં અનુકુળતા હશે તો આ વાર્ત્તાના નાયકની સહાસિકતાનો વિશેષ અનુભવ હું વાચકોને કરાવવાની આશા રાખું છું. પરંતુ તેનો આધાર આ વાર્ત્તા વાચકોને કેટલી પ્રિય થઈ પડે છે તેના ઉપર રહે છે.

છેવટે વિશ્વવિલાસી વિભુને વિનતિ કરૂં છું કે આ અનુકરણના લખનાર તથા વાંચનાર સર્વને દીર્ઘાયુષ્યસહ સંપૂર્ણ આરોગ્ય બક્ષી, લખવા તથા વાંચવાનું બળ પ્રેરે. **ઇતિ શ્રં.**

**વઢવાણ સીટી,**
સં. ૧૯૭૯ ના ભાદ્રપદ
સુદી ૧ મંગળ.

**ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.**

# રસિક નવલકથામાળા.

વાંચકોને વધારે સસ્તી કીંમતે સારાં અને રસિક પુસ્તકો પૂરાં પાડવાના ઉદ્દેશથી આ નવલકથામાળાની યોજના કરી છે.

## નિયમો.

૧. પ્રવેશફી રૂ. ૫ ભરીને આ નવલકથામાળાના ગ્રાહક થઇ શકાય છે. **સ્ત્રીગ્રાહક માટે પ્રવેશફી રૂ. ૨-૮-૦.** ફીની રકમ મનીઓર્ડરથી મોકલી આપવી અથવા તો વી. પી. થી સાથે વસૂલ કરવા જણાવવું.

૨. ગમે ત્યારે ગ્રાહક થઈ શકાશે. પરંતુ ત્રણ વર્ષથી ઓછી મુદતને માટે ગ્રાહક રહેનારને પ્રવેશફી પાછી મળશે નહિ. ત્રણ વર્ષ પૂરાં થયા બાદ જો ગ્રાહક તરીકે ચાલુ રહેવા ઇચ્છા નહિ હોય તો તેમના ખર્ચે પ્રવેશફી પાછી મોકલવામાં આવશે.

૩. આ નવલકથામાળાનાં દર વર્ષે દશ પુસ્તકો પ્રકટ થશે. તે ગ્રાહકે ખરીદવાં પડશે. નવલકથામાળાનાં પુસ્તકો ગ્રાહકોને **અર્ધી કીંમતે મળશે.** પરંતુ દરેક પુસ્તકની એક કરતાં વધુ નકલ અર્ધી કીંમતે **મળી શકશે** નહિ.

૪. માળાનાં પુસ્તકો વી. પી. બુકપોસ્ટદ્વારા મોકલાશે. તેનું રજીસ્ટર તથા પોસ્ટેજખર્ચ ચડાવીને વી. પી. કરવામાં આવશે. અર્થાત્ રજીષ્ટર તથા પોસ્ટેજખર્ચ ગ્રાહકને શિરે રહેશે. ગ્રાહકોને પુસ્તક મોકલતાં એક દિવસ અગાઉથી ખબર આપવામાં આવશે. છતાં પણ જે ગ્રાહક વી. પી. બુકપોસ્ટ પાછું ફેરવશે તેની પ્રવેશફી જપ્ત કરી, તેનું નામ ગ્રાહકના લીસ્ટમાંથી કમી થશે.

૫. રસિક નવલકથામાળાનાં પ્રકટ થઈ ગયેલાં પુસ્તકો સીલીકે હશે ત્યાંસુધી માળાના નવા થનાર ગ્રાહકને **પોણી કીંમતે મળશે.** રજીસ્ટર તથા પોસ્ટેજખર્ચ જુદું.

૬. નવલકથામાળાનાં પુસ્તકો ઉંચા ગ્લેઝડ અથવા એન્ટિક કાગળો, સુંદર છપાઈ તથા પાકાં સુશોભિત પુંઠાંનાં રહેશે. કોઇ પણ પુસ્તક અપૂર્ણ બહાર પડશે નહિ. એકથી વિશેષ ભાગ હશે તો તમામ ભાગ સાથે પ્રકટ કરવામાં આવશે.

**પુંજાલાલ ભગવાન પારેખ.**
**વઢવાણ સીટી.**

# રસિક નવલકથામાળા

## ની

# નવીન નવલકથાઓ.

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| સ્નેહ લગ્નની સુંદરી | ( ભા. ૧-૨ ) | ૩-૮—૦ |
| દુર્ભાગી દારા. | (ખંડ ૧-૨-૩) | ૩-૮—૦ |
| કુટુમ્બીનું કારસ્થાન. | ( ભા. ૧ લો. ) | ૨-૮—૦ |
| કુટુમ્બીનું કારસ્થાન. | ( ભા. ૨ જો. ) | ૨-૮—૦ |

આ ચારે પુસ્તકો ઉંચા એન્ટિક કાગળોપર મનોહર સુઘડ છપાઇનાં તથા પાકાં સુશોભિત પુંઠાંનાં અને દળદાર કદનાં છે. તે **રસિક નવલકથામાળાના ગ્રાહકોને અર્ધી કીંમતે મળશે.** રજીષ્ટર તથા પોસ્ટેજ ખર્ચ જુદું.

**પુંજાલાલ ભગવાન પારેખ.**

**વઢવાણ સીટી.**

# અનુક્રમણિકા.



* ભૂલથી ૩૪ મા પ્રકરણનું મથાળું કરવાનું રહી ગયું છે.

# ચાલીશ વ્હેરાનો માણસ.

## પ્રકરણ ૧ લું.

### સપડાયો-છટકયો.

તા. ૩૦ મી જુનની સ્હવાર.

જો આજ સ્હવારે ગ્રીનચોકમાં પોલિસ કોન્સ્ટેબલ કાલુસિંગ પહેરા ઉપર ન હોત તો આ પુસ્તકમાં વર્ણવેલી હકીકત જાણવાનો લાભ, પ્રિય વાચક! તને મળ્યો ન હોત. માટે જો આ પુસ્તક વાંચવામાં તને રસ પડે, કથાનક તને પસંદ પડે તો તે માટે તારે સહુથી પહેલો આભાર સિપાહી બહાદૂર કાલુસિંગનો માનવો જોઇએ. કાલુસિંગે યુવાનીમાં હમણાંજ પ્રવેશ કર્યો હતો. તે દેખાવડો હતો અને પોતે દેખાવડો છે એમ સમજતો હતો. કોણ જાણે શા કારણથી પણ કુદરતી રીતેજ નારીજાતિના સૌંદર્ય તરફ તેનાં નેત્રો-તેનું હૃદય એકદમ આકર્ષાતાં. એટલે પ્રિન્સ રોડ તરફથી આવતી એક યુવતીને જોતાંજ તેનાં નેત્રો વિકસ્યાં, તેનું હૃદય ચમકયું, તે ટટ્ટાર થયો. અત્યારે રસ્તા પર ચોતરફ ઘોડાગાડીઓ, મોટરકાર, ખટારા, લારીઓ, ટ્રામગાડીઓ અને માણસો આમથી તેમ ધસારાબંધ પસાર થતાં હતાં. રાજમાર્ગને એક ક્ષણની પણ વિશ્રાંતિ નહતી. તેની વચ્ચે થઇને આ યુવતી માર્ગ કરતી હતી. તેણે ઉંચી એડીવાળા બૂટ, પગની પીંડીઓ ઢંકાય તેટલાં જાંબલી રંગનાં મોજાં, ઘેરાવદાર ઘાઘરો, કાંડા સુધીની બાંહ્યો-

વાળું પોલકું અને જાપાની સાડી ધારણ ક્ર્યાં હતાં. તેના ગુલાબી ગાલ, મરોડદાર નાક, વેધક નેત્રો, ગુચ્છાદાર બાલ, અને વચ્ચે ન્હાની ટીલડીવાળું વિશાળ ભાલ ભલભલાના ભાનને ભૂલાવે, તો પછી નારી જાતિના સૌંદર્યના પ્યાસી કાલુસિંગનો શો આશરો ?

તે પ્રથમ દૃષ્ટિએજ સમજી શકયો કે આ કોઈ બંગાળી બાઈ છે. સાધારણ રીતે તે પોતે ઉત્તર હિંદુસ્તાનના સૌંદર્યને પસંદ કરતો હતો. પરંતુ એથી શું થયું ? હિંદુસ્તાની હોય કે બંગાળી હોય; પણ સૌંદર્ય તે સૌંદર્ય ! અને આ પ્રસંગમાં સૌંદર્ય પણ ખામી વગરનું અને શ્રેષ્ઠ પ્રકારનું હતું. એટલે કાલુસિંગ વિના સંકોચે એ રમણીની પાસે ગયો અને તેને સહિસલામતીથી રસ્તાની એક બાજુએ ફૂટ-પાથ ઉપર લાવ્યો. અલબત તે યુવતીએ જમાદાર સાહેબના હસ્તને પોતાના હસ્તનો સ્પર્શ થવા દીધો હતો. તેની અસર કાલુસિંગના મસ્તકના છેલ્લા પડમાં વિજળી કરતાં પણ વધારે તીવ્ર થઈ હતી. તદુપ-રાંત તે સુંદરીના આભારના વર્ષાદથી જમાદાર સાહેબ રસબસ બની રહ્યા હતા.

જ્યારે તેઓ ફૂટપાથ ઉપર આવ્યા ત્યારે તે રૂપેરી ઘંટડીના રણકારા સમા મધુર સ્વરે બોલીઃ “બાબુજી ! આપના આજના શ્ર-મનું મને કદી પણ વિસ્મરણ થનાર નથી.” તેણે કાલુસિંગના હાથ-માંથી પોતાનો હાથ છોડાવી લીધો; અને જાણે આ પોલિસ બાબુની જુવાની તથા આકર્ષકતાએ પોતાના મનને હરી લીધું હોય તેવો ભાવ કરતી તે શરમાઈને નીચે જોઇ રહી. પુનઃ તિરછી દૃષ્ટિએ જોતી અને નેત્રકટાક્ષથી કાલુસિંગના મજ્જાતંતુને ઉશ્કેરતી તે બોલીઃ “મહાશય ! મેં ઘણા દેશોમાં મુસાફરી કરી છે. પરંતુ સભ્યતા, ઉપકારવૃત્તિ, સહાનુભૂતિ, પરમાર્થદૃષ્ટિ, ઇત્યાદિનો ભંડાર તો માત્ર અહીં લલિતપુરમાંજ જોયો. તેમાં પણ લલિતપુરના પોલિસ અમ-લદારોની તો વાતજ ન થાય ! જો તમારા જેવા માયાળુ, લાગણી-વાળા અને પરોપકારી પોલિસ અમલદાર અમારા બંગાળામાં હોય

તો કેવું સારૂં ! બાબુજી ! હું આ નગરથી અજાણી છું. આ વિશાળ અને ભૂલાવો ખવરાવી દે તેવી ગલ્લીકુંચીઓ તથા આડાઅવળા રાજમાર્ગોવાળા નગરમાં આજે પહેલીવહેલીજ હું આવી છું. પણ રેલ્વે સ્ટેશનનો રસ્તો કયો ? ”

કાલુસિંગ આ બંગાળી યુવતીના પ્રશ્નનો જવાબ આપે, અરે બંગાળી યુવતી પોતાનું કથન પૂર્ણ કરે તે પહેલાં તો દૂરથી સીટીનો અવાજ આવ્યો. આ અવાજ પોલિસનો સીટીનો હતો. તે ઘણો-ઘણોજ દૂરથી આવતો હતો. તથાપિ તે સીટીનો અવાજ કાલુસિંગને ચમકાવવાને માટે પૂરતો હતો. “ અહો ! આગળનો પહેરેગીર સીટી કરે છે ! ” તે બોલ્યો અને તૈયાર થઇ ગયો: “ અહો બાઈ ! મને માફ કરો, હું આપના તરફ હમણાંજ ધ્યાન આપું છું. પરંતુ જૂઓ-સાભળો, મારો જોડીદાર સીટી કરે છે. કાંઇક ગોટાળો હોવો જોઇએ ! ”

“ તમારો જોડીદાર ! અને ગોટાળો ! પણ એ બધું છે શું ? હું તો કશુંયે સમજી શકતી નથી. ”

“ બીચમેં કયા ગરબડ મચાતા હૈ ? ” સ્હેજ કંટાળાભર્યો ઉદ્દગાર કાલુસિંગના મુખમાંથી સરી પડયો. પણ બીજીજ ક્ષણે તેને પોતાની ભૂલ માલૂમ પડી અને પુનઃ તે બોલ્યો: “ બાઈ ! તમે થોડીવાર થોભો. જૂઓ, સામેનો પોલિસ સીટી કરે છે. તેનો અર્થ એ છે કે કોઈ માણુસ દોડતો આ તરફ આવે છે તેને મારે અટકાવવો. અહા ! જૂઓ, પેલો આવે તે. પવનવેગે દોડતો આવે છે ! ”

બીજીજ પળે એક માણુસ દોડતો આવતો દૃષ્ટિએ પડયો. આ માણુસ યોગ્ય ઉંચાઈનો અને મજબૂત બાંધાનો હતો. તેની મૂછો ટુંકી હતી. માથાના વાળ સ્હેજ રતાશ પડતા ભુરા રંગના હતા. તેણે ઢીંચણુથી નીચે સુધીનો કાળો કોટ, સફેદ પાટલૂન, પીળા બૂટ અને બેંગલોરકેપ ધારણુ કર્યાં હતાં. ગળામાં પહોળા કોલર ઉપર

ગુલાબી રંગની નેકટાઇ હતી. તે નજીક આવ્યો તે વેળાએ બીજીવાર સીટી થઈ; તેમજ ઘણે દૂરથી "પકડો-પકડો !" "અટકાવો-જાય નાહ !" એવા અવાજ આવવા લાગ્યા. પછી તો ફૂટપાથપર ઊભેલા કે ચાલતા માણસો, ગાડીવાળાઓ અને બીજા રાહદારીઓ પણ તે અવાજમાં પોતાનો સ્વર પૂરાવવા લાગ્યા અને ત્યાં પુષ્કળ કળાહોળ મચી રહ્યો.

"હું શરત મારૂં છું કે એ ખીસાકાતરૂ સફેદ ઠગ હોવો જોઇએ !" કાલુસિંગ મનમાં બડબડયો અને પેલા માણસને પકડવાને તૈયાર થઈ રહ્યો. તેનો વિચાર તે માણસ પોતાની નજીક આવે એ વખતે તેનાપર કૂદીને તેને ગીરફતાર કરવાનો હતો, પરંતુ પેલી બંગાળી યુવતી તેની આડી ઊભી હતી. એટલે કાલુસિંગે કહ્યુંઃ "બાઈ! એક બાજુએ ખસી જાઓ. પહેલાં ફરજ અને પછી મજાહ ! અને વળી તમે વચ્ચે આવશો તો આ ટોળામાં ચગદાઈ જશો." એટલામાં એક મોટી કાળી મોટરકાર પ્રિન્સરોડ તરફથી આવીને જે તરફથી પેલો માણસ આવતો હતો એ તરફ જવા લાગી. તેને જોઈને કાલુસિંગ જોરથી બોલ્યોઃ "એય મોટરવાલા ! ઠેરો-એક કદમ ભી આગે મત બઢો-નહિ સુનતા ? એકદમ સ્ટોપ કર દો ! બીચમેં નહિ-એક બાજુ-અચ્છા." પછી તૈયાર થતો અને બાંહ્યો ઉંચી કરતો બોલ્યોઃ "આ જાઓ, બિરાદર ! અબ તુમારે લીયે મેં તૈયાર હું."

જાણે પેલા જુરાવાળવાળા માણસે ખરેખર આ કાલુસિંગનું આમંત્રણ સાંભળ્યું હોય તથા પોતે તે આમંત્રણનો સ્વીકાર કરતો હોય તે પ્રમાણે તે કાલુસિંગની તરફ ખેંચાયો-આવ્યો. આ બધો વખત બંગાળી યુવતી તો પોલિસ બાબુની સલાહની દરકાર કર્યા સિવાય શાંતિપૂર્વક તેની નજીકમાંજ ઊભી હતી.

પેલો માણસ કાલુસિંગ પાસે દોડતો આવ્યો. પણ તે દરમિયાન તેણે બેચાર માણસોને જમીનપર પછાડયા હશે, બેચારને

ધક્કા માર્યા હશે, બેચાર ગાડીઓ સાથે પોતે પણ અથડાયો હશે. જ્યાં તે કાલુસિંગની નજીક આવ્યો કે આ પોલિસ મહાશય બીજીજ ક્ષણે ચિત્તાની માફક એકદમ કુધા; અને ત્રીજી ક્ષણે તેના લોઢા જેવા મજબૂત હાથમાં પેલો માણસ સપડાયો. તેની શી તાકાત કે તે કાલુસિંગના પંજામાંથી છૂટી શકે ?

" તું બરોબર સપડાયો છે, ગધા ! " કાલુસિંગે ગાલીપ્રદાન કર્યું: " જરીકે હાલ્યો તો એમ સમજ કે તારા બારે માસ અત્યારેજ પૂરા થવાના. તું પૂરબીયા કાલુસિંગના હાથમાં સપડાયો છે—સમજ્યોને ?

આનો જે જવાબ મળ્યો તે સાંભળીને કાલુસિંગ તો આશ્ચર્યજ પામી ગયો.

" બેશક હું બધું સમજ્યો છું. " ગીરફતાર થયેલાએ ખુશમિજાજી સ્વરે જવાબ આપ્યો: " એ તો પોગ્રામમાંજ હતું કે તારે મને પકડવો; અને એટલા માટેજ હું તારી તરફ આવ્યો હતો. પણ તું આમ બબુચકની માફક સ્તબ્ધ ઊભો રહીને ફિલમ ન બગાડ. મારી સાથે બાઝંબાઝી કર, મને આમથી તેમ આંચકા માર, અને મને જમીન ઉપર પાડી નાખ. જાણે આ બધું ખરેખરૂં બનતું હોય એવો દેખાવ કર. જાણે કે તું મને છોડવા માગતો નથી, પણ હું તારા પંજામાંથી સટકી જાઉં છું ! અરે ભાઈઓ ! બાજુએ ઊભા રહો, પેલા કૅમેરાની વચ્ચે ન આવો. જૂઓ, પેલી ગાડીમાં એ કૅમેરા ગોઠવ્યો છે. હવે ચાલો, જમાદાર સાહેબ ! જડ જેવા ન બની જાઓ; નહિ તો ફિલમને બગાડશો ! "

" શું ! ફિલમને બગાડશો ! " કાલુસિંગે ઉદ્ગાર કાઢયો: " ફિલમ શાની ! અને આ બધું તું બોલે છે શું ? "

" અરે, વાતો છોડી દે અને મારી સાથે બથંબથા કરવા મંડી જા. તું પરિસ્થિતિને સમજી શકતો નથી ? ' ભારતવર્ષ ફિલમ કંપની લીમીટેડ ' તરફથી આ ફિલમ લેવાય છે અને આજે રાત્રે તે ' વિશ્વ-

વિલાસ સીનેમા ' માં રજુ થનાર છે. અરે, કોણ મોહિની ! તેં પણ આ વાત જમાદાર સાહેબને નથી કરી ? "

" નાના ! મને વખત જ ન મળ્યો. તમે એટલી ત્વરાથી આવ્યા કે હું કશો પણ ખુલાસો કરી શકી નહિ; અને વળી તમને આવતા જોઇને હું કહેવા જતી હતી પણ આ જમાદાર સાહેએ મને બોલવાય ન દીધી. જમાદાર સાહેબ ! હું તમને વિનતિ કરૂં છું, અરજ કરૂં છું કે જાણે બધું ખરેખરૂં બનતું હોય તેવો દેખાવ કરો. આને બરોબર પકડો, સ્હેજ છૂટો મૂકો, પુનઃ પકડો, દ્વંદ્વયુદ્ધ કરો, એ પ્રમાણે સતત ચાલુ રાખો. જૂઓ ! " ફૂટપાથના પત્થર ઉપર કશીક સુવર્ણની વસ્તુનો ખણખણાટ થયો. " જૂઓ, મહાશય ! તમારા અત્યારના શ્રમના બદલામાં આ ગીની; રહો, હમણાં તે ન લેશો; નહિ તો એ દેખાવ ફિલમમાં આવવાથી બધી મજાહ બગડી જશે."

" બબુચકની માફક જોઈ શું રહ્યો છે ? અરે મૂર્ખા સાંભળતો નથી ? " ભુરા વાળવાળો માણસ બોલ્યોઃ " તને તારી મહેનતનો વધારેમાં વધારે બદલો મળ્યો છે. એક ગીની કાંઈ ઓછી ન ગણાય ! માટે મહેરબાની કરીને ફિલમનો રંગ ન બગાડ ! બરોબર છે, શાહબાસ ! હવે એક વખત જમણી બાજુ તરફ હવે તારા બે પંજા સ્હેજ છૂટા કર, એટલે હું તને દૂર ખસેડીને જમીન ઉપર પાડી દઉં. મોહિની ! તૈયાર થા ? ગૃહસ્થો ! તમે એક બાજુએ થઈ જાઓ અને મારે માટે જગ્યા ખૂલ્લી રાખો. મોટરવાલા ! મોટર તૈયાર કર. હવે, જમાદાર ! સમાલો, હું તમારા કપાળમાં એક મૂકી લગાવીશ; તમારી આંખ સંભાળજો. યસ, ઓલરાઇટ-વન-ટુ-થ્રી; અને આ ચાલ્યો ! "

એમ કહેતાની સાથેજ તેણે કાલુસિંગને તેના કપાળપર એક મૂક્કી મારવાનો દેખાવ કર્યો અને સ્હેજ દૂર હડસેલ્યો. બીજીજ પળે તે પેલી બંગાળી સુંદરી ઊભી હતી ત્યાં ગયો. તેને પોતાની પાસે આવેલો જોઇને મોહિની પોતાના હસ્ત તેના ગળામાં નાખીને તેને

બાઝી પડી. આ માણુસે તેને કમરમાંથી ઉંચકી, બન્ને જણાએ પોતાની પાછળ જોયું અને તેઓ ત્વરાથી રસ્તાપર ઊભેલી પેલી કાળી મોટર પાસે જઇને તેમાં ચડી બેઠાં. "જમાદાર! તમારો મોટો આભાર થયો! ગૃહસ્થો! તમારો પણ મારે આભાર માનવો જોઇએ! ડ્રાઇ-વર! મોટરને રેલ્વે સ્ટેશનના ચોકમાં લઈ જા. કેમેરાવાળો માણુસ હવે અહીંથી ત્યાં આવશે. જલ્દી ચલાવ."

"વારૂ સાહેબ!" મોટર હાંકનારાએ કહ્યું. ભૂંગળાનો અવાજ થયો અને મોટર ચાલુ થઈ. આ માણુસ જે બાજુએથી આવ્યો હતો તે બાજુએજ મોટર જવા લાગી; એટલું જ નહિ પણ આ માણુસની પાછળ જે પોલિસ અને માણુસો દોડતા આવતા હતા તેમની બાજુએ થઇને પસાર થઈ ગઈ. થોડીક સેકન્ડોમાં અદૃશ્ય પણ થઈ ગઈ. એ સામેથી આવનારા લોકોને કાલુસિંગ તથા આ માણુસ વચ્ચે થયેલી કૃત્રિમ ઝપાઝપીની બિલકુલ ખબર ન હતી.

કાલુસિંગ આ માણુસથી છૂટો થઇને પેલો સોનાનો સીક્કો જ્યાં પડયો હતો ત્યાં ગયો. સોનાનો સીક્કો તેણે લીધો. જો કે એથી તેને સંતોષ તો ન જ થયો. કેમકે આ માણુસ સાથેની ઝપાઝપી વખતે આસપાસ ઊભેલા લોકો હાસ્ય કરતા હતા તથા ઠઠ્ઠામશ્કરી કરતા હતા; તે સહન કરવાના બદલામાં એક ગીની ઓછી જ ગણાય!

"બરોબર સપડાવ્યો'તો, કેમ કાલુસિંગ?" લોકોના ટોળા માંહેનો એક બોલ્યો અને બીજાઓ હસી પડયા. "તમને જરૂર પ્રોમોશન મળશે. આજે સ્હાંજે તમામ સ્હાંજનાં પત્રોમાં આ સમા-ચાર પ્રકટ થશે. એક ભયંકર માણુસની સાથે ઝપાઝપી હતી–કાંઈ સાધારણુ બાબત ન હતી! અને વળી આપણા બહાદૂર જમાદાર સાહે-બને તેના બદલામાં એક ગીની બક્ષિસ મળી છે!"

"અને કાલુસિંગભાઈ! આજે રાત્રે તમે તમારી મીસીસને 'વિશ્વવિલાસ સીનેમા'માં તેડી જશો, તે વખતે પડદા ઉપર તમારો અત્યારનો પ્રસંગ જોઇને તે કેટલી બધી ખુશ થશે?" બીજાએ ઉમેર્યું.

આસપાસ ઊભેલાઓ ખડખડાટ હસી પડયા.

" ખસો–ખસો–સહુ સહુના રસ્તે પડો!" કાલુસિંગે દમામ-પૂર્વક કહ્યું: " વધારે તીનપાંચ કરવાની જરૂર નથી. તમે એમ સમ-જતા હશો કે મેં એક ગીનીને ખાતર આ કામ કર્યું છે! પણ એમ નથી. પેલી બંગાળી સ્ત્રીની મને દયા આવી. એ બાઇનો ચ્હેરો એટલો મુલાયમ, તેની વાણી એટલી મધુર કે હું તેને ના પાડી શક્યોજ નહિ! અરે, પણ આ સીટી ફરીથી શાની થાય છે? માણસો દોડતા આવે છે! અને આ શું? બે ડિટેક્ટિવો પણ સાથે છે. આ બધાનો અર્થ શો?"

એનો અર્થ સમજતાં તેને વાર લાગી નહિ. થોડી વારમાંજ માણસોનું ટોળુ તેની પાસે આવી પહોંચ્યું. તે ટોળામાં બે સાદા કપડા-વાળા છૂપી પોલિસના માણસો પણ હતા.

" અહો શેરખાન! તમે પણ આમાં છો કે શું?" કાલુસિંગ બોલ્યો. આ ફિલમમાં પોતાની સાથે પોલિસખાતાના બીજા માણસો પણ છે અને રાત્રે 'વિશ્વવિલાસ સિનેમા'માં તેઓ પણ પોતાની માફક પડદાપર દેખાવ દેશે, એ વિચારથી તેના મનને સ્હેજ ધીરજ આવી. "તમે કોના પાછળ પડયા છો? પેલી બંગાળી બાનુની પાછળ કે પેલા ભૂરા વાળવાળા યુવાનની પાછળ પડયા છો?"

"હા હા, તેનીજ પાછળ પડયો છું. તેને અટકાવવાને મેં તને ઇશારત કરી હતી. વ્હીસલ તેં સાંભળી હશેજ; કેમ નહિ?" શેર-ખાન બોલ્યો. તેણે આસપાસ જેયું. તેણે જેયું કે કાલુસંગ ખાલી હાથે છે અને ભૂરા વાળવાળો માણસ પસાર થઇ ગયો છે; એટલે તે એકદમ ઉશ્કેરાઇને બોલ્યો: " કાલુસિંગ! તેં પેલા માણસને પકડયો હતો, ખરૂં કે નહિ? હું નથી ધારતો કે તેં તેને જવા દીધો હોય!"

" બેશક મેં તેને પકડયો હતો." કાલુસિંગ આંખ મચકા-વતો અને સ્મિત કરતો બોલ્યો: "પણ શું તમને બિલકુલ ખબર નથી? જાઓ જાઓ, એમ તે વળી હોય? અરે, એ તો અગાઉથી

ગોઠવી રાખ્યું હતું. 'ભારતવર્ષ ફિલ્મ કંપની' તરફથી સિનેમાની ફિલ્મ લેવામાં આવતી હતી. તેમાંનો આ એક ભાગ હતો. તમારે અને પહાડસિંગે સ્હેજ વ્હેલા આવવું જોઇતું હતું. જો વ્હેલા આવ્યા હોત તો તમને પણ તમારા શ્રમનો બદલો મળત. જૂઓ, જ્યારે તે મારાથી છૂટો થઇને ચાલ્યો ગયો ત્યારે મારી મહેનતના બદલામાં તે મને એક ગીની આપતો ગયો! એક ગીની કાંઇ ઓછી નહિ–અર્ધો કલાકની મહેનતને ખાતર એક મહિનાનો પગાર!" તેણે ગીની બતાવી.

શેરખાન અને પહાડસિંગ બન્ને એકી સાથે શિકારી કૂતરાની માફક ઘુરકયા.

" તેં કોને છોડી મૂક્યો?" શેરખાન દાંત કચકચાવતો બોલ્યોઃ "મૂર્ખા! શું તું એમ કહેવા માગે છે કે એ બે જણાં તને આ પ્રમાણે બનાવી ગયા? શું એ માણસને તેં પકડયો હતો–એ તારા હાથમાં બરોબર સપડાયો હતો અને તેં તેને છોડી મૂક્યો? તેં છોડી દીધો? ત્યારે તો તું ખરેખર ગધેડાનો સરદાર! અરે બેવકુફ! વિચાર કર, જો તેં તેને પકડયો હોત, તેને અટકમાં રાખ્યો હોત અને પછી અમને સોંપ્યો હોત તો તને ખાસા મજાના ધોળા પતિકા જેવા ત્રણ હજાર રૂપીઆનું ઇનામ મળત."

"ત્રણ હજાર રૂપીઆ! ત્રણ હજાર–શું–આ તમે શું કહો છો? ત્યારે આ બધો બનાવ ખરો ન હતો? શું એ સિનેમાની ફિલ્મ નહોતી?"

"ના ના, મૂર્ખા! ના–હજાર વાર ના!" એક નિરાશાના ઉદ્‌ગાર સાથે શેરખાને કહ્યું: "હેવાન! તારા હાથમાં કોણ સપડાયો હતો, એ તું જાણે છે? તેં કોને જવા દીધો એની તને ખબર છે? એ પેલો "ચાલીશ ચ્હેરાનો માણસ"–"શયતાનનો સાથી"–જેમાણસ પોતાને 'અરવિંદ' નામથી ઓળખાવે છે તે હતો. તેની સાથેની સ્ત્રી–તેની સહાયક–નિશાચરોની રાણી–મોહિનો હતી. ગયા અઠવાડિયામાં શ્રીમતી સુલોચનાબાઇના ઝવેરાતની ચોરી થયાની હકીકત તો તું જાણતો

હશેજ. એ ચોરીમાં પોતાના આશકને મદદ કરવાને તે પિનાકપુર અહીં આવી હતી. ”

“ હેં ! ” કાલુસિંગના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડયો. તે વિશેષ બોલી શકયો નહિં. આ માણસને પકડવાને લલિતપુરની પોલિસ આજ એક વર્ષ થયાં તનતોડ મહેનત કરી રહી હતી. તે માણસ પોતાના હાથમાં આવીને છટકી જવાથી કાલુસિંગને કેટલું દુ:ખ, કેટલી નિરાશા થઇ હશે ? માત્ર લલિતપુરનીજ નાહ પરંતુ ચંદ્રનગર, સૂર્યપુર, વિશ્વપુર, પિનાકપુર, આદિ અન્ય રાજ્યોની પોલિસને પણ આ ‘ ચાલીશ ચ્હેરાનો માણસ ’ એકલો હંફાવી રહ્યો હતો. અત્યારસુધીમાં તેના જેવો હિમ્મતવાન, બહાદૂર અને મોટામાં મોટો ગુન્હેગાર પોલિસને એક પણ મળ્યો નહતો. તેને કાયદાની ચુંગાલમાં સપડાવવાનું કાર્ય મુશ્કેલ થઇ પડયું હતું. ભલભલા ડિટેક્ટિવો પણ આ માણસ પાસે નરમ ઘેંસ જેવા બની ગયા હતા. ગુન્હો કરવાની-અને તે પણ ફતેહમંદીપૂર્વક કરવાની શક્તિ કુદરતે તેને બક્ષી હતી. તેની સ્પર્દ્ધા કરી શકે તેવો એક પણ ગુન્હેગાર અત્યારે આખા હિંદુસ્તાનમાં નહતો.

તે જાતનો કોણ હતો ! હિંદુ, મુસલમાન, પારસી, ઇસાઇ, યાહુદી કે બીજો કોઈ ? તે કયા દેશનો હતો ? ગુજરાતી, હિંદુસ્તાની, પંજાબી, બંગાળી, નેપાળી, મદ્રાસી, મલબારી, મહિસોરી કે દક્ષણી ? કોઇ પણ તેની જાત કે વતન જાણી શકયું નહતું. તેમજ જયાંસુધી તે પોતે પોતાની જાત ન જણાવે ત્યાંસુધી જાણી શકવાની સંભાવના પણ નહતી. પોલિસની સાથે ઘણી વાર તેને પ્રસંગ પડયો હતો. તે દરમિયાન કોઈ વાર તે દક્ષણી તો કોઈ વાર નેપાળી, કોઈ વાર પંજાબી તો કોઈ વાર બંગાળી, એમ જુદા જુદા દેશના વતની જેવો પોષાક ધારણ કરીને, તેવી ભાષા બોલીને, તેવો દેખાવ કરીને, પોલિસને છેતરવામાં શક્તિમાન્ થયો હતો. તે દરેક દેશની ભાષા બોલી શકતો હતો અને પોષાક તથા ચ્હેરામાં એટલી કુશળતા અને ત્વરાથી

ફેરફાર કરી શકતો હતો કે જો તે જોવાનો આપણને પ્રસંગ પ્રાપ્ત થયો હોય તો આશ્ચર્ય ઉત્પન્ન થયા સિવાય રહે નહિ. એથીજ પોલિસ ખાતામાં તે ' ચાલીશ ચ્હેરાના માણસ ' તરીકે ઓળખાતો હતો. વર્ત્તમાનપત્રકારોએ તેને ' અઠંગ ઉઠાવગીર ' ની પદવી આપી હતી.

હમણાં તે લલિતપુરમાં આવ્યો હતો. પોલિસ તેનાથી ત્રાસી રહી હતી. વર્ત્તમાનપત્રોમાં હમેશાં તેને લગતી કાંઈને કાંઈ હકીકત પ્રકટ થયા કરતી હતી અને વર્ત્તમાનપત્રકારો જુદાં જુદાં વિશેષણોથી તેને હરેક વખત વધાવી લેતા હતા. એથી એક વખત તેણે પોલિસ ખાતાને તથા વર્ત્તમાનપત્રકારોને એક પત્ર લખ્યો હતો. એ પત્રમાં તેણે નીચે મુજબ લખ્યું હતું:—

" તમે મને ઘણા હલકા પ્રકારનાં વિશેષણોથી સંબોધો છો. મને શયતાનનો સાથી કહેવો કિંવા અઠંગ ઉઠાવગીર કહેવો તે કોઇ પણ રીતે લાજમ નથી. જેમ જુદા જુદા માણસો પોતપોતાના ધંધામાં પારંગત હોય છે તેમ હું પણ મારા ધંધામાં પૂરેપૂરો પારંગત થયેલો છું. તો પછી મારા જેવા એક પારંગત અને કુશળ માણસ તરફ તમારે પૂર્ણ સભ્યતા દર્શાવવી જોઈએ. માટે ભવિષ્યમાં જો મારા સંબંધમાં તમારે કશો ઉલ્લેખ કરવો પડે—હું ધારૂં છું કે તેવો પ્રસંગ અવારનવાર આવ્યા સિવાય રહેશે નહિ—તો તમારે મને ' જે માણસ પોતાને અરવિંદ નામથી ઓળખાવે છે ' એમ કહીને સંબોધવો. જો આપ મહાશયો એ પ્રમાણે મારા પ્રત્યે સભ્યતા દાખવશો તો તેના બદલા તરીકે હું મારી હાલની પદ્ધતિમાં કેટલોક ફેરફાર કરીશ. જેમકે મારે જે સ્થળની જે સમયે મુલાકાત લેવી હશે તે સ્થળ અને સમયની માહિતી હું પોલિસને મુલાકાત લેવાના સમયથી બાર કલાક પહેલાં આપીશ; અને તે સ્થળની મુલાકાત લીધા પછીની સ્હવારે તે પ્રસંગની યાદગીરી દાખલ, મુલાકાત દરમિયાન જે વસ્તુની મને પ્રાપ્તિ થઈ હશે તેનો અમુક ભાગ હું લલિતપુરના પોલિસ સુપરિન્ટેન્ડેન્ટની ઓફિસમાં રજુ કરી દઇશ. "

પોતાના એ કાર્યક્રમને તે નિયમિત અને ચોક્કસપણે વળગી રહ્યો હતો. તે હમેશાં પોલિસને બાર કલાક અગાઉથી ખબર આપતો. અલબત એથી પોલિસ જાગૃત થતી અને તેને નિષ્ફળ બનાવવાનો પ્રયત્ન કરતી ખરી; પરંતુ તેમાં ઉલટી તે પોતેજ નિષ્ફળ જતી અને બીજે દિવસે સ્હવારે પોલિસ સુપરિન્ટેન્ડન્ટ નરેન્દ્રપ્રસાદના શિરનામે એક ન્હાની જાડા કાર્ડબોર્ડની પેટી આવતી. તે પેટીની આસપાસ ગુલાબી રંગની ફીટદોરી બાંધેલી રહેતી, અને તે પેટીમાં આગલે દિવસે અરવિંદે મેળવેલી લૂટમાંથી એકાદીવસ્તુ તથા એક ન્હાની ચીઠી રહેતી. ચીઠીમાં માત્ર "જે માણુસ પોતાને અરવિંદ તરીકે ઓળખાવે છે તેની સલામ સાથે ભેટ !" એટલુંજ લખેલું હોતું. લલિતપુરના ડિકેકિટવો, ચંદ્રનગર વગેરે બીજાં રાજ્યોના ડિટેકિટવો, મુંબઈ, કલકત્તા આદિના ડિટેકિટવો, દરેકે તેને સપડાવવાનો પ્રયત્ન કરવામાં બાકી રાખી ન હતી. પરંતુ કોઈ વાર તે આબાદ સપડાઈ ગયેલો હોય તોપણ કાંઇ ને કાંઈ યુક્તિ કરીને તે છટકી ગયા સિવાય રહેતો નહિ.

આજે પણ કાલુસિંગે આ માણુસનેજ પોતાના પંજામાં સપડાવ્યો હતો. જો કાલુસિંગે જરોક વિચારશક્તિ વાપરી હોત તો જુદાં જુદાં રાજ્યોના મહાન્ ડિટેકિટવો જે માન મેળવી શકયા ન હતા તે માન એક સાધારણ કોન્સ્ટેબલ ખાટી ગયો હોત. પણ તેણે માત્ર એક ગીનીને ખાતર આ 'શયતાનના સાથી' ને જવા દીધો !

છેવટે કાલુસિંગ બોલ્યો: "તમારા કહેવા મુજબ એ શયતાનનો સાથી મારા હાથમાં સપડાયો હતો, તેની મદદગાર મોહિની પણ મારા પંજામાં આવી હતી; અને મેં એ બન્નેને જવા દીધાં ! પણ હું પૂછું છું કે આ માણુસ તેજ હતો એમ તમે કેવી રીતે જાણી શકયા ? કોઈ પણ માણુસ તેને તેના ચ્હેરાપરથી તો ઓળખી શકે તેમ છેજ નહિ. તો પછી તમે તેને કેવી રીતે ઓળખી શક્યા ?"

"કેવી રીતે ઓળખી શકયો ? અરે મૂર્ખા !" શેરખાન તિર-

સ્ફારવ્યંજક સ્વરે બોલ્યો: "અર્ધા કલાક પહેલાં સુપરિન્ટેન્ડન્ટ સાહેબની ઓફિસમાંથી તે નિકળ્યો: ત્યારનો હું તેની પાછળ પડયો છું. તો પછી તેને કેમ ન ઓળખું ?"

"ક્યાંથી નિકળ્યો ? શું તમે એમ કહેવા માગો છો કે એ જાતે ચાલીચલાવીને સિંહની બોડમાં–સુપરિન્ટેન્ડન્ટ સાહેબની ઓફિસમાં આવ્યો હતો ?: ક્યારે ? કેવી રીતે ? શા માટે ?"

"જેમ તે પોલિસને પોતાની ભયંકરતાની અગાઉથી નોટિસ આપે છે, એવી એક નોટીસ મૂકવાને માટે તે આવ્યો હતો. જો તે કાયદાનો વિરોધ કરવાને બદલે તેની તરફદારી કરે અને ગુન્હો કરવાને બદલે ગુન્હેગારોને પકડવા તરફ ધ્યાન આપે તો મારી ખાત્રી છે કે તે એક મોટામાં મોટો ડિટેકિટવ નિવડયા સિવાય રહે નહિ. તે સ્હેજ પણ ડર વગર હિમ્મતપૂર્વક ઓફીસમાં આવ્યો, સુપરિન્ટેન્ડન્ટ સાહેબ પાસે બેઠો, તેમની સાથે કેટલીક વાતો કરી. તેણે કહ્યું કે કોઇએ તેને ધમકીનો કાગળ લખેલ છે. તે લખનાર પોતાનાપર આક્રમણ ન કરી શકે તે માટે તેણે રક્ષણની માગણી કરી. એ પ્રમાણે વાતચીત કરીને તે ચાલ્યો ગયો. ત્યારબાદ સુપરિન્ટેન્ડન્ટ સાહેબનું ધ્યાન જે ખુરસીપર તે બેઠો હતો એ તરફ ખેંચાયું તો ત્યાં ચીઠી પડેલી હતી. સુપરિન્ટેન્ડન્ટ સાહેબે તે ચીઠી ઉપાડી, ઉઘાડી અને વાંચી તો આ પ્રમાણે હકીકત તેમાં હતી:—

'સર સુરેન્દ્રનાથ ચક્રવર્તીની મોટી દીકરીને લગ્ન પ્રસંગે મળેલી ભેટોની યાદી વર્ત્તમાનપત્રોમાં વાંચતાં મારૂં મન આકર્ષાયું છે; ખાસ કરીને તેમાંના જવાહિરના વિભાગે તો મારૂં ખાસ ધ્યાન ખેંચ્યું છે. એ જવાહિર ચંદ્રનગર, વિશ્વપુર, સૂર્યપુર, આદિ દેશોના રાજકર્ત્તાઓ તથા શ્રીમંતોએ સર સુરેન્દ્રનાથ ચક્રવર્તીની મગજનાં દરદોના ખાસ સ્પેશીયાલિસ્ટ તરીકેની કુશળતાની કદર કરીને મોકલેલ છે. તેની યુવાન પુત્રીને આવા મૂલ્યવાન્ ઝવેરાતને સાચવવામાં ઘણોજ શ્રમ લેવો પડશે. એટલે મેં એવો વિચાર રાખ્યો છે કે આજે રાત્રીએ

એ ઝવેરાત તેની પાસેથી મારા રક્ષણમાં લેવું અને આવતી કાલે સ્હવારે તેનું સ્મરણચિહ્ન તમારાપર મોકલવું.

'તમારો વિશ્વાસુ,

'જે માણસ પોતાને અરવિંદ નામથી ઓળખાવે છે તે.'

" આ ઉપરથી હું તેને ઓળખી શક્યો, સમજ્યો ! સુપરિન્ટેન્ડન્ટે તરતજ મને બોલાવ્યો. હું આગલાજ ખંડમાં બેઠો હતો. એ માણસને જતાં ને આવતાં બન્ને વખત મેં જોયો હતો. એટલે મને તેની પાછળ મોકલ્યો. હું તેની પાછળ પડયો. અહીંથી દોઢ માઇલ ઉપર તે પેલી બંગાળી યુવતીની સાથે જતો મારા જોવામાં આવ્યો. એ વખતે તો એ બન્ને જણાં ધીમી ચાલે ચાલતાં હતા. પણ એ શયતાનનો સાથી ચોતરફ નજર રાખ્યા કરતો હતો. મેં તેને જોયો તેજ પળે તેણે પણ મને જોયો, અને બીજીજ ક્ષણે એ બન્ને જણા જુદા પડી ગયાં. મોહિની મોટરમાં બેસીને એક દિશા તરફ ગઈ; અને આ બદમાશ બીજી દિશા તરફ લોકોના ટોળામાં ભરાઈ ગયો. તે એક ગાડીમાં બેસતો, તેમાંથી ઉતરીને બીજમાં બેસતો, ઘડિકમાં આ દિશાએ તો ઘડીમાં બીજી દિશાએ જતો. આમ કરવામાં તેનો હેતુ મોહિનીને તૈયારી કરવાને માટે સમય આપવાનો હતો. હું પણ તેની પાછળનો પાછળ પડયો હતો. એમ કરતાં છેવટે તે અહીં આવ્યો, ત તેને પકડયો અને છોડી પણ દીધો ! તેં ત્રણહજાર રૂપીઆનું ઇનામ ગૂમાવ્યું અને સુપરિન્ટેન્ડન્ટ સાહેબનો ઠપકો સહન કરવો પડશે એ જુદો ! "

થોડી વારે શેરખાન અને પહાડસિંગ તેને છોડીને ચાલ્યા ગયા. એકઠા થયેલા લોકો પણ વિખરાઈ ગયા. પોલિસ કોન્સ્ટેબલ કાલુસિંગ પુનઃ પોતાનો પહેરો સંભાળવા લાગ્યો. માત્ર એક ઘડી પહેલાં તેના મનની જે સ્થિતિ હતી તેમાં અને અત્યારની સ્થિતિમાં મોટો તફાવત હતો. ત્રણહજાર રૂપીઆ અને પ્રોમોશન બન્ને ગૂમાવવાને લીધે તે અત્યંત નિરાશ બની ગયો હતો.

---

# પ્રકરણ ૨ જું.

---

## અદ્દભુત ચોરી.

" ઘણોજ દિલગીર છું, સાહેબ ! કે લલિતપુરનું પોલિસ ડિપાર્ટમેન્ટ તદ્દન નિર્માલ્ય બની ગયું છે. માફ કરજો, સાહેબ ! જે હોય તે સ્પષ્ટ મોઢે કહી દેવાની મને ટેવ છે. એટલે હું કહું છું કે લલિતપુરની પોલિસે ખરેખર શરમાવું જોઇએ. આપણું રાજ્ય પોલિસખાતાનું આટલું મોટું ખર્ચ શા સારૂ રાખે છે ? પબ્લિકના રક્ષણને માટે. છતાં લલિતપુરની ચાલાક અને બાહોશ ગણાતી પોલિસ એક સાધારણ ચોરથી હાર ખાઈ જાય એ ઘણું નવાઈ જેવું છે. "

" મામા ! આપ આટલા બધા ઉશ્કેરાઈ ન જાઓ. મને ખાત્રી છે કે મીસ્તર નરેન્દ્રપ્રસાદ આ ચોરીને અવશ્ય—"

', ચૂપ રહે, નિર્મળા ! મારી વચ્ચે કોઇ બોલે તે મને પસંદ નથી. પોલિસખાતાને તેની ભૂલ દર્શાવવાની હિમ્મત કોઈ કરી શકતું નથી. પ્રજાવર્ગ એ ખાતા પાસેથી જે રક્ષણની આશા રાખે છે તે તેને સ્પષ્ટપણે જણાવવાની જરૂર છે. અમારી પાસેથી આવકવેરો અને બીજા કરો શા માટે લેવામાં આવે છે ? અને તે પણ કેટલા બધા આકરા છે ! શું પ્રજાજન તેના બદલામાં પોતાના જાનમાલની સહીસલામતી અને કાયદાના અમલના આશા ન રાખે ? તેને બદલે આપણે શું જોઇએ છીએ ? લોકો બિચારા પોતાના હાથમાં જીવ લઈને ફરે છે. પોલિસ કશું પણ કરી શકતી નથી અને દિન ઉગતે એક સાધારણ ચોર કોઈને કોઈ મકાન પર દરોડો પાડીને છચોક તેમની મીલકત ઉપાડી જાય છે ! મને વિશેષ આશ્ચર્ય તો એટલા માટે થાય છે કે પોલિસને બાર કલાક અગાઉથી તેની ખબર પડે છે છતાં પણ તે કશું કરી શકતી નથી ! જો આવીજ રીતે બન્યા કરશે તો અહીંની વસતિ અર્ધી થઈ જશે. જેમને પોતાના જાનમાલની સલામતીની ખાત્રી

નથી તેઓ આ ગામ છોડીને ચાલ્યા જશે; અને તેમાં તેમનો વાંક પણ શો ? તેઓ શું અહીં લૂટાવા અને મરવાને માટે રહે ? ”

ગયા પ્રકરણમાં જે બનાવવાનું વર્ણન કરવામાં આવ્યું છે ત્યારપછી બરોબર દોઢ કલાકે સુપરિન્ટેન્ડન્ટ નરેંદ્રપ્રસાદની ઓફિસમાં તેની ચેમ્બરમાં આ પ્રસંગ ચાલે છે. ત્યાં સુપરિન્ટેન્ડન્ટ પોતે, સર સુરેન્દ્રનાથ ચક્રવર્તી અને તેની બ્હેનની પુત્રી નિર્મળા એ ત્રણ હાજર છે. નિર્મળા આશરે વીશ વર્ષની ઉમરની છે. તેને સૌંદર્યની પ્રતિમાજ કહી શકાય. ચ્હેરા પર દેખાતી નિર્દોષિતા એ સૌંદર્યને વિશેષ આકર્ષક બનાવે છે. સર સુરેન્દ્રનાથની બ્હેન એક સાધારણ સ્થિતિના માણસ સાથે પરણી હતી. તે એક ન્હાના ગામમાં શાળાનો મહેતાજી હતો. તેમને માત્ર આ એક દીકરીજ હતી. તેમણે પોતાની એકની એક પુત્રીને યોગ્ય શિક્ષણ આપ્યું હતું. આજથી એક વર્ષ ઉપર થયેલા રેલ્વે અકસ્માતમાં નિર્મળાનાં માતપિતા બન્ને મરણ પામ્યાં હતાં. તેનાં માબાપની આર્થિક સ્થિતિ સામાન્ય હતી. એટલે નિર્મળા પોતાના મામાના આશ્રયે આવીને પડી હતી. સુરેન્દ્રનાથની પત્ની કેટલાંક વર્ષો થયા સ્વર્ગવાસ પામી હતી. એટલે તેણે પોતાની ભાણેજને ગૃહકારભાર સોંપી દીધો હતો. નિર્મળાને મળેલી સારી તાલીમને લીધે તે પોતાના કાર્યથી પોતાના મામાને સંતોષ આપી શકી હતી અને તેમનો વિશેષ પ્રેમ સંપાદન કરી રહી હતી. સુરેન્દ્રનાથને સંતાનમાં માત્ર બે દીકરીઓ હતી. પરંતુ તે બન્ને શ્રીમંતાઈમાં ઉછરેલી હોવાથી બહાર હરવાફરવામાં અને મોજશોખમાંજ પોતાનો સમય વિતાડવાનું વધારે પસંદ કરતી હતી.

‘ શયતાનના સાથી ’ની મળેલી ધમકીના સંબંધમાં નરેન્દ્રપ્રસાદે એક ચીઠી લખીને સર સુરેન્દ્રનાથને પોતાની પાસે બોલાવ્યા હતા. તેમણે આ હકીકત નિર્મળા સિવાય પોતાના ઘરના કોઈ માણસને જણાવી ન હતી. તે અત્યારે એટલા બધા આવેશમાં આવી ગયા હતા કે પોલિસખાતાના વડાની કશી પણ દરકાર કર્યા સિવાય પોલિસખાતાને ઉદ્દેશીને ફાવે તેમ બોલતા હતા. “હું કહું છું, કે વધારે

વખત આ મને આમ ચલાવવું તે તમારે માટે શોભાભર્યું નથી." સર સુરેન્દ્રનાથે આગળ ચલાવ્યું: "એ માણસે તમારી ગમે તેટલી સાવચેતી અને ચાલાકી છતાં પણ પોતાનું વચન પાળ્યું છે; અને આ પ્રસંગમાં લગભગ ચાર લાખ રૂપીઆના ઝવેરાતનો સવાલ છે. તે વખતે પણ જો તમે તેને તેનું વચન પાળવા દેશો તો લલિતપુર રાજ્યના નામને મોટું કલંક લાગશે, અને તમે તથા તમારા હિચકારા પોલિસો દુનિયાની દૃષ્ટિએ હાંસીને પાત્ર થશો."

સુરેન્દ્રનાથનો દરેકે દરેક શબ્દ નરેન્દ્રપ્રસાદના અંતરને વેધતો હતો, પોતાના ખાતાને માટે તેને અભિમાન હતું; અને એ પણ ખરૂં કે આ અરવિંદ સિવાય બીજા કોઇની મજલ નહતી કે તે લલિતપુરની પોલિસના હાથમાંથી છટકી જાય. માત્ર અરવિંદ પાસેજ તેમનું અત્યારસુધી કશું ચાલી શક્યું નહતું. જો બીજો કોઈ પ્રસંગ હોત અને બીજો કોઇ માણસ હોત તો નરેન્દ્રપ્રસાદ આટલું સહન કરી લેત નહિ; પણ પ્રસંગ બારિક હતો, ચાર લાખ રૂપીઆના ઝવેરાતનો સવાલ હતો અને સર સુરેન્દ્રનાથ જેવો હિંદનાં ન્હાનાં મોટાં અનેક રાજ્યોમાં લાગવગ ધરાવનારો માણસ હતો. એટલે સુપરિન્ટેન્ડન્ટ શાંતિથી ટોણાં સહન કરતો હતો.

છેવટે તે બોલ્યો: "હું તમને વચન આપું છું કે આ વખતે એ માણસ તેની ધારણા પાર પાડી નહિજ શકે. ગમે તેવો ગુન્હેગાર હોય તોપણ વહેલો કે મોડો તે ગીરફ્તાર થયા સિવાય રહેતોજ નથી; પછી ભલેને તે ગમે તેટલો હુશિયાર હોય! આ વખતે આ માણસ પણ ગીરફ્તાર થશે-થવોજ જોઈએ; કેમકે આ કાર્ય હું પોતે સમાલવા ધારૂં છું. હું મારા માણસોનેજ માત્ર ઝવેરાતનું રક્ષણ કરવા મોકલીને સંતોષ માનવાનો નથી; પણ હું જાતે તે સમયે હાજર રહેવાનો છું. એટલે જો આજે રાત્રે એ માણસ આપના બંગલામાં પ્રવેશ કરશે તો મારા ઇષ્ટદેવના સોગન ખાઇને કહું છું કે હું તેને પકડયા સિવાય રહીશ નહિ. હા, જો તે શયતાનનો બચ્ચો હોય, કોઇ જાદુઈ વિદ્યા જાણતો હોય તોજ મારા હાથમાંથી છટકી શકશે.

નિર્મળા બ્હેન ! ” જાણે એકાએક તેને કાંઇક યાદ આવ્યું હોય તે પ્રમાણે વિનિત સ્વરે તે બોલ્યોઃ “ તમારી હાજરીમાં આવી અસભ્ય ભાષા વાપરવા માટે હું તમારી માફી માગું છું. પણ આજે હું ઘણોજ ઉશ્કેરાઈ ગયો છું. ”

“ નરેન્દ્રપ્રસાદ ! જો તમે મારી બ્હેનના ઝવેરાતનું રક્ષણ કરી શકતા હો તો તમારી આથી પણ વિશેષ અસભ્ય ભાષા સાંભળીને મને ખોટું લાગવાનું નથી. ” તેણે સ્હેજ નમન કરીને તથા સસ્મિતવદને કહ્યું. એ વખતે તેનું સૌંદર્ય એટલું બધું આકર્ષક બન્યું હતું કે તે એક પળવાર તેની સામે અનિમિષ નેત્રે જોઇ રહ્યો. તે પુનઃ બોલીઃ “ તમે ગમે તે કહો, ગમે તે કરો, પણ તમારી આજની જવાબદારીમાંથી પાર પડો !”

“ હું અવશ્ય પાર પડીશ. જ્યાંસુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાંસુધી તો હું વાંધો નહિ આવવા દઉં. તમે નિશ્ચિંતપણે તમારા બંગલે પધારો. અંધારૂં થયા પહેલાં મારા માણસો તમારે ત્યાં આવી પહોંચશે. હું થોડોક મોડો આવીશ. તેઓ એક પછી એક આવશે. તેમને મુખ્ય દરવાજામાંથી બંગલામાં દાખલ કરજો; અને તેઓ એક વખત અંદર દાખલ થાય એટલે મારા આવતાં સુધી તેમાંથી કોઇને બહાર જવા દેશો નહિ. હું આવ્યા પછી તેમની બરોબર તપાસ લઇ જોઇશ કે સિંહના ચામડા નીચે શિયાળ તો છૂપાયું નથી ને ! તમે જાણો છો કે આ બદમાશ લૂટારો અનેક પ્રકારના છદ્મવેષ ધારણ કરી શકે છે. એટલે તેની સાથેના પ્રસંગમાં ડગલે ને પગલે સાવચેત રહેવાની જરૂર છે. હા, અને આ બાબતને લગતી કશી હકીકત આપની પુત્રીઓને જણાવવાની જરૂર નથી. કેમકે તેઓ ભયભીત બની જાય અને ઉશ્કેરાઇ જાય તો કદાચ તેમની તબિયત બગડે. પણ તમારા નોકરોમાંના એકાદને તમારા વિશ્વાસમાં લ્યો તો સારૂં. એટલે તે જો સાવચેત હોય તો કોઇ પણ અજાણ્યા માણસને ગમે તેવા બ્હાનાસર પણ તમારી મંજુરી સિવાય અંદર દાખલ થવા ન દે. ”

“ મેં આ હકીકત કોઇને પણ જણાવી નથી. નિર્મળાએ એ વાત બધાથી છૂપી રાખવાની મને સલાહ આપી હતી. તેની સલાહ

મને પણ ઠીક લાગવાથી તમારી ચીઠી આવતાં અમે બન્ને સીધાં અહીં આવ્યાં છીએ."

"શું, નરેન્દ્રપ્રસાદ ! તમે એમ ધારો છો કે તે મેં ઠીક કર્યું ?" નિર્મળાએ ચિંતાતુર સ્વરે પ્રશ્ન કર્યો: "મેં એમ ધાર્યું હતું કે જો અમારા નોકરોને આ હકીકત જણાવીશું તો કદાચ તેઓ એ વાત બહાર પાડી દેશે અને તે મારી બ્હેનોના જાણવામાં આવે તો તેઓ ભયભીત બની જાય અને એકદમ ઉશ્કેરાઇ જાય. એથી અમારી ચિંતા અને મુશ્કેલીમાં વધારો થાય. કેમકે જો તેમની તબિયત બગડે તો જે વખતે અમારે આ બાબતમાં સંપૂર્ણ ધ્યાન આપવાનું છે તે વખતે તેમની તબિયત તરફ પણ લક્ષ આપવું પડે. વળી આ અરવિંદ દરેક વખત પોતાના વચન પ્રમાણે પળ્યો છે, એટલે આ વખતે પણ રાત્રી પહેલા તે અમારા મકાનમાં આવે એવો સંભવ નથી. તેમજ બધું ઝવેરાત મારા મામાના કન્સલટિંગ રૂમમાં એક મજબૂત તિજોરીમાં રાખવામાં આવ્યું છે અને મારા મામાનો મદદનીશ એ રૂમમાંજ છે. અમે ત્યાં જઇશું ત્યાંસુધી તે એ રૂમ છોડીને બીજે ક્યાંય પણ જશે નહિ."

"એમ હોય તો કાંઇ હરકત નથી. વળી તમે અહીં છો તે દરમિયાન એ લૂટારો તમારા મકાનમાં દાખલ થાય એમ તો હું માનતોજ નથી. કેમકે અત્યારે અંદર દાખલ થઇને રાત્રી સુધી ત્યાં ભરાઇ રહેવાનું જોખમ ખેડવાનું તે પસંદ નજ કરે. તોપણ તમે જલ્દી મકાનપર પહોંચી જાઓ, તથા વિશેષ નહિ તો તમારા એક નોકરને તો તમારા વિશ્વાસમાં લ્યો કે જે રાત્રીએ અમને અંદર દાખલ કરે. તે માણસ ખાસ વિશ્વાસુ હોવો જોઇએ. નહિ તો, કાંઇ નહિ. કોઇને કશું પણ જણાવવાની જરૂર નથી. બરોબર નવ વાગે હું ત્યાં આવી પહોંચીશ. એ ચોક્કસ માનજો કે જો એ શયતાનનો સાથી અંદર દાખલ થશે તો તે આપના ઝવેરાત માંહેની એકપણ ચીજ સાથે બહાર નિકળી શકશે નહિ; એટલુંજ નહિ પણ જ્યારે તે ત્યાંથી બહાર નિકળશે ત્યારે તેના હાથમાં મજબૂત બેડી ઠોકાયેલી હશે !"

આ બન્ને જણાં ઉઠયાં. નરેન્દ્રપ્રસાદ તેમને મૂકવાને બહાર સુધી ગયો. ત્યારબાદ તેણે પોતાના માણસોને બોલાવીને યોગ્ય સૂચના આપી દીધી.

બરાબર રાત્રે નવ વાગે તે પોતે આપેલા વચન પ્રમાણે સર સુરેન્દ્રનાથને બંગલે ગયો. સુરેન્દ્રનાથ તથા તેની ભાણેજ તેમના કન્સલટિંગ રૂમમાં બેઠાં હતાં અને તેની પડખેના ખંડમાં નરેન્દ્રપ્રસાદના છ માણસો જેઓ તેની પહેલાં આવ્યા હતા તે બેઠા હતા. તે ખંડના દ્વારને તાળું વાસવામાં આવ્યું હતું. સુરેન્દ્રનાથ ત્યાં ગયો. એ તાળું ખોલીને તે અંદર દાખલ થયો. તે છએ માણસો તેના પોતાનાજ હતા. તેમ છતાં એ દરેકની તેણે બરાબર તપાસ કરી જોઈ. તેમના માથાના તથા દાઢીના વાળ ખેંચી જોયા તથા તેમના ચ્હેરાપર પોતાનો રૂમાલ ખૂબ જોરથી ઘસી જોયો, કે જેથી તેમાં જો કોઇ બનાવટી વેશ ધારણ કરીને આવ્યો હોય તો તે પકડાઈ જાય. વળી તેમના પટ્ટા તથા તેમની દરેકની પાસે પોલિસખાતાની નંબરવાળી હાથકડી હતી તે પણ તપાસી જોઇ. એ હાથકડીપર તેણે બે કલાક પહેલાંજ ખાનગી રીતે ખાસ નિશાન કરેલાં હતાં.

“ આમાં તો કશી શંકા લાવવા જેવું નથી. ” છેવટે તે સ્મિત કરતો બોલ્યોઃ “ વારૂં કોઇ બીજો માણસ અંદર દાખલ થયો હતો અથવા તેણે દાખલ થવાનો પ્રયત્ન કર્યો હતો ? ”

“ કોઈ પણ નહિ. ” નિર્મળાએ જવાબ આપ્યોઃ “ એ બાબતમાં મેં બીજા કોઇ ઉપર વિશ્વાસ રાખ્યો નથી. હું જાતેજ અંદર આવનારાઓને તપાસતી હતી. ”

“ બહુ સારૂ, ઝવેરાત કયાં છે ? તિજોરીમાં ? ”

“ ના, ” સર સુરેન્દ્રનાથે જવાબ આપ્યોઃ “ આવતી કાલે સ્હવારે બધા મ્હેમાનો આવવાના છે. તેમને બતાવવાને માટે એ ઝવેરાત તથા લગ્નની બીજી ભેટો દિવાનખાનામાં ખૂલ્લી કાચના કબાટોમાં રાખવાની છે. તેને વ્યવસ્થિત રીતે ગોઠવવાનો કાલે સ્હવારે

વખત ન રહે. એટલે મારી બન્ને દીકરીઓ અત્યારે તે દિવાનખાના-માં ગોઠવાવે છે. તેમને તેમ કરતાં મારાથી અટકાવી શકાય તેમ નથી. કેમકે જો હું તેમને ના પાડું તો તેનું કારણ દર્શાવવું પડે. કારણમાં આ હકીકત પ્રકટ કરવી પડે. એટલે તેમની ઇચ્છાનો મેં વિરોધ કર્યો નથી. પણ જો તમને એમ લાગતું હોય કે મારી દીકરીઓ સૂઇ જાય ત્યારપછી તે ઝવેરાત પુનઃ તિજોરીમાં મૂકી દેવું તે સલામતી ભર્યું છે તો—"

"એમ કરવાની બિલકુલ જરૂર નથી. જો એ લૂટારો અંદર દાખલ થશે તો દિવાનખાનામાં ખૂલ્લું પડેલું ઝવેરાત તેને ત્યાં જવાને લલચાવશે. ત્યાં તેને સપડાવવાને માટે જાળ તૈયાર હશે. હું ત્યાં તેની રાહ જોતો ઊભો રહીશ. હવે તમે તથા નિર્મળાબ્હેન દિવાનખાનામાં તમારી દીકરીઓ પાસે જાઓ; અને જાણે કશું પણ બનવાનું ન હોય તેવો દેખાવ કરજો. મારા માણસો તથા હું અહીં રોકાશું. તમે દીવા હોલવી નાખો અને આ ખંડને તાળું વાસી ઘો. એટલે અમે આ સ્થળે છીએ એવી કોઇને શંકા પણ આવે નહિ. હું ધારૂં છું કે આવતી કાલે વ્હેલાં ઉઠવાનું હોઇ આપની બન્ને દીકરીઓ વ્હેલી સૂઇ જશે. તેમને સૂઈ જવા દેજો. તમારા નોકરોને પણ સૂઇ જવાનો હુકમ કરજો. તમે બન્ને પણ તેમની સાથે સૂઈ જજો. અર્થાત્ તમે પણ જાણે કે સૂઈ જાઓ છો એવું એ લોકોને સમજવા દેજો. પછી નીચે આવીને અમને બહાર કાઢજો."

નરેન્દ્રપ્રસાદની એ સલાહનો સર સુરેન્દ્રનાથે સ્વીકાર કર્યો. તે પોતાની ભાણેજ નિર્મળાને પોતાની સાથે લઈને દિવાનખાનામાં પોતાની દીકરીઓ પાસે ગયો. તેમની સાથે તેઓ એ સ્થળે અગીયાર વાગ્યા સુધી રોકાયાં. બરોબર અગીયાર વાગે બંગલાને અંદરથી તાળુ મારવામાં આવ્યું. બન્ને બ્હેનો સૂવાને માટે પોતાના ખંડમાં ગઇ. નોકરો પણ પોતાના સ્થળે જઇને બિછાનામાં પડયા. બંગલામાં સર્વત્ર અંધકાર અને શાંતિ પથરાઇ ગયાં. આશરે બારેક મિનિટ

પછી સર સુરેન્દ્રનાથ અને નિર્મળા ધીમે પગલે કન્સલટિંગ રૂમ પાસે ગયાં. તેનું દ્વાર ખોલી, વિજળીની બત્તીનું બટન દબાવ્યું એટલે તે ખંડમાં પ્રકાશ થયો અને નરેન્દ્રપ્રસાદ તથા તેના માણસોની સામે આ બે જણાં જઇને ઊભાં રહ્યાં.

"હવે, તમે બધા તૈયાર થઇ જાઓ." નરેન્દ્રપ્રસાદ પોતાના માણુસોને ઉદ્દેશીને બોલ્યો: "દરેક બારણા તથા દરેક દાદર પાસે એકેક જણ ઊભા રહો. એટલે કોઇપણ માણુસ ઉપર જતાં કિંવા નીચે ઉતરતાં તમારા હાથમાં સપડાયા સિવાય રહે નહિ. ખાસ આ માળ ઉપર વિશેષ ધ્યાન આપવાનું છે. જો કોઇ માણુસઅંદર આવતો જોવા કે સાંભળવામાં આવે તો તે તમારી નજીક આવે ત્યાંસુધી શાંત રહેવું અને બહુજ પાસે આવે કે એકદમ કૂદીને તેને પકડી લેવો. ધ્યાનમાં રાખવું કે તે તમારા હાથમાંથી છટકવા પામે નહિ. એક વખત છટક્યો તો પુનઃ હાથમાં આવવો કઠણ છે. વારૂ, સર સુરેન્દ્રનાથ! આ દ્વાર દિવાનખાનાનું કે ?"

"હા." સુરેન્દ્રનાથે દ્વારના તાળામાં કુંચી ફેરવતાં જવાબ આપ્યો: "પણ મીસ્તર નરેન્દ્રપ્રસાદ ! જેટલા માણુસો તમે લાવ્યા છો તેના કરતાં વધારેની જરૂર પડશે. કારણકે ચાર બારીઓ તો આ દિવાનખાનાનેજ છે."

એમ કહેતાં તેણે દિવાનખાનાનું દ્વાર ખોલ્યું અને વિજળીની બત્તીનું બટન દબાવ્યું. આખા ઓરડામાં એકદમ ઝગમગાટ થઈ ગયો. ઓરડામાં દીવાલને અઢેલીને મૂકેલા કાચનાં બારણાંવાળા કબાટોમાં તથા મધ્યભાગમાં રાખેલા કાચના ઢાંકણાવાળા ટેબલમાં જાતજાતનું મૂલ્યવાન ઝવેરાત ગોઠવવામાં આવ્યું હતું. તેની ગોઠવણી પણ કારીગીરીપૂર્વક કરવામાં આવેલી હોવાથી અત્યારનો દિવાનખાનાનો દેખાવ બે ઘડી મનને આનંદ આપતો હતો.

નરેન્દ્રપ્રસાદ એક ટેબલની પાસે જઈને ઊભો રહ્યો અને તેમાં મૂકવામાં આવેલા દાગીનાનું અવલોકન કરવા લાગ્યો. તે બોલ્યો:

"આ લૂટારો અહીં આવવાનું જોખમ ખેડવાને લલચાય તેમાં કાંઇ નવાઈ જેવું નથી. આ એકએકથી ચડી જાય તેવી વસ્તુઓ પ્રામાણિક માણસના મનને પણ એક વખત અસ્થિર તો બનાવી દેજ. પણ ચિંતા નહિ, એ ગૃહસ્થને અહીં અવવા ઘો. તેને જાળમાં સપડાવવાને માટે પારાધી નરેન્દ્રપ્રસાદ અહીં હાજરજ છે. " આ શબ્દો તે સુરેન્દ્રનાથ સાંભળી શકે તેવી રીતે પરંતુ પોતાના મન સાથે બોલતો હતો. પછી તેણે સુરેન્દ્રનાથને ઉદ્દેશીને કહ્યું: " સાહેબ ! આ ચાર બારીઓની ચિંતા કરવાની જરૂર નથી. ભલે તે એકાદી બારીમાંથી આવે. હું અત્યારથી તે સ્હવારસુધી આ ખંડ છોડીને ક્યાંય પણ જવાનો નથી. નિર્મળાબ્હેન ! હવે તમે તથા સર સુરેન્દ્રનાથ બન્ને નિશ્ચિંતપણે સૂઇ જાઓ. હું અહીં ખડો છું. "

તે એક ટેબલની નીચે છૂપાઈ ગયો અને બોલ્યો: " બત્તી બંધ કરી દો, અને તમે જાઓ. ઝવેરાતની જરી પણ ચિંતા રાખશો નહિ. જાઓ, ઉંઘ આવે તો સૂઇ જાઓ."

" ઉંઘ તો શાની આવે ? " નિર્મળા બોલી: " તમે અહીં છો એ અમે જાણીએ છીએ, છતાં પણ મનુષ્યસ્વભાવજ એવો છે. ચાલો મામા ! ચાલો, આપણે જઇએ. તમારી અવસ્થાના પ્રમાણમાં તમારે આરામની જરૂર છે. નરેન્દ્રપ્રસાદ ! સાવચેત રહેજો; અને જો પેલો ભયંકર માણસ–તમે જેને શયતાનનો સાથી કહો છો તે આવે—"

"તો તે મારા સપાટામાંથી ચસકી શકવાનો નથી. હિમતે મરદા, મદદે ખુદા ! " નરેન્દ્રપ્રસાદે કહ્યું: " બત્તી બંધ કરીને તમે બહારથી બારણું બંધ કરી દેજો. આજે અને આજ સ્થળે ચાલીશ ચ્હેરાના માણસની ચાલાકીનો અંત આવવાનો છે ! "

સુરેન્દ્રનાથ અને નિર્મળા બત્તી બંધ કરી, બારણું વાસીને ચાલ્યાં ગયાં. નરેન્દ્રપ્રસાદ દિવાનખાનામાં એકલો રહ્યો.

દશ–બાર મિનિટ સુધી આખા મકાનમાં તદન નિસ્તબ્ધતા પ્રસરી રહી. ત્યારપછી એકાએક ધીમો અવાજ તેને કર્ણગોચર થયો.

તે અવાજ મકાનની બહારથી નહિ પણ અંદરથી,-જ્યાં તેના માણુસો છૂપાયેલા હતા ત્યાંથી આવતો હતો.

નરેન્દ્રપ્રસાદ ચમક્યો, તે એકાએક ઊભો થઈ ગયો. તે ધ્યાન આપીને સાંભળવા લાગ્યો, તો તેને કોઇ જીવન્ત પ્રાણી ચાલતું બારણા પાસે આવીને દ્વાર ખોલતું હોય એમ જણાયું. દ્વાર ખૂલ્યું, નરેન્દ્રપ્રસાદ પણ ટેબલ નીચેથી બહાર આવ્યો. તે એકદમ પેલા અંદર દાખલ થનાર માણસને પકડવા જાય છે, ત્યાં સર સુરેન્દ્રનાથનો અવાજ તેના કાન પર પડયો: "મીસ્તર નરેન્દ્રપ્રસાદ ! સમાલજો, હું કાંઇ શયતાનનો સાથી નથી. હું તો સુરેન્દ્રનાથ !"

"પણ તમે શા માટે આવ્યા ? મેં તો જાણ્યું કે પેલો લૂટારો આવ્યો હશે." અરવિંદને બદલે સુરેન્દ્રનાથને જોઇને નિરાશ થયેલો નરેન્દ્રપ્રસાદ બોલ્યો.

"લૂટારો એમ તે શી રીતે આવે ? પણ હું તમને એક વાત કહેવી ભૂલી ગયો હતો, તે કહેવાને માટે આવ્યો છું. હું બિછાનામાં પડયો ત્યારબાદ એકાએક તેનું મને સ્મરણ થયું. મારી ભાણેજ હજી ઉંઘી ગઈ નથી. એટલે જો હું તેના ખંડની પાસે થઈને આવું તો તે પુનઃ ચિંતાતુર બને. એટલા માટે હું પાછળના દાદર પર થઇને અહીં તમારી પાસે આવ્યો છું. મારે તમને જે કહેવાનું છે તે એ છે કે બારીઓમાં દાખલ થયા સિવાય કિંવા દાદર ઉપર ચડયા સિવાય પણ આ દિવાનખાનામાં આવવાનો એક બીજો ગુપ્તમાર્ગ છે, મને વિચાર એજ થાય છે કે આવી મહત્વની બાબત તમને જણાવવાનું મારા સ્મરણમાં કેમ ન રહ્યું ? માટે એ ગુપ્ત માર્ગની તપાસ કરવાની તથા તેનો પાકો બંદોબસ્ત કરવાની ખાસ જરૂર છે."

"એ ગુપ્ત માર્ગ ક્યાં છે ? અને તમે મને અત્યારસુધી તેની વાત કેમ ન કરી ?" નરેન્દ્રપ્રસાદ આસપાસ દૃષ્ટિ કરતો, કંટાળાભર્યા સ્વરે બોલ્યો: "આ મકાન ઘણું જૂનું છે. તમે તેને રીપેર કરાવેલું છે ખરું; પણ તેની બાંધણીપરથી જણાઈ આવે છે કે આ-

ગળ મુસલમાની અમલમાં કોઈ મુસલમાન સરદારે પોતાને માટે આ મકાન બંધાવેલ હોવું જોઈએ. તેમને એવા ગુપ્ત માર્ગો રાખવાનો બહુ શોખ હતો. આપણે આગલા ઇતિહાસમાં આવા ગુપ્ત માર્ગોને લગતી બીના અવારનવાર વાંચીએ છીએ. ”

“ હા, તમારૂં કહેવું વાજબી છે. જ્યારે આ મકાન મેં ખરીદ કર્યું ત્યારે તેના આગલા માલિકે તે ગુપ્ત માર્ગનું રહસ્ય મને જણાવ્યું હતું. તેણે કહ્યું હતું કે જો આ મકાનમાં આપણે ચોતરફથી ઘેરાઈ ગયા હોઈએ તો તેમાંથી બહાર પસાર થઇ જવાને માટે એક છૂપો રસ્તો છે. જૂઓ, આ મોટો અરીસો તમારી સામે દેખાય છે. તેની ડાબી બાજુએ આ ન્હાની ચાંપ છે. એ ચાંપ દબાવવાથી અરીસો ખૂલી જાય છે અને તેની અંદર એક માણસ દાખલ થઈ શકે તેટલો રસ્તો થાય છે. એની અંદર દાખલ થયા પછી પગથીયાં આવે છે. તેનાપર થઈ નીચે ઉતરીને પુનઃ સીધું ચાલવું પડે છે. લગભગ સો–દોઢસો ફુટ ગયા બાદ પુનઃ પગથીયાં ઉપર ચડીને ઉપરનું દ્વાર ખોલીએ તો તે સ્થળે આવેલા એક વૃક્ષના થડમાંથી બહાર પડાય છે. વખતે એ માર્ગે થઈને આ મકાનમાં આવી શકાય ખરૂં. ”

નરેન્દ્રપ્રસાદ બોલ્યોઃ “ સર સુરેન્દ્રનાથ ! આ વાત તમે મને પહેલેથી કેમ ન કીધી ? વખતે પેલો લૂટારો એ ગુપ્ત માર્ગમાં કોઇ સ્થળે ભરાઈ રહ્યો હશે તો ? ” આ વખતે તે અત્યંત ઉશ્કેરાઇ ગયેલો દેખાતો હતો.

“ પણ અંદર તો તદ્દન અંધારૂં હશે. મારી પાસે બત્તી પણ નથી. ” સુરેન્દ્રનાથે કહ્યું.

“ મારી પાસે છે. ” એમ કહેતાં નરેન્દ્રપ્રસાદે ગજવામાંથી વિજળીની બત્તી કાઢીને તેની ચાંપ દાબી. તેણે પોતાના બીજા માણસોને અહીં બોલાવી તેમને કહ્યુંઃ “ હું સર સુરેન્દ્રનાથ સાથે આ ખંડમાંથી બહાર નિકળવાના એક ગુપ્ત માર્ગની તપાસ કરવા જાઉં છું. તમે અહીં બરોબર સમાલજો. ”

" જાઓ સાહેબ, અમે અહીં ઊભા છીએ. આપ પાછા આવશો ત્યાંસુધીમાં કોઈ પણ રસ્તેથી કોઇ પણ માણુસ અહીં આવશે તો તેને અમે પરહેજ કરી દઈશું."

" બહુ સારૂ, ચાલો સર સુરેન્દ્રનાથ!" નરેન્દ્રપ્રસાદ બોલ્યો.

" પણ તમે સમાલજો. અંદર અંધારૂં છે; અને પગથીયાં ઉંચાં-નીચાં છે તથા કોઇ કોઇ સ્થળે ખાડાખૈયા છે. વખતે પડશો તો હાથ પગ મરડાઈ જશે અને શરીરના એકાદા ભાગમાં ઇજા થશે." સર સુરેન્દ્રનાથે સૂચના કરી.

તે બન્ને અરીસાની ચાંપ દાબીને ગુપ્ત માર્ગમાં દાખલ થયા. દિવાનખાનામાં તમામ શુમશુમાકાર બની રહ્યું. ત્યાં નરેન્દ્રપ્રસાદના બે માણુસો ઊભા હતા. પાંચેક મિનિટ પછી નરેન્દ્રપ્રસાદ પાછો આવ્યો. તેના હાથમાં વિજળીની બત્તી હતી. એ બત્તી તેણે પોતાના એક માણુસના હાથમાં આપી.

તેના માણુસે પૂછ્યું: " કેમ સાહેબ, ત્યાં કોઈ હતું કે નહિ ? અને સર સુરેન્દ્રનાથ ક્યાં છે ? "

" અરે એ બુઢ્ઢાએ મને નકામો હેરાન કર્યો. જે વૃક્ષના થડમાંથી બહાર નિકળાય છે તેનું દ્વાર તો બંધ છે; અને તે બહારથી ખૂલી શકે તેવું નથી. અમે ઠેઠ સુધી જઈ આવ્યા અને પછી એ તો અંદર રોકાયા. તેમણે મને કહ્યું કે તમે દિવાનખાનામાં જાઓ, હું આ માર્ગની ચોકી કરીશ. કેમકે એ લૂટારો આ માર્ગેથી આવી શકે એવો મને શક છે.' એટલે તેમને ત્યાં રહેવા દઇને હું અહીં પાછો આવ્યો. પણ અહીં તો—"

પણ તે આગળ બોલતાં અટકી ગયો. તે જ પળે કોઇનાં નાજુક પગલાંનો અવાજ સંભળાયો અને બીજી પળે નિર્મળા ત્યાં દાખલ થઈ. તેને જોતાં નરેન્દ્રપ્રસાદ ચમક્યો, ગભરાયો અને તેની સામે દૃષ્ટિ કરતો સ્તબ્ધ બનીને ઊભો રહ્યો.

" અહો નરેન્દ્રસાદ ! હમણાં ખડખડાટ શાનો થયો ? કોઈ

પડયું આખડયું હોય એવો અવાજ સાંભળીને હું તો ચમકી ગઇ, અને એકદમ ઉઠીને અહીં આવી ! શું પેલો માણુસ આવ્યો હતો ? તમે એને પકડયો છે ? બોલો-બોલો, મને શંકાશીળતામાં ન રાખો ? "

" બાઈ ! એવું કશું પણ બન્યું નથી. " નરેન્દ્રપ્રસાદના માણુસે જવાબ આપ્યોઃ " હકીકત એવી છે કે સર સુરેન્દ્રનાથ અહીં આવ્યા—"

" શું ! સર સુરેન્દ્રનાથ-મારા મામા અહીં આવ્યા હતા ? કયારે ? "

" હમણાં-થોડી વાર પહેલાંજ; અને આ દિવાનખાનામાંથી મકાનની બહાર નિકળવાને માટે એક ગુપ્ત માર્ગ આ સામે દેખાય તે અરીસાની પાછળ છે. તે માર્ગ અહીંથી દૂર એક વૃક્ષમાં થઇને બહાર પડે છે. વખતે તેમાં પેલો લૂટારો સંતાઇ રહ્યો હોય એવી શંકાથી સર સુરેન્દ્રનાથ તથા સુપરિન્ટેન્ડન્ટ સાહેબ એ ગુપ્ત માર્ગની તપાસ કરવા ગયા હતા. દરમિયાન અંદર ખાડાખૈયા હોવાથી તેઓ એક બીજા સાથે અફળાવાનો અથવા જમીનપર કોઈ ચીજ પડેલી હોય તેની સાથે અથડાવાનો અવાજ આવ્યો હતો. તે સિવાય બીજું કશું પણ નથી. "

નિર્મળાના મુખમાંથી એક ચિત્કાર સરી પડયો; અને તેનું ગોર વદન એકદમ ફીકકું બની ગયું.

"સર સુરેન્દ્રનાથ ! સર સુરેન્દ્રનાથ નીચે આવ્યાનું કહો છો ? અને શું તે તમારી સાથે આ ગુપ્ત માર્ગની તપાસ કરવા ગયા હતા? પણ તે નીચે આવ્યાજ નથી ! " નિર્મળાએ નરેન્દ્રપ્રસાદની સામે જોઇને કહ્યું.

" શું-ઉ-ઉ-ઉ ! "

" હા, હું ખરૂંજ કહું છું. આ ગુપ્ત માર્ગને લગતી તો મને માહિતી નથી. પણ સર સુરેન્દ્રનાથ નીચે આવ્યા નથી એ હું

ચોક્કસપણે કહી શકું છું. હજી પણ તેઓ પોતાના બિછાનામાં છે. કારણ કે તેઓ પોતે સૂઈ ગયા ત્યારપછી તેમની સલામતીના સંબંધમાં મને શંકા આવવાથી મેં તેમના દ્વારની સાંકળ વાસી દીધી હતી. વળી અત્યારે હું અહીં આવતી હતી ત્યારે પણ તેમનાં નસ્કોરાં બોલતાં મારા સાંભળવામાં આવ્યાં હતાં. ”

“ સાહેબ ! ” સુપરિન્ટેન્ડન્ટના તમામ માણસોના મુખમાંથી એકી સાથે પ્રસ્તુત ઉદ્ગાર સરી પડયો. એ તમામના ચ્હેરા ઉપર ગભરાટ વ્યાપી રહ્યો હતો. એક પ્રકારના નહિ સમજી શકાય તેવા ભયથી તેમની છાતી ધડક્યા કરતી હતી.

“ જાઓ–દોડો–ગુપ્ત માર્ગમાં દાખલ થાઓ અને પેલા માણસને પકડો ! એજ–એજ પેલો લૂટારો–શયતાનનો સાથી છે ! તેને પકડીને એકદમ ગીરફતાર બનાવી દો. જો જો, તે બીજા દ્વારમાંથી છટકી ન જાય ! સાવચેતીથી જજો. ”

તેમને વિશેષ કહેવાની જરૂર નહતી. તે તમામ દોડયા અને અરીસાની પાછળ છૂપાયેલા દ્વારમાં થઈને ગુપ્ત માર્ગમાં દાખલ થયા. તેઓ પાંચસોક કદમ આગળ વધ્યા હશે, તે વખતે જમીનપર કપડાં પડેલાં તેમની દૃષ્ટિએ પડયાં. એ કપડાં સર સુરેન્દ્રનાથનાં હતાં. ત્યાંથી પચીશેક કદમ આગળ જતાં એક માણસ જમીનપર પડેલો દેખાયો. તેના હાથ તથા પગ બાંધેલા હતા અને તેના મ્હોમાં ડુચો ખોસીને તેનાપર રૂમાલ જોરથી કસકસાવીને બાંધ્યો હતો. એટલે તે અવાજ કરી શકે નહિ. પણ એ માણસ કોણ હતો ? સર સુરેન્દ્રનાથ ! ના શયતાનનો સાથી અરવિંદ ? ના. ત્યારે ? ત્યાં એવી સ્થિતિમાં પડેલો મનુષ્ય લલિતપુરનો પોલિસ સુપરિન્ટેન્ડન્ટ નરેન્દ્રપ્રસાદ પોતેજ હતો !

તેના માણસોએ તેને બંધમુક્ત કરતાંજ તે એકદમ ઊભો થઇ ગયો અને બોલ્યોઃ “ દોડો, પેલા માણસની પાછળ દોડો ! આપણે આ મકાનમાં આવ્યા ત્યારે તે અહીંજ હતો. તેજ મને અહીં

લાવીને ગીરફતાર કરી ગયો છે અને તેજ મારા વેશમાં તમારી પાસે આવીને તમને બનાવી ગયો છે. જાઓ, તેને પકડો, નહિ તો વળી તે છટકી જશે ! ”

તેઓ પુનઃ ત્યાંથી પાછા ફર્યા અને દોડતા દિવાનખાના તરફ જવા લાગ્યા. ગુપ્ત દ્વાર ખૂલ્યું અને તેઓ દિવાનખાનામાં દાખલ થયા.

તેમાં બત્તીનો પ્રકાશ હતો. તે ખંડની છેલ્લી બારી ખૂલ્લી હતી અને તે બારીપર ટાંગેલો પડદો પવનથી બહાર ફરકતો હતો. સર સુરેન્દ્રનાથનું મૂલ્યવાન્ ઝવેરાત ગૂમ થઇ ગયું હતું ! શયતાનના સાથીએ આ વખતે પણ પોતાનું વચન પાળ્યું હતું. નરેન્દ્રપ્રસાદ તથા તેના માણસોની ગમે તેટલી સાવચેતી, ચાલાકી અને બહાદુરી છતાંયે ચાલીશ ચ્હેરાનો માણસ એકલો તેમને હંફાવી શક્યો હતો. આ ફટકો લલિતપુરના પોલિસખાતાને કાંઈ જેવો તેવો નહતો.

---

## પ્રકરણ ૩ જું.

---

### ચોર—ડિટેક્ટિવ.

નરેન્દ્રપ્રસાદે ચોતરફ ટેલીફોન છોડી દીધો. પોતાના અનુભવી અને હુશિયાર તથા ચાલાક ડિટેક્ટિવોને હોટેલોમાં, દારૂનાં પીઠાંમાં, અફિણીયાનાં કોફીખાનાંમાં, જુગારીઓના અડ્ડામાં અને વેશ્યાઓનાં ખાંજરાંમાં તથા એવાંજ બીજાં શક પડતાં સ્થળોએ મોકલી આપ્યા. પોલિસખાતાએ આખી રાત્રી તપાસ ચલાવી. પરંતુ અરવિંદે જેવી રીતે એકાએક દેખાવ આપ્યો હતો, તેવીજ બલ્કે તેથી પણ વિશેષ ચમત્કારિક રીતે તે ગૂમ થઈ ગયો. બીજે દિવસે સ્હવારે સર સુરેન્દ્રનાથ ચક્રવર્તીને ત્યાં મેળાવડો તો થયો; પણ તે મેળાવડામાં આવેલા

પહેરાણુઓ સર સાહેબની પુત્રીને લગ્ન પ્રસંગે મળેલી ભેટોમાં આ મૂલ્યવાન્ ઝવેરાતનાં દર્શન કરી શકયાં નહિ.

પરંતુ દર વખતના નિયમ મુજબ આ વખતે આ લૂટારા તરફથી તે લૂટમાંનો અમુક ભાગ પોલિસખાતાને મળ્યો નહિ. તે દિવસ પસાર થયો. રાત્રીના સ્હાડાદશ વાગ્યા. તે વખતે સર સુરેન્દ્રનાથને નરેન્દ્રપ્રસાદ તરફથી ટેલીફોન દ્વારા પોલિસકચેરીમાં આવવાનું આમંત્રણ થયું. તેમણે મોટાર તૈયાર કરાવી અને તે પોલિસકચેરીમાં ગયા. નરેન્દ્રપ્રસાદ પોતાની ખાનગી ઓફિસમાં હતો. સર સાહેબ તે ખંડમાં દાખલ થયા. સુપરિન્ટેન્ડન્ટ એક ટેબલ પાસે ઊભો હતો. તે ટેબલ પર પોતાની સામે પડેલી અમુક વસ્તુ તરફ જોઈ રહ્યો હતો. સર સુરેન્દ્રનાથને આવતા જોઈ, તે તેમની સામે ફરીને બોલ્યો: " જૂઓ, આ શું ! તમે આ જોઇને કશી કલ્પના કરી શકો છો ખરા ? "

સર સુરેન્દ્રનાથ સ્હેજ આગળ વધ્યો, તેણે ટેબલ ઉપર પડેલી વસ્તુ સામે દૃષ્ટિ કરી, તે એકાએક અટકી ગયો, અને તેના મુખમાંથી એક ચિત્કાર સરી પડયો. ટેબલઉપર એવી શી વસ્તુ પડી હતી કે જેથી સર સુરેન્દ્રનાથને આટલું બધું આશ્ચર્ય થયું ?

ઉંચે શીલીંગની મધ્યમાં વિજળીનો ગ્લોબ તેજસ્વી કિરણોને ફેંકી રહ્યો હતો. તે કિરણોના પ્રકાશથી ટેબલઉપર પડેલી ચીજો ચમકતી હતી. એ મૂલ્યવાન્ ઝવેરાત હતું. જે ઝવેરાત સર સુરેન્દ્રનાથના મકાનમાંથી ગૂમ થયું હતું તેનો અમુક ભાગ અત્યારે આ ટેબલ ઉપર પડ્યો હતો.

"નરેન્દ્રપ્રસાદ ! ત્યારે છેવટે તમે તેને-પેલા લૂટારાને-શયતાનના સાથીને પકડયો ખરો ! "

" ના, તે મારા હાથમાં સપડાયો નથી; અને જો તેની પોતાની ઇચ્છા ન હોય તો હું નથી ધારતો કે બીજો કોઇ પણ તેને સપડાવી શકે. " નરેન્દ્રપ્રસાદે જવાબ આપ્યો: " આ ઝવેરાત મેં

મારા કોઇ પણ પ્રયત્નથી મેળવ્યું નથી. તેણે સ્વેચ્છાપૂર્વક તે મારા ઉપર મોકલી આપ્યું છે. ”

“ સ્વેચ્છાથી મોકલા આપ્યું છે ! તે ઝવેરાત મેળવવાને માટે તેણે ખેડેલા આટલા બધા જોખમ પછી એ તેણે પાછું મોકલી આપ્યું ? આ તે કેવા પ્રકારનો માણસ ! તે જેટલું ઝવેરાત ઉપાડી ગયો હતો તેના અર્ધ ભાગ જેટલું આ છે. ”

“ હાજી, આ બરોબર તેના અર્ધ ભાગ જેટલું છે. આજે રાત્રીએ તેણે એ મારા પર મોકલી આપ્યું છે. તેની સાથે આ પત્ર પણ મોકલ્યો છે. આપ તે પત્ર વાંચો, એટલે પછી મેં આપને અત્યારે એકલા અત્ર આવવાની શા માટે તસ્દી આપી છે તેઆપ સમજી શકશો. ”

સર સુરેન્દ્રનાથે એ પત્ર મનમાં વાંચી જોયો. તેમાં નીચે મુજબ લખેલું હતું:-

“ હું ધારૂં છું કે જો પ્રયત્ન કરવામાં આવે તો માટીમાથી પણ સુવર્ણ પ્રાપ્ત થઈ શકે છે. કચરામાંથી પણ કીમતી વસ્તુ મળી આવે છે. હું ન્હાનો હતો ત્યારથીજ કાયદો જેને ગુન્હો માને છે તે કરવા તરફ હું આકર્ષાયો હતો. કેમકે ગુન્હો કર્યા સિવાય હું રહીજ શકતો નહિ, તેમાં મને રસ પડતો હતો, અને જોખમ કે સાહસ ખેડવામાં મને આનંદ આવતો હતો. તેનું પરિણામ શું આવશે, આ મારૂં દુષ્કાર્ય મને ક્યાં લઇ જશે તેનો મને કદી પણ વિચાર આવ્યો નહતો કે તેની મેં કદી પણ દરકાર કરી નહતી. પણ ગઇ કાલે રાત્રીએ મને સ્વર્ગના દ્વારનું દર્શન થયું; અને મને લાગ્યું કે હવે હું નરકના દ્વાર તરફ એક પગલું પણ આગળ વધી શકું તેમ નથી. આ સાથે સર સુરેન્દ્રનાથની પુત્રીને લગ્નની ભેટ દાખલ મળેલા ઝવેરાતનો અર્ધ ભાગ હું મોકલું છું. જો તમે તથા સર સુરેન્દ્રનાથ બાકીનું ઝવેરાત પાછું મેળવવા માગતા હો, જો જેને તમે “ શયતાનનો સાથી ” જણાવો છો તેને સદાને માટે ગૂમ થયેલો જોવા ઇચ્છતા હો, અને એક નકામા જીવનને ઉપયોગી જીવનમાં ફેરવાયેલું જોવાને ઇચ્છ-

તા હો તો તમે તમારી એ ઇચ્છા પ્રકટ કરશો એવી મને આશા છે. તમે માત્ર મને એક ગૃહસ્થ તરીકે તમારૂં વચન આપશો કે આજે રાત્રે અગીયાર વાગે તમે સર સુરેન્દ્રનાથને તમારી ખાનગી ઓફિસમાં બોલાવશો, અને બીજા કોઈને પણ જાણ ન થાય તેવી રીતે તમો તથા તેઓ સાહેબ મને એકાંતમાં મુલાકાત આપશો. જો તમારી ઓફિસમાં પડતી વચલી બારીપર લીલી બત્તી મારા જોવામાં આવશે તો હું જાણીશ કે મારી વિનતિનો તમે સ્વીકાર કર્યો છે; અને જ્યારે લીલી બત્તીની સાથે લાલ બત્તી જોવામાં આવશે ત્યારે મારી ખાત્રી થશે કે સર સુરેન્દ્રનાથ પણ " એક લૂટારા શયતાનના સાથી "ને પોતાની મુલાકાતનું માન આપવામાં વાંધો લેતા નથી.એ બે સાંકેતિક ચિહ્નો દૃષ્ટિએ પડતાં હું જાતે બાકીનું ઝવેરાત લઇને હાજર થઇશ, અને તે વખતે પહેલવહેલોજ " જે માણુસ પોતાને અરવિંદ નામથી ઓળખાવે છે " તે માણુસને તેના ખરા સ્વરૂપમાં તમે જોઇ શકશો. "

" હે પ્રભુ ! " પત્ર વાંચી રહ્યા પછી તેને ટેબલપર મૂકી, પોતાની છાતીએ હાથ મૂકતો સર સુરેન્દ્રનાથ બોલ્યો: " કેવો ચમત્કારિક માણુસ ! કેવી વિચિત્ર માગણી ! માત્ર એકાંતમાં મુલાકાત લેવાને માટે ચાર લાખ રૂપીઆનું ઝવેરાત આપી દેવાને તૈયાર છે! પણ આમ કરવામાં તેનો હેતુ શો હશે ? અને તેમાં તે મને પોતાને પણ શા માટે ભેળવવા ઇચ્છતો હશે ? "

" એ હું જાણુતો નથી. " નરેન્દ્રપ્રસાદે જવાબ આપ્યો: " પણ તે જણાવે છે કે શયતાનના સાથીને સદાને માટે ગૂમ કરી દેવો તે આપણા હાથમાં છે. તો પછી તે માટેનો અખતરો અજમાવવામાં હું પોતે તો કશી હરકત જોતો નથી. અગીયાર થવા આવ્યા છે તેની માગણીનો આપ સ્વીકાર કરો છો ? મેં તો લીલી બત્તી કરીને મારા તરફનું વચન આપ્યું છે. જો તમે તેની શરતનો સ્વીકાર કરતા હો તો બારીપર ટાંગેલા લાલ ફાનસમાં બત્તી કરૂં. "

" હા–હા, શા માટે નહિ ? " સર સુરેન્દ્રનાથે કહ્યું: " હું પણ તે માણુસને નજરોનજર જોવાને ઘણોજ આતુર છું. "

નરેન્દ્રપ્રસાદે લાલ બત્તી કરી. દશ મીનિટ સુધી કશું પણ બન્યું નહિ. આ બે જણા વાતો કરતાં કરતાં કંટાળવા લાગ્યા. તે પછી ટાવરમાં અગીયારના ટકોરા થવા લાગ્યા. સ્હેજ સણાસારો પણ થયા સિવાય નરેન્દ્રપ્રસાદની ખાનગી ઓફિસનું દ્વાર એકાએક ખૂલ્યું, અને બીજીજ ક્ષણે પુનઃ બંધ થઇ ગયું. પરંતુ તે બંધ થયા પહેલાં એક ત્રીજો માણસ અંદર દાખલ થયો. તેણે ગંભીર સ્વરે કહ્યું: " ગૃહસ્થો ! આપને મારૂં વંદન હો ! આ આપનું ઝવેરાત અને હું પોતે ! "

આગંતુક મનુષ્યનો દેખાવ એક ગૃહસ્થના જેવો હતો. તેનો પોશાક, તેની રીતભાત—દરેક એક ગૃહસ્થને શોભે તેવાં હતાં. તેની ઉમર ચોક્કસપણે કળી શકાતી નહતી, પણ તે પચીશથી પાંત્રીશ વર્ષની વચ્ચે હોવી જોઇએ. તેનાં નેત્રો વિશાળ અને વેધક હતાં. તેનો મૂછો કે દાઢી વગરનો ચ્હેરો બેશક ખુબસુરત લાગતો હતો. તે ગમે તે કોમનો કે ગમે તે દેશનો હોય, તેનો ભૂતકાળનો ઇતિહાસ ગમે તેવો હોય, પરંતુ એટલું તો ખરૂં કે તેના દેખાવપરથી તેણે કોઈ ઉચ્ચ કુળમાં જન્મ લીધો હોય એમ સમજી શકાતું હતું.

સર સુરેન્દ્રનાથે તો આ માણસના દેખાવના સંબંધમાં કાંઈ જુદીજ કલ્પના કરી હતી. તે બોલ્યો: " આ હું શું જોઉં છું ! કોણ કહી શકે કે તું લૂટારો છે ? તું તો એક ખરેખરો ગૃહસ્થ છે. કહે, તું કોણ છે ? અને આવું હલકા પ્રકારનું જીવન ભોગવવાનું તને શાથી સૂઝયું ? "

" કુદરતી વલણ, કદાચ ઇશ્વર તરફથી મળેલી કુદરતી બક્ષિસ, સર સુરેન્દ્રનાથ ! " તેણે જવાબ આપ્યો: " જ્યારે એક માણસને કુદરત તરફથી અમુક પ્રકારની બક્ષિસ થયેલી હોય, અને વળી તે સાથે એ કાર્ય કરવાની તેનામાં શકિત પણ હોય, તો પછી એ કાર્ય કરવાની લાલચને તે માણસ વશ થયા વગર રહે ખરો ? હું જન્મ્યો ત્યારથીજ જે કાર્યનો મેં સ્વીકાર કર્યો છે તે કાર્ય કરવાની કુદરતી

પ્રેરણા મને થતી રહી છે. ”

“ પણ તેનું કારણ શું ? ”

“ હું પણ એજ જાણવા માગું છું કે તેનું કારણ શું ? હું ધારું છું કે એ આપ મને જણાવી શકશો; અને તે કારણથીજ આજે મને આપની મુલાકાત આપવાની મેં વિનતિ કરી હતી. આપ મગજને લગતી ક્રિયાઓના ખાસ અનુભવી છો. તો આપ સાહેબ મારૂં મગજ તપાસીને મને જણાવો કે ચોરી અને લૂટફાટના ધંધામાં હું પડયો છું તેમાં મારો દોષ છે કે મારા મગજનો ? હું ખરૂંજ કહું છું કે જે કાર્ય હું કરી રહ્યો છું તે મને કોઈ પણ રીતે પસંદ નથી. તેમ છતાં પણ તે કાર્ય કર્યા સિવાય મને શાંતિ વળતી નથી. પરંતુ એક સ્રીનાં નેત્રોએ મને સ્વર્ગનો માર્ગ બતાવ્યો છે. હું તે સ્રીના અંતઃકરણને જીતી લેવાને માટે, જે ગર્ત્તામાં પડયો છું ત્યાંથી ઉંચે ચડવાને માગું છું. કારણ કે અત્યારની સ્થિતિમાં હું તેના હસ્તની માગણી કરવાને માટે કોઈ પણ રીતે લાયક નથી. ”

“ તેના હસ્તની ! એટલે કોના હસ્તની ? ” નરેન્દ્રપ્રસાદે પૂછ્યું.

“ નરેન્દ્રપ્રસાદ ! એ બાબત હું બીજા કોઈને પણ જણાવવાને ઇચ્છતો નથી. ” અરવિંદે જવાબ આપ્યો.

“ તો હું તારી એ વાત જાણવા પણ માગતો નથી. પરંતુ તો પછી મોહિની—તારી માશુક મોહિનીનું શું થશે ? ”

“ મારો હવે તેની સાથે સંબંધ રહ્યો નથી. ગઇ રાત્રે તેણે જાણ્યું કે—શું જાણ્યું તે જણાવવાની જરૂર નથી. પણ ત્યારથી અમારો સંબંધ તૂટી ગયો છે. એટલુંજ નાહ પણ મારી ટોળીના બીજા મારા શાગીર્દો અને સાથીઓની સાથેનો સંબંધ પણ મેં તોડી નાખ્યો છે. મારા જીવનમાં એક અજબ પ્રકારનો ફેરફાર થઇ ગયો છે. ”

“ પણ તું છે કોણ ? તારો ઇતિહાસ શો છે ? તારૂં વતન, જાત, કુળ, આદિ શાં છે ? ” સુરેન્દ્રનાથે પૂછ્યું.

" અરવિંદ-હા, બસ—અરવિંદ ! " તેણે જવાબ આપ્યો: " એ મારૂં ખરૂં નામ છે કે બનાવટી તે બીજાએ જાણવાની જરૂર નથી. હું કોણ છું, મારૂં કુળ શું છે, મારી જાત શી છે, હું કયાંથી આવું છું, તે પણ બીજાએ જાણવાની કશી પણ જરૂર નથી. મારા ભૂતકાળનો હું વિચાર નથી કરતો—મારે તો મારા ભવિષ્યની સાથે લડવાનું છે. માટે સર સુરેન્દ્રનાથ ! મહેરબાની કરીને મારૂં મગજ તપાસો, અને અત્યારે જે સ્થિતિમાં હું છું તે માટે જવાબદાર હું છું કે મારૂં મગજ તે જણાવો ! "

સર સુરેન્દ્રનાથે તેના મગજની તપાસ કરી.

છેવટે તેણે કહ્યું: " ભાઈ ! તમારા જેવા મગજવાળો એક ભયંકરમાં ભયંકર ગુન્હેગાર ન હોય એમ બની શકેજ નહિ. જ્યાંસુધી તમારૂં મૃત્યુ ન થાય ત્યાંસુધી તમે તમારા આ ધંધામાંથી મુક્ત થઈ શકોજ નહિ. તમે કદી પણ પ્રામાણિક બની નહિ શકો. તમે ઉંચે નહિ ચડી શકો-ના, કદી પણ ઉંચે ચડી નાહ શકો. તમારી અત્યારની સ્થિતિ સામે લડવું તે તમારા જેવા મગજવાળા માણસ માટે નિરર્થક છે. "

" તો પણ હું તેની સામે લડીશ ! હું ઉંચે ચડીશ ! હા-હા, હું જરૂર ઉંચે ચડીશ ! " તે જોરપૂર્વક બોલ્યો: "હીરો હીરાને કાપે છે, ગરમી ગરમીને હઠાવે છે. તેવી રીતે મારા શરીરમાં ભરાયેલા શયતાનની સાથે હું તેનાજ હથિયારોથી યુદ્ધ કરીશ અને મારી ખાત્રી છે કે તેમાં મને અવશ્ય વિજય મળશે. "

તે ઊભો થયો, તેણે એક-બે ચક્કર એ ખંડમાં લગાવ્યા, અને પછી તે સુપરિન્ટેન્ડન્ટની સામે ઊભો રહી, પોતાનો હસ્ત લંબાવીને બોલ્યો: " નરેન્દ્રપ્રસાદ ! મને સહાય કરો, તમે મને તમારા પડખામાં લ્યો, મને તક આપો-મને કામ બતાવો, અને તમેજ મને ઉંચે ચડાવી શકશો. "

" શું ! તું એમ કહેવા માગે છે કે તું—"

" હાહા, તમે મારૂ હૃદય સમજી ગયા છો. હું હવે શયતાનનો સાથી કિંવા લૂટારો કે ચોર અરવિંદ ગણાવા નથી ઇચ્છતો; પણ મારી ઇચ્છા ડિટેક્ટિવ અરવિંદ બનવાની છે. આપણે બન્ને સાથે રહીને એ કાર્ય કરીશું. તમે મને વિશ્વાસમાં લેજો, ગમે તેવા ભયંકર ગુન્હાના કાર્યમા મારી મદદનો સ્વીકાર કરજો, અને મારી ખાત્રી છે કે જો તમે મારો હાથ પકડશો તો તમે એક ભયંકર મનુષ્યને નરકની ઊંડી ગર્ત્તામાંથી સ્વર્ગને શિખરે પહોંચાડશો—તમે એક દાનવને દેવ બનાવશો—તમે તમારા આ સેવકને નવીન જીવન આપશો ! બોલો, નરેન્દ્રપ્રસાદ ! આટલી સહાય તમે મને કરશો કે નહિ ? "

" એટલે ! શા માટે નહિ ? હું જરૂર કરીશ. લલિતપુરના પોલિસખાતાનું સદ્દભાગ્ય હોય તોજ તેને તમારા જેવો અદ્દભુત ડિટેક્ટિવ મળી શકે ! " નરેન્દ્રપ્રસાદ બોલ્યો;

" તમારૂં વચન છે ? "

" હા, મારૂં વચન છે-તમારા આગલા તમામ ગુન્હાઓ તમને માફ કરવામાં આવે છે, અને આજથી અમે તમારી ડિટેક્ટિવ તરીકેની સહાયનો સ્વીકાર કરીએ છીએ. "

" અહા ! નરેન્દ્રપ્રસાદ ! હું તમારો અત્યંત આભાર માનું છું. " ત્યારે હવે આજથી શયતાનનો સાથી ગૂમ થઈ ગયો છે; તેને બદલે ડિટેક્ટિવ અરવિંદ પેદા થયો છે. ત્યારે હવે તમારી પાસે રજુ થતા કેસો મને તમે સોંપજો; હું મારાથી બનતી સેવા બજાવીશ."



# પ્રકરણ ૪ થું.

---

## પુનર્મિલન.

આકાશ વાદળાંથી છવાયેલું હતું. ઠંડી તો કહે મારૂં કામ ! કોઇ કોઇ વાર એકાદો તારો વાદળાંમાંથી ડોકીયું કરીને પાછો અલોપ થઇ જતો હતો. ચંદ્રદેવે આજે રજની સાથે રૂસણું લીધું હતું. કેમકે આજે પોષ વદી અમાસ હતી. ધૂમસ પણ વરસી રહી હતી. આવા સમયે લલિતપુરના ઉત્તર તરફના દરવાજાની બહાર નિર્જન પ્રદેશમાં આપણી નિર્મળા–સર સુરેન્દ્રનાથની બ્હેનની દીકરી ચાલતી જતી હતી. તેણે અત્યારે સાદો પોશાક ધારણ કર્યો હતો. ગરમ ઉનની ચોળી, રેશમી સાડી, રેશમી ઘાઘરો, ગરમ મોજાં અને સાદાં સ્લીપરમાં તે એકલી ગામ તરફ જતી હતી. તેના એક હાથમાં એક ન્હાની બેગ હતી. એ બેગમાં વીશ ગીનીઓ, થોડા રૂપીઆ, અને અમુક પોતાના દાગીના હતા.

અત્યારે રાત્રીના સ્હાડાઆઠ વાગ્યા હતા. ચાલતાં ચાલતાં તેણે પોતાની પાછળ કાંઇક અવાજ સાંભળ્યો. છતાં પણ તે ધ્રૂજી નહિ કિંવા હિમ્મત તેને તજી ગઇ નહિ. થોડી વારે પુનઃ તેજ અવાજ સંભળાયો. આ વખતે..તે સ્હેજ ચમકી ખરી. તે સ્વભાવતઃજ હિમ્મતવાન્ હતી. પરંતુ એથી શું" થયું ? ગમે તેટલી હિમ્મતવાન્ હોવા છતાંએ આખરે તે અબળા હતી, અને આવા નિર્જન પ્રદેશમાં એકલી હતી. વળી તેની પોતાની તમામ મિલકત અત્યારે તેની પાસે હતી. સમય રાત્રીનો હતો અને ઠંડી પુષ્કળ પડતી હતી.

નિર્મળાના મનમાં બે વિચારો આવ્યા એક તો કપડાં સંકોરીને દોડવાનો, અને બીજો વિચાર ત્યાં ઊભી રહીને જે માણસ પોતાની પાછળ પડયો હતો તેની પાસેથી તેમ કરવાનું કારણ પૂછવાનો. બીજો વિચાર તેણે પસંદ કર્યો.

તેના હૃદયની ગતિ અત્યારે વધી ગઇ હતી. તેમ છતાંએ પોતાની તમામ હિમ્મત પોતાના ઉન્નત વક્ષસ્થળમાં એકત્ર કરીને તે બોલીઃ–"એ કોણ છે? મારી પાછળ કેમ પડયો છે? તારે શું જોઇએ છે?"

એ પ્રશ્નનો તેને તુરતજ જવાબ મળ્યો–કોઈ દોડતું તેની ડાબી બાજુએ થઇને તેની સામે આવ્યું. દીવાસળીનો પેટી સાથે થયેલો ઘસરાટ તેના શ્રવણે પડયો અને એક જુવાન છોકરો દીવાસળીના પ્રકાશમાં તેની દષ્ટિએ પડયો.

એ છોકરો શરીરે પાતળો હતો. તેનો દેખાવ એક જીવન્ત મનુષ્ય કરતાં એક હાડપિંજરને વધારે મળતો આવતો હતો. તેના ચ્હેરાપરથી તે જાણે અત્યંત ક્ષુધાતુર હોય એમ લાગતું હતું. તે બોલ્યોઃ–"કોણે! તમે મને બોલવ્યો? પણ તમને જવાબ આપવાના બદલામાં તમે મને શું આપશો?"

"હા, સવાલ તો મેં કર્યો હતો." નિર્મળા આ છોકરવન જુવાનને જોઇને બોલી. "પણ હું નથી ધારતી કે મેં જેને સવાલ કર્યો હતો તે તું હોય. દૂર રહે, મારી નજીક ન આવ. તારે શું જોઇએ છે?"

"મારે તમારી પાસેની આ બેગ જોઇએ છે. મને લાગે છે કે એ બેગ ગરમ ગરમ હશે. જો તેમાંથી કાંઈ પૈસા નહિ મળે તો તે હું તમને પાછી આપી દઇશ. બાકી જો તેમાં પેસા હશે તો તે સાચવવાની તકલીફ હું તમને નહિ લેવા દઉં. તે હું મારી પાસે રાખીશ, અને પછી એક–બે અઠવાડિયાં મારે કશી પણ ચિંતા કરવી પડશે નહિ. લાવો એ બેગ મને આપી દો."

પણ નિર્મળાએ કશો પણ જવાબ આપ્યો નહિ, કિંવા તેના કહેવા પ્રમાણે પેલી બેગ તેને આપી દીધી નહિ, અથવા તો તે ત્યાંથી એક પગલું પણ આગળ કે પાછળ હઠી નહિ. ભીતિએ તેના તમામ અંગને ઘેરી લીધું હતું. તેનું શરીર ધ્રૂજતું હતું. તેનાં નેત્રો ભીતિપૂર્ણ અને ફીક્કાં બની ગયાં હતાં. તે સ્તબ્ધપણે આ છોકરા સામે જોઇ રહી.

"કેમ, આ બેગ તમે મને નહિ આપો?" પેલો છોકરો બોલ્યોઃ–"જો રાજીખુશીથી નહિ આપો તો હું એ તમારી પાસેથી ઝુંટવી લઇશ. હાથ આવેલી તક છોડી દઉં તેવો હું નથી. હું કોણ છું? તમે મને પિછાનતા નથી. આજે આપણી આ પ્રથમજ મુલાકાત છે. મેં કદી પણ ચોરી કરી નથી. પણ આમ સામા પગલે આવીને કોઇની પાસેથી તેની વસ્તુ લઈ લેવામાં હું શરમાતો નથી. તમારી બેગની અત્યારે જેટલી જરૂર તમને છે તેથી વધારે મને છે. માટે તમે તે મને આપી દો."

હજી પણ નિર્મળા ત્યાંથી ખસી નહિ. પેલા છોકરાએ સળગતી દીવાસળી પોતાના હાથમાંથી ફેંકી દીધી. તે આગળ આવ્યો અને જ્યાં તે પોતાનો હાથ લાંબો કરીને નિર્મળાના હાથમાંથી બેગ ઝુંટવા જાય છે ત્યાં એક બીજો હાથ–લોઢા જેવો મજબૂત હાથ તે છોકરાના ગળા ઉપર પડ્યો–એ બીજા હાથે તે છોકરાના કોલરને જોરથી ખેંચ્યો; તેની સાથે એ છોકરો પણ સ્હેજ દૂર ઘસડાઈ ગયો.

"કૂત્તા! એ તારી રમત છોડી દે!" જે માણસે આ છોકરાને પકડ્યો હતો તે બોલ્યોઃ–"આટલી ન્હાની ઉમરે લૂટારાનો ધંધો! પણ તું છે કોણ? નિર્મળાબાઈ! તમે જરી પણ બ્હીશો નહિ, તમને કોઈ પણ હરકત કરી શકે તેમ નથી."

બીજીજ ક્ષણે વિજળીના પોકેટ લેમ્પની ચાંપ તે નવીન આવનારે દાબી અને તેનાં કિરણો ચોતરફ પ્રસરી રહ્યાં. એ પ્રકાશમાં પેલા ગુંગળાઇ ગયેલા છોકરાએ તથા ભયપૂર્ણ બનેલી યુવતીએ આ નવીન આગંતુકને જોયો.

"અરે! તમે–પુનઃ તમે, અરવિંદ?" નિર્મળા બોલી. તે આ નવીન માણસને પિછાની ગઇ હતી. તેની ભીતિ દૂર થઇ ગઇ હતી અને તેના મુખપર આછું સ્મિત વિલસતું હતું.

"હાજી, હું છું. તમે પેલા મકાનમાંથી બહાર પડયાં ત્યારનો હું તમારી પાછળનો પાછળ છું. અત્યારે તમારા જેવી અબળાએ એકલી

અટુલી આવા સ્થળમાં અને આવી ઋતુમાં આવવું કોઇ પણ રીતે યોગ્ય ન હતું. આવું કાંઇકિ બનશે એવી કલ્પના મને થઇ હતી; અને તેથીજ તમારા રક્ષણને માટે તમારી પાછળ પાછળ આવવાની છૂટ મે લીધી હતી."

"ત્યારે મારી પાછળ એક-બે વખત મેં જે અવાજ સાંભળ્યો હતો તે તમારાં પગલાંનો હતો?"

"હા, હું પોતેજ હતો. જો તમે મને બોલાવ્યો ન હોત અને આ બનાવ બન્યો ન હોત તો હું તમારી દષ્ટિએ ન પડત. પણ રહો, પહેલાં આપણે આ સાહેબનું અવલોકન કરી જોઇએ."

તેણે બત્તીનો પ્રકાશ પેલા છોકરાના મુખપર નાખ્યો. એ છોકરો તો જ્યારથી નિર્મળાના મુખે આ નવીન આંગતુકનું નામ સાંભળ્યું, ત્યારથીજ હેબતાઈ ગયો હતો. ડિટેકિટવ અરવિંદ આજ બે વર્ષ થયાં આખા લલિતપુરમાં જાણીતો થઈ ગયો હતો, અને તેમાંએ આવા ખીસાકાતરૂ છોકરાઓને તો તેનું નામ એક ભય સમાન થઇ પડયું હતું. કહેવાની કશી જરૂર નથી કે અમે ત્રીજા પ્રકરણમાં જે હકીકત વર્ણવી ગયા તેને આજે બે વર્ષ થઇ ગયાં હતાં.

અરવિંદ પેલા છોકરા સામે જોઇને બોલ્યોઃ-" તું અગાઉ કદી પણ મારી દષ્ટિએ પડયો હોય એમ મને લાગતું નથી. તું કોણ છે અને કયાં રહે છે?"

"હું કયાં રહું છું?" છોકરાએ જવાબ આપ્યોઃ " તમે મને જૂઓ છો તે હું છું, અને હું નરકમાં રહું છું?"

"તારૂં નામ શું?"

"મારૂં નામ! મારૂં નામ મોહન છે. હું ધારૂં છું કે અગાઉ જ્યારે હું બહુજ ન્હાનો હોઇશ ત્યારે બીજું મારૂં નામ હશે; પણ એ મારા જાણવામાં નથી. મારી ઉમર? હા, હું ઓગણીશ વર્ષનો હોઇશ. શું તમે એમ ધારો છો કે આટલી ઉમરે મારે ભૂખે પીડાઇને મરી જવું? હું મજુરી શા માટે નથી કરતો? અરે સાહેબ! મજુરી

શોધવાને મારે જવું ક્યાં ? અને વળી મજુરી કરવાને જઉં તોયે આખા દિવસના મને બહુ બહુ તો છ કે આઠ આના મળે. એટલામાં મારૂં પૂરૂં પણ કેવી રીતે થાય ? હા, મારે પૈસાની ખાસ જરૂર હતી, અને અત્યારે અચાનક આ તક મને મળી ગઇ એટલે તેનો મેં લાભ લીધો. હું આ બાઇને કશી પણ ઇજા કરત નહિ, પણ એટલું તો સ્પષ્ટપણે સાચ્ચે સાચ્ચુંજ કહીશ કે તેની પાસે એક પાઇ પણ હું રહેવા દેત નહિ. માત્ર તમે વચ્ચે આવીને મારી રમત બગાડી નાખી."

"પણ આમ કરવાનું કારણ શું ?"

"કારણ ! મને કારણ પૂછો છો ? તમે મારી સામે જૂઓ. આજે બે દિવસથી રોટલાનો એક ટુકડો પણ મ્હારા મ્હોંમાં ગયો નથી. ચહાનો એક ઘુંટડો પણ મને મળ્યો નથી. બે દિવસ એટલે અડતાલીશ કલાક અને દર કલાકને સાઠવડે ગુણીએ તો બે હજાર આઠસો ને એંશી મીનિટ મેં કશા પણ ખોરાક સિવાય પસાર કરી છે ! જો મારી જગ્યાએ તમે હોત તો તમે પણ તેમજ કરત. વારૂ, હવે તમે મને શું કરશો ? બહુ તો પોલિસમાં સોંપશો. તોપણ એથી હું નારાજ નહિ થાઉં. કેમકે ત્યાં મને પેટપૂરતું ખાવાનું તો મળશેજ; મને ભર્યા પેટે રાત્રે શાંતિથી નિદ્રા પણ આવશે. એટલું જો મને મળે તો—"

અરવિંદ આ છોકરાના શબ્દો સાંભળતી વખતે તેના ચ્હેરાનું પણ બારિક નિરીક્ષણ કરી રહ્યો હતો. હવે તેણે તેના કોટનો કોલર છોડી દીધો; અને તે બોલ્યોઃ-"એમ માન કે હું તને પોલિસમાં ન સપડાવું-એમ માન કે હું તને પાંચ રૂપીઆ ઉછીના આપું; તો પછી તું મહેનતમજુરી કરીને તે રકમ મને પાછી આપે ખરો ?"

તે છોકરો અરવિંદ સામે જોઇને હસ્યો અને બોલ્યોઃ "સાહેબ ! તમે મારી મશ્કરી કરો છો. જે માણસે તમારી રૂબરૂજ આ બાઇને લૂટવાનો પ્રયત્ન કર્યો હતો તેના ઉપર તમે વિશ્વાસ રાખો ખરા ? શું તમે ખરેખાત મને પાંચ રૂપીઆ ઉછીના આપવા ઇચ્છો છો ?"

"શા માટે નહિ ? હું તારા વચન ઉપર વિશ્વાસ રાખવામાં

કશું ખોટું કરતો હોઉં એમ માનતો નથી." એમ કહીને તેણે પાર્ટ-લુનના ખીસામાં હાથ નાખીને પાંચ રૂપીઆ કાઢયા અને તે મોહનને આપતાં કહ્યું: "લે, આ પાંચ રૂપીઆ, અને તું આજે રાત્રે ગમે ત્યારે સુરતી સ્ટ્રીટમાં આવેલા નં. ૨૦૪ વાળા મકાનમાં જઇને ત્યાં રીસાલદાર હરિસિંગને મળજે. એ તને ઠેકાણે પાડવાનો પ્રયત્ન કરશે. જા, પેટ ભરીને ખા અને પછી સૂવાનો બંદોબસ્ત કરીને પેલા રીસાલદારને મળ. માત્ર આ વાત કોઇના કાન પર જવી જોઇએ નહિ."

એ છોકરો હલ્યો કે ચલ્યો નહિ, અથવા તેણે કશો અવાજ પણ કર્યો નહિ. એક બે પળ તો તે આ માણુસ સામેથી પેલા સીક્કા સામે અને પુનઃ આ માણુસ સામે નજર ફેરવતો ઊભો રહ્યો. જાણે પોતે સ્વપ્નમાં હોય એમ એક વખત તેના મનને થયું; પણ અંતે તે સમજ્યો કે ના, આ સ્વપ્ન નહિ પણ સત્યજ છે. તેનું હૃદય આભારની લાગણીથી ઉછળી રહ્યું. તે સલામ કરીને જવા લાગ્યો.

"રીસાલદારનું નામ અને તેનું ઠેકાણું યાદ રાખજે." અરવિંદે તેને પુનઃ યાદ આપી.

"જરૂર, હું જરૂર તે સ્થળે જઇશ." એમ કહેતો કહેતો એ છોકરો અંધકારમાં અદરશ્ય બની ગયો.

હવે અરવિંદે નિર્મળાની સામે જોયું. તે સ્મિત કરતો બોલ્યો: "નિર્મળાબાઇ! મારા આવા વર્તનથી તમને આશ્ચર્ય તો થયુંજ હશે; અને તેમાં પણ જે માણુસ તમારૂં સર્વસ્વ લૂટી લેવાની અણીપર હતો તે માણુસ સાથેના મારા અત્યારના વર્તનથી તમને કદાચ માઠું પણ લાગ્યું હશે."

"માઠું! માઠું તો બિલકુલ નથી લાગ્યું. અત્યારે મારી સ્થિતિ એવી છે કે જે કાંઇ મારી પાસે છે તેમાંથી એક પાઈ પણ ઓછી થાય તે મને પસંદ પડે નહિ. કારણ કે નરેન્દ્રપ્રસાદે તે દિવસે મારી તમારી સાથે પિછાન કરાવી ત્યારપછીથી મારા સંયોગોમાં ફેરફાર થયેલો છે. પરંતુ તેમ છતાંએ આ ભયંકર છોકરા સાથેના

તમારા વત્તનના સંબંધમાં હું કહીશ કે જો તેને તેની હાલની સ્થિતિમાંથી છોડાવીને સુધારી શકાય તેમ હોય તો તે માટે પ્રયત્ન કરવાની હરકોઇની ફરજ છે. તેણે જણાવેલા સંયોગોમાં તે આવું દુષ્કૃત્ય કરવાને લલચાય એ સ્વાભાવિક છે."

"હા, એ તદ્દન સ્વાભાવક છે. એક વખત અગાઉ પણ એક છોકરો તેના જેવાજ સંયોગોમાં આવી પડયો હતો, ક્ષુધાતૃપ્તિને માટે કયો માર્ગ લેવો તેનો તે વિચાર કરતો હતો. તેનો આત્મા –પવિત્ર આત્મા તેને અન્યાયમાર્ગે નહિ જવાનો આગ્રહ કરતો હતો. પણ તેના દિલમાં વસી રહેલો શયતાન તેને ખરાબ માર્ગે જવાને ઉશ્કેરતો હતો. છેવટે શયતાન ફાવ્યો અને તે છોકરો એક મોટો લૂટારો બની ગયો! એટલે જો આ પાંચ રૂપીઆ એ છોકરાની મનઃસ્થિતિમાં સુધારો કરશે, જો એ છોકરો અન્યાયમાર્ગે જવાનું પસંદ નહિ કરે તો મેં મારા માનવબંધુની એક મોટી સેવા બજાવેલી ગણાશે; અને તેથી મને અત્યંત આનંદ થશે. વારૂ, એ બાબત શું બને છે તે જોઇશું; પણ હવે આપણે બીજી વાત કરીએ. બોલો, હું તમને અહીંથી ગામમાં લઈ જઇને તમારી સાથે તમારા મકાન સુધી પહોંચાડવા આવું કે અગાઉની માફક તમારી પાછળ પાછળજ રહું?"

"શું તમે મને એટલી બધી નગુણી ધારો છો કે મારા રક્ષકની સાથે ચાલતાં પણ હું શરમાઉં?" નિર્મળા જાણે ઠપકો આપતી હોય તેવા સ્વરે પણ સ્મિતપૂર્ણ વદને બોલી: "તમે મારી સાથે આવશો તો હું તમારી મહેરબાની સમજીશ. આપણી પ્રથમ મુલાકાત થઇ ત્યારપછીથી આ તમે ત્રીજી વાર મને મદદ કરી છે. હું ધારૂં છું કે એ તમે પણ જાણતા હશોજ. તે માટે હું તમારો જેટલો આભાર માનું તેટલો ઓછોજ છે. તમારા જેવા મોટા માણસ મારા જેવી એક સાધારણ અબળાના સંબંધમાં જે કાળજી દર્શાવે છે તેથી મને આશ્ચર્ય થાય છે. ખરેખર તમે એક ડિટેક્ટિવ તરીકે ઘણીજ વિખ્યાતી મેળવી ચૂકયા છો. હું નથી ધારતી કે આખા હિંદુસ્તા-

નમાં કોઇ પણ સ્થળે તમારા જેવો ડિટેક્ટિવ હોય. ”

“ નિર્મળાબાઈ તમે મારી જોઇએ તે કરતાં વિશેષ પ્રશંસા કરો છો. અલબત એકાદ–બે કેસમાં મેં કદાચ અસાધારણ ફતેહ મેળવી હશે, પરંતુ એથી શું થયું? મને તો એમ લાગે છે કે હું આ ધંધામાં હજી બાળક છું, મારે હજી ઘણું શિખવાનું છે.” અરવિંદ નિર્મળાની સાથે ચાલતાં ચાલતાં હાસ્ય કરતો બોલ્યો.

“ અરવિંદ ! જો તમારી જગ્યાએ બીજો કોઈ હોત તો હું તેને સ્પષ્ટપણે કહી દેત કે તે નિરમાનીપણાના દંભતળે પોતાના અભિમાનને છૂપાવવાનો પ્રયત્ન કરે છે. મેં તમારી સહાસિકતાને લગતા વૃત્તાંત અનેક વાર સાંભળ્યા છે તથા અવારનવાર તમારૂં નામ વર્ત્તમાનપત્રોમાં વાંચ્યું છે. છેલ્લાં બે વર્ષોમાં તમે કેટલા કેસોમાં ફતેહ મેળવી છે તે હું જણાવી શકું છું; પરંતુ એમ કરવાથી કદાચ તમારી દૃષ્ટિએ હું ખુશામદખોર જણાઇશ. મને ડિટેક્ટિવ નવલકથાઓ વાંચવાનો અત્યંત શોખ છે. મેં ડિટેકિટવ લીકોક અને શેરલોક હોમ્સ તથા ડયુપિનને લગતી વાર્તાઓ વાંચી છે. તે વખતેજ મને એમ થતું હતું કે એવા એક ડિટેકિટવને પ્રત્યક્ષ મળવાની તક મને મળે તો સારૂં. નરેન્દ્રપ્રસાદે એવા એક સુપ્રસિદ્ધ ડિટેકિટવની– ‘ ચાલીશ ચ્હેરાના માણસ ’ ની મારી સાથે મુલાકાત કરાવી આપવાનું મને વચન આપ્યું હતું; અને તમે જાણો છો કે તે વચન તેમણે પાળ્યું છે. પણ અરવિંદ! એ લોકો તમને ‘ ચાલીશ ચ્હેરાનો માણસ ’ શા માટે કહે છે ? મેં તો તમારી જેટલી વાર મને મુલાકાત થઇ તેટલી વાર આ એકજ ચ્હેરો જોયો છે. ”

“ આપણે આ નિર્જન પ્રદેશમાંથી નિકળીને દરવાજા પાસે આવીશું અને ત્યાં પ્રકાશ તથા લોકોનો જવરઅવર હશે તે સ્થળે કદાચ મારો આ ચ્હેરો તમે જોઇ નહિ શકો. નિર્મળાબાઈ! જે સ્વરૂપમાં તમે મને જૂઓ છો તે મારૂં ખરૂં સ્વરૂપ છે; અને તમારી પાસે હું બીજા સ્વરૂપમાં દેખાવ દેવાનું પસંદ કરતો નથી. બાકી

મારૂં આ ખરૂં સ્વરૂપ જોવાની તક માત્ર અમુક માણસોનેજ પ્રાપ્ત થઈ છે. પોલિસખાતાના જે માણસોની સાથે હું કામ કરૂં છું તે માંહેના પણ ઘણા થોડાજ મારા સત્યસ્વરૂપથી પરિચિત છે. તમે અને કોઈ કોઈ વાર નરેન્દ્રપ્રસાદ મને મારા મૂળ સ્વરૂપમાં જોઇ શકો છો. પેલો છોકરો–મોહન પણ મારો કુદરતી ચ્હેરો જોઇ શકયો છે. કારણ કે જો હું કુત્રિમ ચ્હેરો ધારણ કરીને આવત તો તમે મને ઓળખી ન શકત. એથી તમે ગભરાઈ જાત અને ભયભીત બની જાત. એટલા માટે મારે અત્યારે મારા મૂળ સ્વરૂપમાં રજુ થવું પડયું હતું. એટલા માટે મેં તે છોકરાને સુરતી સ્ટ્રાટવાળા રીસાલદાર હરિસિંગને મળવાની સૂચના કરી હતી. રીસાલદાર હરિસિંગ હું પોતેજ છું. નિર્મળાબાઈ! આ હકીકત માત્ર મારા મિત્ર નરેન્દ્રપ્રસાદજ જાણતા હતા. આજે તે તમારા જાણવામાં આવી છે. ”

“ હું તમારી એ હકીકત અવશ્ય ગુપ્ત રાખીશ. ” નિર્મળાએ કહ્યું: “ હું ધારૂં છું કે તે બાબતનું મારી પાસેથી વચન મેળવવાની તમે આવશ્યકતા નહિજ જૂઓ, મારા શબ્દ ઉપર શંકા નહિજ લાવો ! ”

“ તમારા શબ્દ ઉપર શંકા ! અને તે હું લાવું ? કદી નહિ, નિર્મળાબાઈ ! હું તમારો દેવાદાર છું. તમે ધારતા હો એ કરતાં વિશેષ. એટલો બધો કે–પણ કાંઈ નહિ, એ બાબતની ચર્ચા કરવાની જરૂર નથી. વારૂ, હમણાં તમે મને એક પ્રશ્ન કર્યો હતો કે પોલિસખાતું મને ‘ ચાલીશ ચ્હેરાનો માણસ ’ શા માટે કહે છે. તમારે તેનો જવાબ જોઈતો હોય તો જૂઓ–”

એમ બોલતો તે અટકી ગયો. વિજળીની બત્તી તેણે ઉંચી કરી અને તેનો પ્રકાશ તેના ચ્હેરાપર પડવા લાગ્યો. માત્ર પાંચ કે દશ સેકન્ડમાં તેનો ચ્હેરો તદ્દન બદલાઈ ગયો. જે ચ્હેરો આજથી બે વર્ષ પહેલાં નરેન્દ્રપ્રસાદની ખાનગી ઓફિસમાં સર સુરેન્દ્રનાથે જોયો હતો તેજ ચ્હેરો આજે તેમની ભાણેજ નિર્મળાએ પુનઃ જોયો.

"અહો !" અરવિંદની પોતાનું સ્વરૂપ બદલવાની આટલી અપ્રતિમ અને નૈસર્ગિક કુશળતા જોઇને નિર્મળાના મુખમાંથી ઉદ્દ્ગાર સરી પડયોઃ "અહો ! કેટલું બધું આશ્ચર્યજનક ? કોઇ તો એમજ ધારે કે તમે એક જાદુગર છો. તમે તમારો ચ્હેરો શી રીતે બદલાવી શકો છો ! એ શકિત તમે ક્યાંથી પ્રાપ્ત કરી ?"

"કેવી રીતે એ તો હું કહી શકતો નથી; પણ મારા જન્મથીજ આ કળા મને અવગત થયેલી છે. એટલે તે મને વારસામાં પ્રાપ્ત થયેલી હોય એમ હું માનું છું. ગમે તેમ હોય, પણ એ કળા મારામાં છે અને તેથી મને પોલિસખાતું તમે કહેલી ઉપમા આપે છે. હવે તમારા પ્રશ્નનો જવાબ મળી ગયેલો હોવાથી આ વિષયની આપણે ચર્ચા નહિ કરીએ. કારણ કે આ બાબત તમારા જેવી નિર્દોષ રમણીને પસંદ પડે તેવી નથી. હવે હું તમારા વિષે કેટલુંક જાણવાની ઇચ્છા રાખું છું. તે જો તમને હરકત ન હોય તો મને જણાવો."

---

## પ્રકરણ ૫ મું.

---

### નિર્મળા.

"મારા વિષે ?"

"હા, તમારા વિષે. હમણાં તમે તમારા સંયોગોમાં ફેરફાર થયાનું જણાવ્યું હતું. જાણે એ વાત મારા જાણવામાં હોય એમ માનીને ટુંકામાંજ તે હકીકત તમે કહી હતી. હું એ હકીકતથી અજ્ઞાત છું, પરંતુ જો તમને હરકત ન હોય તો તે જાણવાને ઇન્તેજાર છું.

એથી તમે એકલાં અને આવી અંધારી રાત્રે આ પ્રદેશમાં કેવી રીતે આવી ચડયાં તેનો પણ ખુલાસો થશે. ”

“ હા, ” તે બોલી. એ વખતે તેના કપોલપ્રદેશ ઉપરની ગુલાબી ઝાંઈ સ્હેજ ફીકકાશ મારી ગયેલી લાગતી હતી, તેનાં નેત્રોની તેજસ્વિતા કમી થઇ ગઈ હતી. તેણે આગળ ચલાવ્યું: “ જે મકાનમાંથી તમે મને બહાર નિકળતી જોઈ ત્યાં મારી એક મૈત્રિણી રહે છે. અમે શાળામાં સાથે અભ્યાસ કરતાં હતાં. મારે માટે એકાદી સારી નોકરી શોધી કાઢવામાં તે મને મદદ કરશે એવી ધારણાથી હું તેની પાસે ગઈ હતી. ત્યાં સમય કેવી રીતે પસાર થયો તેની મને ખબરજ ન પડી અને મોડું થઈ ગયું ! ”

“ નોકરી ! તમારે માટે ! શાની નોકરી ? ” અરવિંદ આશ્ચર્યમાં લીન થતો બોલ્યો.

“ નર્સ તરીકેની, શિક્ષિકા તરીકેની, અથવા કોઈ યુવાન કન્યાની કમ્પેનિયન તરીકેની. ” નિર્મળાએ ઓસકાતાં અને સ્મિત કરતાં જવાબ આપ્યો: “ જે સ્ત્રીને કેવળ પોતાના ઉપરજ આધાર રાખવાનો હોય છે તેણે નોકરી કરતાં શરમાવું નહિજ જોઈએ. તમે કદાચ સાંભળ્યું હશે કે સર સુરેન્દ્રનાથે પુનર્લગ્ન કર્યું છે. હું ધારું છું કે તે તમારા જાણવામાં આવ્યુંજ હશે; કારણ કે તે વખતે એ બાબતની પુષ્કળ ચર્ચા વર્ત્તમાનપત્રોમાં થઈ હતી. પણ હું ભૂલું છું. તમે વર્ત્તમાનપત્રો નથી વાંચતા, ખરું કે નહિ ? તમારી પોતાની મહત્તાને લગતા હેવાલો પણ તમે વાંચતા નથી ! ”

“ હું પોતે મારામાં કશી મહત્તા છે એમ માનતો નથી, પણ જ્યારે તમે બે વખત એ શબ્દો મારે માટે ઉચ્ચાર્યા છે ત્યારે મને લાગે છે કે મારામાં કદાચ મહત્તા હશે. ” અરવિંદ બોલ્યો: “ પણ મેં સર સુરેન્દ્રનાથના પુનર્લગ્નની હકીકત વાંચી છે. ચાર–પાંચ માસ ઉપરજ તેમણે લગ્ન કર્યું હતું. ખરું કે નહિ ? ”

" ના, ત્રણ માસ–ગયા ગુરૂવારે ૧૪ મી તારીખે ત્રણ માસ પૂરા થયા. એ તારીખ હું કદી પણ ભૂલી શકીશ નહિ. કેમકે તે દિવસે મારે મારા મામાના ગૃહનો ત્યાગ કરવો પડયો છે. મારી નવી મામીએ મને જણાવ્યું કે હવે મને તેઓ તેમના મકાનમાં રાખી શકશે નહિ. તે માટે મને માઠું લાગતું નથી. મારા જેવી એક લાયક ઉમરની સ્ત્રીએ બીજાને ભારરૂપ થવું તે યોગ્ય નજ ગણાય સદ્દભાગ્યે મારે વધારે મુશ્કેલી ભોગવવી પડે તેમ નથી. "

" કેમ ? "

" હું મારી જે મૈત્રિણીને ત્યાં ગઈ હતી, તેણે મને બે બાઈઓનાં નામ આપ્યાં છે. એક તો આપણા લલિતપુરનીજ છે. તે બાઈ વિધવા છે અને પોતાના દીકરાની શિક્ષિકા તરીકે મને રાખવા ઇચ્છે છે, બીજી યુવાન છે. તે પિનાકપુરની વતની છે. હાલમાં તે અહીં રહે છે, પણ થોડા વખતમાં પિનાકપુરમાં જાય છે. તેને પોતાની કમ્પેનિયન તરીકે એક યુવાન સ્ત્રીની જરૂર છે. અલબત્ત હું લલિતપુરમાં રહેવાનું વિશેષ પસંદ કરૂં છું, પણ શિક્ષિકા કરતાં કમ્પેનિયન તરીકેની પદવી મને વધારે પસંદ છે, અને વળી આ યુવતી મારા જેટલીજ ઉમરની છે; એટલુંજ નહિ પણ અમે બન્નેએ એકજ શાળામાં સાથે અભ્યાસ કરેલો હોઈ મારો અને તેનો થોડો ઘણો પરિચય છે. "

" હું સમજ્યો. " અરવિંદ સ્હેજ દિલગીરીભર્યા સ્વરે બોલ્યોઃ " ત્યારે હવે તમે એ યુવતીનાં કમ્પેનિયન થશો, અને ભવિષ્યમાં તમારે પિનાકપુરમાંજ રહેવાનું બનશે. કેમ ખરૂં કે નહિ ? તમે નોકરીમાં ક્યારથી દાખલ થાઓ છો ? તુરતમાં જ કે વાર છે ? "

" એ અત્યારે હું ચોક્કસ કહી શકતી નથી. આ બેમાંથી કઈ નોકરી સ્વીકારવી તે સંબંધમાં મેં હજી મારા મનમાં કશો નિશ્ચય કર્યો નથી. અને વળી હજી મારે બે સ્થળે અરજી કરવાની છે. "

" તોપણ એ બેમાંથી એક સ્થળ તો ખરૂંજ ? "

"હાસ્તો, તમે જાણો છોકે મારે ભવિષ્યમાં જાતકમાઇઉપર નિર્વાહ કરવાનો છે. એટલે પછી કુદરતી રીતેજ મારે કોઇપણ નોકરી શોધવી જોઇએ. તે સિવાય મારે માટે બીજો માર્ગજ નથી." નિર્મળાએ જવાબ આપ્યો. તેના સ્વરમાં અને તેના ચ્હેરામાં કેવળ નિર્દોષિતા ભરેલી હતી.

અરવિંદ થોડીક પળ કશું પણ બોલ્યો નાહ. તે મૌનપણે નિર્મળાની સાથે સાથે આગળ જતો હતો. જાણે તે મનમાં કશીક બાબતનો વિચાર કરતો હોય અને એકામપણે પોતાનાથી કશું બોલાઇ તો નહિ જવાય, એવી તેને ભીતિ હોય એમ તેના ચ્હેરાપરથી લાગતું હતું.

પણ એકાએક તે ચમત્કારપૂર્ણ સ્વરે બોલ્યો:-" નિર્મળાબાઇ! હું તમને એક પ્રશ્ન કરૂં ? આપણે એમ માનીએ કે આ બેમાંથી એક જગ્યા મેળવવાનું તમે નક્કી કરી ચૂકયાં છો—એમ સમજો કે તે જો પ્રાપ્ત ન થાય તો તમને તમારૂં જીવન અકારૂં થઈ પડે તેમ છે. વળી એમ પણ માનો કે ભૂતકાળમાં તમે અમુક એવું કૃત્ય કરેલું છે કે એ કૃત્યની હકીકત જો અત્યારે પ્રકટ થાય તો અત્યારે તમે જેની પ્રાપ્તિને માટે આતુર છો તે પ્રાપ્ત કરવાનું અસંભવિત થઈ પડે તેમ છે. હું જાણું છું કે આ કલ્પના નિરર્થક અને મૂર્ખતાભરી છે; પરંતુ દલીલને ખાતર આપણે અત્યારે તેનો ઉપયોગ કરીશું. આપણે કલ્પના કરીએ કે જે કૃત્ય તમે અગાઉ કરેલું હતું અને જેને લીધે અત્યારે તમને તમારી પ્રિય વસ્તુ પ્રાપ્ત થવામાં હરકત આવે છે તે કૃત્યને દબાવી દેવાને તમે તમારાથી બનતો પ્રયત્ન કર્યો છે અને હજી પણ તેનો સંપૂર્ણ લોપ કરવાને માટે પ્રયત્ન કરી રહ્યાં છો. એ કૃત્યની હકીકત માત્ર એકજ મનુષ્ય જાણે છે અને તે માણસ એ વિષયમાં મૌન રહેશે એવો તમને સંપૂર્ણ વિશ્વાસ છે. હવે કહો, આ સ્થિતિમાં તમે શું કરો ? તમે જેને ત્યાં નોકરીની માગણી કરવા જાઓ તેને તમારા એ કૃત્યથી માહિતગાર કરો કે નાહ ? એટલું

સ્મરણમાં રાખવું કે માહિતગાર કરવાથી તમારે એ નોકરીની આશા છોડી દેવી પડે તેમ છે. આ મુદ્દાના સંબંધમાં તમારો અભિપ્રાય જાણવાને માટે હું ખાસ ઇન્તેજાર છું."

નિર્મળાએ જવાબ આપ્યો:—" આવી સ્થિતિમાં હું હોઉ કિંવા બીજું કોઈ હોય, પણ તેને માટે મને તો એકજ માર્ગ સુઝે છે. મારે મારૂં આગલું કૃત્ય ગમે તેવું ખરાબ હોય તો પણ તે વિના-સંકોચે જણાવી દેવું જોઇએ. જો તે જણાવ્યા સિવાય હુ નોકરી મેળવું તો તે નોકરી મેં ઠગાઇથી મેળવી કહેવાય, અથવા તો મેં એક પ્રકારની ચોરી કરેલી ગણાય. મી. અરવિંદ! છેતરપીંડી ચલાવીને કરેલા કામનો કદી પણ બચાવ થઈ શકતો નથી!"

" તમને તમારા અંતઃકરણની પ્રિય વસ્તુ પ્રાપ્ત કરવાને માટે અથવા તો તમારે સારૂ સ્વર્ગનાં દ્વાર ખૂલ્લાં કરવાને માટે છેતરપીં-ડીનો માત્ર એકજ માર્ગ હોય તોપણ તેની સહાય ન લેવી?"

" નહિ, મી. અરવિંદ! મારૂં ચોક્કસ માનવું છે કે છેતરપીંડીથી સ્વર્ગનું દ્વાર કદી પણ ખૂલ્લું થઈ શકતું નથી. હા, જો સત્ય વાર્તા કબૂલ કરી દેવામાં આવે, પોતાનો દોષ જાહેર કરી દેવામાં આવે, તો કદાચ તે દ્વાર ખૂલવાનો સંભવ ખરો. હું પોતે તો સત્ય હકીકત જ જાહેર કરી દઉં. પછી ભલેને એમ કરતાં મને મારી ઇપ્સિત વસ્તુ પ્રાપ્ત ન થાય. તો પણ એથી મારૂં હૃદય મને ડંખે નહિ, મારા સ્વમાનને કદી પણ ક્ષતિ પહોંચે નહિ. તમે થોડા વખત પહેલાં જે છોકરાને મદદ કરી હતી તેનો વિચાર કરો. જો તે તેનું વચન ન પાળે, તે તમારા કહેવા મુજબ સુરતી સ્ટ્રીટમાં ન જાય તો તમારા મનમાં તેને માટે કેવો ભાવ ઉત્પન્ન થાય? પણ જો આ વિષયમાં તમે મારો અભિપ્રાય જાણવા માગો છો તો તમારે તેને લગતી સંપૂર્ણ હકીકત મને જણાવવી જોઇએ. હું ધારૂં છું કે જે હકીકત તમે મને કહેવા માગો છો તેની આ પ્રસ્તાવના છે."

" પ્રસ્તાવના કિંવા ઉપસંહાર જે કહો તે." અરવિંદ નિરુત્સાહ

અને નિરાશાપૂર્ણસ્વરે બોલ્યોઃ—" તો પણ એક વાત જે અત્યારસુધી તમારાથી છૂપાવી રાખવામાં આવી હતી તે હું અત્યારે તમારી પાસે પ્રકટ કરવા ઇચ્છું છું. પછી તેનું પરિણામ ગમે તેવું આવે, પણ એ વાત તમને જણાવવી તો ખરી. વારૂ, સર સુરેન્દ્રનાથની પુત્રીના લગ્નની આગલી રાત્રીએ તેને લગ્નમાં મળેલી ભેટ જે દિવાનખાનામાં ગોઠવી હતી અને તેમાંનું ઝવેરાત ચોરાઇ ગયું હતું તે સમયનું સ્મરણ કરો. તે દિવસે લોકો જેને શયતાનનો સાથી કહેતા હતા તેની અને તમારી એકાંતમાં મુલાકાત થઈ હતી. એ વાતનું તમને સ્મરણ હશેજ.! "

" સ્મરણ હશેજ ! અરે એ વાતનું મને કદીપણ વિસ્મરણ થાય તેમ નથી. જ્યારે પોલિસના માણસો પેલા ગુપ્ત માર્ગમાં ગયા તે વખતે હું તો એમજ ધારતી હતી કે હું નરેન્દ્રપ્રસાદ સાથે વાત કરૂં છું. પણ જ્યારે એ માણસના ખરા નામથી હું માહિતગાર થઈ ત્યારે હું એટલી બધી ભયભીત બની ગઈ હતી કે વાતજ નહિ ! "

" પણ તેના ખરા નામની માહિતી તમને એ માણસના કહેવાથીજ મળી હતી, ખરૂં કે નહિ ? મને જણાવવામાં આવ્યું હતું કે પછી જ્યારે પોલસના માણસો ત્યાં પાછા આવ્યા ત્યારે તમે મૂર્ચ્છિત દશામાં પડયાં હતાં. એ માણસે તમારો સ્પર્શ કર્યો હતો, તમારી સાથે વાત કરી હતી, તમારો હસ્ત પકડયો હતો અને તે હસ્તને પોતાના ચુંબન વડે અંકિત કર્યો હતો. જ્યારે તમારા હસ્તને તેણે ચુંબન કર્યું તે વખતે તેણે તમને જે શબ્દો કહ્યા હતા તેનું તમને સ્મરણ છે ? "

" હા. " નિર્મળાએ જવાબ આપ્યો. આ વાતના સ્મરણથી અત્યારે પણ તેનું શરીર ધ્રૂજતું હતું. તેણે આગળ ચલાવ્યુંઃ—" ત્યારપછી અનેકવાર રાત્રે હું પથારીમાંથી ઝબકીને જાગી હોઇશ; અને એ રાત્રીનું સ્મરણ થતાં હું ધ્રૂજી ઉઠી હોઇશ. તે બોલ્યો હતો કે ' તમે નરકમાં આવીને મારો ઉદ્ધાર કર્યો છે; અને મારી ખાત્રી છે કે તમેજ મને સ્વર્ગમાં દાખલ કરાવી શકશો.' "

"હા, તેનું એ કહેવું તદ્દન સાચું હતું." અરવિંદે જવાબ આપ્યો:-"નિર્મળાબાઈ! તમેજ તેને સ્વર્ગનું સુખ આપી શકશો. નિર્મળા! નિર્મળા! હું એ સુખ ઠગાઇથી પ્રાપ્ત કરવા નથી ઇચ્છતો. નહિ, તું ચમત્કાર નહિ-હું-હુંજ તે માણસ છું-જેને લોકો શયતાનનો સાથી કહેતા તે હું પોતેજ છું. હું ગમે તેવો હતો, પરંતુ જ્યારથી તારા પવિત્ર હસ્તનો મેં સ્પર્શ કર્યો છે તે હસ્તનું મેં ચુંબન કર્યું છે ત્યારથી મારા જીવનની દશા બદલાઈ ગઈ છે; ત્યારથી મેં અન્યાય-માર્ગનો ત્યાગ કર્યો છે; ત્યારથી મેં કેવળ ન્યાય અને નીતિજનો માર્ગ ધારણ કર્યો છે."

નિર્મળાએ કશો પણ જવાબ આપ્યો નહિ. તે સ્તબ્ધ બની ગઈ. તે ચાલતી ચાલતી એકદમ અટકી ગઈ અને પોતાની સાથે ચાલતા આ માણસ સામે જોઈ રહી.

## પ્રકરણ ૬ ઠું.

### ચંદ્રવિલાસ હોટલ.

નિર્મળા જાણે પોતાની સામે ઊભેલા ભયંકર માણસની સોબતમાંથી મુક્ત થવા ઇચ્છતી હોય તેમ તે વારંવાર સ્હેજ દૂર દેખાતા દરવાજા તરફ દૃષ્ટિ કરતી હતી. અરવિંદ પણ તેના હૃદયનો વિચાર કળી ગયો. તે બોલ્યો:-"મને ક્ષમા કરો. મેં આવા સમયે અને આવા એકાંત સ્થળે એ વાત કરીને તમને નકામાં ગભરાવી મેલ્યાં! હું કબૂલ કરૂં છું કે એ વાર્તા જાણ્યા પછી તમારો મારા પ્રત્યે સદ્ભાવ નજ રહે. એક શકરો ગમે તેટલો પાળેલો હોય તો પણ કબૂતરને તો તેની બ્હીક લાગવીજ જોઇએ. જો કે એમ છતાં પણ

એ વાર્ત્તા અત્યારે તમારી પાસે પ્રકટ કરવાથી મારા હૃદય ઉપરનો મોટો બોજો ઓછો થઇ ગયો છે; અને તેથી મને તો એક પ્રકારનો આનંદ થાય છે.”

“હા, એ વાત ખરી છે.” નિર્મળાએ બોલવાનો પ્રયત્ન કર્યો:—“પણ તમે તે–તમેજ તે–” તે વિશેષ બોલી શકી નહિ.

“આપણે આગળ ચાલીશું ? દરવાજો અહીંથી પચાશેક કદમ હશે. દરવાજા પાસે જઇશું એટલે તમને ગાડી મળી શકશે. કહો તો હું તમને ત્યાંસુધી મૂકી જાઉં.”

“હા, એટલી મહેરબાની કરો. પણ–પણ તમે મને નિષ્ઠુર, લાગણી વિનાની કે અસભ્ય ન સમજતા. એ એવો સખ્ત આઘાત હતો, એ એટલું ભયંકર હતું. મારી કહેવાની મતલબ એ છે કે–કાંઈ નહિ, એ વાર્ત્તા પુનઃ ચર્ચવાની જરૂર નથી. હવે આપણે જરા ઉતાવળાં ચાલીએ. આજે ઘણું મોડું થયું છે અને જ્યાં હું રહું છું તે લોકો મારે માટે ચિંતા કરતાં હશે.”

તેઓ ઉતાવળાં ચાલ્યાં અને એકાદ મીનિટમાં તો દરવાજા પાસે આવી પહોંચ્યાં. અરવિંદ અટકી ગયો અને નમન કરતો બોલ્યો: “નિર્મળાબાઇ ! આપણે હવે અહીંથી જુદાં પડીશું. હું હવે વધુ વખત તમને મારા સહવાસમાં રહેવાની ફરજ નહિ પાડું. અહીંથી હવે તમને કશો પણ ભય રહ્યો નથી. એટલે હવે તમે પોતે તમારી મેળેજ તમારે માટે ગાડી શોધી લેજો; સાહેબજી.” તેણે નિર્મળા સાથે હસ્તધૂનન કરવાનો પ્રયત્ન કર્યો નહિ. તે પુનઃ બોલ્યો: “હું એકવાર પુનઃ કહું છું કે હમણાં મેં તમને જે હકીકત જણાવી છે તે માટે હું દિલગીર નથી; તેમજ એ સાંભળીને તમારૂં મારા તરફ જે વલણ થયું છે તે કુદરતી છે. મારી માત્ર એટલી વિનતિ છે કે મને ક્ષમા કરવાનો પ્રયત્ન કરજો; અથવા એમ નહિ તો એટલું તો માનજોજ કે મેં અસત્ય માર્ગ ગ્રહણ કરીને તમારા મૈત્રી રાખવાનો પ્રયત્ન કર્યો નથી. મેં તમારા જેવી એક મનોહારિણી રમણીની

મૈત્રીના ભોગે પણ તમને સત્ય હકીકત નિવેદન કરી છે. વારૂ, સાહેબજી ! ”

તેણે નિર્મળાને બોલવાનો—જવાબ આપવાનો સમય આપ્યો નહિ. તે ત્યાંથી ચાલ્યો ગયો અને નિર્મળાની દૃષ્ટિએથી અદૃશ્ય થઈ ગયો.

નિર્મળા જોકે તેને જોઇ શકતી નહતી તો પણ એ તો તેની નજીકને નજીકજ હતો. તે થોડી આગળ ચાલી એટલે એક ગાડી તેના જોવામાં આવી. એ ગાડીવાળા સાથે ભાડું ઠરાવીને તે અંદર બેઠી. ગાડી ચાલુ થઈ એટલે પછી અરવિંદને પોતાની આ પ્રિયતમાના સંબંધમાં વિશેષ ચિંતા કરવાની જરૂર નહિ હોવાથી તે તેની પાછળ ગયો નહિ. તે પુનઃ દરવાજા બહાર નિકળ્યો અને તેણે કેટલોક વખત સુધી આમ તેમ ખૂલ્લી હવામાં ભ્રમણ કર્યા કર્યું. લગભગ રાત્રીના બાર વાગે તેણે પુનઃ દરવાજામાં પ્રવેશ કર્યો અને થોડે દૂર જતાં એક ભાડુતી મોટર તેની દૃષ્ટિએ પડી. તે મોટરવાળાને અમુક સૂચના કરીને તેમાં ચડી બેઠો. મોટર ચાલુ થઈ અને એક પછી એક અનેક રાજમાર્ગોને વટાવતી એક ચોકમાં આવી પહોંચી. ત્યાં ઉતરીને તેણે મોટરવાળાને ભાડાના પૈસા ચૂકવી આપ્યા. ત્યારપછી તે એક પછી એક ગલ્લીમાંથી પસાર થઇને સુરતી સ્ટ્રીટમાં નં. ૨૦૪ વાળા મકાન પાસે આવી પહોંચ્યો. તે મકાનનું દ્વાર અલબત્ત બંધ હતું. પરંતુ ઓટલાપર એક છોકરો—આપણો મોહન સૂતો હતો.

મોહનને અરવિંદે પાંચ રૂપીઆ આપ્યા હતા તે તેણે કાંઇ નકામા વેડફી નાખ્યા ન હતા. તેણે પ્રથમ પોતાના પેટની પૂજા કરીને બાકી વધેલા પેસામાંથી એક સારી ટોપી, કોલર, નેકટાઇ તથા નવા બૂટ ખરીધા હતા. તે અત્યારે ઘસઘસાટ ઉંઘતો હતો. નિદ્રામાં પણ તેના મુખ પર સ્મિત વિલસી રહ્યું હતું. આ છોકરાના નિશ્ચિંત ચ્હેરા તરફ જોતો અરવિંદ ક્ષણભર ઊભો થઈ રહ્યો.

“ આ છોકરાને કશી પણ ચિંતા છે ? ” તે બોલ્યોઃ “ ખરેખર, ચિંતા વગરનું જીવન એજ સુખી જીવન છે. ”

અરવિંદની આંગળીઓનો મોહનને સ્પર્શ થતાં તે એકદમ જાગૃત થઇ ગયો, અને બેઠો થઇને બોલ્યોઃ "સાહેબ! અગીયાર વાગ્યાનો અહીં આવ્યો છું. આપે નામ બીજું આપ્યું હતું પણ તેજ વખતે હું સમજી ગયો હતો કે અહીં મારે આપનેજ મળવાનું છે."

"તું ચાલાક છોકરો છે." અરવિંદ સ્મિત કરતો બોલ્યોઃ "મેં તને કરેલી મદદ નકામી નહિજ જાય. વારૂ, તેં ખાધું? ખૂબ ખાધું હશે?"

"હા, સાહેબ! પણ એટલું બધું નથી ખાધું કે જેથી આળસુ બની જાઉં. કાંઈ પણ કામ હોય તો સોંપો—સેવક તૈયાર છું. આપનો ઉપકાર કદી પણ ભૂલું તેમ નથી. મને ગમે તેવું કામ સોંપો, અને પછી જૂઓ કે આપને સંતોષ આપું છું કે નહિ. કોઇ પણ રીતે આપે મને કરેલી મદદનો બદલો વાળવાની મારી ઇચ્છા છે."

અરવિંદ તેની સામે જોઇને પુનઃ હસ્યો. તે બોલ્યોઃ "મોહન! મારી ખાત્રી છે કે તને મદદ કરવામાં મેં નફાકારક સોદો કર્યો છે. વારૂ, અંદર ચાલ."

એ પ્રમાણે આ બન્ને વચ્ચે સંબંધ બંધાયો અને તે કાયમને માટે ટકી રહ્યો.

એ બન્ને જણા બીજા માળપર એક ન્હાના ખંડમાં ગયા. અરવિંદે વિજળીની બત્તી કરી અને મોહનને એક ખૂરસીપર બેસવાનું કહ્યું. તેણે પોતાનાં કપડાં કાઢયા; અને તે ખૂરસીપર બેસવા જતો હતો ત્યા ટેબલ ઉપર એક પત્ર પડેલો તેની દૃષ્ટિએ પડયો. કવર ફોડીને અંદરથી તેણે કાગળ કાઢયો. એ પત્ર સુપરિન્ટેન્ડન્ટ નરેન્પ્રસાદનો હતો. જો કે કવરને જોતાંજ એ વાત અરવિંદ સમજી શકયો હતો. કારણકે નરેન્દ્રપ્રસાદ સિવાય બીજા કોઇનો પણ તેનાપર પત્ર આવતો નહતો. પત્રમાં લખાણ ઘણું ઓછું હતું. તેમાં માત્ર નીચેની લીટીઓ હતીઃ—

"પ્રિય અરવિંદ, આવતી કાલે સ્હવારે ચહાના સમયે ચંદ્રવિલાસ હોટેલમાં આવજો. આશ્ચર્યકારક ઘટના છે. તમારો ન."

તેણે એ પત્રને ફાડી ઝીણા ચુરા કરીને બારી બહાર ફેંકી દીધા. તેણે કહ્યું: " મોહન ! તારી કસોટીનો પ્રસંગ આવ્યો છે. તું કદાચ મને સહાયક થઈ પડીશ. વારૂ, તું ચંદ્રવિલાસ હોટેલ ક્યાં આવી તે જાણે છે ? "

" હાજી. "

" વારૂ, આપણે હવે સૂવાની તૈયારી કરીશું. કારણકે આવતી કાલે સ્હવારે ચંદ્રવિલાસ હોટેલમાં આપણે જવાનું છે. ત્યાં કાંઈક નવીન જાણવાનું મળશે. "

તેમણે થોડો સમય વાર્ત્તાલાપમાં પસાર કર્યો. ત્યારપછી અરવિંદે મોહનને માટે એક પથારી તૈયાર કરી આપી. મોહન પથારીમાં પડયો કે તુરતજ નિદ્રાધીન થઇ ગયો. તેનું મન કદી પણ આજના જેવું આનંદપૂર્ણ નહતું. અરવિંદ પણ પોતાના શયનગૃહમાં જઇને સૂઈ ગયો.

સ્હવારે બન્ને જણા સ્હાડાપાંચ વાગે ઉઠયા. મોહનને આજના જેવું બિછાનું અને આજના જેવી શાંતિ કદી પણ મળ્યાં નહતાં. અરવિંદને જોતાં તેનાં નેત્રોમાં હર્ષાશ્રુ આવી ગયાં. તે બોલ્યો: " અહા, સાહેબ ! આપનો આભાર મારે કયા શબ્દોમાં માનવો એ હું સમજી શકતો નથી. સાહેબ ! મને તો એમજ થઇ આવે છે કે આ બધું સ્વપ્ન તો નહિ હોય ! નહિ તો આવું સ્વર્ગસમું સુખ મને ક્યાંથી મળે ? "

થોડીવારે તેઓ બન્ને તૈયાર થઇને બહાર નિકળ્યા અને ટ્રામમાં બેસીને જે ભાગમાં ચંદ્રવિલાસ હોટેલ આવેલી હતી તે તરફ જવાને નિકળ્યા. લગભગ અર્ધા કલાકમાં તેઓ એ સ્થળે આવી પહોંચ્યા. આ સ્થળ લલિતપુરથી ત્રણ માઇલ દૂર હતું. ત્યાં છૂટા છવાયા બંગલા આવેલા હતા. તેમાંના એક ન્હાના બંગલા રોકા મકાનમાં આ હોટેલ હતી. મોહનને હોટેલના કમ્પાઉન્ડની બહાર રાખીને અરવિંદ અંદર ગયો. નરેન્દ્રપ્રસાદ ક્યારનો આવી પહોંચ્યો હતો. તે હોટેલના પાછ-

ળના ભાગમાં આવેલા એક ખાનગી ખંડમાં બેઠો હતો. તેની સામે ટેબલ ઉપર ચહાનો કપ તથા પુરીઓ પડયાં હતાં અને તેણે ચહાપાનનો પ્રારંભ કરી દીધો હતો. તે બોલ્યો: " અરવિંદ ! મેં ધાર્યું હતું તેના કરતાં તમે સ્હેજ મોડા આવ્યા. એટલે પછી મેં તમારી રાહ ન જોઇ.'

" પણ એમાં મારો કશો વાંક નથી. " અરવિંદે જવાબ આપ્યો: " તમે માત્ર ચહાના સમયે આવવાનું જણાવ્યું હતું. ચોક્કસ વખતનો નિર્દેશ કર્યો નહતો. વળી સેવકને ગઇ કાલે રાત્રે એક મદદગાર મળી આવ્યો છે. તેની સાથે વાર્ત્તાલાપમાં પણ કેટલો સમય થયો તેનો બરોબર ખ્યાલ ન રહ્યો. હા, એ મદદગારનો તમારી સાથે પણ યથાસમયે પરિચય કરાવીશ. "

નરેન્દ્રપ્રસાદે ઘંટડીનો અવાજ કર્યો એટલે એક માણસ ત્યાં હાજર થયો. તેને એક બીજો કપ ચહા તથા પુરીઓ લાવવાની સૂચના કરી. ચહાપુરીઓ આવી એટલે અરવિંદે પણ ઉદરદેવની પૂજા કરવાનો પ્રારંભ કર્યો.

નાસ્તો કરતાં નરેન્દ્રપ્રસાદ બોલ્યો: " અરવિંદ ! સાધારણ રીતે કશું કામ હોય તો હું તમારી પાસે સુરતી સ્ટ્રીટમાં આવું છું. છતાં આજે મેં આ સમયે તમને આ સ્થળે બોલાવેલા હોવાથી તમને આશ્ચર્ય તો થતું હોવુંજ જોઈએ. પણ તેનું કારણ એ છે કે જે ગૃહસ્થની સાથે હું તમારી મુલાકાત કરાવનાર છું તે આટલામાંજ રહે છે, અને તે જે કાર્ય કરવા માગે છે તે અતિ ગુપ્ત રીતે કરવા ઇચ્છે છે. હવે જો તે પોતાના મકાનમાથી લાંબો વખત ગેરહાજર રહે તો તેની હીલચાલ માટે શંકા લઈ જવામાં આવે. એટલા માટે તમને અહીં બોલાવ્યા છે. "

" સમજ્યો, ત્યારે તો તેના ઉપર સખ્ત જાસુસી પ્હેરો હશે ? તમારા બોલવાપરથી લાગે છે કે તેના મકાનમાં કોઇના તરફથી કિંવા બીજી રીતે મુશ્કેલી ઉપસ્થિત થઈ હશે. " અરવિંદે કહ્યું.

" ના, તેના બાપના મકાનમાં જે મુશ્કેલી ઉપસ્થિત થઇ છે તેમાં કારણભૂત આ ગૃહસ્થની નવી મા છે. એ સ્ત્રી છે યુવાન અને ખૂબસુરતીમાં ચડી જાય તેવી છે. તેનો જન્મ જાવાદ્વિપમાં થયો હતો. આપણા અસીલનો બાપ આ બાઇને ત્યાં મળ્યો હતો. તે ત્યાં બૌદ્ધધર્મને લગતા એક શિલાલેખની શોધમાં ગયો હતો. તેને એવી જૂની પુરાણી વસ્તુઓ એકત્ર કરવાનો ઘણોજ શોખ છે. "

" ત્યારે તો એ ગૃહસ્થનું નામ મને જણાવવાની જરૂર નથી." અરવિંદ બોલ્યો: " તે ગૃહસ્થનું નામ મન્મથરાય છે. કેમકે અત્રે તેમના સિવાય બીજા કોઇને જૂની પુરાણી ચીજો એકત્ર કરવાનો શોખ હોય એવું મારા જાણવામાં નથી. વળી તે જ્યારે આશિલા-લેખની શોધમાં જાવા ખાતે ગયેલા ત્યારે પણ તેમના સંબંધમાં વર્ત્તમાનપત્રોમાં પ્રકટ થયેલી હકીકત મારા વાંચવામાં આવી હતી."

" તમારી સ્મરણશક્તિ ઘણીજ સચેત છે. હા, તેજ ગૃહસ્થ. તેણે જૂનાં ચીનીકામનાં વાસણો, પૂરાણાં શસ્ત્રો, હથિયારો, અને નવા-ઇની ચીજો એકઠી કરી છે. પોતે એ વિષયનો ખાસ અનુભવી હોવાનું માને છે. પરંતુ તેના સંગ્રહમાં એકઠી થયેલી એ જૂની પૂરાણી ચીજો લગભગ બનાવટીજ છે. જો કે પોતાના મિત્રોને તે પોતાનું સંગ્રહસ્થાન રસપૂર્વક બતાવે છે અને જાણે પોતે એ બાબતનો કેટલોયે મોટો જ્ઞાતા હોય એવી વાતો તેમની સાથે કરે છે. બાકી એકંદરે તે ભોળો, ભલો, પ્રેમાળ અને સરલ સ્વભાવનો છે. "

" અર્થાત આ ગૃહસ્થ જાવામાંથી શિલાલેખ મેળવવામાં નિષ્ફળ થયા એટલે તેને બદલે એક સ્વરૂપવતી સુંદરીને લેતા આવ્યા ! એમજને ? એ સુંદરી એ દેશની વતની છે કે કોઈ બીજા દેશની ? "

" એ જાવાની મૂળ વતની નથી. મૂળે તો તે આપણાજ દેશની છે અને મન્મથરાયની જ્ઞાતિની છે. તેનો બાપ જાવામાં ડોકટર હતો અને તે આ યુવતીને તે ન્હાની હતી ત્યારનો ત્યાં લઈ ગયો હતો.

તેનો બાપ સ્વર્ગવાસ પામ્યો ત્યારપછી પણ તે ત્યાંજ રહેતી હતી. તેની પાસે તેના બાપની મિલકત સાધારણ રીતે ઠીક હતી. પરંતુ તે કરતાંએ તેની પાસે સૌંદર્યનો ખજાનો વધારે હતો. એથી ત્યાં તેના આશકની સંખ્યા વધી ગઈ હતી. તેને ચાહનારાઓમાં મન્મથરાયનો દીકરો પણ હતો. તે ગૃહસ્થ પોતેજ આજે તમારી મુલાકાત લેવાને ઇચ્છા રાખે છે. ”

“ અહા ! ” અરવિંદ મંદમંદ સ્મિત કરતો બોલ્યોઃ “ મન્મથરાયનો દીકરો એ યુવતીનો આશક હતો, પણ યુવતીને યુવાન આશક પસંદ ન પડયો; એટલે તેણે તેના પિતાને–વૃદ્ધ ગૃહસ્થને પતિ તરીકે પસંદ કર્યો; અને તેમાં અસ્વાભાવિક જેવું કશું પણ નથી. કારણકે આ વૃદ્ધ ગૃહસ્થને પરણવાથી તેને લાંબો સમય પરતંત્રતા વેઠવી પડે નહિ; અને વળી તે સાથે તેના પતિની મિલકતની માલિકણ પણ તે બની શકે. પરંતુ તમે જે હકીકત કહી તેમાં એવી એકે ઘટના નથી કે જેમાં ડિટેક્ટિવની સહાયની જરૂર હોય. તમે તો મુશ્કેલી ઉપસ્થિત થવાનું જણાવતા હતા. એ મુશ્કેલી શી છે ? ”

“ એ મુશ્કેલી તમને પ્રસન્નકુમાર પોતે સ્વમુખેજ જણાવશે.” નરેન્દ્રપ્રસાદે જવાબ આપ્યો; અને તેજ વખતે ખંડનું દ્વાર ખૂલ્યું તથા એક યુવાન ખંડમાં દાખલ થયો. તે લગભગ અઠાવીશ વર્ષની ઉમરનો હશે. તેણે ફલાલીનનાં કોટપાટલુન પહેર્યાં હતાં. માથે અયુરોપીયન ઘાટની ફેલ્ટ કેપ ધારણ કરી હતી. તેનો ચ્હેરો મધુર, નિર્દોષ, કોમળ પણ એક પ્રકારની ચિંતાથી છવાયેલો લાગતો હતો.

“ આવો, પ્રસન્નકુમાર ! નાસ્તા સારૂ તમારે માટે ખોટી નહિ થવાની તમે સૂચના કરી હતી. એટલે અમે નાસ્તો કરી લીધો છે. આ ગૃહસ્થનું નામ મી.—”

“ હરિપ્રસાદ.” અરવિંદ એકાએક વચ્ચે બોલી ઉઠયો. બોલતી વખતે તેણે નરેન્દ્રપ્રસાદ સામે અર્થપૂર્ણ દ્દષ્ટિ કરી. તે જાણે એમ કહેવા માગતો હોય કે “ મારૂં ખરૂં નામ જણાવવાની જરૂર નથી;

કેમકે આ કેસમાં કદાચ હું ન પણ પડું, " એવો ભાવ એ દૃષ્ટિમાં હતો. તે ઊભો થયો અને હરિપ્રસાદ સાથે હસ્તધૂનન કરતો બોલ્યો; "મારૂં નામ હરિપ્રસાદ છે, અને હું પોલિસખાતાનો ડિટેક્ટિવ છું. નરેન્દ્રપ્રસાદને લોકોનાં નામ ઓછાં યાદ રહે છે. એક વખત એક ગૃહસ્થ સાથે મારી મુલાકાત કરાવતાં તેમણે મારૂં નામ જ્યોતિપ્રસાદ આપ્યું હતું; અને એટલાજ કારણથી મારે એ કેસ ગૂમાવવો પડયો હતો. કેમકે તે ગૃહસ્થના મગજમાં ધૂન બસ એવીજ આવી ગઈ કે જ્યોતિપ્રસાદ નામનો માણસ ડિટેક્ટિવ હોઇજ શકે નહિ!" તે હસી પડયો.

" રમુજી કલ્પના. " પ્રસન્નકુમાર પણ હસતો હસતો બોલ્યો: " મી. હરિપ્રસાદ ! તમારા ધંધાને અંગે તમે અનેક પ્રકારના વિચિત્ર માણસોના સમાગમમાં આવતા હશો. હં, પણ હું તમને મારે ત્યાં ડિટેક્ટિવ તરીકે તો જાહેર કરી શકું તેમ નથી. કારણકે એમ કરવાથી આપણો હેતુ માર્યો જાય અને મહેનત નકામી થાય. તમે અભ્યાસ કેટલો કર્યો છે ? "

" બી. એ. ની પરીક્ષા પસાર કરી છે. એલ્. એલ્. બી. ની પહેલા વર્ષની પરીક્ષા આપી હતી; પણ તેમાં નિષ્ફળ નિવડવાથી અભ્યાસ છોડી દીધો. " અરવિંદે અડાવ્યું.

" કયે સ્થળે અભ્યાસ કર્યો હતો ? "

" મુંબઇની વિલસન કોલેજમાં. "

" વિલસન કોલેજમાં ? વાહ, મેં પોતે પણ એજ કોલેજમાં અભ્યાસ કરેલો છે. જો કે હું બી. એ. પાસ થયો નથી. પણ મી. નરેન્દ્રપ્રસાદ ! મારે માટે ચહા મંગાવો. અમારે ત્યાં બધા ચહા પીવાને તૈયાર થતાં હતાં, તેવામાં હું ત્યાંથી સરકીને અહીં આવ્યો છું. હું આ ખૂણામાં બેસવાનું વધારે પસંદ કરૂં છું. કેમકે અહીં બેસવાથી આ બારીમાંથી કોઈ મને જોઈ જાય એવો સંભવ છે. મારે બહુજ સાવચેતી રાખવી પડે છે. કેમકે આમાં જીવનમરણનો સોદો છે. " પ્રસન્નકુમાર એક ખૂણામાં પડેલી ખુરસીપર બેસતો બોલ્યો.

" એમ છે ! " અરવિંદ બોલ્યો: " પણ કેસની બિગત તો તમે હજીસુધી કશી પણ જણાવી નથી. "

"હું ધારતો હતો કે મી. નરેન્દ્રપ્રસાદે એ હકીકત તમને જણાવી હશે." ચહાને હલાવતો પ્રસન્નકુમાર બોલ્યો.

"ના, તેમણે તો માત્ર એટલુંજ જણાવ્યું છે કે તમારા પિતાશ્રી જાવા ગયા હતા, ત્યાં તેમણે એક યુવતી સાથે લગ્ન કર્યું હતું. એ યુવતી ઉપર એક વખત તમારી પણ નજર ઠરી હતી. જો કે તમારા પિતાશ્રી વચ્ચે આવવાથી તમારી આશા સફળ થઈ નહિ. બસ આટલીજ હકીકત મારા જાણવામાં આવી છે"

"એમાં જરીક સમજફેર થાય છે." હરિપ્રસાદે જણાવ્યું: "ખરી વાત એમ છે કે મારા પિતાશ્રી જાવામાં આવ્યા તે પહેલાંજ હું તે સ્ત્રીના ચારિત્ર્યને પામી ગયો હતો. એટલે પછી મેં પોતેજ તેનો મોહ છોડી દીધો હતો. જો મારા પિતાશ્રીનો તેનાપર પ્રેમ છે એવું અગાઉથી મારા જાણવામાં આવ્યું હોત તો હું તેમને ચેતવત પણ ખરો. પણ જ્યારે મારા જાણવામા આવ્યું ત્યારે તો એ બન્ને લગ્નની ગાંઠથી એક થઈ ગયાં હતાં. મારા પિતાશ્રીએ કેટલીક પૂરાણી ચીજો ખરીદવાને માટે મને બીજે ગામ મોકલ્યો હતો. તે દરમિયાન તે સ્ત્રીએ પોતાનો લાગ શોધ્યો. તેણે મારા પિતાને પોતાના મોહપાશમાં સપડાવ્યા અને વિનાવિલંબે પોતાનો હેતુ સિદ્ધ કરી લીધો. લગ્ન થઇ ગયા પછી મારે કશું પણ કહેવું તે નકામું, એમ સમજીને પછી તો હું મૌનજ રહ્યો. તે ગમે તેમ તોયે મારી સાવકી માતા થાય; વળી મારા પિતાશ્રીનો તેના ઉપર એટલો બધો પ્રેમ હતો અને તેઓ તેના સહવાસમાં એટલા બધા સુખી અને આનંદી જણાતા હતા કે તેમના એ સુખ અને આનંદમાં વિઘ્ન નાખવાનું મને કોઇ પણ રીતે યોગ્ય લાગ્યું નહિ."

"પણ જો તમને તક મળી હોત તો તમે તેની વિરૂદ્ધમાં તમારા પિતાશ્રીને શું કહેત?" અરવિંદે પ્રશ્ન કર્યો.

"અરે તેના વિરૂદ્ધમાં હું ઘણું જણાવી શકત. જે કારણથી મેં તેની સાથેનો સંબંધ તોડી નાખ્યો તે હું તેમને કહેત. એ સ્ત્રીએ

એક કરતાં વધારે મનુષ્યોને પોતાના મોહપાશમાં સપડાવ્યા હતા. તેનો સ્વર્ગસ્થ પિતા કાંઈ સરકારી ડૉકટર ન હતો. તે ડૉકટર તરીકે ખાનગી પ્રેકિટસ કરતો હતો. પરંતુ ડૉકટરનું પાટીયું તો નામનુંજ હતું. તેણે પોતાના મકાનમાં જુગારખાનું ખોલ્યું હતું. એ બન્ને જણાં સિદ્ધ અને સાધક બનીને તેમના પંજામાં જેઓ ફસાતા તેમને ચૂસી લેતાં હતાં. એક માણસને તો તેમણે તદ્દન નીચોવી નાખ્યો હતો. આ સ્ત્રીએ તે માણસની સાથે પોતે લગ્ન કરવાનું વચન સુદ્ધાંત આપ્યું હતું—અરે પોતાની પવિત્રતાનો પણ ભોગ આપીને તેનું સર્વસ્વ હરી લઈ, છેવટે તેને ધકેલી મૂકયો હતો. છેવટે તે બિચારો આપઘાત કરીને મરણ પામ્યો. જો તમે આ રાક્ષસીને જુઓ તો તમને તેના ઉપર લેશ પણ શંકા આવે નહિ. તે એટલી સુંદર, મધુરભાષિણી, મોહક, નમ્ર અને સરલ લાગતા સ્વભાવની છે કે કોઇપણ માણસ તેના વિષે ખરાબ કહી શકે નહિ. પણ હું જે કહું છું તે સત્યજ છે. તેનું એક કારણ એ પણ છે કે તેની સાથે લલિતાપ્રસાદ નામનો એક માણસ જોડાયેલો છે."

"લલિતાપ્રસાદ! એ નામ નવું આવ્યું. એ માણસ કોણ છે?"

"તેનો મળતીયો. જો કોઈ પણ મનુષ્યને માટે આ સ્ત્રીના મનમાં લાગણી હોય તો એક આ માણસને માટે છે. એમ કહેવાય છે કે ઘણા લાંબા વખતથી એ એકબીજાં પરસ્પર ચાહે છે. પણ લલિતા-પ્રસાદની આર્થિક સ્થિતિ સારી નહિ હોવાથી મારી અપરમાતાએ તેની સાથે લગ્ન કર્યું નથી. હાલમાં તે અહીં આવ્યો છે અને અમારી સાથે એકજ મકાનમાં રહે છે. આખો દિવસ તેઓ એકલાં એકલાં ગુસપુસ કર્યા કરે છે. મેં અનેક વાર મોડી રાત્રે તેમને અમારા બગી-ચામાં એકાંતમાં ગુસપુસ કરતાં જોયાં છે. બીજાં બધાં તો એમજ જાણે કે મારી નવીમા પોતાના ખંડમાં જઇને સુઇ ગઈ છે. પણ એ વખતે એ બાઇ ને આ ભાઇ કોઇ એકાંત સ્થળમાં મોજ ઉડાવતાં હોય! અત્રે મારા પિતાના તથા આ સ્ત્રીના ઘણા પિછાનવાળાઓ અવાર

નવાર અમારે ત્યાં મહેમાન તરીકે આવે છે અને થોડા દિવસ રહીને ચાલ્યા જાય છે. પણ આ લલિતાપ્રસાદ મહાશયે તો ધામા નાખ્યા તે નાખ્યા. તેનું કારણ હું જાણું છું!" તે સ્હેજ આવેશપૂર્વક બોલ્યો: "મારી ખાત્રી છે કે તે પોતાની માશુક સાથે કોઈ ગુપ્ત મંત્રણામાં સામેલ છે."

"ગુપ્ત મંત્રણા! શી ગુપ્ત મંત્રણા? તમારી નવી માતા એવું શું કાર્ય ગુપ્તપણે કરવા માગે છે કે તેમાં તેને આ માણસની સહાયની જરૂર હોય?" અરવિંદે પ્રશ્ન કર્યો.

"તે મારા પિતાને યમસદન પહોંચાડવાનો પ્રયત્ન કરી રહી છે." પ્રસન્નકુમારે એક નિઃશ્વાસપૂર્વક જવાબ આપ્યો: તે ધીમે ધીમે તેનું ખૂન કરી રહી છે; અને તેમાં હું તમને મને સહાય કરવાની વિનતિ કરૂં છું. તે કઇ વસ્તુનો ઉપયોગ કરે છે અથવા કેવી રીતે ઉપયોગ કરે છે એ હું જાણી શકયો નથી. પણ જાવાનાં લોકો કેવાં કેવાં ઝેરનો ઉપયોગ કરે છે એ તો તમે જાણતા હશોજ. તેઓ એવું વિષ આપે છે કે ભલભલા ડોકટરો પણ એમ ન કળી શકે કે વિષ લેનારનું મૃત્યુ એ વિષને લીધે થયું છે. આ સ્ત્રી ઘણાં વર્ષો સુધી ત્યાં હતી. તેમજ તેનો આશક લલિતાપ્રસાદ પણ ત્યાંજ મોટો થયો છે. એ બન્ને જણાં મળીને મારા પિતાનું કાટલું કાઢી રહ્યાં છે."

"એ તમે કેવી રીતે જાણી શક્યા?"

"મુશ્કેલીજ ત્યાં છે કે એ હું જાણી કે સમજી શકતો નથી. માત્ર એકજ વાત સ્પષ્ટ જણાય છે. અગાઉ મારા પિતાની તન્દુરસ્તી ઘણીજ સારી હતી. પરંતુ અત્યારે તેમનું શરીર લથડી ગયું છે; અને તેની શરૂઆત પેલો લલિતાપ્રસાદ આવ્યો ત્યારપછીથી થઈ છે. મી. હરિપ્રસાદ! તમે મારા પિતાશ્રીને ઓળખતા નથી. તેમનો સ્વભાવ વિલક્ષણ છે. તેમના મગજમાં એવી ધૂન ભરાઈ છે કે જો કોઇ માણસ વીલ કરે તો તે મોતને આમંત્રણ કરે છે. એટલે તેમણે પોતાનું વીલ કર્યું નથી. તેમને સંતાનમાં માત્ર હું એકજ છું. હવે જો

તેઓ પોતાનું વીલ કર્યા સિવાય મરણ પામે તો તેમનો વારસો કોને મળે ?"

"તમને તથા તમારા પિતાની વિધવાને."

"બરોબર છે; અને ત્યારપછી જો થોડા સમયમાં મારી પણ મારા પિતાના જેવી ગતિ થાય તો તમામ મિલકતની માલિકણ મારી નવી મા થાય. મારી પોતાની તો ખાત્રીજ છે કે મારા પિતાને પાર પહોંચાડયા પછી તેઓ પોતાનો રાક્ષસી પ્રયોગ મારા ઉપર શરૂ કર્યા સિવાય રહેવાના નથી. હવે મારા પિતાને શું થાય છે એ હું તમને જણાવીશ. તેમનો બાંધો મજબૂત છે અને ખાનપાનમાં નિયમિત હોવાથી સાધારણ રીતે કોઈ પણ દિવસે પોતાના શરીરના સંબંધમાં તેમને ફરિયાદ કરવી પડી નથી. પરંતુ જ્યારથી આ લલિતાપ્રસાદ અમારા ઘરમાં પેઠો છે ત્યારપછીથી અવારનવાર મારા પિતાશ્રીને હીસ્ટીરીઆ થઈ આવે છે. એકાદ બે દિવસ તેમને ઠીક રહે છે; અને પછી તમે તેમની સાથે વાત કરતા હો તેવામાં એકાએક તે ગોળીથી વિંધાયેલા પક્ષીની માફક જમીનપર પડી જાય છે અને શરીરની ખેંચતાણ થાય છે. ડોકટરો પણ તેને અટકાવી શકતા નથી. એટલુંજ નહિ પણ આમ શાથી થાય છે, એ પણ તેઓ સમજી શકતા નથી. માત્ર તેઓ એટલું જોઈ શકયા છે કે મારા પિતા હવે પોતાના અંતિમ સમયની નજીક પહોંચતા જાય છે. પણ હું જાણું છું–મારી ખાત્રી છે કે પેલાં બે પાપાત્માઓ કોઈ તીવ્ર વિષનો ઉપયોગ કરી રહ્યા છે અને ગઈ કાલે–અરે સાહેબ ! ગઈ કાલે તો મારી પણ મારા પિતાના જેવીજ દશા થઈ હતી. મને પણ તાણ આવતી હતી અને હું બેભાન બની ગયો હતો. હાય ! એ લોકોએ મને પણ છોડયો નથી–મારો વખત પણ ભરાઇ ગયો છે !"

"હેં !" નરેન્દ્રપ્રસાદ ઉશ્કેરાયેલા સ્વરે બોલ્યો: "તમને પણ ! એ કેવી ભયંકર વસ્તુ હશે ? પ્રસનકુમાર ! સારૂં થયું કે આ બાબતમાં ઢીલ નહિ કરતાં તમે અમારી મદદની માગણી કરી."

"હાજી." પ્રસન્નકુમારે કહ્યું: "જ્યારે મને એમ લાગ્યું કે હવે વધારે વખત રાહ જોવી તે ઠીક નથી એટલે મેં આપને વિનતિ કરી હતી. કારણ કે વખત ભરાઈ જવા પછી આપની મદદ માગવામાં સાર શો? હકીકત આ પ્રમાણે છે. મી. હરિપ્રસાદ! જો તમે પેલા લલિતાપ્રસાદના સામાનની કિંવા મારી નવી માતાના ખંડની તપાસ કરશો તો તેમાંથી જે વિષનો તેઓ ઉપયોગ કરી રહ્યાં છે તે મળી આવશે. જો એક વખત તેઓ કઈ વસ્તુનો ઉપયોગ કરે છે તે ચોક્કસ પણે જાણવામાં આવે તો પછી તેનું મારણ પણ મળી શકે; અને પછી મારા પિતાને બચાવી શકાય. તમે એ નહિ કરી શકો? પ્રભુને ખાતર કહો કે તમે તે કરી શકશો-કરશોજ!"

"હું તમને વચન આપતો નથી, પરંતુ હું મારાથી બની શકતો તમામ પ્રયાસ કરીશ." અરવિંદે જવાબ આપ્યો.

"અહા! હું તમારો જેટલો આભાર માનું તેટલો થોડોજ છે." પ્રસન્નકુમારે ઉપકારવશતાપૂર્વક જવાબ આપ્યો: "તેના ખર્ચની મને પરવા નથી. મી. હરિપ્રસાદ! તમારી ફી શી છે? તમે આ બે જણાંનો ભેદ શોધી કાઢો એટલે બસ. તેમને તેમનાં કર્મનું ફળ મળે અને મારા પિતાનું રક્ષણ થાય તો તેના બદલામાં મારે મારી તમામ મિલકત ગૂમાવવી પડે, તેની પણ મને દરકાર નથી. મારા પિતા કરતાં પૈસો વધારે નથી. તમે આ કેસ ક્યારે હાથમાં લેશો? હમણાંજ?"

"નાજી, અત્યારે તો નહિજ. આવા ભેદભર્યા રહસ્યના સંબંધમાં થોડો વિચાર કરવાની જરૂર છે. કાલ બપોરથી મારા કાર્યનો પ્રારંભ કરૂં તો? એમાં કાંઈ હરકત છે?"

"હરકત--હરકત તો કશીયે નહિ, પણ મારી ઇચ્છા તો અત્યારેજ તમને મારી સાથે ત્યાં લઈ જવાની હતી. કારણ કે આવા પ્રસંગમાં દરેકે દરેક પળ કીમતી છે. પણ જો આવતી કાલે તમે તમારા કાર્યનો પ્રારંભ કરવા ઇચ્છતા હો તો-તો પછી મારે તમારી ઇચ્છાને તાબે થવુંજ જોઇએ. માત્ર તે દરમયાન મારા પિતાને કશી

હરકત ન આવે એટલી સાવચેતી હું રાખીશ—આખી રાત્રી મારે એમના ખંડની બહાર દ્વાર પાસે પડયા રહેવું પડે તો પણ ચિંતા નહિ. આ કાર્ડ ઉપર મારૂં શરનામું છે. વારૂ, તમે મારે ત્યાં ક્યારે અને કેવી રીતે આવશો ? અલબત્ત તમે તમારૂં ખરૂં નામ તો નહિજ આપો. ”

“ બિલકુલ નહિ. મારે એકાદું કૃત્રિમ નામ ધારણ કરવું પડશે. તમે જ્યારે કોલેજમાં અભ્યાસ કરતા હતા તે વખતે કોઈ તમારો એવો મિત્ર હતો કે જેને તમારા પિતા નામથી ઓળખતા હોય પણ જેને તેમણે નજરે જોયો ન હોય ? અને વળી તે અત્યારે અહીંથી ઘણે દૂર હોય કે જેથી તેનું નામ ધારણ કરીને હું આવું તો હરકત ન આવે. ”

“ હા, જયંતિલાલ નામનો મારો મિત્ર હતો. હાલમાં તે આફ્રિકામાં છે. ઘણા વખતથી તે ત્યાં છે અને તેના તરફથી કશા સમાચાર પણ મળ્યા નથી. ”

“ બસ ત્યારે-” અરવિંદ બોલ્યો: “ મનેજ જયંતિલાલ સમજી લ્યો. આવતી કાલે સ્હવારે તમને જયંતિલાલ તરફથી એક પત્ર મળશે. તેમાં તે એવું જણાવશે કે તે મુંબઈ ઉતર્યો છે અને લલિતપુરમાં આવીને એકાદ અઠવાડિયું તમારે ત્યાં રહેવાનો છે. કાલે બપોરે તે બાર વાગ્યાની ટ્રેનમાં પોતાના એક નોકરની સાથે આવી પહોંચશે. તેના નોકરનું નામ–હા–મોહન છે. તમે એ નોકરને એવા સ્થળે મુકામ આપજો કે તે ગમે તે વખતે તમારા બીજા નોકરોની જાણ વગર ઘરની બહાર આવજા કરી શકે. કારણ કે તો પછી રાત્રીએ તમારી નવી માતાની હીલચાલ જાણવામાં તે ઉપયોગી થઈ શકશે. અને જ્યારે જયંતિલાલનો પત્ર તમને મળે ત્યારે તમે તમારા પિતાને કહેજો કે જયંતિલાલને જૂની પુરાણી વસ્તુઓનો ઘણો જ શોખ છે અને એ વિષયમાં તેણે સારો અનુભવ મેળવ્યો છે ”

" અહો ! કેવી મજાની કલ્પના ! " પ્રસન્નકુમારે કહ્યું: " તો તો મારા પિતા સાથે થોડા સમયમાંજ તમે ગાઢ મૈત્રી કરી શકશો; અને પછી તમે યુક્તિપ્રયુક્તિથી મારી નવી માતાના સંબંધમાં તેમના કેવા વિચારો છે તે જાણી શકશો, તથા મારી નવી મા પોતાની ચાવીઓ વગેરે ક્યાં મૂકે છે તે પણ જાણી લેશો–કેમ એવોજ તમારો વિચાર છે ને ? "

" હા, લગભગ તેવોજ. તમારી નવી માના સંબંધમાં જે જાણવાનું હશે તે બધુંએ હું જાણી લઇશ. " અરવિંદે કહ્યું. એટલી વાત થયા પછી પ્રસન્નકુમાર આ બે જણાની રજા લઇને ઉઠયો. તેના જવા પછી નરેન્દ્રપ્રસાદને યાદ આવ્યું કે અરવિંદે આ માણસને પોતાનું ખરૂં નામ તો જણાવ્યું નહિ.

એ બાબતમાં સવાલ કરતાં અરવિંદે જવાબ આપ્યો: " તેમાં શી ચિંતા છે ? જ્યારે મારા નામનો ચેક લખવાનો સમય આવશે ત્યારે તેને મારૂં ખરૂં નામ જણાવીશ. " એટલું કહીને તે બારી પાસે જઇને ઊભો અને ત્યાં જઇને બહાર કુદરતના સૌંદર્યનું અવલોકન કરવામાં લીન બની ગયો. એ વખતે તેના ચ્હેરાપર જે ભાવ પ્રકટ થયો હતો તેપરથી નરેન્દ્રપ્રસાદ સમજી ગયો કે અત્યારે આ બાહોશ ડિટેક્ટિવના મગજમાં આ કેસને લગતી અમુક કલ્પનાઓ ઉદ્દભવેલી છે. એટલે તેની એ વિચારગ્રસ્તતાનો ભંગ નહિ કરતાં નરેન્દ્રપ્રસાદ ટેબલપર પડેલું સ્હવારનું એક વર્તમાનપત્ર વાંચવા લાગ્યો. થોડીવારે અરવિંદ તેની સામે ફરીને બોલ્યો: " મી. નરેન્દ્રપ્રસાદ ! તમે જ્યારે ગામમાં જાઓ ત્યારે હોલમેને " મૂત્રાશયનાં દરદો " એ નામનું જે પુસ્તક લખ્યું છે તે દરબારી લાયબ્રેરીમાંથી લાવીને તમારી પાસે રાખજો. હું મોહનને તે પુસ્તક લેવા માટે આજે સ્હાંજે તમારી ઓફિસમાં મોકલાશ. "

" બહુ સારૂ. " પોતાની નોંધપોથી કાઢીને તેમાં પુસ્તક તથા તેના લેખકનું નામ નોંધી લેતો નરેન્દ્રપ્રસાદ બોલ્યો: " પણ અર-

વિંદ ! શું તમે એમ ધારો છો કે પ્રસન્નકુમારનો બાપ મૂત્રાશયના દરદથી પિડાય છે અને તે કારણથી તેને કોઈ કોઈવાર તાણ આવે છે ? અને એ કારણથી તમે મૂત્રાશયના દરદોને લગતી માહિતી મેળવવા ઇચ્છો છો ? ”

“ ના–ના, એવું કશુંજ નથી. પ્રસન્નકુમારે કહેલી હકીકતમાંથી એટલો ભાગ તો મને સાચો લાગ્યો છે કે મન્મથરાયને ગુપ્ત પરંતુ ભયંકર રીતે કોઇ તીવ્ર વિષ આપવામાં આવે છે. હું ધારૂં છું–હા, –હું–ધારૂં છું કે–” તે થોડાવાર સ્તબ્ધ બની ગયો, અને પછી જાણે તે સ્વગત બોલતો હોય તેવી રીતે પણ ઉચ્ચ સ્વરે બોલવા લાગ્યો: “ અયુપી ! હા, અયુપીને જો શરીરમાં પ્રવેશ કરાવવામાં આવે તો મૂર્ચ્છિત બની જાય, તાણ આવે, શરીર નબળું પડતું જાય. વળી જાવાના લોકો એ વિષનો કુશળતાપૂર્વક ઉપયોગ કરી શકે છે. કોઇ મોટો ડોકટર પણ એ વિષનું પૃથક્કરણ કરી શકે તેમ નથી. માટે અયુપીજ ! ”

નરેન્દ્રપ્રસાદ અરવિંદના તમામ શબ્દો બરોબર સાંભળી કે સમજી શકયો નહતો. તેણે પૂછયું: “ એ બધું તમે શું બોલી ગયા ? અયુપી શું છે ? ”

“ કાંઇ નાહ–કાંઈ નહિ. ચાલો હવે આપણે જઇએ. મોહન કયારનો ખોટી થઇ રહ્યો હશે. તમે પણ આવો છો કે અહીં બીજું કશું કામ છે ? ”

નરેન્દ્રપ્રસાદ કશો પણ જવાબ આપ્યા સિવાય ઉઠયો અને બન્ને હોટેલની બહાર નિકળી જ્યાં મોહન ઉભો હતો ત્યાં ગયા.

---

# પ્રકરણ ૭ મું.

---

## ખૂની કોણ ?

બરાબર બીજે દિવસે બપોરે જયંતિલાલ અને તેનો નોકર મોહન મન્મથરાયને ત્યાં જઇ પહોંચ્યા. ત્યાં જયંતિલાલ ને મન્મથરાયની પત્ની કુસુમસુંદરી તરફથી સારી રીતે આવકાર મળ્યો.

કુસુમસુંદરી કુસુમના જેવીજ કોમળ, સુંદર અને પ્રેમાળ હતી. તેનો નમ્ર અને મળતાવડો સ્વભાવ, તેનો કોકિલકંઠ, તેનો સરલ બાલભાવ, આદિ કોઇને પણ તેના તરફ આકર્ષ્યા સિવાય રહે તેવાં નહતાં. જ્યારે તે તેના પતિની પાસે હોય, તેની સાથે વાત કરતી હોય ત્યારે કોઇને પણ એમ લાગ્યા વિના રહે નહિ કે તેનો તેના પતિ મન્મથરાય ઉપર સંપૂર્ણ પ્રેમ છે !

જયંતિલાલ ઉર્ફે આપણા અરવિંદને લલિતાપ્રસાદનું અવલોકન કરવાની પણ તક મળી હતી. લલિતાપ્રસાદ આનંદી સ્વભાવનો અને મશ્કરો હતો. તેના મુખ ઉપર જ્યારે ને ત્યારે હાસ્ય તો વિલસતુંજ હોય. તેને ગંજીપાની રમતનો બહુજ શોખ હતો અને જ્યારે ને ત્યારે તે ગંજીપાના હાથચાલાકીના ખેલોથી બીજાઓને છક્ક પમાડી દેવાનો પ્રયત્ન કરતો. લલિતાપ્રસાદ ઉપરાંત બીજાં પણ ત્રણ માણસો મન્મથરાયને ત્યાં મ્હેમાન હતાં. તેમાં બે પુરુષો અને એક સ્ત્રી હતી. સ્ત્રીનું નામ સુનંદા હતુ. તે વિધવા હતી. તે આજ કેટલોક સમયથી પુનર્લગ્ન કરીને કોઇ સારે ઠેકાણે ગોઠવાઇ જવાનો વિચાર કરતી હતી. પરંતુ તેની સાથે જેઓ પુનર્લગ્ન કરવાને તૈયાર થતા તેમની પાસે પૈસો નહતો, જ્યારે જેઓ શ્રીમંત હતા તેઓ તેની સાથે પુનર્લગ્ન કરવાને ઇચ્છતા નહિ. લલિતપુરમાં આવીને મન્મથરાયને ત્યાં રહેવામાં તેનો હેતુ માત્ર એટલોજ હતો કે અહીં કોઇ પંખેરૂ ઝડપાઇ આવશે. તેની ઉમર પાંત્રીશ અને ચાળીશ વર્ષની

વચ્ચે હતી. અહીં તેની ઇચ્છા પાર પડે એવું લાગતું હતું. કેમકે મન્મથરાયના બે મિત્રો જે પણ હાલમાં તેને ત્યાં મ્હેમાન હતા તે મી. ચંપકલાલ અને મી. મનોહરરાય બન્ને જણા સુનંદાબાઈ ઉપર ફીદા ફીદા હતા. તેમની બન્નેની આર્થિક સ્થિતિ સારી હતી. એક વેપારી હતો જ્યારે બીજો સરકારી અધિકારી હતો. તેઓ મન્મથરાયના આગ્રહથી થોડા દિવસને માટે વિશ્રાંતિ તથા આનંદને સારૂ અત્રે આવ્યા હતા. આ બેમાંથી કોને પસંદ કરવો તે સુનંદા નક્કી કરી શકી નહતી. કેમકે ચંપકલાલ વેપારી હતો, શ્રીમંત હતો, તે મોટી ઇસ્કિયામત ધરાવતો હતો; જ્યારે મનોહરરાય સરકારમાં મોટા હોદ્દા ઉપર હતો. તેની આર્થિક સ્થિતિ સારી હતી. પણ તે ચંપકલાલ જેટલો પૈસાદાર તો નજ ગણાય. જોકે એક અધિકારી તરીકેની સત્તા શ્રીમંતાઇ કરતાં પણ ચડી જાય ખરી !

વારૂ, આ ગૃહનો માલિક મન્મથરાય લાયક અને ખાનદાન ગૃહસ્થ હતો. તેનો પોતાની પત્ની ઉપર અતોનાત પ્રેમ હતો. તે પોતાની યુવાન પત્નીને ખુશ તથા સુખી રાખવાને પોતાનો જાન પણ કુરબાન કરવામાં પાછો હઠે તેમ નહતો. જો કે એથી તેનો પોતાના દીકરાપર ઓછો પ્રેમ હતો એમ સમજવાનું નથી. તેના સ્વભાવનું એકંદર અવલોકન કરતાં કોઇને પણ એમ લાગ્યા સિવાય રહે નહિ કે આ માણસનો દુનિયામાં કોઈ પણ દુશ્મન હોવો જોઈએ નહિ.

સ્હવારે જ્યારે જયંતિલાલનો પત્ર આવ્યો તે વખતે પ્રસન્નકુમારે પોતાના મિત્રના આગમનની હકીકત પોતાના પિતા તથા મ્હેમાનોની રૂબરૂ જણાવી. તે વખતે તેણે એમ પણ કહ્યું હતું કે તેના મિત્રને જૂનાં પુરાણાં ચિનાઇકામનાં વાસણો તથા બીજી પુરાતન વસ્તુઓનું અવલોકન કરવાનો ખાસ શોખ છે અને એ વિષયનો તેણે સારો અભ્યાસ પણ કર્યો છે ! એ સાંભળીને મન્મથરાયના મનમાં ઘણીજ ખુશાલી પેદા થઇ હતી. એટલે જ્યારે જયંતિલાલ ત્યાં આવ્યો કે તુરતજ મન્મથરાય સહુથી પહેલાં તેને પોતાનો સંગ્રહ બતાવવાને તત્પર થયો.

એ જોઇને તેની પત્ની કુસુમસુંદરી બોલી: "હજી માત્ર છેલ્લા બે દિવસથી તમારી તબિયત માંડમાંડ સારી થતી આવે છે; તેમાં આવી રીતે ઉશ્કેરાવાથી પુનઃ તબિયત બગડશે. વળી જયંતિલાલભાઇ પણ હમણાંજ આવ્યા છે. લાંબી મુસાફરીને લીધે તે શ્રમિત પણ થયા હશે. એટલે તેમને થોડો આરામ લેવા દ્યો. આપણે ભોજન કરી લઇએ પછી તમે તમારી ચમત્કારિક પુરાણી વસ્તુઓનો સંગ્રહ તેમને બતાવજો."

પોતાની પત્નીના પ્રેમપૂર્ણ વિનતિનો મન્મથરાયે અસ્વીકાર કર્યો નહિ. " ઠીક ત્યારે, જેવી તારી ઇચ્છા. " તેણે કહ્યું.

" થોડી વારે અરવિંદની સાથે એકાંતમાં વાત કરવાનો પ્રસંગ મેળવીને કુસુમસુંદરીએ જાણે તે અરજ કરતી હોય તેવા સ્વરે તેને કહ્યું: " જયંતિલાલભાઇ! જો તમે આ વિષયના ખાસ અનુભવી હો, તો તેમના સંગ્રહના સંબંધમાં મારા પતિને સાચે સાચી હકીકત જણાવશો નહિ. તમને એ સૂચના અગાઉથી કરવાના હેતુથીજ મેં મારા પતિને રોક્યા છે. તેમણે જે વસ્તુઓ એકઠી કરી છે તેમાંની ઘણી ખરી તો કૃત્રિમજ છે. પણ એ વાત તમે તેમને ન જણાવશો. કારણકે તે પોતે તો એમજ માને છે કે આ વસ્તુઓ ખરેખર અત્યંત પુરાતની છે. એટલે જો કોઇ તેમની એ માનિનતાને ખોટી ઠરાવે તો તેમને નિરાશા ઉપજ્યા સિવાય રહે નહિ. વળી હાલમાં તેમની તબિયત લથડતી જાય છે. એટલે તેમાં જો તેમના મન ઉપર નિરાશાનો વિશેષ આઘાત થાય તો તબિયત વધારે બગડે."

" કાકી સાહેબ! એ વિષયમાં આપ નિશ્ચિંત રહો. " અરવિંદે જવાબ આપ્યો: " મારા મુખેથી એ વાત તેઓ જાણી નહિ શકે. હા, મારા મુખેથી તેઓ કશું પણ જાણી નહિ શકે. હું જોઇ શકું છું કે તેમનો સ્વભાવ લાગણીવાળો છે. જો તેઓ એમ જાણે કે જેના ઉપર તેમનો પ્રેમ છે, તેમનો વિશ્વાસ છે, અને જેને તે પોતાના મૂલ્યવાન્ ખજાના રૂપ સમજે છે તે વસ્તુ બનાવટી છે—ખોટી છે, તો તેમનું હૃદય ભાંગીને ભૂકો થઇ ગયા સિવાય રહે નહિ!"

એ શબ્દો બોલતી વખતે તેનાં નેત્રો કુસુમસુંદરીની મુખમુદ્રા સામે ચોટી રહ્યાં હતાં. જાણે તે પોતાની સામે ઊભેલી યુવતીનું અંતર ઉકેલવાનો પ્રયત્ન કરતો હોય એમ લાગતું હતું. અરવિંદના પ્રસ્તુત શબ્દો સાંભળીને કુસુમસુંદરી સ્હેજ સ્તબ્ધ બની ગઈ, તેના ગુલાબી ગાલ ઉપર ફિક્કાશ આવી ગઇ, એકાદ પળ તેનું મગજ ગુંચવાઇ ગયું. પણ પુનઃ તે પોતાના મનને કાબુમાં લાવી, ઓષ્ટ ઉપર સ્મિતને ફરકાવતી બોલી: "જયંતિલાલભાઇ! તમારા કથનનો ભાવાર્થ હું સમજી શકી નહિ!"

"તમે ન સમજ્યાં?" તે બોલ્યો: "ત્યારે હું તમને કહીશ-કદાચ કાલે જણાવીશ. પણ જો હું તમારી જગ્યાએ હોઉં તો—વારૂ, કાંઈ નહિ. હું તમને વચન આપું છું કે મન્મથરાયકાકાને મારા તરફથી નિરાશ કે નારાજ થવાનું કારણ નહિ મળે."

અરવિંદ ઉર્ફે જયંતિલાલે કુસુમસુંદરીને આપેલા એ વચનનું અક્ષરશઃ પાલન કર્યું. તે રાત્રીએ ભોજન કર્યા પછી મન્મથરાય પોતાના દીકરા પ્રસનકુમાર તથા તેના મિત્ર જયંતિલાલને જે ખંડમાં પોતાની માનિતી પુરાણી વસ્તુઓનો સંગ્રહ રાખવામાં આવ્યો હતો, ત્યાં લઇ ગયો અને મોટી ઉકમાઇપૂર્વક એક પછી એક તે વસ્તુઓ બતાવવા લાગ્યો. અરવિંદ એ વસ્તુઓની ભારોભાર પ્રશંસા કરવા લાગ્યો. જો કે તે ખંડમાં એકઠી કરવામાં આવેલી વસ્તુઓનો મોટો ભાગ કેવળ બનાવટી હતો. જ્યાં ત્યાં મુંબઇની ચોરબજારમાં વેચાતી જૂની જેવી દેખાતી ચીનાઇ માટીની બરણીઓ, ફ્લાવરવાઝ, બીજાં વાસણો તથા કટાર, તલવાર, જૂની જેવી દેખાતી લાંબી નળીવાળી બંધૂક, ગેંડાના ચામડાંની ઢાલ, લાકડાની ન્હાની મોટી પેટીઓ, ઇત્યાદિ ઇસ્કોતરા અને એવું બીજું પડેલું હતું. આમાંની ઘણીખરી વસ્તુઓ વિક્રમ સંવત પૂર્વેની બનેલી કહીને મન્મથરાયને ગળે ઓળવવામાં આવી હતી અને જે ચીજ ચોરબજારમાંથી આઠ આનામાં મળી શકે તેની કીમત મન્મથરાયે સો અને બસો રૂપીઆ કરતાં પણ વધારે આપી

હતી. તેણે ઓછામાં ઓછા પચાસેક હજાર રૂપીઆનું આવી ચીજો ખરીદવામાં પાણી કર્યું હશે.

"જયંતિલાલભાઈ!" મન્મથરાયે એક કાચના બારણાવાળું કબાટ ખોલીને તેમાંથી એક સુવર્ણજડિત દાંઢથી બે હાથ લાંબો દંડ કાઢીને તે બતાવતાં કહ્યું: "આ વસ્તુને માટે હું જેટલું અભિમાન લઉં તેટલું થોડુંજ છે. હું કાઠિયાવાડના પ્રવાસે ગયો ત્યારે ત્યાં ધોળા જંકશનની પાસે વળા ગામ છે ત્યાં ગયો હતો. ત્યાંના એક બ્રાહ્મણની પાસેથી આ રાજદંડ મને પ્રાપ્ત થયો છે. વળા પાસે વલ્લભિપુરના ખંડિયેર છે. એ ખંડિયેરમાંથી તે બ્રાહ્મણને આ રાજદંડ મળી આવ્યો હતો. આજથી હજારો વર્ષ પહેલાં જ્યારે વલ્લભિપુરની ખીલતી જુવાની હતી ત્યારે આ રાજદંડ ત્યાંના રાજકર્ત્તાઓના હસ્તમાં રમતો હશે. એ સમયની કારીગરી પણ કેટલી બધી અદ્‌ભુત છે. પશ્ચિમના લોકો પોતાને ઘણાજ આગળ વધેલા સમજે છે પરંતુ એવો એક પણ માણસ અત્યારે મને બતાવશો કે જે આવું નકસીકામ કરી શકે?"

તેણે એ વસ્તુ અરવિંદના હાથમાં આપી અને તે તેનું બરોબર નિરીક્ષણ કરી શકે તે માટે એક સૂક્ષ્મદર્શક કાચ પણ તેને આપ્યો. નકસીકામ અલબત ઘણુંજ બારિક અને સુંદર હતું. એ રાજદંડ ઉપર જડેલા સુવર્ણમાં તે નકસીકામ કરવામાં આવ્યું હતું. તેના ટોપકા ઉપર એક હાથી, અંબાડીસહિત કોતરવામાં આવ્યો હતો. તે હાથીપર મહાવત અને અંબાડીમાં એક રાજપુરુષ તથા તેની પાછળ છત્ર ચામર ધારણ કરેલી બે મનુષ્યાકૃતિઓ પણ હતી. માત્ર મન્મથરાય ધારતો હતો એટલી બધી પુરાણી વસ્તુ આ નહતી. કેમકે આવાં કોતરકામ તો અરવિંદે અનેક જોયાં હતાં.

તેમ છતાં પણ તે આ રાજદંડની પ્રશંસા કરવા લાગ્યો. જાણે આવી કારિગીરી પોતે કદી પણ જોઈ ન હોય એવો ભાવ તેણે ચ્હેરા પર પ્રકટ કર્યો. પરંતુ તેજ વખતે તેનું ધ્યાન મન્મથરાયની હથેળીપર વચલી આંગળીના મૂળવાળા ભાગ તરફ ગયું. તે ભાગપર ગોળ અને રાતો ફોલ્લો તેના જોવામાં આવ્યો.

તે બોલ્યોઃ "કાકા સાહેબ! આવી પુરાતન વસ્તુને માટે તમે અભિમાન લ્યો તેમાં કાંઇ નવાઈ નથી. કારણ કે જો મારી પોતાની પાસે આવી પુરાણી અને ઉત્તમ પ્રકારની ચીજ હોય તો મારૂં અભિમાન તો આકાશમાં પણ ન સમાય. ખરેખર, મન્મથરાયજી! આપને આવી પુરાણી વસ્તુઓનો સંગ્રહ કરવાનો શોખ છે એ જોઇને મને અત્યંત આનંદ થાય છે. આપ જેવા શોખીન શ્રીમાનોને લીધેજ આપણી પુરાતન કારીગરીનું દર્શન આપણને થઈ શકે છે. પણ આપને આ શું થયું છે? આપની હથેલી ઉપર આ ફોલ્લા જેવું શું છે?"

"આ? અંહ-એમાં કાંઇ નથી." મન્મથરાયે ખુશ મિજાજપૂર્વક જવાબ આપ્યોઃ "કેટલીક વાર ત્યાં મને વધારે પિડા થાય છે ખરી, પણ સાધારણ રીતે તે એટલું બધું દુઃખ આપતો નથી. સાચું કહું તો એ ફોલ્લો મને શાથી થયો તે હું પોતેજ સમજી શકતો નથી. પ્રથમ તો એકાએક તે ઉપસી આવ્યો હતો. ત્યારપછી ફુટે છે ને ભરાય છે. પણ એમાં કાંઈ વિશેષ ચિંતા કે બીતિ જેવું નથી."

"બાપુજી!" પ્રસન્નકુમાર બોલ્યોઃ "તમારો તો એવોજ સ્વભાવ છે. ગમે તેવું દુઃખ હોય તોપણ તમને તો એ સાધારણ પ્રકારનુંજ લાગે છે. પણ જયંતિલાલ! એટલું તો મેં જોયું છે કે આ ફોલ્લો સારો થવાને બદલે વધારે ને વધારે જોર પકડતો જાય છે. તેની શરૂઆત ક્યારે થઈ તે પણ મારા બાપુજીના તથા મારા જાણવામાં છે. એક પખવાડિયા પહેલાં એક વખત મારી નવી માએ પોતાને માટે ઉનના દોરા મગાવ્યા હતા. તેનો એક છેડો મારા બાપુજીએ ઝાલ્યો હતો અને મારી નવી મા તેનો દડો વાળતાં હતાં તે વખતે એકાએક આ ફોલ્લો ઉપસી આવ્યો હતો."

"છટ્ છટ્!" મન્મથરાય હસતો હસતો બોલ્યોઃ "જયંતિલાલ! તમારા મિત્રના બોલવા તરફ તમે ધ્યાન ન આપશો. કાંઈ ઉનના દોરાથી વળી આવો ફોલ્લો ઉપસી આવતો હશે ખરો?"

" પણ આપણે જોઇએ તો ખરા. " બત્તીના પ્રકાશ તરફ **મન્મથ**-રાયની હથેળીને રાખતો **અરવિંદ** બોલ્યો. ફોલ્લાવાળા ભાગનું બારિક નિરીક્ષણ કર્યા પછી પુનઃ તેણે કહ્યું: " પણ આમાં કાંઇ મને વધારે ગંભીર કે ભય જેવું લાગતું નથી. **પ્રસન્ન**! જો હું તારી જગ્યાએ હોઉં તો આને માટે બિલકુલ ચિંતા રાખું નહિ. એતો માત્ર સાધારણ ફોલ્લો છે. સાધારણ ફાંસ વાગવાથી થયો હશે અને ઉતરતું લોહી એટલે રૂઝાતા વાર લાગે. બનવા જોગ છે કે ફાંસની કરચ અંદર ભરાઇ રહી હશે. વારૂ, હવે આપણે તમારા સંગ્રહનું અવલોકન કરીએ. **મન્મથરાયજી**! તમારો સંગ્રહ જોઇને મને ઘણોજ આનંદ થાય છે. તેમાંની ઘણી ખરી વસ્તુઓ એવી છે કે જો હું અહીં આવ્યો ન હોત તો એ જોવાની મને કદી પણ તક મળી ન હોત. **પ્રસન્ન**! તારા બાપુજીના આ શોખના સંબંધમાં તેં મને કદી જણાવ્યું પણ નહિ? વારૂ, આપની પાસે કાંઈ પુરાણું ઝવેરાત **છે**? અથવા આ રાજદંડ જેવી બીજી વસ્તુ છે? "

એ પ્રમાણે વાત કરતા કરતા તેઓ આગળ ચાલતા હતા તે-વામાં એક સાંકડા ઊભા કબાટ પાસે આવી પહોંચ્યા. આ કબાટનું બારણું કાચનું હતું. તે કબાટ એક ખૂણામાં રાખવામાં આવ્યું હતું. તેના તરફ **અરવિંદ**ની દૃષ્ટિ ગઇ અને તે બોલ્યો: " આ શું છે? ડોકટરો જે હાડપિંજર રાખે છે તેના જેવું આ છે? શું આ કોઇ જૂની પુરાતન ઐતિહાસિક વ્યકિતનું હાડપિંજર છે? "

" આ હાડપિંજરની તમે વાત કરો છો? " **મન્મથરાય** હસતો હસતો બોલ્યો: " એ કાંઇ કોઇ પુરાતન ઐતિહાસિક વ્યકિતનું હાડપિંજર નથી. તેમ તે મેં વેચાતું પણ લીધું નથી. બાકી તમે કહો છો તે ખરૂં છે. એ ડોકટરો પોતાના દવાખાનામાં જેવું હાડપિંજર રાખે છે તેવુંજ છે. **પ્રસન્ન**ની નવી માનો બાપ ડોકટર હતો અને એક વખત આ હાડપિંજર તેની માાલકીનું હતું. તેને ખરી રીતે તો આ સંગ્રહસ્થાનમાં રાખવું ન જોઇએ; પણ તે એક હાડપિંજર હોવાથી

તથા મારા સાસરાની માલેકીનું હોવાથી તેને અત્ર રાખવાનું મને યોગ્ય લાગ્યું. વળી તેમાં એક વિશેષતા છે. આ હાડપિંજર નવ આંગળીવાળા માણુસનું છે."

"કોનું છે?"

"નવ આંગળીવાળા માણુસનું."

"ઓહો! એમાં કાંઈ મને વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન કરનારૂં તત્ત્વ જણાતું નથી. નવ આંગળીઓ તો મારે પણુ છે. અરે નવ ઉપર એક દશમી."

"વાહરે, જયંતિ! વાહ!" પ્રસન્નકુમાર સ્મિત કરતો બોલ્યો: "તારે નવ આંગળીઓ છે? તું ભૂલે છે. જરી બરોબર વિચાર કરી જો–તારે નવ નહિ પણુ આઠ આંગળીઓ છે એટલે કે આઠ આગળીઓ અને બે અંગુઠા! જ્યારે આ હાડપિંજરવાળા મહાશયને તો નવ આંગળીઓ અને બે અંગુઠા છે. હવે સમજ્યો? બાપુજી! આ કાચનું બારણું ખોલીને જયંતિને આ હાડપિંજરનું બરોબર અવલોકન કરવા દો."

તેના બાપે તેની એ વિનતિનો સ્વીકાર કર્યો. તેણે એ કબાટનું કાચનું બારણું ખોલ્યું. એ બારણાને કાંઈ ચાવી ન હતી. માત્ર એક ચાંપ દબાવવાથી તે બારણું ખૂલી જતું હતું. બારણું ખોલીને હાડપિંજરનો ડાબો હાથ આગળ કરીને તે હાથ પોતાના દીકરાનો મિત્ર બરોબર જોઈ શકે તે માટે પોતાની હથેળી ઉપર રાખતો તે બોલ્યો: "જયંતિલાલ! મને આ બાપડાના સંબંધમાં માત્ર એકજ વિચાર આવે છે. શિયાળાના વખતમાં જ્યારે તેને હાથનાં મોજાં પહેરવાં પડતાં હશે ત્યારે શું થતું હશે? તેના ડાબા હાથની પાંચ આંગળીઓ અને એક અંગુઠો છે; જ્યારે મોજાંના તો પાંચજ આંગળાં હોય. જો નવ આંગળીઓવાળો માણુસ ભપકાબંધ એકાદી દુકાનમાં દાખલ થઈને હાથનાં મોજાંની માગણી કરે તો દુકાનદારની ગભરામણુ અને ખરીદનારની નિરાશાની કલ્પના કરો!"

અરવિંદે આ હાડપંજરનું રસપૂર્વક અવલોકન કર્યું. પ્રથમ દષ્ટિએ તો આ હાડપિંજરનો પાંચ આંગળીઓ તથા એક અંગુઠાવાળો હાથ ડોકટરોને ત્યાં જે બીજાં હાડપિંજર હોય છે તેમના હાથ જેવો સામાન્ય પ્રકારનોજ લાગતો હતો. પરંતુ મન્મથરાયે તે હાથને પોતાની જમણી હથેળી ઉપર મૂકીને ડાબા હાથના આંગળાંવડે હાડપિંજરના હાથનાં આંગળાં પહોળાં કર્યાં એટલે તેમાં રહેલી વિશિષ્ટતા અરવિંદની દષ્ટિએ પડી. આ હાથની ટચલી આંગળી પાસેની પાંચમી આંગળી હતી તે ગમે તેમ વળી શકતી હતી અને તે લંબાઈમા ટચલી આગળી જેવડીજ પરંતુ કદમાં તેના કરતાં રહેજ જાડી હતી.

અરવિંદ બોલ્યોઃ " જો મને પૂછતા હો તો આવી વસ્તુ હું તો મારા મકાનમાં રાખું નહિ. "

" મારી પત્ની પણ તમારાજ મતની છે. " મન્મથરાયે જણાવ્યું: " તેની એવી ઇચ્છા હતી કે કાંતો આ હાડપિંજરનો નાશ કરી નાખવો, અથવા તો તેને કોઈ સંગ્રહસ્થાનમા મૂકી દેવું. પણ આ વસ્તુ મારા સાસરાની માલિકીની હોવાથી તથા તેના જેવા એક વિદ્વાન્ ડોકટરે આવી વસ્તુને પોતાને ત્યાં સાચવી રાખેલી હોવાથી અને વળી તેને નવ આંગળીઓ હોવાથી, તેનાથી જુદા પડતાં મારૂં મન ચાલ્યું નહિ. વળી એમ પણ ખરૂં કે આપણા જેવા પુરાણી વસ્તુઓ એકઠા કરનારાઓ સ્વભાવે ધૂની પણ હોય છે. એટલે અમે જ્યારે જાવાથી આ દેશમાં આવ્યા તે વખતે મારી પત્નીની અનિચ્છા છતાં પણ આ હાડપિંજર હું મારી સાથે અહીં લેતો આવ્યો. હવે હું તમને મારો બીજો સંગ્રહ બતાવીશ. મારી પાસે કેટલાંક જૂનાં હથિયારો છે, અને તે ખાસ જોવા લાયક છે. "

તેણે પોતાની હથેળીમાંથી હાડપિંજરના હાથને પોતાની મેળે સરવા દીધો અને પછી તે કબાટનું બારણું બંધ કરીને તેઓ એક બીજા કબાટ પાસે ગયા. એ કબાટમાં જૂનાં ભાલાં, પત્થરનાં હથિયારો તથા એવી બીજી પુરાણી વસ્તુઓ હતી.

એકાદ-બે મિનિટ તેમણે એ હથિયારોનું નિરીક્ષણ કરવામાં ગાળી. તે દરમિયાન ડોસો તો હસતો હસતો આ જૂના હથિયારો પોતે ક્યારે અને ક્યાંથી મેળવ્યાં હતાં તેની વિગત જણાવતો હતો, જ્યારે આપણો ડિટેકિટવ જાણે આ વાત સાંભળવામાં પોતાને અત્યંત રસ પડતો હોય એવા ભાવપૂર્વક તે વસ્તુઓનું અવલોકન કરતો હતો.

પણ એવામા એકાએક કશી પણ આગમચેતી કે નિશાની વગર મન્મથરાયના હાથમાં એક કાચની વસ્તુ હતી તે જમીનપર પડી ગઈ અને તેના ટુકડે ટુકડા થઈ ગયા; અને બીજીજ પળે તે પોતે પણ જમીનપર ચીતોપાટ પડયો. તેને તાણ આવવી શરૂ થઈ. તેના મોઢા-માંથી ફીણના ગોટા બહાર ચાલ્યા જતા હતા. અરવિંદ તો આ જોઇને આશ્ચર્યથી સ્તબ્ધજ બની ગયો.

"બાપુજી ! બાપુજી ! આ શું ?" પ્રસન્નકુમારના મુખમાંથી એક ચિત્કાર સરી પડયો. તે એકદમ જમીનપર તેના બાપની પાસે બેસી ગયો અને ગળગળા સાદે બોલવા લાગ્યો: "હરિપ્રસાદ (અરવિંદે ધારણ કરેલું નામ) જોયુંને ? દરેક વખત આ પ્રમાણેજ બને છે. ખબર પણ પડતી નથી કે આવું ક્યારે બનશે ! એકાએક તેઓ બેભાન બની જાય છે ! હાય ! એ લોકો કેટલા અધમ-નીચ-પાપી ! તેઓ મારા બાપુજીને શું આપતા હશે ? તેમની આવી સ્થિતિ કેવી રીતે કરી શકતાં હશે ? જૂઓ, એ લોકો આવે છે. સાંભળો-તેમનાં પગલાં સંભળાય છે !"

કાચની વસ્તુ ભાંગવાનો તથા બુઢ્ઢાના જમીનપર પડવાનો અવાજ મકાનના બીજા ભાગમાં સંભળાયો હતો; અને બીજીજ પળે કુસુમ-સુંદરીની સાથે મકાનમાંના બીજા માણસો પણ ત્યાં આવી પહોંચ્યા.

પોતાના પતિને આવી સ્થિતિમાં પડેલો જોતાં કુસુમસુંદરી તો કાવરીબ્હાવરી બની ગઈ અને તે પોતાના પતિની પાસે બેસી ગઈ. તે વખતે તેના મનમાં ઉપજેલી ભીતિ તથા તેના હૃદયને થતું દુ:ખ

બનાવટી નહિ પણ ખરેખરાં લાગતાં હતાં. તેણે ભેદાયેલા કંઠે ડોકટરને તથા નોકરોને બોલાવવાની સૂચના કરી. એ વખતે લલિતાપ્રસાદ, ચંપકલાલ, મનોહરરાય અને પુનર્લગ્નની પ્યાસી સુનંદા પણ ત્યાં આવી પહોંચ્યાં હતાં.

લલિતાપ્રસાદે કહ્યું: "એક જણ મને મદદ કરો તો આપણે મન્મથરાયજીને તેમના શયનગૃહમાં લઇ જઇએ; અને એક નોકરને મોટરમાં ડોકટરને બોલાવવાને માટે મોકલો. કુસુમસુંદરી! શાંત થાઓ-ના રડો, આમાં ગભરાવા જેવું કશું નથી. મનોહરરાય! અહીં આવો, મને મદદ કરો—આપણે આમને ઉપાડી જઇએ!"

"ખરેખર! જ્યાં પરમાત્મા પ્રતિકુળ હોય છે ત્યાં કોઇનો પણ ઉપાય ચાલતો નથી." મનોહરરાયે તત્ત્વજ્ઞાનનો ભંડાર ખાલી કરવા માંડયો: "કોને ખબર હતી કે મન્મથરાયની અચાનક આવી સ્થિતિ થશે? ભવિષ્યના ભેદનો પાર પામવાને કોઈ પણ શકિતમાન્ નથી. શાસ્ત્રમાં સત્યજ કહ્યું છે કે '**इश्वरेच्छा बलियसि**' કુસુમ સુંદરી! શોક ના કરો, આ સર્વ ઋણાનુબંધનો સંબંધ છે. તમારૂં ઋણાનુબંધ હશે તો હજી પણ મન્મથરાયજીને આરામ થઈ જશે!"

"તમારા ઋણાનુબંધને હમણાં એક બાજુએ રાખો." લલિત-પ્રસાદ સ્હેજ ગુસ્સાપૂર્વક બોલ્યો. કેમકે મનોહરરાય બાપડો તો કુસુમ-સુંદરીને આશ્વાસન આપવા ગયો પણ એથી તેને આશ્વાસન મળવાને બદલે તેની ચિંતા તથા શોકમાં ઓર વધારો થવાથી તે ઉલટી વિશેષ રડવા લાગી હતી.

લલિતાપ્રસાદે હવે પ્રસન્નકુમારને ઉદ્દેશીને કહ્યું: "પ્રસન્નકુમાર! તમે અહીં આવો. મનોહરરાયને તેમનું વેદાંત ચલાવવા દો. આપણે તમારા પિતાને તેમના શયનગૃહમાં લઈ જઈએ."

પણ મનોહરરાય કાંઈ તદ્દન મૂર્ખો ન હતો. તે પરિસ્થિતિ સમજી ગયો હતો, એટલે એકદમ લલિતાપ્રસાદની મદદે આવ્યો. તેમણે બન્ને-એ સંભાળપૂર્વક મન્મથરાયના શરીરને ઉચકયું. કુસુમ સુંદરી અગાઉથી

પોતાના પતિના શયનગૃહમાં બિછાનું ઠીકઠાક કરવાને માટે ગઈ અને તેની પાછળ આ બે જણા મુન્મથરાયને ઉચકીને ચાલ્યા. ચંપકલાલ તો કોઈ નોકરને ડોકટરને બોલાવવાનું કહેવાને ગયો હતો. સુનંદા તથા પ્રસન્નકુમાર સહુની પાછળ જવા લાગ્યાં.

પણ ત્યારે અરવિંદ ક્યાં હતો ? તે આ ખંડમાંજ હતો. જ્યારે આ બધાં તડામાર કરી રહ્યાં હતાં ત્યારે તે તો બીજાંઓથી સ્હેજ દૂર ઊભો ઊભો કાંઈ ઊંડા વિચારમાં ગુંથાઈ ગયો હતો. થોડી વાર એવી વિચારમગ્ન સ્થિતિમાં તે ઊભો રહ્યો. પછી જાણે એકાએક વિચાર-નિદ્રામાંથી જાગૃત થયો હોય તે પ્રમાણે પેલા હાડપિંજરના કબાટ પાસે ગયો અને શાંતપણે તે હાડપિંજરને નિહાળી રહ્યો.

" નવ આંગળીઓ ! " થોડી વારે તે બડબડયોઃ "અને નવમી આંગળી આમ તેમ વળી શકે છે ! " તેણે ચોતરફ ફરીને આ કબાટની તમામ બાજુઓનું અવલોકન કર્યું. પછી તે ત્યાંથી ચાલીને તે ખંડની બહાર નિકળ્યો. તે ખંડને હંમેશાં તાળું મારવામાં આવતું હતું. અત્યારે તાળું નકુચામાં ભરાવેલુંજ હતું. અરવિંદે બારણું બંધ કરી તાળું વાસી દીધું અને કુંચી પોતાના ગજવાને સ્વાધીન કરી દીધી.

વીશેક મીનિટ પછી પ્રસન્નકુમાર દિવાનખાનામાં આવ્યો ત્યારે અરવિંદ ત્યાં એક ખુરસીપર બેઠો બેઠો સીગાર પીતો હતો.

" મી. હરિપ્રસાદ ! તમારી સાથે ખાનગીમાં વાત કરવાને માટે હું ત્યાંથી ગુપચૂપ ચાલ્યો આવ્યો છું. " પ્રસન્નકુમાર બોલ્યો-તેનો અવાજ ઉશ્કેરાયેલો હતોઃ " પેલાં બે જણાં કેટલાં પાકાં અને કુશળ ખેલાડી છે. કોઈ અનુભવી એકટર પણ પોતાનો પાર્ટ તેમના જેટલી કુશળતાપૂર્વક ભજવી શકે નહિ. તમને તો એમજ લાગ્યું હશે કે આ બનાવથી મારી નવી માનું હૃદય ભેદાઈ ગયું હશે ! કેમ ખરૂં કે નહિ ? પણ તમને એ સાચું-અરે, પણ આ તમે શું કરો છો ? "

એ વખતે અરવિંદ ટેબલ ઉપર પડેલા એક શરબતના શીશાનું કાચનું બુચ ખોલીને તેમાં એક કાગળની પડીકીમાંથી કશીક ભૂકી નાખતો હતો.

" હું શું કરૂં છું ? બીજું કાંઈ નહિ. માત્ર આ શરબતના શીશામાં રાત્રીએ શાંત નિદ્રા લાવી દે એવી વસ્તુ નાખું છું. આ ભૂકી કોઈને કશી ઈજા કરે તેવી નથી. માત્ર એટલું ખરૂં કે આ શરબતનું પાન કરનારને આખી રાત એક સરખી ઉંઘ આવી જવાની." અરવિંદ બોલ્યો: " પ્રસન્નકુમાર ! જો આખી રાત સારી નિદ્રા આવે તો એથી ઘણોજ લાભ થાય છે; અને મારી એવી ઈચ્છા છે કે આ મકાનમાં જે ગૃહસ્થો છે તેમને આજની રાત્રી તો શાંત નિદ્રા આવવીજ જોઈએ. તેમાં પણ એક ગૃહસ્થને તો ખાસ કરીને !"

" હા-હા, પણ મારે શું કરવું ? હું આવી ઘેન લાવનારી વસ્તુને પસંદ કરતા નથી; જ્યારે તમે જાણો છો કે સભ્યતાની ખાતર મારે પણ બધાની સાથે આ શરબતનું પાન કરવુંજ જોઇએ."

" બેશક; એમ કરવાથીજ તમે મને આપણા આ કાર્યમાં સહાય કરી શકશો. જો એ ગૃહસ્થોમાંથી કોઇને આ શરબતમા કોઈ બીજા પ્રકારનો સ્વાદ આવે અને એ વાત તેઓ જણાવે તો તમે તેમને ભારપૂર્વક કહેજો કે તમને તો એવો કશો સ્વાદ આવતો નથી; તમે પણ એકજ શીશામાથી શરબત લીધેલું હોવાથી તેમને કશી પણ શંકા લાવવાનું કારણ રહેશે નહિ. તમે જરી પણ ચિંતા ન કરશો. આ ભૂકી કોઇ પણ પ્રકારની ઈજા કરવાની નથી. અરે એથી તમને માથાનો દુ:ખાવો પણ થવાનો નથી. જ્યારે તમે સ્હવારે જાગૃત થશો ત્યારે જાણે તમારા શરીરમા વધારે સ્ફુર્તિ આવી હોય એમ તમને લાગશે. પણ પ્રસન્નકુમાર ! તમારા પિતાને કોઈ ગુપ્ત રીતે વિષ આપી રહ્યું છે. "

" હું એ જાણું છું. મેં તમને પ્રથમથીજ એ કહ્યું હતું. પણ તે વિષને તથા આ શરબતમા ભૂકી નાખવાની બાબતને શો સંબંધ છે ? " પ્રસન્નકુમારે પ્રશ્ન કર્યો.

" પૂરેપૂરો સંબંધ છે. આજે રાત્રીએ હું એકજ બાબત નક્કી કરવા માગું છું કે તે વિષ આપનાર તમારી નવી માતાના મિત્ર મી.

લલિતાપ્રસાદ છે કે નહિ? તે ઘોર નિદ્રાને વશ થઈ જાય ત્યારપછી હું તેના ખંડમાં જઈશ અને તેના સામાનની તપાસ કરીશ. હું દરેક ગૃહસ્થના ખંડની તપાસ લેવા માગું છું. તેમાં જ્યાંથી મને વિષ મળી આવશે ત્યાંથી પછી તો તમે બધું સમજો છો. ''

'' ઓહો ! '' પ્રસન્નકુમારના અંતરમાં એક નવીન પ્રકાશ પડ્યો: " સમજ્યો ! કેટલી અદ્‌ભુત કલ્પના ! અને તે સાથે વળી કેટલી સરલ ! ''

" બરોબર છે. એક વખત જો મને વિષ મળી આવે તો પછી તેનો ઉપયોગ કરનારને પકડતાં વાર નહિ લાગે. હવે તમને એક બીજી તસ્દી આપવાની. રાત્રે બધા દ્વાર વાસી, અંદરનો ઉલાળો બંધ કરીને સૂતાં હશે. મેં જોયું છે કે તમામ ખંડનાં દ્વાર એક સરખાં છે. એટલે તે તમામના ઉલાળા એકજ પ્રકારની ચાવીથી ખૂલી શકતા હશે. તમે સૂઈ જાઓ તે પહેલાં એ ચાવી મને લાવી આપજો. કારણકે નહિ તો અંદરના ઉલાળા ખોલતાં મુશ્કેલી પડે. ''

'' બરોબર છે, એ ચાવી હું તમને જરૂર લાવી આપીશ. '' પ્રસન્નકુમારે જણાવ્યું: " કહો તો હમણાંજ લાવી આપું. ''

'' ના, હમણાં નહિ. તમે ચાવી લઇને તમારી પાસે રાખજો અને જ્યારે બધાં સૂઈ જાય ત્યારપછી તમે એ ચાવી લાવીને મારા ખંડની બહાર ડસ્ટર છે તેની નીચે મૂકી જજો. બીજાં બધાંની માફક હું આ ઘેન લાવનારૂં શરબત પિવા નથી ઇચ્છતો. કેમકે મારે તો રાત્રીએ જાગૃત રહેવાની જરૂર છે. એટલે બધાં નીચે આ ખંડમાં આવશે તે વખતે હું અહીં હાજર નહિ રહું. મને રાત્રે સૂતી વખતે શરબત પિવાની ટેવ નથી. એ બાબતમાં તમારે મારે માટે ચિંતા કરવાની જરૂર નથી. હવે આપણે કાલે સવારે મળીશું. સાહેબજી ! ''

'' સાહેબજી ! '' પ્રસન્નકુમાર આનંદપૂર્વક બોલ્યો. " હરિપ્રસાદ ! તમે મારા મિત્ર તરીકે આ મકાનમાં પ્રવેશ કરીને એક ખરા મિત્રની ગરજ સારી છે. મને આશા છે કે તમે મારા પિતાને બચા-

વી શકો, અને તે માટે હું તમારો જેટલો આભાર માનું તેટલો ઓછોજ છે. મને સારૂં સૂજ્યું કે હું **નરેન્દ્રપ્રસાદને** મળ્યો અને તેમણે મને તમારો મેળાપ કરાવી આપ્યો. ”

**અરવિંદ** હસ્યો અને ત્યાંથી ચાલ્યો ગયો. તે પોતાના ખંડમાં ગયો. બીજા મહેમાનો જે ખંડમાં **પ્રસન્નકુમાર** હતો ત્યાં આવ્યા. તેમણે શરબતનું પાન કર્યું. કોઇને શરબતમાં કશી પણ વિચિત્ર ગંધ આવી નહતી. એટલે એ વિષયમાં **પ્રસન્નકુમારને** ખુલાસો કરવાની જરૂર રહી નહિ. થોડી વારે તમામ પોતપોતાના ખંડમાં જઈને સૂઈ રહ્યાં.

× × × × ×

મધ્યરાત્રી વિતી ગઇ હતી. બેમાં દશ મીનિટ ઓછી હતી. આખા મકાનમાં સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પથરાઈ રહ્યું હતું. માત્ર ઉંઘનારાઓનાં નસકોરાં બોલતાં હતાં. તે વખતે **અરવિંદનું** દ્વાર ખૂલ્યું અને **અરવિંદ** પોતાના ખંડમાંથી નિકળ્યો. તેણે **મોહનને** સાવધ રહેવાની સૂચના કરી, અને પછી તે ત્યાંથી મકાનના બીજા ભાગ તરફ પોતાના પગલાંનો અવાજ ન થાય તેવી રીતે ચાલ્યો ગયો.

જે ભાગમા પુરુષવર્ગ સૂતો હતો ત્યાં તે આવ્યો. ત્યાં ચાર ખંડ હતા. **અરવિંદે** ચાવીવડે એક ખંડનું દ્વાર ખોલ્યું. એ ખંડમાં દીવો મંદમંદ બળતો હતો. એક ઢોલીયાપર **લલિતાપ્રસાદ** સૂતો હતો. શરબતે તેનાપર પૂર્ણ અસર કરી હતી. સૂતેલી વ્યક્તિ તરફ તથા આસપાસ દૃષ્ટિ નાખીને **અરવિંદ** ત્યાંથી બહાર નિકળ્યો. પુનઃ દ્વાર બંધ કરી દીધું. એજ પ્રમાણે તે બીજા તથા ત્રીજા ખંડમાં દાખલ થયો અને બહાર નિકળ્યો. તેમાં અનુક્રમે **ચંપકલાલ** તથા **મનોહરરાય** સૂતા હતા. આ ત્રણે જણા બિછાના ઉપર લાંબા પગ કરીને સૂતા હતા. તેમનાં નેત્રો અર્ધ વીંચાયેલાં હતાં. પણ તેમનાં નસકોરાં બોલતાં હતાં તેપરથી સમજી શકાતું હતું કે તેઓ ભરનિદ્રામાં હોવા જોઈએ.

**અરવિંદ** હવે જે ખંડમાં **પ્રસન્નકુમાર** સૂતો હતો તે ખંડ પાસે આવ્યો. એ ખંડનું દ્વાર પણ તેણે પેલી ચાવી વડે ખોલ્યું અને તેમાં

પ્રવેશ કર્યો. પ્રસન્નકુમાર પણ અરવિંદે શરબતમાં નાખેલી દવાની અસરથી નિશામાં ચકચૂર હતો. તે બિછાના ઉપર પડયો હતો.તેનો જમણો હસ્ત તેના મસ્તક નીચે હતો અને તેણે પગનાં ટુંટીયાં વાળેલાં હતાં. તેનો ચ્હેરો સ્હેજ ફીકકો લાગતો હતો અને તેનાપર ચિંતાની રેષા જણાતી હતી. પોતાના પિતાની ભય ભરેલી સ્થિતિનો વિચાર કરતાં આ યુવકને ચિંતા થાય એ સ્વાભાવિક હતું.

અરવિંદને આ ખંડમાં બીજી કશી તપાસ કરવાનું આવશ્યક લાગ્યું નહિ. માત્ર બિછાનામાં સૂતેલી વ્યાક્ત તરફ દ્દાષ્ટપાત કરીને તે ત્યાંથી બહાર નિકળ્યો અને તેણે પુનઃ એ દ્વાર બંધ કરી દીધું. તે પુનઃ મોહન પાસે આવ્યો.

" બધું બરોબર છે ને, સાહેબ ! " મોહને મંદ સ્વરે પ્રશ્ન કર્યો.

" હા, બરોબર છે. " અરવિંદે જવાબ આપ્યો. તે ટેબલ પાસે ગયો. એ ટેબલ ઉપર એક બંધ કરેલું પરબીડીયું પડયું હતું. તેણે મોહનને કહ્યું: " થોડી વાર રોકાજે. હું તને એક બીજી ચીઠી પણ આપવાનો છું. હું ચીઠી લખું તે દરમિયાન તું મારાં કપડાં તૈયાર કર. "

" કયાંય જવા માગો છો, સાહેબ ? "

" હા, પણ તારે અહીં રોકવાનું છે. હવે તું મૌન રહેજે. હું કામમાં છું. "

તેણે એક નોટપેપર કાઢીને તેના પર નીચે પ્રમાણે લખ્યું:—

" પ્રિયભાઈશ્રી પ્રસન્નકુમાર !

" જે હું જાણવા માગતો હતો તેમાં મને સફળતા પ્રાપ્ત થઈ છે. હું એ વિષયમાં મી. નરેન્દ્રપ્રસાદની સલાહ તથા સહાયને માટે તેમની પાસે જાઉં છું. હું અહીં પાછો કયારે આવીશ તે કહી શકતો નથી; પણ ઘણું કરીને પરમ દિવસે આવી શકીશ. તમારી શંકા ખરી હતી. તમારા પિતાનું ખૂન કરવાનોજ હેતુ હતો અને તેમાં જાવાના એક તીવ્ર વિષનો ઉપયોગ થતો હતો. મોહન આ ચીઠી

તમને આપશે. તમે કોઈને કશું પણ કહેતા નહિ. હું આવું ત્યાંસુધી મૌન્ય ધારણ કરજો. "

આ ચીઠી પરબીડીયામાં નાખીને તેને બંધ કરી દીધું. ઉતાવળમાં પરબીડીયા ઉપર શિરનામું કરવાનું તે ભૂલી ગયો. તેણે એકદમ પોતાનાં વસ્ત્રો ધારણ કરી લીધાં. દશ મીનિટ બાદ તે એક બારીમા થઇને આ મકાનની બહાર નિકળ્યો.

## પ્રકરણ ૮ મું.

### ખૂનીનો ભેદ!

બીજે દિવસે સ્હવારે જ્યારે બધાં નાસ્તો કરતાં હતાં ત્યારે કુસુમસુંદરીએ પોતાને મી. જયંતીલાલ તરફથી મળેલી ચીઠીની હકીકત જણાવી. જયંતીલાલે તેને એ ચીઠ્ઠીમા એવું જણાવ્યું હતું કે ખાસ જરૂરના કામ પ્રસંગે એકાએક રાત્રીએ બધાં સુતાં હતાં તે દરમિયાન તેને અહીંથી જવું પડયું છે; અને બે-ચાર દિવસ સુધી તે પુનઃ અત્રે આવી શકશે નહિ.

" નહિ આવી શકે તો એના વિના આપણું કામકાજ કાંઈ અટકી પડવાનું નથી. " સુનંદા બોલી: " તદ્દન બેદરકાર અને લાગણી વગરનો માણસ હતો ! અરે કાલે રાત્રીએ મન્મથરાયને અકસ્માત થયો તે વખતે તેમને તેમના સુવાના ઓરડામાં લઈ જવાના કાર્યમાં મદદ કરવાનું પણ તેને સૂઝ્યું નહતું. પણ કુસુમ! મન્મથરાયને કેમ છે ? હું ધારૂં છું કે રાત્રી કરતાં ઠીક હશે. "

" હા, ઘણુંજ સારૂં છે. " કુસુમસુંદરીએ જવાબ આપ્યો: " ડો. અરૂણોદય આજે સ્હવારના વ્હેલા આવ્યા હતા. તેમણે સ્હવારે બે ડોઝ

આપ્યા હતા. એ દવાએ ચમત્કારિક અસર કરી છે. જો કે ત્રણ-ચાર દિવસ સુધી તેમને બિછાનામાં રહેવું પડશે ખરૂં, પરંતુ ડૉકટર કહે છે કે તેમને કોઇ જાતની હરકત આવશે નહિ.”

તેના વૃદ્ધ પતિ ઉપર તેનો જે બાહ્યતઃ પ્રેમ દેખાતો હતો, તેનો વિચાર કરતાં ડૉકટરની આ દવાએ કરેલી અસરથી તેને વિશેષ આનંદ થવો જોઇતો હતો અને તેનું મન નિશ્ચિંત બનવું જોઇતું હતું. પરંતુ ખરી રીતે તેમ ન હતું. તેના ચ્હેરા સામે જોતાં કોઇને પણ જણાયા સિવાય રહે નહિ કે તે ઊંડી ચિંતામાં ગરકાવ બની ગઈ હતી અને તેનું ચિત્ત અસ્વસ્થ હતું. વળી આ કારસ્થાનમાં તે તથા પેલો લલિતાપ્રસાદ જોડાયેલાં હોવાની વાત પ્રસન્નકુમારે અરવિંદ તથા નરેન્દ્રપ્રસાદ પાસે કરી હતી તેનો પણ પૂરાવો મળતો હતો. કેમકે તે દિવસે ઘણો ખરો સમય એ બે જણાં એકલાં ને એકલાં કાંઇક ગુસપુસ કરી રહ્યાં હતાં. જો તેઓ જે ખંડમાં હોય ત્યાં કોઇ આવી ચડતું તો તેઓ પોતાની વચ્ચે ચાલતા ભાષણને અટકાવી દેતાં હતાં. એ ઉપરથી એમ સમજાતું હતું કે કોઇ ગુપ્ત ચિંતા તેમને મુંઝવી રહી હતી.

રાત્રે બધાંએ સાત વાગે વાળુ કરી લીધું. ત્યારબાદ બધાં દિવાનખાનામાં એકત્ર થયાં. હમેશાં તો તે વખતે કુસુમસુંદરી હારમોનિયમ વગાડતી અને સંગીતની એકાદ બે ચીજો છેડતી. કોઇ વખત લલિતાપ્રસાદ તેની સાથે ગાતો તો કોઇ વાર પ્રસન્નકુમાર ગાતો. પરંતુ આજે હારમોનિયમનો સ્પર્શ કરવાની પણ કુસુમસુંદરીની ઇચ્છા ન હતી. જો કે તેના પતિની સ્થિતિ તો ઉત્તરોત્તર સુધારા ઉપર હતી. બધાંએ એકાદ-બે કલાક પ્રાસ્તાવિક વાતોમાં ગાળ્યા બાદ પોતાને કેટલાક કાગળો લખવાના છે એવું બ્હાનું કાઢીને લલિતાપ્રસાદ ઉઠયો. થોડી વારે કુસુમસુંદરી પણ પોતાનું માથું દુઃખે છે એમ જણાવીને ત્યાંથી ચાલી ગઈ.

પરંતુ લલિતાપ્રસાદને કાંઇ કાગળો લખવાના ન હતા. તે પોતાના ખંડમાં નહિ જતાં જે ખંડમાં મન્મથરાયની જૂની પુરાણી ચીજોનો

સંગ્રહ હતો તેની પાછળના ખંડમાં ગયો. તેના ગયા પછી એક મીનિટ બાદ કુસુમસુંદરી પણ ત્યાં આવી પહોંચી. જો બીજા મ્હેમાનો આ વાત જાણે તો આ બે જણાંના સંબંધ વિષે તેમના મનમાં શંકા ઉપજ્યા સિવાય રહે નહિ. આ ખંડની એક બારી બગીચામાં પડતી હતી.

લલિતાપ્રસાદ તે બારી પાસે ઊભો હતો. કુસુમસુંદરી પણ એ ખંડનું દ્વાર બંધ કરીને તે બારી પાસે ગઇ. તે બોલી: "લલિતાપ્રસાદ! સમય થયો છે. જ્યારથી એ ચીઠ્ઠી મને મળી છે ત્યારથી મારૂં ચિત્ત અસ્વસ્થ બની ગયું છે. મને કશું પણ સૂજતું નથી. અનેક પ્રકારની ચિંતાઓથી મારૂં મન ઘેરાઇ ગયું છે. એ ચીઠ્ઠીમાં લખ્યું હતું કે આજે રાત્રીએ સ્હાડાનવ વાગે તે આ ખંડમાં આવશે." તે પોતાના કાંડાપર બાંધેલી સોનાની નાજુક ઘડિયાળ સામે જોતી બોલી: "સ્હાડાનવ ને બે મીનિટ થઇ છે. વખત થઇ ગયો છે."

"અને હું પણ અહીં હાજર થઇ ગયો છું!" બહાર અંધકારમાંથી ધીમો અવાજ આવ્યો અને બીજીજ પળે એક વ્યક્તિએ બારીમાંથી કૂદીને તે ખંડમાં પ્રવેશ કર્યો. તે વ્યકિત કોણ હતી? આપણો ચાલીશ ચ્હેરાનો માણસ–અરવિંદ પોતેજ!

તેને એકાએક અહીં આવેલો જોઇને કુસુમસુંદરીના મુખમાંથી એક તીણી બૂમ સરી પડી. તે બોલી: "મહાશય! હું તમારો જેટલો આભાર માનું તેટલો ઓછોજ છે. તમારી ચીઠ્ઠી વાંચીને હું પ્રથમ તો ગભરાઇજ ગઇ હતી. મારા પતિનું ખૂન! અને વળી ખૂની આજ મકાનમાં! ખરેખર જો તમે ન હોત તો મારા પતિ કદી પણ બચવા પામત નહિ. તમે ડોકટર અરૂણોદયની સાથે મોકલેલી દવાનો તેમણે ઉપયોગ કર્યો હતો અને તમને જાણીને આનંદ થશે કે એ દવા લીધા પછીથી એમની તબીયત ઘણીજ સુધરી ગઇ છે."

અરવિંદ જવાબમાં કશું પણ કહે તે પહેલાં લલિતાપ્રસાદ બન્ને હાથ વડે અરવિંદનો જમણો હસ્ત પકડી તેને દબાવતો બોલ્યો:

"શું મહાન્ પ્રખ્યાત ડિટેક્ટિવ **અરવિંદ** તે તમે પોતેજ! અને અમે તો અત્યારસુધી તદ્દન અંધારામાંજ રહેલાં! પણ મી. **અરવિંદ**! તમે લખ્યું હતું કે **મન્મથરાય**નું ખૂન કરવામાં અતિ તીવ્ર વિષનો ઉપયોગ કરવામાં આવ્યો છે. તો એ તીવ્ર વિષ કયું?"

"અચુપી!" **અરવિંદે** જવાબ આપ્યો: "મસાલાના દ્વિપોમા ત્યાંના જંગલી લોકો એ વિષનો ઉપયોગ પોતાનાં ભાલાંનાં ફળાંને ચોપડવામાં કરે છે."

"શું એ વિષ?" કુસુમસુંદરી ધ્રૂજતા અને ભયપૂર્ણ સ્વરે બોલી: "એ તો અત્યંત ભયંકર વિષ ગણાય છે અને તેનો ઉપયોગ કરનાર આજ મકાનમાં છે?" તેનું આખું શરીર અત્યારે ભીતિથી ધ્રૂજતું હતું. તે **અરવિંદ**ને જાણે વિનવતી હોય તેવા સ્વરે બોલી: "કોણ? આ મકાનમાં એવો કોણ હશે કે જે આવું અઘોર કૃત્ય કરતાં પણ નહિ અચકાતો હોય? તમે ચીઠ્ઠીમાં લખ્યું હતું કે આજે રાત્રીએ તેનું નામ તમે જણાવશો. મને કશી પણ કલ્પના આવી શકતી નથી. હા-હા, એક વખત મી **મનોહરરાય** અને મારા પતિ વચ્ચે અમુક બાબતમાં વૈમનસ્ય થયું હતું. તેઓ એક બીજાને ધિક્કારતા હતા. જો કે એ બાબત અત્યારે ભુંસાઇ ગઈ છે. હું નથી ધારતી કે **મનોહરરાય** આટલી હદે પહોંચે. કહો-કહો, શું તેણે-**મનોહરરાયે**-"

"કુસુમસુંદરી!" **અરવિંદ** બોલ્યો: "હું અત્યારે તમને ખૂનીનું નામ જણાવી શકતો નથી તે માટે દિલગીર છું. જો કે ખૂનીએ પોતેજ સ્વમુખે ગુન્હો કબૂલ કર્યો હોય એટલી મારા અંતરની તો ખાત્રી થઈ ચૂકેલી છે; પરંતુ હું સમયની રાહ જોઉં છું. તે સમય આવી પહોચે નહિ ત્યાસુધી સંપૂર્ણ સાબિતી આપણને મળી શકે તેમ નથી. જો કે તે સમયને માટે હવે વધુ વખત રાહ જોવી પડે તેમ નથી. તે સમયે ખૂની પોતેજ પોતાના નીચ કૃત્યનો પૂરાવો આપશે; અને જ્યારે તે—"

પરંતુ તે બોલતો એકાએક અટકી ગયો. તેણે આ બન્ને જણાને

શાંત રહેવાની ઇશારત કરી. તે વખતે કશી વસ્તુના પડવાથી થયેલા ધબકારાનો અવાજ સંભળાયો. અરવિંદના કર્ણ તીવ્ર બન્યા. તે કશું સાંભળવાનો તનતોડ પ્રયત્ન કરતો હતો. એવામાં દિવાલની બીજી બાજુએ બે અવાજ વગરનાં પ્રાણીઓ એક બીજાંની સાથે બાઝતાં હોય અને જમીનપર આમથી તેમ અથડાતાં હોય એવો અવાજ આવ્યો. જે સમયની અરવિંદ રાહ જોતો હતો તે સમય હવે આવી લાગ્યો હતો.

" મારી પાછળ આવો-ત્વરાથી, પણ બનતાં સુધી બિલકુલ અવાજ કર્યા સિવાય ચાલજો. કોઇ પણ આપણી હીલચાલ સાંભળી કે જોઈ ન શકે તે બાબત સાવચેતી રાખજો. " અરવિંદે ઉશ્કેરાયેલા અવાજે સૂચના કરી. તેણે વાઘની માફક બારણા તરફ તરાપ મારી, બારણાને અવાજ કર્યા સિવાય ખોલ્યું અને બહાર નિકળીને બીજી બાજુએ જૂની પુરાણી વસ્તુઓના સંગ્રહાલયના દ્વાર પાસે આવી પહોંચ્યો. તે દ્વાર અંદરથી બંધ કરેલું નહિ હોવાથી તેને ખોલતાં વાર લાગી નહિ. તે એ ખંડમાં ચિત્તાની માફક બિલકુલ અવાજ કર્યા સિવાય દાખલ થયો. બીજી પળે લલિતાપ્રસાદ તથા કુસુમસુંદરી પણ અંદર આવ્યાં. તે સમયે ભયંકર દૃષ્ય તેમની નજરે પડયું.

તે ખંડમાં પેલા હાડપિંજરના કબાટને અઢેલીને અરવિંદનો નોકર મોહન ઊભો હતો. તેના શરીરના કોઈ કોઈ ભાગમાંથી લોહી નિકળતું હતું. તેની ગરદન તથા ગળાપર દાંતનાં નિશાન હતાં. ચ્હેરા પર ઉઝરડા થયા હતા. તેની પડખે જમીન પર પડેલી એક આકૃતિ પાસે અરવિંદ ગોઠણભર બેઠો હતો. જમીન પર પડેલી એક આકૃતિ પાસે અરવિંદ ગોઠવણભર બેઠો હતો. જમીન પર પડેલી વ્યક્તિ અરવિંદના હસ્તમાંથી છૂટવાને ધમપછાડા કરી રહી હતી. તે વ્યક્તિના એક હાથમાં લોઢાની બેડી નાખેલી હતી. બેડીનો બીજો ભાગ છૂટો લટકતો હતો તે વ્યક્તિનાં જડબાં અને ગાલ ઉપર મોહનના મૂકકાનાં ચિહ્ન ઉઠી રહ્યાં હતાં. તે કબાટની

પાસે જમીનપર આસમાની રંગની કાચની શીશીના કકડા પડેલા હતા.

"કૂત્તા! તું આબાદ સપડાયો છે!" અરવિંદ તે વ્યક્તિના બન્ને હાથ એકઠા કરીને બીજા હાથમાં હાથકડી નાખી તેને તાળુ વાસતો બોલ્યો: "નગુણા સાપ! જેણે તને દુધ પાઇને ઉછેર્યો તેનેજ કરડવા ધાયો? અને તે પણ મન્મથરાય જેવા વત્સલ અને માયાળુ ગૃહસ્થને? કુસુમસુંદરી! જૂઓ! લલિતાપ્રસાદ! અહીં આવો! આ ઝેરી ઉંદરડાનું નિરીક્ષણ કરો!"

તેઓ બન્ને નજીક આવ્યાં. પરંતુ ત્યાં તેમણે શું જોયું? જે વ્યક્તિને ઉદ્દેશીને અરવિંદ પ્રસ્તુત શબ્દો બોલ્યો હતો તે વ્યક્તિ કોણ હતી? ઘડીભર તો કુસુમસુંદરી તથા લલિતાપ્રસાદને બધું સ્વપ્નવત્ જ લાગ્યું. તેમને પોતાનાં નેત્રો પર વિશ્વાસ બેસતો ન હતો. કેમકે એ આકૃતિ મન્મથરાયના ચીરંજીવી પ્રસન્નકુમારની હતી!

"હેં!" કુસુમસુંદરીના મુખમાંથી ઉદ્દગાર સરી પડયો. તેણે તુરતજ પોતાનાં નેત્રોને હાથ વડે ઢાંકી દીધાં. થોડી વારે તે પુનઃ બોલી: "અહો! આ હું શું જોઉં છું? મી. અરવિંદ! એમ હોય નહિ–એમ હોય નહિ! શું આ આટલી હદે પહોંચ્યો?"

"અરે આના કરતાં પણ વધારે ઊંડો જવામાં તે પાછો પડે તેમ નથી. જો તે આમ સપડાઈ ગયો ન હોત તો તમારા પતિની માફક તમે પણ યમદેવને શરણ થાત! અરવિંદે જવાબ આપ્યો: "કારણ કે તમારા પતિના ખૂનનો આરોપ તમારા ઉપર નાખીને તે તમને તથા આ લલિતાપ્રસાદને ફાંસીએ લટકાવવા માગતો હતો. તમે બન્ને જણાં તમારી ટૂંકોની તપાસ કરજો. હું શરત મારૂં છું કે તમારા બન્નેના ખંડમાંથી અયુપીની એકેકી શીશી મળી આવશે. આ હાડ-પિંજરની નવમી આંગળીમાં એ વિષ મૂકવાને માટે તે અત્યારે અહીં આવ્યો હતો. એટલે બીજી વખત મન્મથરાય અહીં આવતાં એ આંગળી પોતાનું કાર્ય કરી શકે. કેમ, મોહન! એટલા માટે આ માણસ અહીં આવ્યો હતો ને?"

"હા, સાહેબ! તમે મને સૂચવ્યું હતું તે પ્રમાણે એક કલાક થયા હું આ કબાટની પાછળ આવીને ભરાઇ રહ્યો હતો. તે થોડી વાર પહેલાં અહીં આવ્યો અને કબાટ ઉઘાડી જ્યાં હાડપિંજરની આંગળીમાં આસમાની રંગની શીશીમાંથી દવા રેડવા જાય છે ત્યાં હું તેના ઉપર કૂદ્યો. મેં એક બંગડી તો તેને પહેરાવી દીધી. પરંતુ એ પણ સાવચેત બની ગયો હતો. એટલે બીજી બંગડી હું તેને પહેરાવી શક્યો નહિ તે મારા પર કૂદ્યો અને તેના દાંત વડે મને બટકાં ભરવા લાગ્યો; પાજી બદમાશ! સાહેબ! તમે એના હાથમાંથી હાથકડી કાઢી નાખો, અને મને તેની સાથે માત્ર દશ મીનિટજ આપો. પાંચ મીનિટ મારા ઉપર તેણે કરેલા હલ્લાને માટે તથા પાંચ મીનિટ તેના બાપને માટે."

"નહિ," અરવિંદે કહ્યું: "મોહન! આ ઝેરી સાપના લોહીથી તારા પવિત્ર હસ્તને પતિત કરવા હું નથી ઇચ્છતો. મીસ્ટર પ્રસન્નકુમાર! તમે તો એમજ સમજ્યા હશો કે તમારે બુબખ હરિપ્રસાદની સાથે કામ પડેલું હોવાથી તેને ગમે તેમ નચાવી શકશો. તું એમ ધારતો હોઇશ કે લલિતાપ્રસાદ તથા કુસુમસુંદરીના ખંડમાંથી અધુપીની શીશીઓ મળશે એટલે હું તેમનેજ મન્મથરાયનાં ખૂની માની લઇશ. પરંતુ હવે તારી ખાત્રી થઈ હશે કે તારા જેવો મૂર્ખ જગતમાં બીજો કોઇ પણ નથી. મી. લલિતાપ્રસાદ! આ માણસ મને એમ સમજાવવાનો પ્રયત્ન કરતો હતો કે તમે તથા કુસુમસુંદરી આશક માશુક છો અને એથી મન્મથરાયનું ખૂન કરી તેમની તમામ મિલકતનાં તમે માલિક થવા માગો છો!"

"શું! આ નીચ કૂત્તો મારા ઉપર એવો આક્ષેપ મૂકે છે? અરે મારૂં તો કુસુમસુંદરીના કાકાની દીકરી સાથે ક્યારનુંયે સગપણ થઈ ગયું છે. થોડા દિવસમાંજ અમારાં લગ્ન થવાનાં છે. કુસુમસુંદરી ઉપર મારો પ્રેમ! હા, મારો પ્રેમ છે, પણ એક ભાઇના જેવો. અમે ન્હાનપણથી જાવામાં સાથે રમ્યાં અને સાથે મોટાં થયાં છીએ.

કુસુમસુંદરીને હું મારી બ્હેનથી પણ અધિક ચાહું છું. બાકી આ ચંડાળે જાવામાં તેમના ઉપર પ્રેમ કરવાનો, તેમને પોતાના પંજામાં સપડાવવાનો પ્રયત્ન કર્યો હતો. મન્મથરાયની તમામ મિલકતનો પોતે એકલો માલિક છે, અને મન્મથરાયની સંપત્તિ અતુલ છે. એવી એવી આશા તેણે કુસુમસુંદરીને આપી હતી. જો કે કુસુમસુંદરીએ તો તેને પ્રથમ પ્રસંગેજ તરછોડી કાઢયો હતો. ”

અરવિંદે કહ્યું: “ મને પણ તેને માટે પ્રથમથીજ શંકા ગઇ હતી. તેમાં પણ તમારા એ માટે મારા મનમાં શંકાને મજબૂત બનાવવાની તેની આતુરતા જોઇને મને તેના દુષ્ટ હેતુની ગંધ આવી હતી. તેને ઇન્સાફ આપવાને માટે એટલું કહેવું જોઇએ કે આ કાર્યમાં તેનું ચાતુર્ય સાધારણ પ્રતિનું નહતું. તે હાડપિંજરની નવમી આંગળીમાં વિષ રેડતો હતો, અને જ્યારે જ્યારે મન્મથરાય કોઇને લઇને પોતાનું સંગ્રહસ્થાન બતાવવાને આવે ત્યારે ગમે તે પ્રકારે પણ આ હાડપિંજર તથા તેની નવમી આંગળીનો સ્પર્શ કરવાની તેમને જરૂરજ પડે એવી યુક્તિ તે કરતો હતો. આ વિષ અત્યંત તીવ્ર છે. તેને એક વૃક્ષના રસમાંથી બનાવવામાં આવે છે. આ વિષનો મન્મથરાયની ચામડીને સ્પર્શ થતાં પ્રથમ તો ફોડલો થયો હતો. પછી એ ફોડલો ફુટયો અને પછી જ્યારે જ્યારે હાડપિંજરની નવમી આંગળીને તે ફોડલાવાળા પંજા વડે સ્પર્શ કરતા ત્યારે ત્યારે તે છિદ્રદ્વારા આ વિષ લોહીની સાથે મળતું. શરૂઆતમાં તે એ વિષની સાથે બીજી પ્રવાહી એકઠી કરીને હાડપિંજરની આંગળીમાં નાખતો હશે, એટલે તેની અસર થોડી થાય; અને મન્મથરાય જાણે કુદરતી રીતે નબળા પડતા જતા હોય એમ લાગે. પણ આજે તમે આ નવમી આંગળીનું નિરીક્ષણ કરો. તેણે તે વિષમાં બીજા પ્રવાહીને મેળવેલ નથી. જો બીજી વખત મન્મથરાયે આ આંગળીનો સ્પર્શ કર્યો હોત તો દુનિયામાં એવી એક પણ વસ્તુ નથી કે જે તેમને બચાવી શકત, અને મન્મથરાયનો આ બેકદર ખૂની છોકરા ઉપર

કેટલો બધો પ્રેમ ! મને પહેલાથીજ આના ઉપર વહેમ હતો. વળી તે કંઈ વસ્તુનો ઉપયોગ કરતો હશે તેની પણ મને અમુક અંશે તો ખાત્રી થઇ ગઈ હતી. ગઈ કાલે રાત્રીએ મેં તેને ઘેનની દવા શરબતમાં આપી હતી, અને પછી એ બાબત મારી ચોક્કસ ખાત્રી થઈ ગઇ. ”

“ પણ તમે કેવી રીતે ચોક્કસ નિર્ણયપર આવી શકયા ? એણે પોતાના ખંડમાં તો આ વિષ રાખ્યું નહિ હોય. ” લલિતાપ્રસાદ બોલ્યો.

“ ના, તમારા ખંડમાં એ વિષ મારા જોવામાં આવ્યું હતું, જ્યારે પ્રસન્નકુમારના ખંડમાં એવું કશું પણ નહતું. પરંતુ મારી ખાત્રી બીજીજ રીતે થઇ હતી. ” અરવિંદે જણાવ્યું: “ તમે જાણો છો કે ગમે તેવા પ્રાણઘાતક વિષનો પણ ભયંકર દરદો તે દૂર કરવામાં ઉપયોગ થાય છે. સ્ટ્રીકનીયાથી તમે એક માણસને મારી શકો, સોમલથી તમે ગમે તેને પાર પહોચાડી શકો; પરંતુ જો તે બન્ને વસ્તુઓનો યોગ્ય પ્રમાણમાં અને યોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવે તો તે જીવલેણ વસ્તુઓ મૃત્યુના કિનારે પહોચેલા મનુષ્યને જીવન પણ પ્રેરે છે. તેજ નિયમ આ અયુપીને પણ લાગુ પડે છે. જો તેને બીજા પ્રવાહીની સાથે યોગ પ્રમાણમાં મેળવીને તેનો ઉપયોગ કરવામા આવે તો જેને અંગ્રેજીમાં ‘ બ્રાઇટિસ ડીસીઝ ’ કહે છે તે ગુરદાનો વરમ શાંત પડે છે અને ઘણાખરાને મટી પણ જાય છે. પરંતુ સરકારે આ વિષનો દુરુપયોગ થવા ન પામે તે માટે ચાંપતા ઉપાયો લીધા છે. આ વિષની બનાવટ જાવામાં થાય છે. પરંતુ ગમે તેટલા પૈસા ખર્ચતાં પણ તે ત્યાંથી તમને મળી શકશે નહિ. માત્ર જો કોઈ ડિગ્રી પામેલા ડોકટરનું સર્ટિફિકેટ રજુ કરો તોજ તે વિષ તમને ડોકટરે લખ્યું હોય તેટલા પ્રમાણમાં આપવામાં આવે. જો તેને તમારે અહીં હિંદુસ્તાનમાં લાવવું હોય તો તે ડોકટરનું સર્ટિફિકેટ તથા જાવાના સત્તાવાળાઓનો પાસ બતાવવો જોઈએ. નહિ તો

જે બંદરે તમે ઉતરો ત્યાં તમને ગેરકાયદેસર આ વિપ કબજામા રાખવાને માટે પરહેજ કરીને એ વિષ તમારી પાસેથી લઇ લેવામાં આવે. જે માણુસને ગુરદાના વરમનું દરદ થયું હોય તેનેજ માત્ર આ વસ્તુ મળી શકે, બીજાને નહિ. હું એટલુંજ જાણુવા માગતો હતો કે આ દેશમાં તથા આ મકાનમાં 'અચુપી' લાવવામાં કોણુ ફતેહમંદ થઇ શકેલ છે. ગઈ કાલે રાત્રીએ મેં આ મકાનના દરેક માણુસને ઘેન લાવનારૂં ઔષધ આપ્યું હતું અને તેના પ્રતાપે જે જાણુવાનું હતું તે હું જાણી શકયો હતો."

"હા, પણુ કેવી રીતે ?" કુસુમસુંદરીએ પ્રશ્ન કર્યો.

"એ રીત બહુજ સ્હેલી છે. જે માણુસને ગુરદાનો વરમ થયો હોય તે લાંબા પગ રાખીને સૂઇ શકે નહિ. તેને ટુંટીયા વાળવાજ પડે. મેં દરેકના ખંડમાં દૃષ્ટિ કરી હતી. તેમાં માત્ર આ એકજ માણુસ ટુંટીયા વાળીને સૂતેલો માલૂમ પડયો હતો. ટુંટીયા પણુ સાધારણુ નહિ પરંતુ શ્વાનકુંડલીની માફક ! એટલે પછી મારે વિશેપ કશું જાણુવાનું બાકી ન રહ્યું. હા, પૂરાવો બાકી હતો તે અત્યારે મળી ગયો." એટલું કહીને અરવિંદ થોડી વાર થોભી ગયો. પછી તે પ્રસન્નકુમારની સામે જોઇને બોલ્યોઃ "ધિક્કાર છે, નિમકહરામ કૂતરા ! જે વૃદ્ધ પિતા તને પ્રાણુથી પણુ અધિક ચાહે છે, તેની સંપત્તિને ખાતર તેનું ખૂન કરવાને તૈયાર થયો ! ખરી રીતે મારી ફરજ એ છે કે તને ખૂન કરવાના આરોપસર જેલમાંજ મોકલવો જોઇએ. પણુ નહિ, જો ખરી વાત તારા પિતા જાણે તો તેમનું હૃદય તુટી જાય. એટલે આ વાત તેમનાથી છૂપી રાખવાની જરૂર હોઇ હું તને કાયદાના પંજામાં સપડાવવા નથી ઇચ્છિતો. ઊભો થા. જો હાથકડીની ચાવી પણે પડેલી છે. તે ચાવી લે અને તારી મેળે હાથકડીને ખોલી નાખ. હવે તારે શું કરવાનું છે તે તું જાણે છે ? આવતી કાલે સ્હવારે ડો. અરૂણોદય તારૂં શરીર તપાસશે અને એવો અભિપ્રાય આપશે કે જો તું આજથી એક અઠવાડિયામાં આ દેશનો ત્યાગ

નહિ કરે તો અહીંના હવાથી એકાદ વર્ષમાં તારૂં મૃત્યુ થશે. એટલે પછી તારે અહીંથી ચાલ્યા જવું અને પુનઃ આ સ્થળે કદી પણ દેખાવ દેવો નહિ. જો તેં પુનઃ લલિતપુરની હદમાં પગ મૂક્યો છે તો પછી કાયદો છે ને તું છે ! મોહન ! "

" સાહેબ ! "

" મારો સામાન પેક કરીને તૈયાર કર્યો છે ! "

" હા, સાહેબ ! "

" વારૂ, ત્યારે બહાર મોટર ઊભી છે. તેમાં સામાન મૂકી દે. દશ વાગ્યા છે. સવાદશે ટ્રેન આવે છે. કુસુમસુંદરી ! હું રજા લઇશ. ના, મને આગ્રહ ન કરશો. પ્રસન્નકુમારના મિત્ર જયંતિલાલને બીજું કોઈ પણ સંભારવાનું નથી. મારા કામનો બદલો ? હા, હું ગૃહસ્થ નથી. યોગ્ય લાગે તે મોકલી આપજો. સાહેબજી, લલિતાપ્રસાદ ! " બીજીજ પળે અરવિંદ અને મોહન ત્યાંથી ચાલ્યા ગયા. જો કે તે પહેલાં તે હાડપિંજરની નવમી આંગળીમાં રહેલા વિષને બહાર કાઢી નાખવાનું ચૂક્યો નહતો.

એક અઠવાડિયામાં પ્રસન્નકુમાર પણ એ મકાનનો ત્યાગ કરીને ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૯ મું.

### ભેદી પત્ર.

અરવિંદ તથા મોહન બન્ને જણા તેજ વખતે તેમનો સામાન મોટરમાં મૂકીને સ્ટેશન પર ગયા. લોકલ ટ્રેન આવવાને માટે માત્ર ત્રણ ચાર મીનિટજ બાકી હતી. અરવિંદે બે સેકન્ડ ક્લાસની લલિતપુર ટર્મીનસની ટીકીટ લીધી અને મોહન મજુર પાસે સામાન

ઉપડાવીને અંદર લઈ ગયો. ટ્રેન આવી, બન્ને જણા સામાન સાથે સેકન્ડ ક્લાસના કમ્પાર્ટમેન્ટમાં દાખલ થયા અને બીજી મીનિટે ટ્રેન ચાલુ થઇ.

ટ્રેન ચાલુ થતાં અરવિંદના મગજમાં વિચારો પણ ચાલુ થયા. છેલ્લા બે ત્રણ દિવસથી તે મન્મથરાયનો જાન લેવાના થયેલા પ્રયત્નને લગતા કેસમાં રોકાયેલો હોવાથી તે સિવાયના બીજા વિચારોને તેના મનમાં સ્થાન ન હતું. પરંતુ હવે તે કાર્ય પતી ગયું હતું. એટલે જૂના વિચારો–તેની પ્રિયતમા નિર્મળાના વિચારો તેના મગજમાં ચાલુ થયા હતા. છેલ્લી નિર્મળા તેને લલિતપુરના ઉત્તર તરફના દરવાજા બહાર નિર્જન પ્રદેશોમાં મળી હતી. તે વખતે નિર્મળાએ તેને કહ્યું હતું કે તે નોકરી કરીને પોતાનું ઉદરપોષણ કરવાનો ઈરાદો રાખે છે. તેણે કઈ નોકરી સ્વીકારી હશે? કમ્પેનિયન તરીકેની કિંવા શિક્ષિકા તરીકેની? ત્યારપછી નિર્મળાના સંબંધમા કશું પણ અરવિંદના જાણવામાં આવ્યું ન હતું.

અરવિંદ નિર્મળાને પ્રાણથી પણ અધિક ચાહતો હતો. પરંતુ પોતાના આગલા જીવનનો વિચાર કરતાં તેને એમ થતું હતું કે નિર્મળા જેવી નિર્મળતાની પવિત્ર મૂર્તિ પોતાનું નામ શ્રવણ કરતાં પણ ધ્રૂજતી હશે. તે શું પોતાની સાથે લગ્ન કરવાનું પસંદ કરશે? માત્ર તેને એક આશા હતી. જેમ જેમ વખત પસાર થતો જશે, તેમ તેમ નિર્મળાનું કોમળ અંતઃકરણ નરમ બનશે અને છેવટે તે નિર્મળાની ક્ષમાને પાત્ર થઇ શકશે.

આ વિચારોમાં ટ્રેન લલિતપુરના ટર્મિનસ સ્ટેશને આવી પહોંચી. બન્ને જણા ટ્રેનમાંથી નીચે ઉતરી, મોટરમાં સામાન મૂકીને તેમના મકાનપર આવ્યા.

બે–ચાર દિવસ પસાર થઈ ગયા. અરવિંદને હાલમાં ખાસ કામ કશું પણ ન હતું. તે આખો દિવસ પોતાના હૃદયની દેવી નિર્મળાના વિચારમાંજ મશગુલ રહેતો હતો. જે સ્થળે નિર્મળાની સાથે તેની મુલાકાત થઈ હતી ત્યાં પણ તે રોજ જતો હતો. એવી આશાથી કે કોઈ

વખત તેની ત્યાં મુલાકાત થઈ જાય. પરંતુ તેની એ આશા સફળ થઈ નહિ. તે નિર્મળા કયે સ્થળે નોકરીમાં દાખલ થઈ છે તથા હાલમાં શું કરે છે, તેની તપાસમાં ઊંડો ઉતરવાને ઇચ્છિતો ન હતો. કેમકે એમ કરવાથી નિર્મળાને આ અરવિંદ પોતાની પાછળ પડયો છે એવું લાગવાનો સંભવ હતો. છેવટે અરવિંદે વિચાર કર્યો કે જો નિર્મળાની ઇચ્છા હશે તો તે સ્વતઃ જ પોતાનું હાલનું સ્થળ તેને જણાવશે. એવો વિચાર કરીને તેણે નિર્મળાની તપાસ કરવાનું માંડી વાળ્યું.

એક વખતે તે ફરવાને માટે બહાર નિકળ્યો હતો તે વખતે કોઇએ બૂમ મારી. " હરિસિંગ ! રીસાલદાર હરિસિંગ ! ઊભા રહો ! "

તેણે પાછળ દૃષ્ટિ ફેરવી તો એક રાતા રંગની મોટરકાર તેની નજરે પડી. તે મોટરકારનો શોફર તેને બોલાવતો હોય એમ લાગ્યું. અરવિંદ આ મોટરકાર તથા તેના શોફર બન્નેને પિછાનતો હતો. તે મોટર પોલિસ સુપરિન્ટેન્ડન્ટ નરેન્દ્રપ્રસાદની હતી.

મોટર તેની પાસે આવીને સ્થંભી ગઈ. એટલે અરવિંદે ધીમા સ્વરે પ્રશ્ન કર્યોઃ " કેમ, શું છે ? "

" સાહેબ ! આપ આ સ્થળે મળશો એવું મોહને અમને જણાવ્યું હતું. આપ અંદર દાખલ થાઓ. સાહેબ પણ અંદરજ છે. " શોફરે જવાબ આપ્યો.

અરવિંદે મોટરનું દ્વાર ખોલ્યું, અને અંદર દાખલ થઈને પુનઃ દ્વાર બંધ કરી દીધું. તે નરેન્દ્રપ્રસાદની બાજુએ સ્વસ્થતાપૂર્વક બેઠો.

મોટર ચાલુ થઇ, જોરપૂર્વક દોડવા લાગી. નરેન્દ્રપ્રસાદ બોલ્યોઃ " હું કયારનોયે તમને શોધતો હતો. હું તમારે ત્યાં ગયો તે વખતે તમને મકાનપર નહિ જોવાથી નિરાશ બની ગયો હતો. પરંતુ સારૂં થયું કે મોહને તમારો પત્તો આપ્યો. છોકરો ચાલાક લાગે છે. "

" હા, ચાલાક, વિશ્વાસુ અને વળી શોધક બુદ્ધિનો છે. " અરવિંદે કહ્યું.

" શોધક બુદ્ધિનો ! એવી એણે શી શોધ કરી છે ? " નરેન્દ્રપ્રસાદે પ્રશ્ન કર્યો.

" તેણે એવી શોધ કરી છે કે કોઇ વખત તે આપણને ઉપયોગમાં આવી શકશે. વારૂ, પણ તમે મને મળવાને માટે આટલા બધા આતુર હતા, એ પરથી જણાય છે કે ખાસ જરૂરી કામ હોવું જોઈએ. કહો, શું કામ છે ? "

" કામ એવુંજ કાંઈ જરૂરી છે. " નરેન્દ્રપ્રસાદે કહ્યું: " આશરે દોઢ કલાક પહેલાં એક પત્ર ટપાલમાં આવ્યો છે. આ તપાસ કરવાનું કાર્ય પોલિસખાતાનું નથી. પરંતુ જો તમે આ કાર્ય માથે લ્યો તો બની શકે તેવું છે. જો મને પૂછાવો તો હું આ કાર્યને પસંદ કરતો નથી. "

" શા માટે ? "

" માત્ર એકજ કારણને માટે. આ પત્ર પિનાકપુરથી આવેલો છે; અને પિનાકપુર જવામાં તમને કેટલો ભય રહેલો છે તે તમે જાણો છો. પેલી મોહની કે જેની સાથેનો સંબંધ તમે તોડી નાખ્યો છે, તે હાલમાં પિનાકપુરમાં નિવાસ કરીને રહેલી છે. તમે તેના ઉપર પત્ર લખ્યો હતો કે તમે તેની તથા તેની ટોળી સાથેનો સંબંધ તોડી નાખ્યો છે. તે વખતે તેના તરફથી આવેલો પ્રત્યુત્તર તથા તેણે લીધેલી પ્રતિજ્ઞા મારા જાણવામાં છે. એટલે મને ભય રહે છે કે જો તમારો ત્યાં તેની સાથે ભેટો થઈ જાય તો પરિણામ ભયંકર આવ્યા સિવાય રહે નહિ. "

" પરંતુ તેની ભીતિ રાખવાનું શું કારણ છે ? તે મને પિછાની શકે તેમ છેજ નહિ. તે તો એમજ સમજે છે કે બદમાશોનો સરદાર અરવિંદ અદૃશ્ય થઇ ગયો છે ! તે મારા પૂર્વ જીવનના સંબંધમાં વિશેષ કશું પણ જાણતી નથી. પણ આપણે તમારા ઉપર ટપાલમાં આવેલા પત્રની વાત કરીએ. એ પત્ર કોનો છે ? અને તમે એ કાર્યને પસંદ કરતા નથી એમ શા માટે કહો છો ? "

" કદાચ એમ પણ હોય કે તમને પિનાકપુરમાં આવવાને લલચાવવા માટે તેણે આ યુક્તિ કરી હોય. ત્યાં કોઈ અજાણ્યા સ્થળમાં લઈ જઈને તમને ફસાવવાનો તેનો ઇરાદો હોય. " નરેન્દ્રપ્રસાદે સૂચવ્યું.

" પિનાકપુરમાં મારાથી અજાણ્યું સ્થળ એક પણ નથી. પિનાકપુરની દરેક ગલ્લી, દરેક ભેદી મકાનથી હું પૂરેપૂરો વાકેફગાર છું હિંદુસ્તાનના દરેકે દરેક મોટા શહેરનું મને સંપૂર્ણ જ્ઞાન છે. લલિતપુર, પિનાકપુર, મણિપુર, ચંદ્રનગર, સૂર્યપુર, મુંબઇ, કલકત્તા, મદ્રાસ, પુના, વગેરે શહેરોમાં એક પણ શહેર એવું નથી કે જેના કોઇ પણ મકાનમાં પ્રવેશ કરતાં મને ડર લાગે. તમારા હાથમાં છે એજ કાગળ ટપાલમાં આવ્યો છે? વારૂ, ત્યારે મહેરબાની કરીને તે મને વાંચી સંભળાવો."

" શ્રીયુત નરેન્દ્રપ્રસાદ, પોલિસ સુપરિન્ટેન્ડન્ટ, લલિતપુર." નરેન્દ્રપ્રસાદે અરવિંદની વિનતિને માન આપી, કવરમાંથી કાગળ કાઢીને વાંચવા માંડયો:—

" માનનીય મહાશય,

" આ પત્ર લખાવનાર પત્રમાં બધી હકીકત લખાવી શકતા નથી. કેમકે કદાચ આ પત્ર કોઇ બીજાના હસ્તમાં જાય એવી તેમને બીતિ રહે છે. અત્યારે તેમની પ્રતિષ્ઠા અને તેમનું જીવન મોટા જોખમમાં છે. માત્ર અમને એકજ આશા છે. અમારી એ આશા જો સફળ થાય તો જ આ ગૃહસ્થ નિશ્ચિંત થઇ શકે તેમ છે. શ્રીયુત અરવિંદ-લલિતપુરના બાહોશ ડિટેક્ટિવ આખા હિંદુસ્તાનમાં પ્રખ્યાત છે. તેમણે લલિતપુરના પોલિસખાતાને હિંદુસ્તાનભરમાં પ્રકાશમાં આણ્યું છે. મને અહીં પિનાકપુરની પોલિસને આ કાર્યમાં વિશ્વાસમાં લેવાનું પસંદ નથી; પરંતુ શ્રીયુત અરવિંદમાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે. મહાશય! એ બાહોશ ડિટેક્ટિવની સાથે તમારે પૂર્ણ સંબંધ હોવાનું મારા જાણવામાં છે. માટે આપ અમારા ઉપર કૃપા કરીને એક મનુષ્યની પ્રતિષ્ઠાને, તેના જીવનને બચાવવાને માટે શ્રીયુત અ-

રવિંદને વિનવો, તેમને સમજાવો, ગમે તેમ કરીને તેઓ આ કાર્ય હાથમાં લે તેમ કરો. જો તેઓ આ કાર્ય હાથમાં લેવાનું કબૂલ કરે તો તા. ૨૬ મીને શુક્રવારે રાત્રે નવ વાગે પિનાકપુરમાં રતનચોકની બારમી ગલ્લીમાં નંબર ૭ ના મકાનમાં ઉપરના માળપર આવવાનું જણાવશો. તેઓ તે સ્થળે આવશે એ વખતે એ માળ ઉપર બિલકુલ અંધકાર હશે. તે પોતે ત્યાં આવીને ' અરવિંદ ' શબ્દનો ઉચ્ચાર કરશે કે હું તેમની સમક્ષ હાજર થઇશ અને સર્વ હકીકત તેમને નિવેદન કરીશ. શ્રીયુત અરવિંદ ! આ પત્ર શ્રીયુત નરેન્દ્રપ્રસાદ તમને વંચાવશે. મને આશા છે કે તમે આ કાર્યનો સ્વીકાર કર્યા સિવાય નહિજ રહો. "

નરેન્દ્રપ્રસાદ તે કાગળને કવરમાં નાખતો બોલ્યો: " આ પત્ર ! તેની નીચે કોઇની સહી નથી. તમે આના પરથી શું અનુમાન કરો છો ? "

---

## પ્રકરણ ૧૦ મું.

---

### અગત્યનો દસ્તાવેજ.

" આ પત્ર તદ્દન સત્ય હકીકતથી ભરપૂર છે ". અરવિંદે જણાવ્યું: " આ પત્ર લખનારનો હેતુ મને ફસાવવાનો છે એમ તો હું એક ક્ષણભર પણ માની શકતો નથી. જો તેનો એવો કશો દુષ્ટ હેતુ હોત તો તે મને ત્યાં આવવાને લલચાવવા સારૂ મોટી બક્ષિસની આશા આપત. આમાં એવું કશું પણ નથી. આ પત્ર લખનાર મોટી આફતમાં હોય એમ લાગે છે. તેણે દુ:ખી અંત:કરણે આ પત્ર લખેલો છે. "

" ત્યારે તમને એમાં કશું પણ શંકા જેવું લાગતું નથી ? "

" ના, બિલકુલ નહિ; અને મેં નિશ્ચય કર્યો છે કે આવતી કાલે ૨૬ મી તારીખે રાત્રીએ તેના લખ્યા મુજબ હું એકલો પિનાકપુરમાં રતનચોકની ૧૨ મી ગલ્લીમાં ૭ મા નંબરવાળા મકાનના ઉપલા માળપર જઇશ. " અરવિંદે પોતાનો નિર્ણય જાહેર કર્યો.

બીજે દિવસે રાત્રે સ્હાડાઆઠ વાગે પિનાકપુરના રતનચોકમાં એક યુવાન દૃષ્ટિએ પડતો હતો. તેનો ચ્હેરો ઘઉંવર્ણો હતો. શરીર પર તેણે કાળો કોટ તથા કાળું પાટલુન અને માથે ટર્કી ટોપી ધારણ કર્યાં હતાં. તેના બૂટ ચકચકિત પુના લેધરનાં હતાં. હાથમાં એક પાતળી લાકડી હતી. દેખાવમાં તે મુસલમાન ગૃહસ્થના જેવો લાગતો હતો. તેની સાથે એક નોકર હતો. નોકરનો પોશાક સાદો હતો. તેની પાસે એક ન્હાની ચામડાની બેગ હતી અને એક ન્હાની પતરાની વજનમાં હલકી ટ્રંક હતી. આ બન્ને જણા નિશ્ચિંતપણે રાજમાર્ગ પર ચાલતા રતનચોક તરફ આવતા હતા.

આ બે અરવિંદ તથા તેનો મદદગાર મોહન હતા.

" સાહેબ ! " મોહન બોલ્યો: " તમે તો કહેતા હતા કે પિનાકપુર રંગીલું શહેર છે; પરંતુ મને તો આ શહેર નિદ્રામાં પડેલા કુંભકરણ જેવું લાગે છે. હજી માત્ર સ્હાડાઆઠ થયા છે ત્યાં તો બધે સુમસુમાકાર ! આપણા લલિતપુરમાં તો રાત્રીના એક દોઢ વાગ્યા સુધી ઘણીખરી દુકાનો ખૂલી રહે છે. "

" મોહન ! તારે નિરાશ થવાનું કશું પણ કારણ નથી. આ સ્થળે દુકાનો સ્હાંજે વ્હેલી બંધ થઇ જાય છે ખરી; પરંતુ આ ગામના બધાયે લત્તા કાંઇ રતનચોક જેવા નથી. આપણે જે કાર્યને માટે અત્ર આવેલા છીએ તે પૂર્ણ થતાં પહેલાં અહીં તને ઘણું જાણવાનું તથા જોવાનું મળશે. " અરવિંદે કહ્યું.

આ વખતે તેઓ બારમી ગલ્લીમાં દાખલ થયા હતા. થોડી વારે તેણે પુનઃ કહ્યું: "મોહન ! આ સ્થળ સલામતી ભરેલું નથી. માટે તારે સાવચેત રહેવાનું છે. જો આ ઓટલાપર બેસ. પેલું સામે દેખાય છે

તે મકાનમાં મારે દાખલ થવાનું છે. દીવાના પ્રકાશથી તેનો નંબર ઉકેલી શકાય છે. તે મકાન ખાલી હોય તેમ લાગે છે, છતાં તેનું દ્વાર ખૂલ્લું છે. તું એ મકાનપર દૃષ્ટિ રાખજે. હું ત્યાં કેટલો સમય સુધી રોકાઇશ એ હું જાણતો નથી; પરંતુ જો હું તેમાંથી બહાર નિકળું તે પહેલાં બીજું કોઇ અંદરથી બહાર પડે તો તેને એકલો જવા દઇશ નહિ. તેને અટકાવવાનો નથી. માત્ર તે ક્યાં જાય છે અને શું કરે છે તે જાણી લેવાનું છે. ”

“ કાંઇ ફિકર નહિ, સાહેબ ! આપની આજ્ઞાને હું યથાર્થપણે અમલમાં મેલીશ. ” મોહને કહ્યું અને તેણે નંબર ૭ વાળા મકાનની સામેના ઓટલાપર આસન લગાવ્યું.

અરવિંદે પોતાના મદદગારને કેટલીક આવશ્યક સૂચનાઓ આપી. પછી તે સામી બાજુએ આવેલા મકાનના ખૂલ્લા દ્વાર પાસે ગયો. આ દ્વાર મકાનના પાછળના ભાગમાં હતું. અર્થાત્ આ મકાનની પછીત આ ગલીમાં પડતી હતી, જ્યારે તેનું મૂખ્ય દ્વાર રાજમાર્ગપર હતું. મકાનની અંદર સર્વત્ર અંધકાર હતો. અરવિંદ તે દ્વારમાં દાખલ થઈને દાદરપર ચડવા લાગ્યો. એક, બે અને ત્રણ દાદર ચડયા પછી તે ઉપલા માળપર આવ્યો. ત્યાં ચાલીમાં દિવાલને અઢેલીને ઊભો રહ્યો કે જેથી પોતાના ઉપર પાછળથી કોઈ હલ્લો કરી શકે નહિ. પછી તેણે ધીમા પરંતુ સ્પષ્ટ સ્વરે “ અરવિંદ ” શબ્દનો ઉચ્ચાર કર્યો.

બીજીજ પળે ચાલમાં વિજળીના દીવાનો પ્રકાશ થયો, એક ખંડનું દ્વાર ખૂલ્યું અને કોમળ તથા આનંદપૂર્ણસ્વરે કોઇ બોલ્યું: “ તમારો અત્યંત આભાર થયો. ”

અરવિંદે એ તરફ દૃષ્ટિ કરી તો એક યુવતિનો સુકોમળ ચ્હેરો તેની દૃષ્ટિએ પડયો. અરવિંદના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. અત્યારે સ્વર્ગીય સુખ તેને પ્રાપ્ત થયું હતું. કારણકે આ ચ્હેરો તેની પ્રિયતમા હૃદયદેવી—નિર્મળાનો હતો.

“ કોણ, નિર્મળાકુમારી ? ” અરવિંદ આશ્ચર્યપૂર્ણ સ્વરે બોલ્યો: “ શું તમે મને પત્ર લખીને બોલાવ્યો હતો ? ”

" ના, એ પત્ર મેં તમને નહોતો લખ્યો. " નિર્મળાએ જવાબ આપ્યોઃ " હું તો માત્ર એ પત્ર લખનારની આજ્ઞા પ્રમાણે કાર્ય કરનાર છું. તમારા અત્યારના દેખાવથી હું તમને ઓળખી શકી નહોત. પરંતુ તમારો અવાજ હું કદી પણ ભૂલી શકું તેમ નથી. મેં તમને જણાવ્યું હતું તે પ્રમાણે અહીંના સરદાર સત્યપ્રસન્નની દીકરી શ્રીમતી અરૂણાકુમારીના કમ્પેનિયન તરીકેની નોકરી મેં સ્વીકારી છે."

" સરદાર સત્યપ્રસન્ન ! પિનાકપુર રાજ્યના રક્ષણ ખાતાના મંત્રી ! વૃદ્ધ અને સહાસિક સત્યપ્રસન્નને હું સારી રીતે પિછાનું છું. તે વાઘ જેવો વિકરાળ અને સિંહ જેવો શૂરવીર છે. "

" હા, પણ અત્યારે તેની વિકરાળતા અને શૂરવીરતા અદૃશ્ય થઈ ગઇ છે. તેનો બંગલો છ અઠવાડિયાંથી નાશ પામ્યો ત્યારથી તે તદ્દન નમ્ર અને નિસ્તેજ બની ગયો છે. છ અઠવાડિયાં થયા તે એક સરખી ચિંતા અને ભીતિને વશ રહ્યા કરે છે. એક વિચિત્ર આકારના પ્રાણીનો તેને સતત ભય રહ્યા કરે છે. "

" ત્યારે શું પેલો પત્ર તેમણે લખ્યો હતો ? " અરવિંદે પ્રશ્ન કર્યો.

" હા, તમારી મદદની તેમણે માગણી કરી હતી. " નિર્મળાએ જણાવ્યું: " તે પોતેજ આજે અત્યારે આ સ્થળે તમને મળવાના હતા. આ મકાન તેમની માલિકીનું છે. તેમનું એવું માનવું હતું કે તે આ સ્થળે તમને એકાંતમાં અને સલામતીપૂર્વક મળી શકશે. પરંતુ છેક છેલ્લી ઘડીએ તેમને માલૂમ પડયું કે ભય ચોતરફથી તેમને ઘેરી રહ્યો છે. તેમની પૂઠે છૂપા માણસો સતત લાગેલા છે. તે પોતાની આસપાસ પથરાયેલી જાળના સંબંધમાં અહીંની પોલિસને કશું પણ જણાવી શકે તેમ નથી; અને તેને ભય રહે છે કે જો તેણે તમારી પાસે મદદ માગી છે એવું જાહેર થાય તો ચોવીશ કલાકમાંજ તેનું મૃત્યુ થાય. માત્ર મૃત્યુજ નહિ પણ તેની પ્રતિષ્ઠાને પણ હાની પહોંચે તેમ છે. અહો, અરવિંદ ! " નિર્મળા

પોતાનાં નેત્રો ડિટેક્ટિવની સામે રોપી, પોતાના હસ્ત વડે તેનો જમણો હસ્ત પકડીને જાણે કાલાવાલા કરતી હોય તેવા સ્વરે બોલી: " બચાવો ! આ એક વખતના સમર્થ પણ અત્યારે સર્વથા નિસ્તેજ અને નિર્વીર્ય બનેલા વૃદ્ધ ગૃહસ્થને બચાવો ! તેને મદદ કરો, તેની પ્રતિષ્ઠાને માટે પિનાકપુર રાજ્યની પ્રતિષ્ઠાને માટે–મારે ખાતર, તેને મૃત્યુના ભયમાંથી બચાવો ! હું તમારો આભાર કદી પણ ભૂલીશ નહિ. "

" જરૂર બચાવીશ; નિર્મળાકુમારી ! તમારે ખાતર હું ભયંકરમાં ભયંકર જોખમનું કાર્ય હશે, તોપણ તેમાં ઝંપાપાત કરીશ. માત્ર શું કામ મારે કરવાનું છે તે મને જણાવો. તમને તથા સરદાર સત્યપ્રસન્નને કોનો ભય છે ? જે વિચિત્ર પ્રાણીના સંબંધમાં તમે હમણાં કહ્યું તે શું છે ? એ સર્વ વિગતવાર મને સમજાવો. "

" એ અત્યંત ભયંકર પ્રાણી છે. " નિર્મળા કહેવા લાગી: " તમે કદાચ મને મૂર્ખ કહેશો, પરંતુ મારૂં મન એમ કહે છે કે તે સામાન્ય પ્રાણી નથી પણ પ્રેતયોની માંહેની કોઈ વ્યક્તિ છે. હાય, અમે વિલાસમંદિરમાં રહેવાને માટે ગયાં તેનું આ પરિણામ છે. જો સુમનપ્રાસાદનો નાશ ન થયો હોત તો અમારે વિલાસમંદિરમાં જવું પડયું ન હોત, અને તો પછી કશું પણ બનત નહિ. "

" સુમનપ્રાસાદ ! હા, બરોબર. સરદાર સત્યપ્રસન્ને એ સુમનપ્રાસાદ બંધાવ્યો હતો. જે વખતે અહીંના મહારાજાએ સુમનપ્રાસાદ ખૂલ્લો મૂકવાની ક્રિયા કરી તે વખતે હું અહીંજ હતો. આજથી પાંચ–છ અઠવાડિયા પહેલાં મેં વર્ત્તમાનપત્રોમાં વાંચ્યું હતું કે સુમનપ્રાસાદને આગ લાગી હતી. આગ લાગવાનું કારણ જણાયું નથી. પરંતુ તે આગ મધ્યરાત્રે સરદાર સાહેબના શયનગૃહમાંથી શરૂ થઇ હતી. તેને લગતું વર્ણન વાંચતાંજ મને શંકા આવી હતી કે આ આગમાં કશોક ભેદ હોવો જોઈએ. જો કે એ વિષયમાં વિશેષ લક્ષ આપવાની મને તે સમયે અગત્ય જણાઈ

નહતી. વિલાસમંદિર પણ મારા જાણવામાં છે. વિલાસમંદિર ઘણા જૂના વખતમાં બાંધવામાં આવ્યું છે. તેનો કેટલોક ભાગ પડી ગયેલો છે. એટલે માટે ભાગે તે ખાલીજ રહે છે. પરંતુ જાતિઅનુભવ ઉપરથી હું જાણું છું કે જ્યારે પોલિસ તથા જાહેર પ્રજા વિલાસમંદિરને ખાલી ધારતા હોય તે વખતે તે નિશાચરોનું નિવાસસ્થાન બનેલું હોય છે. એ વિલાસમંદિરમાંથી અન્ય સ્થળે જવાને માટે જમીનની નીચે સુરંગ પણ છે. જો કે અહીંની પોલિસને આ વાતની માહિતી નથી. વારૂ, નિર્મળાકુમારી! આ વિલાસમંદિર સાથે સરદાર સત્યપ્રસન્નને શો સંબંધ છે તે મને જણાવો.”

“ એ વિલાસમંદિરજ સરદાર સાહેબની સર્વ ઉપાધિનું મૂળ છે. તે મંદિર અત્યારે બિસમાર હાલતમાં નથી. શ્રીમતી ઇંદ્રિકુંવરબાએ તેને ખરીદી લઇને તેમાં સમારકામ કરાવ્યું છે. તે તથા તેનો ભાઇ તે મંદિરમાં રહે છે. તેમજ સરદાર સાહેબ, તેમની પુત્રી અરૂણાકુમારી અને હું પણ ત્યાં રહીએ છીએ; તથા પેલા વિચિત્ર પ્રાણીનું નિવાસસ્થાન પણ એજ મંદિર છે.”

“ આ તમે કહો છો શું ? ” અરવિંદ આશ્ચર્યપૂર્વક બોલ્યો.

“ હું સત્યજ કહું છું. ” નિર્મળાએ આવેશપૂર્ણ સ્વરે જવાબ આપ્યો: “ હા, પણ મારે તમને શરૂઆતથીજ બધી હકીકત જણાવવી જોઈએ. તે સિવાય વસ્તુસ્થિતિનો ખરો ખ્યાલ તમને આવી નહિ શકે. જો કે એ હકીકત હું તમને જેમ બને તેમ જલ્દીથી અને માત્ર થોડા શબ્દોમાંજ જણાવીશ. આ પ્રસંગની શરૂઆત ગયા શિયાળામાં થઇ છે. તે વખતે સરદાર સાહેબ તથા તેમની પુત્રી પુનામાં હતાં. ત્યા તેમને શ્રીમતી ઇંદ્રકુંવરબા તથા તેમના ભાઈ મન્મથરાયનો મેળાપ થયો. અરવિંદ ! તમે જાણો છો કે સરદાર સાહેબ મોટા મંત્રી છે, પરંતુ તેમની આર્થિક સ્થિતિ જોઈએ તેવી સારી નથી. તેમની પુત્રી અરૂણાકુમારી મહત્ત્વાકાંક્ષી છે. તેને મોજ શોખ પસંદ છે. તેની પ્રકૃતિ ખર્ચાળુ છે. એ બધા માટે પૈસો પૂરતો જોઈએ. હવે

ઇંદ્રકુંવરબાનો ભાઈ મન્મથરાય શ્રીમંત છે. તેની પાસે અનર્ગળ દ્રવ્ય હોવાનું કહેવાય છે. તેની ખાટી મીઠી નજર અરૂણાકુમારી પર થઈ. અરૂણાકુમારીને પણ આ ફાંકડા યુવકનો મોહ લાગ્યો. જ્યારે તેઓ પુનાથી પિનાકપુર આવવાને નિકળ્યાં ત્યારે એ બન્ને વચ્ચેનો પ્રેમસંબંધ એટલો બધો ગાઢ થઈ ગયો હતો કે મન્મથરાયને માટે લગ્નની તિથિ જાહેર કરવાનુંજ બાકી હતું. સરદાર સાહેબને આ માણસ માટે કાંઈ વિશેષ ભાવ નહતો. પણ તે સાથે તેઓ અરૂણાકુમારીની ઇચ્છાની આડા આવવાનું પણ પસંદ કરતા નહતા.

" મન્મથરાયનો અરૂણાપર અપ્રતિમ પ્રેમ હતો ખરો, પરંતુ તે લગ્નની વાત ઉચ્ચારતો નહિ. કદાચ એમ પણ હોય કે તેનો સંકેત પરિપૂર્ણ થયો ન હોય. પુનામાં તેણે લગ્ન સંબંધમાં મૌન્ય ધારણ કર્યું હતું અને તે તથા તેની બ્હેન પણ અમારી સાથેજ અહીં પિનાકપુર આવ્યાં હતાં. છતાં અહીં પણ તેણે એ વિષયમાં પોતાના મુખને બંધ રાખ્યું હતું. "

" શું હજી પણ તેણે એ વાતનો ઉચ્ચાર કર્યો નથી. " અરવિંદે પ્રશ્ન કર્યો.

" કર્યો છે, હા, આજથી છ અઠવાડિયાં પહેલાં—અર્થાત્ સુમનપ્રાસાદને જે રાત્રીએ આગ લગાડવામાં આવી તેના બે દિવસ પહેલાં તેણે એ વાત ઉચ્ચારી હતી. " નિર્મળાએ કહ્યું.

" શું તમને એમ લાગે છે કે એ પ્રાસાદને કોઈએ આગ લગાડી હતી ? "

" હા, જો કે તે સમયે એ વિષયમાં મને કશી શંકા નહતી. પરંતુ હવે હું માનું છું કે એ આગ એની મેળે લાગી નહતી. અરૂણાકુમારીને શનિવારે મન્મથરાયે પોતાની ઇચ્છા જણાવી. એ વાત અરૂણાએ તેના પિતાને કરી, એટલે સરદારસાહેબે રવિવારે તેમાં પોતાની સંમતિ આપી. સોમવારે રાત્રે એકાએક સુમનપ્રાસાદમાં આગ લાગી અને અમે ત્રણ જણાં—સરદાર, તેની પુત્રી અને હું મકાન વગ-

રનાં થઇ પડયાં. તે દરમિયાન ઇંદ્રકુંવરબાએ વિલાસમંદિર ખરીદીને તેમાં સમારકામ કરાવી લીધું હતું તથા તે અને તેનો ભાઈ તે મંદિરમાં રહેતાં હતાં. જે દિવસે સમારકામ પૂર્ણ થયું તેજ દિવસે મન્મથરાયે અરૂણાના હસ્તની માગણી કરી હતી.”

“અહો !” અરવિંદ અર્થપૂર્ણ સ્વરે બોલ્યો: “મને હવે આ બનાવના રહસ્યની ગંધ આવવા લાગી છે ખરી. અલબત્ત સુમનપ્રાસાદ બળી જવાથી ઇંદ્રકુંવરબાએ એવી ઇચ્છા પ્રકટ કરી હશે કે તે પ્રાસાદમાં સમારકામ કરાવીને તે પુનઃ રહેવા લાયક થાય ત્યાં સુધી પોતાના ભાઈની ભાવી વધુ તથા સાસરાએ પોતાની સાથે વિલાસમંદિરમાં રહેવાને માટે આવવું.”

“હા,” નિર્મળા બોલી: “અને સરદારસાહેબે તેની માગણી કબૂલ કરી. કદાચ તેમણે એ વાતનો સ્વીકાર ન કરવાનો વિચાર રાખ્યો હોત તોપણ તે બર આવત નહિ. કેમકે અરૂણા વિલાસમંદિમાં રહેવાને ઉત્કંઠિત હતી. એટલે અમે ત્રણે જણાં તે દિવસથી ત્યાં રહેવાને ગયાં તે અત્યારસુધી ત્યાંજ રહીએ છીએ. અમે જે દિવસે ત્યાં રહેવાને ગયાં તે રાત્રીએ અમે જમતાં હતાં તે દરમિયાન પ્રેતયોનીના સંબંધમાં વાત નિકળી. જે મકાનો તથા સ્થળોમાં પ્રેતનાં નિવાસસ્થાન હોવાનું કહેવામાં આવતું હતું તેનાં નામ રજુ થવા લાગ્યાં. ઇંદ્રકુંવરબાએ હસતાં હસતાં જણાવ્યું કે વિલાસમંદિરમાં પણ એક ભૂતનું રહેઠાણ હોવાની કિંવદંતિ છે ! તેણે કહ્યું કે ‘મેં હમણાંજ સાંભળ્યું છે કે આ મકાનમાં આજ સેંકડો વર્ષ થયાં એક પ્રેતે નિવાસ કરેલો છે. અગાઉ આ મકાનનો એક માલિક આપઘાત કરીને મરણ પામ્યો હતો. તેના જીવની અસદ્‌ગતિ થઈ છે અને આ મકાન પ્રત્યેના અત્યંત મોહને લીધે તે અહીં એક વિચિત્ર પ્રાણીના આકારમાં રહે છે. તે વિચિત્ર પ્રાણી નથી પશુમાં કે નથી પક્ષીમાં. તેને ચાર પગ ઉપરાંત બે પાંખો છે. તેની ચાંચ લાંબી છે અને તેનો દેખાવ અત્યંત ભયંકર છે. તે પ્રાણીના સંબંધમાં એમ

કહેવાય છે કે તે કોઇ કોઇ વાર મધ્યરાત્રીએ દેખાવ દે છે અને જો કોઇ સુંદર કુમારિકાને ભાળે છે તો તેને ઉપાડી જઇને ખાઇ જાય છે!' આ પ્રમાણે મન્મથરાયની બ્હેને ભોજન કરતી વેળાએ જણાવ્યું."

"નિર્મળાકુમારી! આ વિલાસમંદિર અને તેના ભૂતકાળના ઇતિહાસની મને પૂર્ણ માહિતી છે. પરંતુ ત્યાં કોઇપણ પ્રેતનો નિવાસ હોવાનું મારા સાંભળવામાં આવ્યું નથી. મને આશ્ચર્ય થાય છે કે આવી વાર્ત્તા ઇંદિરાકુંવરબાને કોણે કહી હશે?"

"ગમે તેણે એ વાત કહી હોય, પરંતુ સરદાર સાહેબે એ વખતે તો તે વાતને હસી કાઢી. જો કે તેઓ જરીક વ્હેમી છે અને ભૂતપ્રેતમાં શ્રદ્ધા ધરાવે છે." નિર્મળાએ કહ્યું.

"અહો! હવે કાંઇક સમજાય છે ખરૂં. સરદારસાહેબ ભૂતપ્રેતપર શ્રદ્ધા ધરાવે છે. એટલે તેમને ફસાવવાને માટે આ બનાવટ થઇ લાગે છે. મને લાગે છે કે પછી તે પ્રેત સરદારસાહેબનીજ દૃષ્ટિએ પડેલું હોવું જોઇએ."

"હા, તેજ રાત્રીએ અમે બધાં સૂઇ ગયાં પછી એકાએક તેમના ચિત્કારથી આખું મકાન ખળભળી રહ્યું. અમે બધાં તેમના ખંડ તરફ ગયાં. તેમનો ખંડ ખૂલ્લો હતો અને તે જમીન ઉપર નિશ્ચેષ્ટ અવસ્થામાં પડયા હતા. તે શુદ્ધિમાં આવ્યા એટલે તેમણે જજણાવ્યું કે પેલું વિચિત્ર પ્રાણી તેમના ખંડમાં દેખાયું હતું. તે બોલ્યા: 'એ પ્રાણીને મેં જોયું હતું. એટલુંજ માત્ર નહિ પણ તેણે મને સ્પર્શ કર્યો હતો. તે અંધકારમાં એકાએક મારાપર કૂદી આવ્યું. કયાંથી અને કેવી રીતે આવ્યું તે હું જાણી શકયો નથી. તેણે મને એટલી મજબૂત રીતે પકડયો હતો કે તેના પંજામાંથી છૂટવાનો મારો તમામ પ્રયત્ન નિષ્ફળ થયો. પછી તો હું જમીનપર પડી ગયો અને મારી સ્મૃતિનો ધ્વંસ થવા લાગ્યો. મને માત્ર એટલો ખ્યાલ છે કે તે વખતે એ પ્રાણી મારા કબજાનાં ગજવાં તપાસતું હતું.'"

" બરાબર છે, બરાબર છે. તે પ્રાણીના આગમનનો ઉદ્દેશ હવે સમજાય છે. તે પ્રાણી મણિપુર રાજ્યને ઉપયોગી થઇ પડે એવી વસ્તુ પ્રાપ્ત કરવાને માટે સરદાર સાહેબના ખંડમાં ગયેલું હોવું જોઈએ. તેટલા માટેજ વિલાસમંદિરમાં સમારકામ કરાવવામાં આવ્યું છે, એટલા માટેજ સુમનપ્રાસાદને આગ લગાડવામાં આવી છે, અને તે કારણને માટેજ આ શ્રીમતી ઇંદ્રકુંવરબાઇના ભાઈનો સંબંધ સરદાર સાહેબની પુત્રી અરૂણાકુમારી સાથે થયો. છે." અરવિંદે જણાવ્યું.

" પણ એ તમે કેવી રીતે જાણી શકયા કે આ કાર્યમાં મણિપુર રાજ્યનો સ્વાર્થ સમાયેલો છે? એ બાબતની કોઇને શંકા પણ નહતી. સરદારસાહેબે પણ એ વાત કોઈને કહી ન હતી. આજેજ તેમણે એ વાત મને જણાવી હતી. કેમકે તેમના વતી મારે તમને મળવાનું હતું. એટલે એ વાત મને કહેવાની તેમને ફરજ પડી હતી. હું હજી એ વિષયમાં તમારો પાસે કશું પણ બોલી નથી, છતાં એ વાત તમે કેવી રીતે જાણી શકયા ? "

" નિર્મળાકુમારી ! તમે યુવાન છો, બીનઅનુભવી છો, રાજ્યદ્વારી બાબતોનું તમને વિશેષ જ્ઞાન નથી. નાહ તો તમને પણ મારી માફક શંકા આવ્યા સિવાય રહી ન હોત. તમે જે હકીકત કહી તે ઉપરથી તથા લલિતપુર, પિનાકપુર અને મણિપુર રાજ્યોના એકબીજા સાથેના રાજ્યદ્વારી સંબંધ ઉપરથી અનુમાન કરવાનું કાર્ય કાંઇ મુશ્કેલ નથી. મણિપુર રાજ્ય ઉપરથી સુલેહસંપનો દેખાવ કરે છે ખરૂં, પરંતુ અંદરખાનેની હકીકતથી જેઓ માહિતગાર છે તેઓ જાણે છે કે તેનો ડોળો લલિતપુર રાજ્ય ઉપર છે. લલિતપુર રાજ્ય પર હલ્લો કરવાને માટે પ્રથમ પિનાકપુર રાજ્યને સર કરવાની જરૂર છે. હવે જો પિનાકપુરને સર કરવું હોય તો તેનાં રક્ષણનાં સાધનોની માહિતી મેળવવી જોઇએ. સરદાર સત્યપ્રસન્ન પિનાકપુરના રક્ષણ ખાતાના મંત્રી છે. તેમની પાસે આ રાજ્યના રક્ષણને લગતી માહિતી ધરાવનારો અગત્યનો દસ્તાવેજ હોય એ સ્વાભાવિક છે. એ દસ્તા-

વેજ મેળવવાને માટે મણિપુર રાજ્ય આતુર હોવું જોઇએ. એ દસ્તાવેજ મણિપુર રાજ્ય માટે મેળવવાનો પેલા વિચિત્ર પ્રાણીનો પ્રયત્ન હોવો જોઈએ. તે દસ્તાવેજ તેણે કબજે પણ કર્યો હશે. કારણ કે સરદારસાહેબે પોતાના પત્રમાં પ્રતિષ્ઠાની હાનીના સંબંધમાં જે લખ્યું હતું તે ઉપરથી એ અનુમાન કરવું સહેલું છે. વળી આ વાત તેઓ પિનાકપુરની પોલિસને જણાવવા ઇચ્છતા નથી, એ બતાવી આપે છે કે એ દસ્તાવેજ ગૂમ થયો છે. તદુપરાંત એક બીજો પણ મુદ્દો છે. જો એ દસ્તાવેજ ગૂમ થયો ન હોત તો સરદાર સાહેબ બીજેજ દિવસે વિલાસમંદિરનો ત્યાગ કરીને બીજે કોઈ પણ સ્થળે રહેવાને માટે ચાલ્યા ગયા હોત. પરંતુ તેઓ આ વિલાસમંદિરનો ત્યાગ કરવાનું પસંદ કરતા નથી એ ઉપરથી પણ અનુમાન થાય છે કે એ દસ્તાવેજ તેમની પાસેથી ગૂમ થયો છે. માત્ર તે પાછો મેળવવાની આશામાં તેઓ આ મકાનમાં પડી રહ્યા છે.”

“અહો, મી. અરવિંદ ! તમારી કલ્પનાશક્તિ માટે મને આશ્ચર્ય થાય છે. મને પણ વિચાર થયા કરતો હતો કે સરદાર સાહેબ વિલાસમંદિરનો ત્યાગ કેમ કરતા નથી ? મેં એક–બે વખત તેમને બીજે સ્થળે રહેવા જવાને સમજાવ્યા હતા. પરંતુ મારા પ્રયત્નમાં મને સફળતા મળી ન હતી. હા, પણ ગઈ કાલે રાત્રીએ—” તેનું આખું અંગ ધ્રૂજી ઉઠયું અને પોતાના કપાળપર વળેલો પરસેવો લૂછતી તે બોલી: “ગઇ કાલે રાત્રીએ મેં પણ પેલું વિચિત્ર પ્રાણી જોયું હતું.”

“તમે ! તમે એ પ્રાણીને જોયું હતું ?” અરવિંદે આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

“હા, મેં મારા મનમાં નિશ્ચય કર્યો હતો કે જો એવી વસ્તુ અસ્તિત્વ ધરાવતી હોય તો તેની સાબિતી મેળવવી. હું સ્ત્રીજાતિ છું પણ ભૂતપ્રેત ઉપર મને શ્રદ્ધા નથી અને મને એમ લાગતું હતું કે સરદારસાહેબના મનમાં ઉપસ્થિત થયેલા વ્હેમને લીધે તેમને એ

વિચિત્ર પ્રાણીની ભ્રાંતિ માત્ર થઇ હશે. એથી મેં જાતે તપાસ કરવાનો નિશ્ચય કર્યો. જો કે મારો ઇરાદો મેં કોઇને જણાવ્યો ન હતો. રાત્રે બધાં સૂઇ ગયા પછી હું મારા ખંડમાંથી બહાર નિકળી અને ચાલીમાં એક ખૂણામાં સંતાઇ રહી. ચાલીમાં સર્વત્ર અંધકાર હતો તથા મેં રાત્રે કાળી સાડી ઓઢેલી હોવાથી કોઇનું મારા તરફ ખાસ લક્ષ જાય તેમ ન હતું. હું જે સ્થળે ઊભી હતી ત્યાંથી સરદારના ખંડનું દ્વાર મારી દૃષ્ટિએ પડતું હતું. હું મધ્યરાત્રી સુધી એકના એક સ્થળે જરી પણ હીલચાલ કર્યા સિવાય ઊભી રહી; અને પછી–અને પછી—"

નિર્મળાકુમારી! શાંત થાઓ. હું ધારૂં છું કે પછી એ પ્રાણી તમારી દૃષ્ટિએ પડયું હશે." અરવિંદે વાક્ય પૂર્ણ કર્યું.

"હા, પણ માત્ર એકલું પ્રાણીજ નહિ. તે ઉપરાંત બીજું પણ મારા જોવામાં આવ્યું હતું. પ્રથમ તો શ્રીમતી ઇંદ્રકુંવરબાનું દ્વાર ખૂલ્યું. ઇંદ્રકુંવરબા તે ખંડમાંથી બહાર આવ્યાં. તેમની સાથે એક બીજી વ્યકિત હતી. એ વ્યકિતને અત્યારસુધી તો અમે તેનો ભાઇ સમજતાં હતાં. પરંતુ વસ્તુતઃ તે તેનો ભાઇ ન હતો?"

"એ તેનો ભાઇ નહિ તો બીજો કોણ?"

"હા, એ તેનો ભાઇ તો નહિજ. તે બન્નેના તે સમયના વર્ત્તન અને દેખાવ ઉપરથી મને તેમની વચ્ચે જુદાજ પ્રકારનો સંબધ લાગ્યો. ઇંદ્રિકુંવરે પેલા માણસને ચુંબન કર્યું. એ ચુંબનમાં ભાઇબ્હેનનો નહિ, પણ આશકમાશૂકનો સંબંધ સ્પષ્ટ થતો હતો. તે પેલા માણસની સાથે ચાલીના એક છેડા સુધી ગઈ. ત્યાં તેણે દિવાલમાં એક છૂપી ચાંપ દાબી એટલે દિવાલનો અમૂક ભાગ ખૂલ્લો થઇ ગયો."

"અહો, અહો!" અરવિંદ બોલી ઉઠયોઃ "ત્યારે તમારી ઇંદ્રકુંવર પણ છૂપી સુરંગનો ભેદ જાણતી લાગે છે? તો પછી તેનું નામ ઇંદ્રકુંવર નથી. કારણ કે એ છૂપા સુરંગનો ભેદ એક અમુક મડંળના અનુયાયીઓનાજ જાણવામા છે. પરંતુ કાંઇ નાહિ, નિર્મળાકુમારી! તમેજ આગળ ચલાવો. તેણે એ ગુપ્ત દ્વાર ખોલ્યું. પછી શું થયું?"

"પછી તે સુરંગમાંથી એક વિચિત્ર પ્રાણી બહાર આવ્યું. અહા, એ પ્રાણીનો દેખાવ કેટલો ભયંકર અને વિકરાળ! તેનાં નેત્રોમાંથી અગ્નિની જ્વાળા નિકળતી હતી. તેના મુખની આસપાસ અવારનવાર વિજળીના ચમકારા જેવું થતું હતું. તે પ્રાણીએ કશો પણ અવાજ કર્યો નહિ, પરંતુ એ પ્રાણી ઇંદ્રકુંવરને ઓળખતું હોય એમ લાગ્યું. કારણ કે ઇંદ્રકુંવરે પોતાના ખંડના દ્વાર તરફ હાથ કરતાં પેલું પ્રાણી તેની આજ્ઞાનુસાર તે ખંડમાં ચાલ્યું ગયું. ત્યારબાદ જે માણસને તે જાહેરમાં ભાઇ કહીને બોલાવતી હતી તે માણસે આ સ્ત્રીને ચુંબન કર્યું; અને પછી તે પેલી સુરંગમાં દાખલ થયો. તે વખતે પેલી સ્ત્રીએ તેને કહ્યું: '**શ્યામલાલને કહેજે** કે હું મારાથી બની શકશે તેટલી ત્વરાથી આવીશ; પણ મારે ખાતર ઉત્સવના પ્રારંભમાં ઢીલ કરવી નહિ. જો આજે રાત્રે હું તો ઉત્સવમાં ભાગ ન લઈ શકું તો પણ આવતી કાલે આજનાથી પણ મોટો ઉત્સવ આપણે કરીશું. કેમકે આવતી કાલે કાળચંદ્ર આવી પહોંચશે.' "

"કાળચંદ્ર! સમજ્યો!" અરવિંદ એ શબ્દો બોલતાં કૂદ્યો: "હવે બધું સમજાય છે. શું! કાળચંદ્ર કોણ? હમણાં તમે મને એ ન પૂછો. હું યથાસમયે સર્વ હકીકત તમને જણાવીશ. પ્રથમ તમે તમારૂં કથન પૂર્ણ કરો. કહો, પછી શું બન્યું?"

"ત્યારબાદ સુરંગમાંથી પેલો માણસ કાંઇક બોલ્યો ખરો, પરંતુ તે હું સાંભળી શકી નહિ. જો કે તેના જવાબમાં ઇંદ્રકુંવરના શબ્દો સાંભળવામાં આવ્યા. તે બોલી: 'ના ના, એ માટે ચિંતા રાખવાનું કારણ નથી. એ હું બરોબર સંભાળથી મારી પાસે રાખીશ, અને તે કાળચંદ્ર સિવાય બીજા કોઇના પણ હાથમાં જશે નહિ. તે તથા હરિશ્ચંદ્ર આવતી કાલે બરોબર મધ્યરાત્રે ત્યાં આવશે અને આપણા શ્રમનો બદલો આપણને આપશે. કાલે આપણે હરિશ્ચંદ્રને પેલો કાગળ બતાવવો પડશે. એટલે એ કાર્ય કાલે કોઈ પણ રીતે પૂર્ણ કરવુંજ જોઇશે. માટે આવતી કાલે, ગોરિદત્ત! તારે તથા પ્યારેલાલે સાવ-

ચેત રહેવાનું છે અને કોઈ પણ ઉપાયે પેલી વસ્તુ હાથ કરવાની છે. કદાચ એ ઘરડા ધુવડનો નાશ કરવો પડે તો તેમ કરીને પણ એ વસ્તુ પ્રાપ્ત કરવાની છે.' ત્યાર પછી તે સુરંગ માંહેના માણસના વિશેષ સવાલનો જવાબ આપતી હોય તેની રીતે સ્મિત કરતી બોલીઃ 'એ ચિંતા તું તારા મનમાં ન રાખીશ. હું એવી મૂર્ખ નથી કે કોઇની જાળમાં ફસાઈ જાઉં. હું તે વસ્તુ કાળચંદ્ર સિવાય બીજા કોઇને આપવાની નથી; અને તે પણ જો કાળચંદ્ર આપણી વચ્ચે નક્કી થયેલો સાંકેતિક શબ્દ કહેશે તોજ.' તેણે દ્વાર બંધ કર્યું. એ વેળાએ અંદરના માણસે અર્થાત્ ગૌરિદત્તે આ સ્ત્રીને જે નામથી સંબોધી તે મેં અગાઉ કદી પણ સાંભળ્યું ન હતું. અમે તો આ સ્ત્રીનું નામ ઈંદ્રકુંવર છે એમજ જાણતાં હતાં. પરંતુ તેનું ખરું નામ—"

"હા, હું તેનું નામ જાણું છું." અરવિંદે કહ્યું: "ગૌરિદત્તે તેને 'મોહિની' નામથી સંબોધી હશે. તમે જ્યારે કાળચંદ્રનું નામ લીધું અને પેલી ગુપ્ત સુરંગ વિષે જણાવ્યું ત્યારથીજ આ સ્ત્રી કોણ છે તે હું જાણી ગયો હતો. કાળચંદ્રને હું સારી રીતે પિછાનું છું. તે મણિપુર રાજ્યનો જાસુસ છે, અને તે અહીં આવે છે ત્યારે મોટે ભાગે ચંદ્રભુવન હોટેલમાંજ નિવાસ રાખે છે. એ હોટેલમાં આ મોહિની તથા તેના સાગરીતો અનેક વાર મોટા મોટા ઉત્સવો કરે છે. એ હોટેલ ઉપરથી સદ્‌ગૃહસ્થોને આનંદ આપનારૂં વિરામસ્થાન છે, પણ તેની અંદર અનેક કાળાં કૃત્યો થયા કરે છે. પિનાકપુરની પોલિસને તેના ભેદની કલ્પના પણ નથી. હવે હું તમારા કથનના બાકીના ભાગની કલ્પના કરી શકું છું. તમે આ હકીકત સરદાર સત્યપ્રસન્નને જણાવી, અને તેમણે તમને કહ્યું કે તેમણે અમુક અગત્યની વસ્તુ ગૂમાવી છે."

"હા, એમજ. પણ એ વસ્તુ એટલી તો અગત્યની છે કે જો તે પ્રાપ્ત ન થાય તો સરદારસાહેબ માટે આત્મહત્યા સિવાય બીજો માગ જ નથી. જ્યારે પેલા વિચિત્ર પ્રાણીએ પહેલવહેલો દેખાવ દીધો,

તે વખતે સરદારસાહેબના કબજાના અંદરના ખીસામાં એક અગત્યનો દસ્તાવેજ હતો. તે કાગળમાં પિનાકપુર રાજ્યના રક્ષણ ખાતાને લગતી અગત્યની માહિતી હતી. સરદારસાહેબ પેલા વિચિત્ર પ્રાણીના દેખાવથી બેશુદ્ધ બની ગયા હતા; તે જ્યારે શુદ્ધિમાં આવ્યા, ત્યારે તેમને માલુમ પડયું કે—"

"એ અગત્યનો દસ્તાવેજ ગૂમ થઈ ગયો છે!" અરવિંદ બોલ્યો.

"ના, આખો દસ્તાવેજ નહિ પણ તેનો અમુક ભાગ ગૂમ થઈ ગયો છે એમ તેમના જાણવામાં આવ્યું." નિર્મળાએ ખુલાસો કર્યો: "એ કાગળ મોટો હતો અને તેને વારંવાર ઘડી પાડવાથી તે ગુંથાઇ ગયેલો હતો. એટલે ઉતાવળમા એ કાગળ ખેંચતાં તે અધવચથી ફાટી ગયો. અર્ધો ભાગ પેલા પ્રાણીની પાસે રહ્યો જ્યારે અર્ધ ભાગ સરદાર સાહેબ પાસે રહ્યો. એટલામાં બધા માણસો ત્યાં આવી પહોંચતાં એ પ્રાણી ગૂમ થઈ ગયું."

"અહો, ત્યારે આખો કાગળ તેના હાથમાં નથી ગયો? અર્થાત્ એ અર્ધો કાગળ તો તેમને નકામોજ છે. કેમકે એવી રીતે ફાટેલા કાગળમાં બધાં વાક્યો અધૂરાં હોવાથી કશું પણ સમજી શકાય નહિ. સરદારસાહેબ આ વિલાસમંદિરમાંજ રહેવાનું શા માટે પસંદ કરે છે તે હવે સમજાય છે. તેમને આશા છે કે પેલું વિચિત્ર પ્રાણી ફરીથી બાકીનો કાગળ લેવાને આવશે અને તે જો પુનઃ આવે તો તેની પાસેથી દસ્તાવેજનો ગૂમ થયેલો ભાગ પાછો મેળવવાની તેઓ આશા રાખે છે! વળી આ બદમાશોએ પણ આજે રાત્રે બાકીનો કાગળ લેવાનો નિશ્ચય કરેલો જણાય છે. પરંતુ હવે તેઓ ઝખ મારે છે! હવે એ આખો કિંવા અર્ધો દસ્તાવેજ મણિપુર રાજ્યના અધિકારીઓના હાથમાં જાય એ ન ભૂતો ન ભવિષ્યતિ!"

"અહો, મી. અરવિંદ! શું ગૂમ થયેલો કાગળ પાછો મેળવવાની તમે આશા રાખો છો? તમે એમ માનો છો કે આ બદમાશોને તમે હંફાવી શકશો અને સરદારસાહેબની પ્રતિષ્ઠા તથા જીવનને બચાવી શકશો?"

"નિર્મળાકુમારી!" અરવિંદે આ યુવતીનો હસ્ત પોતાના હાથમાં લઇને કહ્યું: "નિર્મળાકુમારી! તમે મને આ તક આપી છે તે માટે હું તમારો આભાર માનું છું. હું કહું તે પ્રમાણે તમે કરશો? બે કલાક પછી હું તમને કહું તે સ્થળે તમે રહેશો, તો હું તમને ખાત્રી આપું છું કે એ કાગળનો ગૂમ થયેલો ભાગ અવશ્ય તમારા હાથમાં લાવી આપીશ. અત્યારે મણિપુરના અધિકારીઓ ગમે તેટલા ફુલાતા હશે, પરંતુ આવતી કાલે સ્હવારે તેમની ખાત્રી થશે કે લલિતપુરને સર કરવાનું કાર્ય સહેલું નથી. તમે નિશ્ચિંત રહેજો, સરદાર સાહેબને પણ હિમ્મત આપજો. માત્ર હું કહું તે પ્રમાણે કરજો."

## પ્રકરણ ૧૧ મું.

### અરવિંદની યુક્તિ.

સ્હાડા અગીયાર વાગ્યા હતા. વિલાસમંદિરમાં સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પથરાઇ રહ્યું હતું. ઇંદ્રકુંવર પોતાનું એક સ્નેહી માંદું હોવાનું બ્હાનું કરીને તેને જોવાને માટે રાત્રે નવ વાગે ગઇ હતી. તે આવતી કાલે બપોરે અહીં પાછી આવવાની હતી. મન્મથરાય નામથી આ મંદિરમાં ઓળખાતા ગૃહસ્થે આજે મંદિરના સર્વ નોકરેને છુટી આપી હતી. આજે તે ગૃહસ્થનો જન્મદિવસ હોવાથી તેણે તેમને સારી બક્ષિસ પણ આપી હતી. એટલે તે સર્વ નાટક જોવાને માટે ગયેલા હોવાથી રાત્રીના બે વાગ્યા સુધી આવે તેમ ન હતા. વિલાસમંદિરની લાંબી અને પહોળી ચાલીમાં સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો. નિર્મળાકુમારી પોતાના દ્વાર પાસે કોઇની રાહ જોઇને ઉભી હતી. થોડી વારે એકાએક પેલી સુરંગનું ગુપ્ત દ્વાર ખુલ્યું અને અંદરથી એક વ્યક્તિએ ચાલીમાં પ્રવેશ કર્યો.

"તમે આ છૂપી સુરંગ વાટે કેવી રીતે આવી શક્યા? મ્હાડા અગીઆર વાગી ગયા એટલે હું તો એમજ ધારતી હતી કે તમે હવે નહિ આવો." નિર્મળાકુમારીએ આ વ્યક્તિને પોતાની પાસે આવેલી જોઇને કહ્યું.

"તમારે એવી ચિંતા કરવાની જરૂરજ ન હતી." અરવિંદ બોલ્યો: "આ સુરંગમાંથી માત્ર ચંદ્રભુવન હોટેલમાંજ નહિ પણ બીજા સાત આઠ સ્થળે જવાય છે. તે બધા માર્ગો મારા જાણવામાં છે. એટલે આ રસ્તે અહીં આવવાનું મારે માટે મુશ્કેલ નથી. વારૂ, હું ધારૂં છું કે જેને તમે મન્મથરાય કહો છો તે માણસ તેના ખંડમાંજ છે."

"હા, તે તેના ખંડમાંજ છે. તેણે દેખાવ તો એવો કર્યો છે કે તે જાણે એકલોજ તેના ખંડમાં હોય; પરંતુ તેની સાથે એક બીજી વ્યક્તિ પણ તેના ખંડમાં છે. બધા નોકરો ગયા પછી તેણે એ વ્યક્તિને પાછલા બારણેથી પોતાના ખંડમાં દાખલ કરી હતી. ઇંદ્રકુંવર ક્યારે અને ક્યાં ગઇ છે તે મારા જાણવામાં નથી." નિર્મળાકુમારીએ જણાવ્યું.

"તમે નથી જાણતાં પણ હું ચોક્કસ જાણું છું. તે અત્યારે ચંદ્રભુવન હોટેલના ભોંયરામાં છે અને પેલા કાળચંદ્રની તથા સરદાર સાહેબ પાસેના પેલા અગત્યના દસ્તાવેજના બાકીના અર્ધા ભાગ સાથે આ મન્મથરાયની રાહ જોઇ રહી છે. મેં મારા મદદનીશ મોહનને કેટલોક સૂચનાઓ આપીને તે હોટેલ પાસે મોકલ્યો છે. હું પેલો સાંકેતિક શબ્દ મેળવવાની તજવીજમાં છું. કારણ કે કાળચંદ્ર અમુક સાંકેતિક શબ્દનો ઉચ્ચાર કરે તોજ મોહિની તેને પેલો કાગળ આપવાની છે. એ શબ્દ મારા જાણવામાં આવે એટલે પછી બધી બાજી આપણાજ હાથમાં છે એમ સમજજો. આજે એ બદમાશો છેવટના નિર્ણય ઉપર આવ્યાં છે. જરૂર પડે તો ખૂન કરવાને પણ તૈયાર છે. હં, આ ગુપ્ત દ્વારને બરોબર બંધ કરી દીધું છે. વારૂ, હવે ચાલો આપણે સરદારસાહેબની પાસે જઇએ."

તે બન્ને જણાં અંધકારમાં આગળ વધ્યાં અને એક–બે પળમાં સરદાર સત્યપ્રસન્નના ઓરડામાં દાખલ થયાં.

"કોણ, મી. અરવિંદ! પ્રભુ તમારૂં કલ્યાણ કરો." નિસ્તેજ બનેલા વૃદ્ધ ગૃહસ્થે અરવિંદ સાથે હસ્તધુનન કરતાં કહ્યું.

"પણ તમે આ દીવો શા માટે રાખ્યો છે? દીવો હોલવી નાખો." અરવિંદ એકદમ નીચો નમી જઇને બોલ્યોઃ "તમે આ કેટલી મોટી ભૂલ કરી! આ બારી ખૂલ્લી છે અને તમે જાણો છો કે બહાર તમારા પર દેખરેખ રાખનારા પુષ્કળ જાસુસ છે. જો તેઓ મને અહીં જોઈ જાય તો આપણી તમામ બાજી હાથમાંથી જાય એ તમે નથી જાણતા?"

નિર્મળાએ ચાંપ દબાવી એટલે વિજળીનો દીવો અદૃશ્ય થઈ ગયો. હવે આ ખંડમાં અંધકાર હતો. માત્ર બારીમાંથી ચંદ્રનાં મંદ મંદ કિરણો આવતાં હતાં. સરદાર સત્યપ્રસન્ન એક ખુરસીપર બેઠો હતો. અરવિંદ તેની પાસે જમીનપર ગોઠણભર બેઠો અને તેણે પોતાના ગજવામાંથી ન્હાનો વિજળીનો દીવો કાઢી, તેની ચાંપ દબાવીને એ દીવાનો પ્રકાશ સત્યપ્રસન્નના મુખ તરફ ફેંક્યો.

" વારૂ, સરદાર સાહેબ ! આપનો ચ્હેરો મને બરોબર યાદ રહી ગયો છે. હું જેટલી સરળતાથી કાળચંદ્રનું સ્વરૂપ ધારણ કરી શકું તેટલીજ સરલતાથી આપનું સ્વરૂપ પણ ધારણ કરી શકીશ. કાળચંદ્રને મેં અગાઉ અનેક વાર જોયો છે એટલે તેનું સ્વરૂપ તો અંધકારમાં સ્મરણશક્તિ ઉપરથી પણ ધારણ કરી શકીશ." પોતાનો વિજળીનો દીવો પુનઃ ગજવામાં મૂકતો તે બોલ્યોઃ "ચાલો, આપણે બીજા ખંડમાં જઈએ. કારણકે મારે તમારા આ પોશાકની જરૂર છે. આપણે એક બીજાનાં કપડાં અદલબદલ કરી લઇશું. જો કે તમારૂં શરીર મારા કરતાં સ્હેજ વિશેષ કદાવર અને ઉંચું છે ખરૂં, પરંતુ તેની કાંઇ ચિંતા નહિ. નિર્મળાકુમારી તમે અહીંજ રહેજો. પાંચ મીનિટમાં એક ચમત્કાર તમારી દૃષ્ટિએ પડશે."

એટલું કહીને તે તથા સત્યપ્રસન્ન બાજુના ખંડમાં ગયા. નિર્મળાકુમારી બારી પાસે ગઈ અને કોઈ બહાર છૂપાઈને પોતાના પર નજર રાખે છે કે કેમ તે જોવા લાગી. બહાર કોઈ પણ મનુષ્ય તેની દૃષ્ટિએ પડયું નાહ. એટલામાં તેની પાછળથી સ્વર આવ્યોઃ " નિર્મળા ! આ લલિતપુરનિવાસી અરવિંદ એટલો બધો કુશળ હોય એમ મને નથી લાગતું. તે વાતો તો મોટી મોટી કરે છે પરંતુ હું નથી ધારતો કે તે આ કાર્યમાં સફળતા મેળવી શકે ! "

" સરદાર સાહેબ! એટલા બધા અધીરા ન થાઓ." નિર્મળા પોતાની પાછળ ઊભેલા સરદાર સામે જોઈને બોલીઃ " તમે તેના ઉપર શ્રદ્ધા રાખો. જો તમને તેનાં આગલાં કાર્યોની માહિતી હોત—"

" બસ, નિર્મળાકુમારી ! હવે વિશેષની જરૂર નથી. જ્યારે તમે પણ મને પિછાની ન શકયાં ત્યારે મારી ખાત્રી છે કે બીજું કોઈ પણ મને પિછાની શકશે નહિ." અરવિંદે પોતાના ખરા સ્વરે કહ્યું: " સરદાર સત્યપ્રસન્ન બાજુના ખંડમા છે. તમે તેમની પાસે જાઓ અને એ ખંડનું જે દ્વાર રસ્તાપર પડે છે ત્યાંથી બહાર પસાર થઈ જાઓ. તમે સીધાં રંગમહાલ હોટેલમાં જઇને ત્યાં રહેજો. અરૂણાકુમારી પણ ત્યાંજ છે. હું આવતી કાલે ત્યાં આવીશ અને ઇશ્વરકૃપાથી સત્યપ્રસન્નના દસ્તાવેજનો ગૂમ થયેલો અર્ધ ભાગ લાવીને તેમની સામે રજુ કરીશ. "

"પરમાત્મા તમને તમારા પ્રયત્નમાં સહાય થાઓ." નિર્મળાએ બાજુના ખંડમાં જતાં જતાં આશીર્વાદ આપ્યો.

નિર્મળા બાજુના ખંડમાં ચાલી ગઇ. અરવિંદ થોડી વાર આ ખંડમાં એકલો ઊભો રહ્યો. તેને એમ લાગ્યું કે સત્યપ્રસન્ન તથા નિર્મળા બન્ને બહાર ચાલ્યાં ગયાં હશે, એટલે તે જરી પણ અવાજ કર્યા સિવાય બાજુના ખંડમાં ગયો અને જે દ્વારમાં થઇને સરદાર તથા નિર્મળા પસાર થયાં હતાં તે દ્વારને બંધ કરી અંદરથી કળ વાસીને તેણે ચાવી પોતાના ગજવામાં મૂકી દીધી.

તે પુનઃ સરદારના શયનગૃહમાં આવ્યો. તે મનોગત બોલ્યો: " વિલાસમંદિરમાં નિવાસ કરી રહેલા ભૂતદેવ ! હવે તમે પધારો. મારે પેલા સાંકેતિક શબ્દની જરૂર છે, અને તે શબ્દ તમારે મને જણાવ્યા સિવાય ચાલશે નહિ. પરંતુ આ બધી મહેનતનો બદલો ? નિર્મળાકુમારી મારો આભાર કદી પણ ભૂલશે નહિ ! અહા, નિર્મળા ! પ્રિય નિર્મળા ! શું તું હજી પણ મને તારા હૃદયમાં સ્થાન નહિ આપે ? "

તે નિર્મળાના વિચારમાં કેટલો સમય મશગુલ રહ્યો હશે એ નક્કી કહી શકાય તેમ નથી. વખતે દશ મીનિટ પણ થઇ હોય, કે વીશ મીનિટ પણ હોય. પરંતુ એવામાં એકાએક તેનું દ્વાર ખખડવાનો અવાજ આવ્યો. તેનું દ્વાર અર્ધું ખૂલ્લું થયું અને જે વિચિત્ર પ્રાણીની નિર્મળાએ તેને વાત કરી હતી તે પ્રાણી અંદર દાખલ થયું. આ પ્રાણીનો દેખાવ ખરેખર વિચિત્ર અને ભયાનક હતો. અરવિંદ જાણતો હતો કે આ કાંઈ પ્રેતયોનીની વ્યક્તિ નથી, પરંતુ વેશધારી મનુષ્ય છે; છતાં પણ આ પ્રાણી દૃષ્ટિએ પડતાં તે ધ્રૂજ્યા સિવાય રહી શક્યો નહિ. તે અત્યારે પલંગ પાસે પડેલી આરામખુરસીપર આડે પડખે થયો હતો અને આંખો મીંચીને જાણે નિદ્રાધીન બની ગયો હોય એવો દેખાવ તેણે કર્યો હતો.

પેલું પ્રાણી ચોતરફ દૃષ્ટિ કરતું ધીમેધીમે જે સ્થળે અરવિંદ બેઠો હતો તે સ્થળ તરફ આવતું હતું. અરવિંદ શાંતપણે લાગ જોતો ખુરસીપર પડયો હતો. તેનાં નસ્કોરાં ઘોરવાનો અવાજ સંભળાતો હતો. પેલું પ્રાણી તેની લગભગ આવી પહોચ્યું હતું.

તે પ્રથમ અરવિંદના પગ પાસે આવ્યું છતાં પણ તે શાંતજ રહ્યો. પછી ધીમે ધીમે એ પ્રાણીના આગલા બે પગ અરવિંદના ખોળાપર આવ્યા, પરંતુ અરવિંદ હલ્યો કે ચલ્યો નહિ. છેવટે તે પ્રાણી ઉંચું થયું અને તેની લાંબી ચાંચ બરોબર અરવિંદના મુખની સામે આવી કે અરવિંદે તલપ મારીને તે પ્રાણીને જોરપૂર્વક

ગળચીમાંથી પકડયું અને બીજીજ પળે બન્ને જણા જમીન ઉપર પડયા. નીચે પેલું પ્રાણી અને તેની ઉપર અરવિંદ !

" નીચ કૂત્તા-પ્યારેલાલ" અરવિંદ બોલ્યોઃ " હું તને ઓળખી ગયો છું. તું બૂમ પાડી શકે તેમ નથી—અહીં કોઈને તારી મદદે બોલાવી શકે તેમ નથી. નીચ બદમાશ ! યાદ રાખજે, જરીકે ચુંચાં કરી છે તો તારૂં ગળું દાબીને તને મરણને શરણ પહોંચાડતાં મને જરીકે દયા નહિ આવે. આ કાંઈ બૂઢ્ઢો સત્યપ્રસન્ન નથી. હું કોણ છું ? તું મને પિછાને છે ? આ તો શયતાનનો સાથી—અઠંગ ઉઠાઉગીર છે ! સમજ્યો ? તને હજી પણ શંકા હોય તો મારા ચ્હેરા સામે જો. ચંદ્રનો પ્રકાશ પડે છે એટલે તું મારો ચ્હેરો જોઇ શકીશ. કેમ, હવે તો તારી ખાત્રી થઈને ? વારૂ, જો તારે જીવવું હોય તો જે જાણવાની મારી ઇચ્છા છે તે મને જણાવ. આજે રાત્રે ચંદ્રભુવન હોટેલમાં કાળચંદ્ર આનીને કયો સાંકેતિક શબ્દ મોહિનીને જણાવવાનો છે ? જો તું એ શબ્દ નહિ કહે તો ચોક્કસ માનજે કે તારૂં મોત આ સ્થળે ને આ પળે થવાનું છે."

" નહિ, એ શબ્દ હું તને જણાવું તે પહેલાં હું તારો જાન લઈશ ! " પ્યારેલાલ બોલ્યો. અને પુનઃ એ બે જણા વચ્ચે દ્વંદ્વયુદ્ધ શરૂ થયું. પ્યારેલાલ ખસતો ખસતો ટેબલ પાસે ગયો અને ટેબલના એક પાયાને પકડીને ખેંચવાથી ટેબલ જમીન ઉપર પછડાયું. તેના જમીન સાથે અફળાવાથી મોટો અવાજ થયો.

બીજીજ પળે દ્વાર ખૂલવાનો અવાજ સંભળાયો અને બહારથી કોઈનો અવાજ આવ્યોઃ " દોડો—જલ્દી આવો, આ બૂઢ્ઢાનું ખૂન કર્યા સિવાય છૂટકો નથી. " એ અવાજ સાંભળીને અરવિંદે પ્યારેલાલને છોડી દીધો તથા તે એક બાજુએ ખૂણામાં ભરાઇ ગયો. મન્મથરાય ઉર્ફે ગૌરિદત્ત તથા બીજા પાંચ-છ બદમાશો તે ખંડમાં દાખલ થયા.

" પ્યારેલાલ ! " ગૌરિદત્તે બૂમ પાડીઃ " પ્યારેલાલ ! આ બધું છે શું ? "

" હોય શું ? શયતાનનો સાથી-અઠંગ ઉઠાઉગીર, જે આપણાથી છૂટો થઇને પોલિસનો સાગરીત બન્યો છે તે અહીં આ ખંડમાં છે. તેને પકડો-છટકવા ન દેશો ! "

" શયતાનનો સાથી ! " ગૌરિદત્ત ઘુરકયો અને ચોતરફ હાથ લંબાવીને પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તે પુનઃ બોલ્યોઃ " પણ એ છે કયાં ? "

તેના મુખમાંથી છેવટના શબ્દો બહાર પડે તે પહેલાં તેના જડબામાં એક મૂકકી જોરથી આવી અને તે એ મૂકકીના આઘાતથી જમીનપર પડી ગયો.

" સાહેબજી ! " અરવિંદ બોલ્યોઃ " પાપાત્માઓ ! તમે તમારા પ્રયત્નમાં સફળતા મેળવી શકો તેમ નથી. યાદ રાખજો કે આજે તમારે શયનાનના સાથી સાથે કામ પડયું છે. "

તે એકદમ કૂદ્યો અને બહાર આવી એ ખડનું દ્વાર તેણે બંધ કરીને ઉપરથી સાકળ વાસી દીધી. તે પેલા ગુપ્તમાર્ગ તરફ ગયો. છૂપી ચાંપ દબાવતાં સુરંગનું દ્વાર ખૂલ્યું અને તેણે સુરંગમાં દાખલ થઈ તે દ્વાર પુનઃ બંધ કરી દીધું તથા ફરીથી તે ઉઘડી ન શકે તે માટે અંદરથી સાંકળ વાસીને તેના આડી મજબૂત ભોગળ ચડાવી દીધી. તે મનમાં બડબડયોઃ " હવે તો કેવળ નસીબ ઉપર આધાર રાખવાનો છે. એ લોકો સરદારના શયનગૃહનું દ્વાર ખોલીને મારી પાછળ ભૂખ્યા વરૂની માફક પડશે. પરંતુ ચંદ્રભુવન હોટેલમાં આવવાને માટે તેમને લાંબો માર્ગ લેવો પડશે. કારણકે આ સુરંગ મારફત તેઓ ત્યાં આવી શકે તેમ નથી. વારૂ, જોઇએ છીએ કે એમાં કોની ફતેહ થાય છે ? "

તે અંધકારમાં સુરંગમાં નીચે ઉતરવા લાગ્યો. પછી તેણે પોતાના ગજવામાંથી વિજળીનો દીવો કાઢયો અને તેનો પ્રકાશ આગળ ફેંકતો તે દોડવા લાગ્યો. માત્ર પેલો સાંકેતિક શબ્દ તેના જાણવામાં આવ્યો નહતો.

---

# પ્રકરણ ૧૨ મું.

---

## મોહિનીનો પરાજય.

ચંદ્રભુવન હોટેલના પાછળના ભાગમાં બદમાશોનું મંડળ અત્યારે પૂરબહારમાં હતું. અનેક સ્ત્રી પુરુષો ત્યાં ગુલતાન કરી રહ્યાં હતાં. મોહિની તેમાં પ્રમુખપદે હતી. દારૂ, કોફી, ચહા, મીઠાઇ, સોડા, આઇસક્રીમ, આદિનો પૂરછૂટથી ઉપયોગ થતો હતો. આજે આ મંડળને મોહિની તરફથી મિજબાની આપવામાં આવી હતી. કાળચંદ્ર તરફથી આજે મોહિનીને એક લાખ રૂપીઆ મળવાના હતા. તેમાંથી અર્ધ રકમ એટલે પચાસ હજાર રૂપીયા તે પોતાના મંડળનાં સભ્યોને સરખે હિસ્સે વહેંચી આપવાની હતી. વગર મહેનતે આટલી મોટી રકમ મળવાથી કોને આનંદ ન થાય ? હોટેલનો માલિક શ્યામલાલ પણ આજે પૂર બહારમાં હતો અને મંડળનાં સભ્યો જે જે વસ્તુઓ માગતાં તે વિનાવિલંબે પૂરી કરતો હતો.

એ પ્રમાણે રંગરાગ મચી રહ્યો હતો તે વખતે જમીનની નીચેથી કોઈનો અવાજ આવ્યો.

" સાંભળો-સાંભળો ! " મંડળ માંહેનો એક જણ બોલ્યો: " પેલી ગુપ્ત સુરંગમાથી કોઈનો અવાજ આવે છે. તે પ્યારેલાલ અને ગારિદત્ત હોવા જોઇએ. કાર્ય ફતેહ થયું લાગે છે ! "

" શું ! " મોહિનીએ ઉદ્ગાર કાઢ્યો: " હજી કાળચંદ્ર કે હરિશ્ચંદ્ર તો આવ્યા નથી. તે પહેલાં એ લોકો આવી પહોંચ્યા ? ગુપ્ત દ્વાર ખોલો અને તેમને અંદરથી બહાર લાવો ! "

શ્યામલાલે ગુપ્તદ્વાર ખોલ્યું. બીજીજ પળે એક વ્યક્તિ નીચેથી ઉપર આવી. " કેમ, મોહિની ! 'ભારત ઉદ્ધારક મંડળ 'ની મહારાણી ! કેમ, શ્યામલાલ ! ચંદ્રભુવન હોટેલના માલીક ! કેમ છો , બિરા-

દરો, બાનુઓ ! ખુશીમાં તો ખરાંને ? " આગંતુક વ્યકિતએ ખુશ-ખબર પૂછયા.

" કોણ, કાળચંદ્ર ! " શ્યામલાલે આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

" કાળચંદ્ર ! " મોહિનીએ આશ્ચર્યોદ્‌ગાર કાઢયો: " કાળ-ચંદ્ર, અને તે આ સુરંગમાથી ? "

આ વ્યકિત કાળચંદ્રના સ્વરૂપમાં અરવિંદ હતી. તેણે સુરંગમાં દાખલ થઇને કાળચંદ્રનું સ્વરૂપ ધારણ કરી લીધું હતું.

તે બોલ્યો: " બેશક ! કાળચંદ્ર નહિ તો બીજું કોણ ? અહો, મોહિનીબાઇ ! તમારા પ્રારબ્ધને ખીલવનારને તમે આવકાર તો સારો આપો છો ? " એ વખતે અરવિંદની દૃષ્ટિ ચોતરફ ફરતી હતી.

" પણ તમે સુરંગમાંથી કેવી રીતે આવ્યા ? " મોહિનીએ પુનઃ પ્રશ્ન કર્યો: " એ સમજી શકાતું નથી. તમે હરિશ્ચંદ્રને લઇને આ હોટેલ સામેના ચોકમાં આવવાના હતા. પછી તેમને બહાર ચોકમાં રાખીને તમે અહીં અંદર અમારી પાસે આવવાના હતા; જ્યારે અત્યારે તમે આ સુરંગદ્વારા અહીં પ્રવેશ કરો છો ! કહો એથી અમને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક નથી ? "

" મહારાણીશ્રી ! " અરવિંદે ખુલાસો કરવા માંડયો: " મારી જગ્યાએ જો તમે હોત કિંવા તમારા આ સાગરીતો માંહેનો કોઇ પણ હોત તો તે પણ મારી માફકજ કરત. હું જાતે હરિશ્ચંદ્રને અહીં લાવવાનો હતો એ વાત સાચી છે, પરંતુ પિનાકપુરના જાસુસોની મારા ઉપર નજર છે.તેઓ મારી પાછળ પાછળ ભમ્યા કરે છે. એટલે જો હું આપણે નક્કી કર્યું હતું તે પ્રમાણે હરિશ્ચંદ્રને લઇને ચોકમાં આવ્યો હોત, તો પેલા જાસુસો મારી પાછળ આવત, તેઓ આ હોટેલમાં દાખલ થાત અને તમારા માંહેના કેટલાકો કે જેમને પકડવાને માટે પિના-કપુરની પોલિસ તલપી રહી છે તેઓ વગર લેવાદેવાના વગર ભાડાની કોટડીના મહેમાન બનત. એટલે તમારી સલામતીને માટે મારે આ માર્ગ લેવો પડયો છે. હું મારા મકાનપરથી નિકળીને સીધો રતનચોક

પાસે આવેલા પિઠામાં ગયો. તે પિઠાનો માલિક વિઠુ તમારા મંડળનો સભ્ય છે. એટલે તેના છોકરાને મેં હરિશ્ચંદ્રને લઇને અહીં ચોકમાં આવવાને માટે મોકલ્યો છે. હું વિઠુના પિઠામાં જે સુરંગ છે તે રસ્તે અહીં આવ્યો. હવે કાંઇ સમજમાં ઉતરે છે ખરૂં ? વારૂ, શ્યામલાલ ! કાંઇ સોડા, આઇસક્રીમ આપવાં છે કે વાતોજ કર્યા કરવી છે ! અને મોહિનીબાઇ ! બાકીનો કાગળ લઇને ગૌરિદત્ત તથા પ્યારેલાલ આવ્યા કે નહિ ? ”

“ હજી આવ્યા નથી ? ” મોહનીએ જવાબ આપ્યો: “ પણ તેમની રાહ જોવાય છે. હવે તેઓ આવવાજ જોઇએ. ”

“ વારૂ, જે કાગળ આપણા કબજામાં આવી ગયો છે તે ક્યાં છે ? ”

“ અહીંઆ. ” પોતાની છાતીપર હાથ મૂકતી મોહિની બોલી: “ જે વસ્તુની એક લાખ રૂપીઆ કીમત છે તેને હું ઘડીભર પણ વીલી મૂકું ખરી ? ”

“નહિજતો, પણ એ મને જોવા દો. તમારા સ્મરણમાં હશેજ કે તે કાગળ હરિશ્ચંદ્રને બતાવવાનો છે. જો હરિશ્ચંદ્રની ખાત્રી થાય કે મણિપુર રાજ્યને જે વસ્તુની જરૂર છે તે એજ છે, તોજ તે અહીં આવશે અને તમને એક લાખ રૂપીઆ ગણી આપશે. નહિ તો તે આ હોટેલમાં દાખલ થશે નહિ. માટે એ કાગળ લાવો, મને આપો. હું તેની પાસે લઈ જઇને તે તેને બતાવું. ”

એ પ્રમાણે કહેતો તે મોહિની પાસે ગયો એટલે તે સ્હેજ દૂર સરકીને સ્મિત કરતી બોલી: “ આપણી શરત. તમે જાણો છો કે આપણા મંડળમાં નિયમનો ભંગ કદી પણ થતો નથી. ”

“ હા હા, એ બરોબર છે. પણ જો હરિશ્ચંદ્રરાય ચોકમાં આવી લાગશે અને હું ત્યાં હાજર નહિ હોઉં તો તેમને કેવું લાગશે ? કદાચ તે પોતાનું અપમાન થયેલું સમજશે. માટે લાવો, પેલો કાગળ મને જલ્દીથી આપો. ”

"મારા ક્યાં ના છે? પણ પ્રથમ આપણી વચ્ચે થયેલી શરત પ્રમાણે સાંકેતિક શબ્દ જણાવો, એટલે હું કાગળ તમારી સેવામાં રજુ કરૂં!" મોહિનીએ શરત પૂર્ણ કરવાની માગણી કરી.

"સાંકેતિક શબ્દ! હા, બરોબર છે. 'શ્રીમંતોજ ગરીબોના દુઃખનું મૂળ છે!'" અરવિંદે આ મંડળમાં અવારનવાર વપરાતા સાંકેતિક શબ્દનો ઉચ્ચાર કર્યો. તેને એવી આશા હતી કે ઘણું કરીને તો આજ સાંકેતિક શબ્દ નક્કી થયો હશે.

પરંતુ મોહિની બોલી: "એ વાક્ય બરોબર નથી. અત્યારે તમારૂં લક્ષ બીજા વિષયમાં હોય એમ લાગે છે. ભારતવર્ષના ઉદ્ધાર માટે આપણા મંડળનો શો મુદ્રાલેખ છે? એટલુંયે ભૂલી ગયા?"

"ખરૂં–ખરૂં, 'સાચો ભ્રાતૃભાવ એજ ભારતવર્ષના ઉદ્ધારની ચાવી છે.' ખરેખર, આજે મારી પાછળ પડેલા જાસુસોથી હું ગભરાઇ ગયો હતો. એટલે મારી સ્મરણશક્તિએ મને દગો દીધો. પણ હવે મને યાદ આવ્યું."

"શાહબાસ!" મોહિની બોલી: "તમારી સ્મરણશકિત આટલી બધી કાચી છે એ તો મેં આજેજ જાણ્યું. સારૂં છે કે હું તમને પિછાનું છું; અને પ્રથમ તમે જણાવેલ તે પણ આપણા મંડળનોજ સાંકેતિક શબ્દ હતો. વળી પાછળથી તમે સાંકેતિક શબ્દ જણાવી શકયા તે ઠીક થયું. નહિ તો મને તમારે માટે જરૂર શંકા આવી હોત. રહો, હું તમને કાગળ કાઢી આપું છું." મોહિનીએ કબજો ખોલીને તેની નીચે પહેરેલી ચોળીનાં બટન ખોલવા માંડયાં.

અરવિંદના મનને કેટલી શાંતિ થઇ હશે, કેટલો આનંદ થયો હશે, તેની કલ્પના વાચકોજ કરી લેશે. કારણ કે જો તેણે બીજી વખત સાંકેતિક શબ્દ જણાવવામાં ભૂલ કરી હોત તો તેને માટે મોહિનીને તથા તેના મંડળનાં સભ્યોને શંકા આવત, અને પછી તેનું પરિણામ શું આવત તે કહી શકાય નહિ. આ આનંદાતિરેકથી અરવિંદથી હસી જવાયું.

" અહો, મારી ચોળીનાં બટન ખોલતાં મને વાર લાગે છે એથી તમને હસવું આવે છે ? " મોહિની અરવિંદના હાસ્યનો જુદોજ અર્થ કરતી બોલી: " પણ આવી અગત્યની વસ્તુને માટે-પણ આ શું ? "

એજ વખતે હોટેલની બહારથી સીટીનો અવાજ આવ્યો. એ સીટી અરવિંદના મદદનીશ મોહને કરી હતી. મોહનને અરવિંદે 'ભારત ઉદ્ધારક મંડળ ' ના સભ્યોના જેવો વેશ ધારણ કરાવીને આ હોટેલની બહાર રહેવાની સૂચના કરી હતી તથા તેને જણાવ્યું હતું કે કાળચંદ્ર અને હરિશ્ચંદ્ર હોટેલ પાસે આવી પહોંચે તે વખતે તેણે સીટી કરવી. કાળચંદ્રને મોહન ઓળખતો ન હતો, પરંતુ તેના દેખાવ તથા પોષાક વગેરેની માહિતી અરવિંદે તેને આપી હતી. એથી કાળચંદ્રને જોતાં મોહને સીટી કરી હતી.

" મહારાણી સાહેબ ! જલ્દી કરો ! " અરવિંદે કહ્યું: " વિઠુના છોકરાને મેં સૂચવ્યું હતું કે તે હરિશ્ચંદ્રને લઇને અહીં આવી પહોંચે એટલે તેણે સીટી કરીને ખબર આપવી. તે બન્ને આવી પહોંચ્યા છે. માટે પેલો કાગળ લાવો-જલ્દી કરો ! બટન એકદમ ન ખૂલતાં હોય તો તોડી નાખો. કારણ કે હરિશ્ચંદ્રરાય જેવા મોટા માણસને બહાર ચોકમાં ઊભા કરી રાખવા તે યોગ્ય નહિ. "

" હરિશ્ચંદ્ર મોટો માણસ શાનો ? તેને ગરજ હોય તો ઊભો રહે ને ? કાંઇ અમારે ખાતર તે થોડોજ રોકાય તેમ છે ? " મોહિની બોલી: " જો કે મારે નકામી ઢીલ કરવાનું કશું પણ કારણ નથી. હવે એક નિમિશમાત્રમાંજ તમને એ કાગળ મળી જશે ! "

અને એક નિમિશ માત્રમાં જે કાગળને માટે અરવિંદે આટલી બધી મહેનત કરી હતી તે તેને મળી પણ ગયો હોત. પણ હજી તેનો શ્રમ સંપૂર્ણ થયો ન હતો.

બીજીજ પળે પેલી સુરંગનું દ્વાર ખૂલ્યું અને ગૌરિદત્ત, પ્યારેલાલ તથા તેમના બીજા સાગરીતો બહાર આવ્યા.

અરવિંદે વિલાસમંદિરના ગુપ્ત દ્વારમાં દાખલ થઇ સુરંગમાં પેઠા પછી અંદરથી ભોગળ વાસી દીધી હતી. તેણે એવી કલ્પના કરી હતી કે ગૌરિદત્ત વગેરે એ રસ્તે ચંદ્રભુવન હોટેલમાં આવી શકશે નહિ, પરંતુ એ હોટેલમાં આવવાને માટે તેમને પુષ્કળ ચકરાવો લેવો પડશે. પણ જે માર્ગે થઇને પોતે આ હોટેલમાં આવ્યાનું મોહિનીને જણાવ્યું હતું તેજ માર્ગે થઇને એટલે વિદ્રુના પિઠામાં થઇને આ લોકો અહીં આવેલા હોવાથી અરવિંદની ધારણા કરતાં સ્હેજ વ્હેલા પહોંચ્યા હતા.

ગૌરિદત્તને જોતાં મોહિની અરવિંદ પાસેથી ખસીને ગૌરિદત્ત પાસે ગઈ અને તેનો ગભરાયેલો ચ્હેરો જોઇને સચિંત્ત સ્વરે બોલીઃ "કેમ? કાંઇ હરકત તો નથી આવીને? બધું કાર્ય તો બરોબર પાર ઉતર્યું છે ને?"

"અરે પ્યારેલાલ મરતાં મરતાં માંડ બચ્યો છે." ગૌરિદત્ત ઉશ્કેરાયલા સ્વરે બોલ્યોઃ "પેલો શયતાનનો સાથી-અઠંગ ઉઠાઉગીર અહીં છે. તે સત્યપ્રસન્નને મદદ કરવાને કોણ જાણે ક્યાંથીયે આવી પહોંચ્યો છે. પ્યારેલાલનાં નસીબ પાંસરાં કે અમે તેની મદદે એકદમ જઈ ચડયા. જો થોડી વાર થઈ હોત તો પ્યારેલાલ હતો ન હતો થઈ જાત."

"શયતાનનો સાથી!" ચોતરફથી અવાજ આવ્યોઃ "શયતાનનો સાથી અહીં પિનાકપુરમાં? એ ક્યાં છે? વિલાસમંદિરમાંથી એ કયા રસ્તે પસાર થઇ ગયો?"

"ક્યાં શું, તે અહીં-ચંદ્રભુવન હોટેલના આ ખંડમાંજ છે." ગૌરિદત્તે જવાબ આપ્યો.

"અહીં?"

"હા, તે અહીંજ હોવો જોઇએ. બાકી જો તે તમને બનાવીને પસાર થઈ ગયો હોય તો જુદી વાત છે. પેલા કાગળની વાત એ જાણે છે અને એ કાગળનો અર્ધભાગ પાછો મેળવવાનો તેનો ઇરાદો

છે. મોહિની! જો છેલ્લી વીશ મીનિટમાં આ સુરંગ દ્વારા કોઈ આવ્યું હોય તો તે–"

હવે બધાં સમજી ગયાં, અને ચોતરફથી અવાજ આવ્યોઃ "કાળચંદ્ર! કાળચંદ્ર! કાળચંદ્ર!" કાળચંદ્રનું નામ ધારણ કરનાર વ્યક્તિ આ ખંડના દ્વાર તરફ ઊભી હતી તેના તરફ બધાં ધસ્યાં.

પણ આ વ્યક્તિ કાંઈ અચેત ન હતી. પ્રસંગ આણીબાણીનો હતો. અરવિંદ વસ્તુસ્થિતિ સમજી ગયો હતો. એટલે તે એકદમ એક ખૂણા તરફ ગયો. ત્યાં ગેસની બત્તીની ચાવી હતી તે તેણે બંધ કરી દીધી કે આ ખંડમાં જેટલા દીવા હતા તેટલા હોલવાઈ ગયા. અને અંધકાર ફેલાઇ રહ્યો. ત્યારબાદ એક ખુરસી ઉપાડીને તેણે બારીમાંથી બહાર ફેંકી.

બદમાશોનું ટોળું જે ખૂણા તરફ અરવિંદ ગયો હતો તે ખૂણા તરફ ધસ્યું હતું. પરંતુ જે વખતે બારીમાંથી ખુરસી ફેંકાવાનો અવાજ આવ્યો તેજ વખતે આ ખંડમાંથી હોટેલના આગલા ભાગમાં જવાની ચાલીમાં પડતા ચંદ્રના પ્રકાશમાં એક વ્યક્તિ તેમની દૃષ્ટિએ પડી.

"જૂઓ, પણે–પેલો જાય તે!" કેટલાકો એકી સાથે બોલી ઉઠયા. કારણ કે જે વ્યક્તિ તેમની દૃષ્ટિએ પડી હતી તેણે કાળચંદ્રનું સ્વરૂપ ધારણ કર્યું હતું. "દોડો! એને પકડો! પૂરો કરો! જવા ન દેશો!" એમ બોલતા બધા તેની પાછળ દોડયા.

પેલી વ્યક્તિ પાછળ હઠીને હોટેલના બહાર નિકળવાના મુખ્ય દ્વાર તરફ ધસી પરંતુ તે બહાર નિકળે તે પહેલાં બહારથી એક છોકરવન યુવાન દાખલ થયો. તેણે 'ભારત ઉદ્ધારક મંડળ' ના સભ્યના જેવોજ પોશાક ધારણ કર્યો હતો. તેણે આ વ્યક્તિને પકડી અને પોતાની પાસે ચીકણી લાહી ચોપડેલો એક કાગળ હતો તે પેલી કાળચંદ્રના સ્વરૂપને ધારણ કરનારી વ્યક્તિના મુખપર લપેટી દીધો.

બીજીજ પળે. એ વ્યક્તિની પાછળ પડેલું ટોળું પણ ત્યાં આવી પહોંચ્યું. તેઓ એ વ્યક્તિના ઉપર ઉલટી પડયા તથા તેને જેમ ફાવ્યું તેમ હાથ તથા પગવડે લાતો લગાવીને અધમૂવા જેવી કરી મૂકી.

હવે ગૌરિદત્ત ત્યાં આવી પહોંચ્યો અને તેણે સત્તાત્મક સ્વરે બધાંને શાંત થવાનો હુકમ કર્યો.

તે બોલ્યોઃ " એને ઉપાડીને અંદર લાવો. તેને પૂરો કરવાનો હક્ક મોહિનીનો છે. માટે મોહિનીને એ હક્ક ભોગવવા દો. એ નીચ કૂત્તાનો બનાવટી વેશ ખેંચી કાઢો. આ માણસને સહુથી પહેલાં કોણે પકડયો હતો? તેને આજે સહુથી વધારે બક્ષિસ મળશે. કેમકે તેણે આપણા એક ભયંકર દુશ્મનને સપડાવ્યો છે. પ્યારેલાલ! જો, આ માણસના મોઢાપર કાગળ છે તે પહેલાં ઉખેડી નાખ. હં, હવે તેની બનાવટી દાઢી અને માથાના વાળ ખેંચી કાઢ. શું? તું શું કહે છે? દાઢી તથા વાળ બનાવટી નથી? તે નથી ઉખડતા? પણ તું આ બોલે છે શું? એ શયતાનના સાથીને દાઢી કે વાળ હતાંજ નહિ!"

" ગમે તેમ હોય, પણ હું સાચુંજ કહું છું કે આ શયતાનનો સાથી નથી, આતો કાળચંદ્ર પોતેજ છે!" પ્યારેલાલે જવાબ આપ્યો.

પ્યારેલાલના પ્રસ્તુત શબ્દો સાંભળીને બધા ગભરાયા. હવે શું કરવું તેના વિચારમાં પડી ગયા. પરંતુ ગૌરિદત્ત સમયસૂચકતા વાપરીને બોલ્યોઃ " પાછા ચાલો, પાછલા ખંડમાં ચાલો, હજી પેલો બદમાશ ત્યાંજ છે."

એમ બોલતો તે પાછલા ખંડ તરફ જવા લાગ્યો. તેના સાગરીતો પણ તેની પાછળ એ ખંડમાં ગયા. હજી પણ તે ખંડમાં અંધકાર હતો. પરંતુ હોટેલના માલિકે ગેસની ચાવી ખોલી અને દીવા પ્રકટાવ્યા.

પરંતુ શું અરવિંદ એ ખંડમાં હતો? નહિજ. એ ખંડ તદ્દન ખાલી હતો. માત્ર એક ખૂણામાં જમીન ઉપર મોહિની પડી હતી. તેના મુખ ઉપર ક્લોરોફોર્મ છાંટેલો રૂમાલ ઢાંકેલો હતો. ક્લોરોફોર્મની અસરથી મોહિની બેશુદ્ધ બની ગઈ હતી. તેની ચોળીનાં બટન તૂટેલાં હતાં અને ચોળીના અંદરના ખીસામાંથી પેલા અગત્યના દસ્તાવેજનો અર્ધ ભાગ ગૂમ થઈ ગયો હતો.

---

# પ્રકરણ ૧૩ મું.

---

## મોટરમાં પસાર.

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટના પછી પાંચ મીનિટે ચંદ્રભુવન હોટેલ પાસેના ચોકમાં એક ખૂણામાં લપાઇને ઊભેલા હરિશ્ચંદ્રરાયે પોતાની પાસેથી એક મોટરને પસાર થતાં જોઇ. મોટર જો કે ઝડપથી જતી હતી તો પણ તે હરિશ્ચંદ્રની પાસે આવી કે તેની બારીમાંથી એક મનુષ્ય ડોકાઇને બોલ્યો: "હરિશ્ચંદ્ર! લલિતપુર સર કરવાની આશા નકામી છે!"

એ શબ્દો હરિશ્ચંદ્રે સાંભળ્યા ખરા, પરંતુ તે શબ્દ ઉચ્ચારનારનો ચ્હેરો તે જોઈ શકયો નહિ. તેણે મોટરનો નંબર જોવાનો પ્રયત્ન કર્યો, પરંતુ મોટર અંધકારમાં પસાર થઇ ગઈ. એટલે તે બાબતમાં પણ હરિશ્ચંદ્રને નિષ્ફળતા મળી.

આ મોટરમાં અરવિંદ તથા મોહન હતા. હોટેલમાં પ્રવેશેલા કાળચંદ્રના મુખ ઉપર ચીકણી લાહીવાળો કાગળ લપેટનાર મોહન હતો. મોહને જે શોધ કર્યાનું અરવિંદે નરેન્દ્રપ્રસાદને જણાવ્યું હતું તે શોધનો ઉપયોગ મોહને કાળચંદ્ર ઉપર કર્યો હતો. તેણે એક ચીકણી લાહી બનાવી હતી. તે લાહી કાગળપર ચોપડીને જો કોઇ મકાનના દ્વાર પાસે તે કાગળ મૂકયો હોય તો મકાનમાંથી ઉતાવળે બહાર આવનાર મનુષ્યના જોડાના તળીયા સાથે લાહીવાળો કાગળ જોરથી ચોટી જાય, અને તે કાગળને ઉખેડયા સિવાય તે મનુષ્ય ઝડપથી ચાલી શકતો નાહ. એ લાહીનો ઉપયોગ અત્યારે મોહને કાળચંદ્રના મુખ ઉપર કરીને તેને હોટેલમાંથી બહાર જતો અટકાવ્યો હતો. મોહને અરવિંદની સૂચનાથી મોહિનીના સાગરીતોના જેવોજ પોશાક ધારણ કરેલો હોવાથી અંદરના માણસોને તેને માટે શંકા આવે તેમ નહતું.

જ્યારે બધા કાળચંદ્રને અરવિંદ ધારીને તેને પકડવા તથા મારવામાં રોકાયા હતા, તે વખતે અરવિંદ મોહિનીને એકલી જોઇ, તેને પકડી, કલોરોફોર્મ સુંઘાડીને બેભાન બનાવી, તેની ચોળીના અંદરના ખીસામાંથી પેલો કાગળનો અર્ધભાગ કાઢતો હતો. એ અર્ધ ભાગ હાથમાં આવતાં તે બારીમાથી કૂદીને બહાર પસાર થઈ ગયો અને તેણે મોહનને ઇશારત કરીને પોતાની પાસે બોલાવ્યો. બન્ને જણા અગાઉથી તેમને માટે ઊભેલી મોટરમાં બેસીને ત્યાંથી પસાર થઇ ગયા.

થોડે દૂર ગયા પછી અરવિંદે મોહનને મોટરની તમામ બારીઓ બંધ કરીને કપડાં બદલી નાખવાની સૂચના કરી. પોતે પણ કપડાં બદલવા લાગ્યો.

કપડાં બદલતાં તે બોલ્યો: "મોહન! મારે તારો ખરેખરો આભાર માનવો જોઇએ. જો તું ન હોત તો આ બદમાશોએ આજે મને અવશ્ય પૂરો કરી નાખ્યો હોત."

"શું! આપને પૂરા કરી નાખ્યા હોત?" મોહન બોલ્યો: "અરે સાહેબ! આપને કશું પણ થયું હોત તો હું એ હોટેલને સળગાવીને એ તમામને પૂરાં કરી નાખત!"

પોતાના વફાદાર મદદનીશની પોતાને માટે અનન્ય લાગણી જોઇને અરવિંદ સાનંદાશ્ચર્યપૂર્વક તેની સામે જોઈ રહ્યો. તે બોલ્યો: "મોહન! આવ, મારી સાથે હસ્તધૂનન કર!"

"સાહેબ! આ આપ શું કહો છો? હું આપનો તાબેદાર નોકર. મારી લાયકાત શી કે હું આપની સાથે હસ્તધૂનન કરી શકું?"

"તારી લાયકાત! અરે મૂર્ખા! જો આ જગતમાં મારે માટે અંતરની લાગણી બતાવનાર કોઈ પણ હોય તો તે તું એકજ છે. તું મારો નોકર? ના, તું મારો નોકર નહિ પણ મારો મદદગાર–મારે મન મારા પુત્ર કરતાં પણ અધિક છે. આજે મને સંતોષ થાય છે કે એક વફાદાર મિત્ર મને મળી શક્યો છે!" એમ કહીને તે મોહનને ભેટી પડયો. મોહનના

આનંદનો પણ પાર રહ્યો નહિ. જેના જીવનનો મોટો ભાગ ગટરમાંજ પસાર થયો હતો, જે એક ભટકતા ભામટા જેવો હતો, તેને અરવિંદ જેવો સમર્થ ડિટેક્ટિવ પ્રેમપૂર્વક ભેટે, એ જોઇને આનંદ કેમ ન થાય? મોહનનું હૈયું ભરાઈ આવ્યું. તેનાં નેત્રોમાંથી અશ્રુ ખરખર વહેવા લાગ્યાં.

મોહનના ચ્હેરાપર આનંદ તથા સંતોષ જોઇને અરવિંદના આનંદનો પણ પાર રહ્યો નહિ. તે મનોગત બોલવા લાગ્યોઃ "અહા ! આ મોહનની માફક એક બીજી વ્યક્તિનો પણ મારાપર પ્રેમ હોય તો પછી શું જોઇએ? જો તે વ્યક્તિ તેનાં નેત્રોમાથી મારાપર પ્રેમામૃતને વર્ષાવે તો બસ આ પૃથ્વી સ્વર્ગથી પણ અધિક છે! પણ એ સમય ક્યારે આવે? શું એ સમય નહિજ આવે? નહિ, જરૂર આવશે!"

તે પોતાની પ્રિયતમા નિર્મળાના આનંદપૂર્ણ વિચારમાં ગુંથાયો. એ દરમિયાન તે બન્નેએ કપડાં બદલી નાખ્યાં હતાં. અત્યારે બન્ને જણા બે ગૃહસ્થોના જેવા દેખાતા હતા. મણિપુરનો જાસુસ કાળચંદ્ર અને બદમાશોનો સાગરીત અદૃશ્ય થઈ ગયા હતા. રંગમહાલ હોટેલનું ભવ્ય મકાન પણ વિજળીના દીવાથી પ્રકાશમાન બનેલું સામે દેખાતું હતું.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### નિર્મળાકુમારી.

રંગમહાલ હોટેલની સામે મોટર આવીને ઊભી રહી. અરવિંદે મોહનને પૂછ્યુંઃ "મોટરનું શું ઠરાવ્યું છે?"

"એક કલાકના ચાર રૂપીઆ; પરંતુ મેં શોફરને કહ્યું હતું કે અમારા સાહેબ તને સારી બક્ષિસ આપશે. અત્યારે ત્રણ કલાક થઈ ગયા છે. એટલે તે હિસાબે બાર રૂપીઆ માગે."

"વારૂ, ચાલ આ બેગ લઈ લે." જે બેગમાં બદલેલાં કપડાં અરવિંદે રાખ્યાં હતાં તેના તરફ આંગળી કરીને કહ્યું. મોહને બેગ તથા બીજી પેટી બન્ને વાનાં ઉપાડયાં અને બન્ને જણા મોટરમાંથી બહાર નિકળ્યા. અરવિંદે મોટરવાળાને દશ-દશ રૂપીઆની બે નોટો આપી. શોફરે હિસાબ ગણીને બાકીના પૈસા પાછા આપવા માંડતાં અરવિંદે કહ્યું: "પાછા આપવાની જરૂર નથી. હિસાબથી વધે તે તમને બક્ષિસ."

એટલું કહીને તે હોટેલના દ્વાર તરફ ચાલ્યો. મોહન પણ તેની પાછળ ચાલ્યો. બાર રૂપીઆના ભાડા પાછળ આઠ રૂપીઆ બક્ષિસ આપનાર આ કોઈ લક્ષાધિપતિ હોવો જોઇએ, એવી કલ્પના કરતો શોફર અરવિંદની પાછળ જોઈ રહ્યો. પછી તે પણ મોટર હંકારીને ત્યાંથી ચાલ્યો ગયો.

અરવિંદે હોટેલમાં દાખલ થઈ તેના મેનેજરને પોતાને માટે તથા પોતાના નોકરને માટે આજની રાત્રી હોટેલમાં રહેવાની સગવડ કરવાનું જણાવ્યું. મેનેજરે એક નોકરને સૂચના કરી એટલે તે મોહનને તથા તેના સામાનને મેડાપર લઇ ગયો.

મેનેજરે પૂછયું: "આપનું નામ શું?"

"મારૂં નામ મણિકાન્ત સુરેન્દ્રપ્રસાદ મહેતા." અરવિંદે તાત્કાળિક જવાબ આપ્યો. મેનેજર તેના નામની નોંધ કરતો હતો તે દરમિયાન અરવિંદે તેને પ્રશ્ન કર્યો: "અહીં સરદાર સત્યપ્રસન્ન રહે છે ને?"

"હાજી, તેઓ ત્રીજા માળપર ૧૨મા નંબરના દિવાનખાનામાં છે." મેનેજરે કહ્યું.

"મારે તેમને મળવું છે. આ કાર્ડ મોકલાવો" અરવિંદે 'મણિકાન્ત'ના નામનું એક કાર્ડ મેનેજરને આપ્યું.

મેનેજરે એક નોકરને બોલાવીને કહ્યું: "જો, સરદાર સત્યપ્રસન્ન જાગતા હોય તો તેમને આ કાર્ડ આપ અને કહે કે એક ગૃહસ્થ તેમને મળવા ઇચ્છે છે."

નોકર કાર્ડ લઇને ઉપર ગયો. દરમિયાન મેનેજર અને અરવિંદ વચ્ચે પિનાકપુરની રાજ્યદ્વારી સ્થિતિના સંબંધમાં પ્રાસ્તાવિક વાર્તાલાપ થયો. નોકરે પુનઃ નીચે આવીને અરવિંદને નમન કરીને કહ્યું: " ચાલો, સાહેબ ! આપને બોલાવે છે. "

અરવિંદ નોકરની સાથે ત્રીજા માળપર ગયો. નં. ૧૨ વાળા દિવાનખાનાનું દ્વાર ખૂલ્લું હતું. તેમાં સરદાર સત્યપ્રસન્ન તેમની પુત્રી અરૂણાકુમારી અને નિર્મળા એ ત્રણ જણાં હતાં. અરવિંદને જોતાંજ સરદાર એકદમ તેની સામે આવ્યા અને તેની સાથે હસ્તધૂનન કરી, દ્વારને બંધ કરતા બોલ્યા: " કહો, મી. અરવિંદ ! જલ્દી કહો, તમને યશ મળ્યો કે નહિ ? તમારૂં કાર્ડ મળ્યું ત્યારથી તે તમે ઉપર આવ્યા ત્યાં સુધીમાં અનેક વિચારો મારા મનમાં પસાર થઇ ગયા છે."

" સાહેબ ! " અરવિંદ બોલ્યો: " આપ શાંત થાઓ. મ નિર્મળાકુમારીને વચન આપ્યું હતું કે હું તમારા કાગળનો ગૂમ થયેલો અર્ધ ભાગ ગમે તેમ કરીને પણ પાછો લાવીશ. મિથ્યા વચન આપવાની મને ટેવ નથી. લ્યો આ કાગળ. પુનઃ તે બીજાના હાથમાં ન પડે એટલી સંભાળ રાખજો. "

તેણે કોટના ખીસામાંથી મોહનની પાસેથી મેળવેલો કાગળ સત્યપ્રસન્નને આપ્યો. સત્યપ્રસન્ન તો આ કાગળને જોઇને હર્ષઘેલો બની ગયો. તેની પુત્રી અરૂણાકુમારીનાં નેત્રોમાં પણ ઝળઝળીયાં આવી ગયાં. બાપ-દીકરી અરવિંદનો આભાર માનવા લાગ્યાં. તુરત સત્યપ્રસન્ને પાંચ હજાર રૂપીઆનો ચેક લખીને અરવિંદને આપ્યો. અરવિંદે આભારસહ ઇનામનો સ્વીકાર કર્યો.

આ બધો વખત દરમિયાન નિર્મળાકુમારી તો શાંતપણે એક બાજુએ ઊભી હતી. હવે અરવિંદે તેની સામે જોયું. નિર્મળાનાં નેત્રો આભારથી પૂર્ણ હતાં. પરંતુ તેણે અત્ર એક પણ શબ્દ ઉચ્ચારવાનું યોગ્ય ધાર્યું નહિ. અરવિંદ પણ પરિસ્થિતિથી વાકેફ હતો. તેણે સત્યપ્રસન્નને ઉદ્દેશીને કહ્યું: " સરદાર સાહેબ ! હું આવતી કાલે સ્હવારની ગાડીમાં લલિતપુર જવાનો છું. "

" કાલેજ જવાના છો ? " અરૂણાકુમારી બોલીઃ " નિર્મળાબ્હેન પણ કાલે લલિતપુર આવવાનાં છે. આ બનાવને લીધે તેમનું મન ખાટું થઈ ગયું છે. એટલે હવે તે આ ગામમાં રહેવાનું પસંદ નથી કરતાં. અમે પણ તેમને વિશેષ આગ્રહ કરવાનું યોગ્ય નથી ધારતાં. તમે અમારાપર એક કૃપા કરશો ? તેમને લલિતપુર સહીસલામત પહોંચાડશો ? "

આવી કૃપા અરવિંદ શા માટે ન કરે ? " ઘણીજ ખુશીથી. " તેણે જવાબ આપ્યોઃ " આવતી કાલે સ્હવારે દશ વાગે ટ્રેન અહીંથી રવાના થાય છે. હું પણ આજની રાત્રી આ હોટેલમાંજ રહેવાનો છું. નિર્મળાકુમારી સ્હવારે આપણે સાથેજ અહીંથી રવાના થઇશું. તમારો સામાન તો તૈયાર છે ને ? "

" હાજી, મારો સામાન તૈયાર છે. મારૂં મન આ બનાવને લીધે ઉદાસ થઇ ગયું છે. એટલે અહીં હવે વધુ વખત રહેવાનું મને ગમતું નથી. વળી લેડી શારદાબાઈ તેમના ચિરંજીવીની શિક્ષિકા તરીકે મને રહેવાનો આગ્રહ કરે છે. એટલે લલિતપુર જવાનો મેં નિશ્ચય કર્યો છે. તમારા સમાગમથી મુસાફરીમાં મને નિશ્ચિંતતા રહેશે. "

" વારૂ, હવે હું રજા લઉં છું. સ્હવારે મળીશ. " એટલું કહી, સરદાર સત્યપ્રસન્નને નમન કરીને અરવિંદ ચાલ્યો ગયો.

*　　　*　　　*　　　*

બીજે દિવસે સ્હવારે સ્હાડાનવ વાગે પિનાકપુરથી લલિતપુર જવાને માટે ઉપડતી ટ્રેન તૈયાર થઈ હતી. અરવિંદ, મોહન, નિર્મળા તથા અરૂણાકુમારી પ્લેટફાર્મપર દૃષ્ટિએ પડતાં હતાં. અરૂણાકુમારી નિર્મળાને વિદાય કરવાને સ્ટેશનપર આવી હતી. મોહને સામાન સાથે ' સર્વન્ટસ કમ્પાર્ટમેન્ટ ' માં બેઠક લીધી. અરવિંદે લલિતપુરની બે ફર્સ્ટ કલાસની ટીકીટો લીધી હતી. ગાડી ઉપડવાનો ઘંટ થતાં નિર્મળા અરૂણાકુમારીને ભેટીને ફર્સ્ટ કલાસમાં દાખલ થઈ. અરવિંદે પણ તેની પાછળ તેજ ખાનામાં પ્રવેશ કર્યો. ગાર્ડે સીટી કરી,

એન્જીનની સીટીનો ઘોર અવાજ થયો અને ટ્રેન ચાલુ થઇ. નિર્મળા તથા અરૂણાકુમારી એ રૂમાલ ઉંચા કરીને છેવટની વિદાય માગી. અરૂણાકુમારી પ્લેટફોર્મમાંથી બહાર નિકળવાના દરવાજા તરફ ચાલી, ટ્રેન પણ સ્ટેશનયાર્ડ મૂકીને આગળ વધી.

હવે અરવિંદને નિર્મળાકુમારી સાથે એકાંત મળી. નિર્મળાએ પ્રશ્ન કર્યો: "તમારી સાથે નોકર પણ છે?"

"હા, નોકરથી વિશેષ. એ છોકરાને તમે કદાચ ઓળખતાં હશો. આજથી દોઢ વર્ષ પહેલાં જે રાત્રીએ આપણી મુલાકાત થઇ હતી, તે વખતે જે છોકરાએ તમારાપર આક્રમણ કર્યું હતું અને પછી જેને મેં પાંચ રૂપીઆ ઉછિના આપ્યા હતા તેજ એ છોકરો!"

"અહો! ત્યારે એ છોકરાએ પોતાનું વચન પાળ્યું ખરૂં? ખરેખર, મી. અરવિંદ! તમે કોઇ અલૌકિક વ્યકિત છો. જો તમારે બદલે બીજો કોઈ માણસ હોત તો એ છોકરાને પોલિસમાં સપડાવત, તેને કેદની સજા થાત, અને તુરંગમાંથી નિકળીને તે પુનઃ એજ ધંધામાં પ્રેરાત; જ્યારે તમે તેને સન્માર્ગે ચડાવીને તેનો ઉદ્ધાર કર્યો છે."

"અહા! નિર્મળા-નિર્મળાકુમારી! તમે મારૂં પૂર્વજીવન જાણો છો! મારો ઉદ્ધાર કરનાર, મને દોઝખમાં પડતો અટકાવનાર કોણ? તમે-તમે પોતેજ મારો ઉદ્ધાર કર્યો છે. તમારા દર્શન માત્રથી મારૂં મન સન્માર્ગે તરફ વળ્યું છે. મારા જીવનમાં એ એક મહત્વનો પ્રસંગ હતો. એ પ્રસંગનું મને કદી પણ વિસ્મરણ થાય તેમ નથી. જેમ તમે મારો ઉદ્ધાર કર્યો હતો, તેમ મેં આ છોકરાનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન કર્યો અને મને લાગે છે તેમાં મને સફળતા મળી છે. એટલુંજ નહિં પરંતુ એ છોકરાએ કાલે રાત્રે તેનો સંપૂર્ણ બદલો વાળી આપ્યો છે. જો કાલે રાત્રે તે ન હોત તો હું અત્યારે હયાત ન હોત, મારૂં વચન પૂર્ણ ન થાત અને સરદારસાહેબનો ગૂમ થયેલો કાગળ પણ પાછો ન આવત! પરંતુ આ છોકરાની-મોહનની સહાયથી તમને આપેલું વચન પૂર્ણ કરવાને હું શક્તિમાન્ થયો છું." અરવિંદે

નિર્મળા તથા સત્યપ્રસન્ન વિલાસમંદિરમાંથી વિદાય થયાં પછીથી તે પુનઃ રંગમહાલ હોટેલમાં તેમને મળ્યો ત્યાં સુધીની તમામ હકીકત નિર્મળાને જણાવી.

એ હકીકત શ્રવણ કરતાં નિર્મળાના અંતરમાં ભીતિ, ચિંતા, ક્રોધ, તિરસ્કાર, આનંદ, આદિ વિકાર ઉત્પન્ન થતા હતા અને તે તેના નિર્મળ વદનપર સ્પષ્ટ થતા હતા. અરવિંદ જોઈ શકતો હતો કે નિર્મળાના વિશુદ્ધ હૃદયના એક ખૂણામાં પોતાને સ્થાન પ્રાપ્ત થયું છે.

નિર્મળા બોલી: " અહો, તમારે આટલું બધું સહન કરવું પડયું ?"

" હા, તમારે ખાતર એ બધું મેં સહન કર્યું હતું. "

" પરંતુ તમે પેલી મોહિનીને તથા તેની ટોળીને પકડાવી કેમ નહિ ? મને ભીતિ રહે છે કે એ નીચ સ્ત્રી તમને નુકસાન કર્યા સિવાય નહિ રહે. " નિર્મળા બોલી.

" તમારી ભીતિ મિથ્યા છે એમ હું નથી કહેતો; પરંતુ જો મોહિનીને પોલિસમાં સપડાવવાનું હું પગલું ભરૂં તો મારે પુનાકપુરની પોલિસને મારા આગમનનું ખરૂં કારણ જણાવવું પડે. અર્થાત્ તો પછી જે વાત સરદાર સત્યપ્રસન્ન અહીંની પોલિસથી તથા અહીંના અધિકારીઓ તરફથી છૂપી રાખવા માગતા હતા તે જાહેર થઈ જાય. એટલે મેં નિશ્ચય કર્યો કે જો આ કાર્ય કરવું તો મારે એકલાએજ પાર ઉતારવું, નહિ તો તદ્દન ના પાડી દેવી. પરંતુ તમને ના પાડવા કરતાં મરણને શરણ થવાનું હું વધારે પસંદ કરત."

" અરવિંદ ! હું મારો આભાર શી રીતે પ્રકટ કરૂં, કયા શબ્દોમાં જણાવું, તે હુ સમજી શકતી નથી. " નિર્મળા ગદ્દગદ કંઠે બોલી.

" નિર્મળાકુમારી ! માત્ર તમારો આભારજ નહિ, પણ તમારો પ્રેમ પ્રાપ્ત કરવાની મને આશા છે. હું મારી યોગ્યતા સમજું છું. હું જાણું છું કે તમારા જેવી પતીતપાવની પવિત્ર દેવીના પ્રેમનો હું અધિકારી નથી. પરંતુ જે આશાને મેં મારા અંતરમાં સ્થાન આપ્યું છે

તે આશા ભવિષ્યમાં કોઈ વખતે પૂર્ણ થઈ શકશે, એટલુંયે જો હું તમારા મુખેથી શ્રવણ કરી શકું તો મારૂં અહોભાગ્ય સમજીશ."

**નિર્મળા** કશું બોલી નહિ તે સ્થિર દૃષ્ટિએ બારીની બહાર ઝડપથી પસાર થતાં વૃક્ષો તરફ જોઈ રહી. **અરવિંદ**ને લાગ્યું કે પોતાના પ્રસ્તુત શબ્દોથી **નિર્મળા**ને માઠું લાગ્યું છે. એટલે તે બોલ્યો: "**નિર્મળા**-કુમારી! જો તમને દિલગીર કરવામાં હું કારણભૂત થયો હોઉં તો તે માટે તમારી ક્ષમા—"

"અહો, મી. **અરવિંદ**! મારી ક્ષમા માગવાની જરૂર નથી. હું નિર્મળ અંતઃકરણની છું. ખરી રીતે તો મારે તમારી ક્ષમા માગવી જોઇએ. હું કેટલી નિષ્ઠુર છું કે મારે ખાતર તમે તમારો જાન જોખમમાં નાખવા છતાં પણ હું તમને પ્રોત્સાહન આપનારા શબ્દો કહી શકી નથી." તેનાં નેત્રોપર અશ્રુબિંદુ ઝળકી રહ્યાં.

"નહિ, **નિર્મળા**કુમારી! ન રડો–મારે ખાતર ન રડો! તમારે મને શબ્દોથી પ્રોત્સાહન આપવાની જરૂર નથી. તમારૂં નિર્મળ વદનજ મને પ્રોત્સાહિત બનાવવાને માટે પુરતું છે. તમારા આ શબ્દોજ મારી આશાને ઉત્તેજીત બનાવે છે. હવે આપણે એ વાત નહિ કરીએ. વારૂ, તમે કહેતાં હતાં કે તમે લેડી **શારદાબાઇ**ના ચિરંજીવીની શિક્ષિકા તરીકે રહેવાનાં છો. જો તે નોકરીનો સ્વીકાર કરો તો ભલે, પરંતુ જો તેનો સ્વીકાર ન કરતાં બીજે કોઇ સ્થળે રહેવાનું પસંદ કરો તો શ્રીયુત **નરેન્દ્રપ્રસાદ** દ્વારા મને સમાચાર જણાવશો. જો તમારા તરફથી કશા સમાચાર નહિ મળે તો હું માનીશ કે તમે લેડી **શારદાબાઈ**ને ત્યાં રહેવાનું પસંદ કર્યું છે."

ત્યારપછી એ બન્ને જણાં **અરવિંદ**ની સહાસિકતાની તથા તેણે જુદા જુદા કેસોમાં બતાવેલી કુશળતાની વાતપર ચડયાં. ટ્રેન એક પછી એક સ્ટેશનો ઝડપથી પસાર કરતી હતી. લગભગ સ્હાંજના ચાર વાગતાં **લલિતપુર**નું ટર્મીનસ સ્ટેશન આવ્યું. તેઓ ઉતરી પડયાં. **અરવિંદે** એક ગાડી કરી આપી, તેમાં બેસીને **નિર્મળા**

પોતાની સખીના મકાનપર ગઇ. અરવિંદ અને મોહન સુરતી સ્ટ્રીટમાં નં. ૨૦૪ વાળા મકાનપર ગયા.

અરવિંદ હવે પુનઃ રીસાલદાર હરિસિંગ બની ગયો. હાલમાં તેની પાસે ખાસ કેસ નહિ હોવાથી તે પોતાના સમયનો વધુ ભાગ નજીકમાં આવેલા બગીચામા ગાળતો હતો અને મોહનને જાસુસી વિદ્યામાં કુશળ બનાવવાને માટે એ વિષયની તાલિમ આપતો હતો.

---

## પ્રકરણ ૧૫ મું.

### અરવિંદ ક્યાં છે ?

સુરતી સ્ટ્રીટમાં આવેલા નં. ૨૦૪ વાળા મકાનમાં અત્યારે મોહન એકલોજ હતો. અરવિંદ ઉર્ફે રીસાલદાર હરિસિંગ બગીચામાં ફરવાને માટે ગયો હતો. મોહન બેઠો બેઠો જાસુસી વિષયને લગતું એક વાર્તાનું પુસ્તક વાંચતો હતો. આ પુસ્તકમાં એક ડિટેક્ટિવે ચમત્કારિક રીતે એક ખૂનનો ભેદ શોધી કાઢેલો તેનો વૃતાંત હતો. વાર્તા અત્યંત રસિક હતી અને તેમાં મોહનને એટલો બધો રસ પડયો હતો કે તે જ્યાં બેઠો હતો ત્યાંથી ઉઠવાનું પણ તેને મન થતું નહતું. એટલામાં ટેલીફોનની ઘંટડી થઈ.

થોડી વાર તો મોહને લક્ષ આપ્યું નહિ. પરંતુ ઘંટડી નહિ રહેવાથી તે ટેલીફોનની સામે જોતો બડબડયોઃ "આ ટેલીફોનની શોધ કરનારને લોકોની શાંતિનો શું વિચારજ નહિ આવ્યો હોય ? જ્યારે કાંઇક વાંચવામાં કે કામમાં ગુંથાયા હોઇએ ત્યારે ઘંટડી થઇજ છે ! મને એમ થાય છે કે જાણે ટેલીફોનનું જોડાણ તોડીજ નાખું, એટલે પછી ઘંટડી થવાની ચિંતાજ નહિ. "

એ પ્રમાણે બડબડતો તે પુસ્તકને ટેબલપર મૂકીને ઉઠયો

અને જે સ્થળે ટેલીફોનની પેટી હતી ત્યાં આગળ ગયો. તેણે ભુંગળું કાનપર ધર્યું ને પેટી તરફ મુખ રાખીને પ્રશ્ન કર્યો: " અલ્લો! કોણ છે ? હા, આ રીસાલદાર હરિસિંગનું મકાન. શું ? ના, રીસાલદાર સાહેબ ઘેર નથી. ક્યારે ઘેર આવશે તે પણ હું કહી શકું નહિ. તે ક્યાં છે તેની મને શી ખબર ? પણ જો કાંઈ કામ હોય તો-કોણ બોલાવે છે ? શું ? ત્યારે પહેલાંથીજ કહેવું હતું ને. કોણ નરેન્દ્રપ્રસાદ સાહેબ ? હા, સાહેબ ! હું મોહન છું. સાહેબ બે કલાક થયા બહાર ગયા છે. હું પુસ્તક વાંચતો હતો એટલે હજીસુધી બહાર નથી ગયો. સાહેબ રાણીના બાગમા હશે. ગુલાબપુષ્પનો તેમને ઘણોજ શોખ છે એ તો તમે જાણો છો. તેમણે કપડાં તો હમેશના નિયમ મુજબ પહેર્યાં છે. હાજી, સફેદ ફેંટો, લાંબો કાળો ડગલો અને સફેદ સુરવાળ. "

બીજે છેડેથી નરેન્દ્રપ્રસાદે કહ્યું: " વારૂ, જો મને તે બગીચામાં ન મળે, જો મને મળ્યા સિવાય તે ઘેર આવે તો તેમને રોકાવાનું કહેજે. ત્યાંસુધી તુંપણ ક્યાંય બહાર જઈશ નહિ. હું લગભગ ત્રણ વાગે ત્યાં આવીશ. વારૂ, સાહેબજી ! " એટલું કહીને તેણે ભુંગળું પેટીની સાથે લટકાવી દીધું. પછી તે પોતાની ખાનગી ઓફિસની બારી પાસે ઊભેલા એક ગૃહસ્થ તરફ ફર્યો અને તેને ઉદ્દેશીને બોલ્યો: " સર કુંજવિહારી ! એ ઘેર નથી, પરંતુ અત્યારે તે ક્યાં છે એ હું જાણું છું. એટલે તેને શોધવામાં આપણને વિશેષ સમય ગૂમાવવો પડશે નહિ. " તેણે ટેબલપર પડેલી ઘંટડી બે વખત દબાવી. તે પુનઃ બોલ્યો: " બે-ત્રણ મીનિટમાં મારી મોટર અત્ર હાજર થશે અને બનતાં સુધી તો આપણે અર્ધા કલાકની અંદરજ તેની પાસે પહોંચી જઈશું. "

સર કુંજવિહારી હરિહરરાય બેરોનેટની ઉમર લગભગ ચાળીશ વર્ષની હશે. તે દેખાવડો તથા મજબૂત અને પ્રમાણસર બાંધાનો

હતો. તેના ઊભા રહેવાની ઢબછબ ઉપરથી તેણે અગાઉ લશ્કરી ખાતામાં નોકરી કરી હોય એમ લાગતું હતું. તે સુપરિન્ટેન્ડન્ટ તરફ આભારદર્શક દૃષ્ટિએ જોતો બોલ્યો: " હું આશા રાખું છું કે આપણે તેમને જલ્દીથી મળી શકીએ. કારણ કે આ કેસમાં સમયનું ખાસ મહત્ત્વ છે. મારૂં મગજ આશંકા અને અનિશ્ચિતતાના બોજાથી એટલું બધું નિર્બળ બની ગયું છે કે એક મીનટ મને એક કલાક કરતાં પણ અધિક લાંબી લાગે છે. તમે જાણતાજ હશો કે શરતને હવે માત્ર ત્રણ દિવસ બાકી છે. જો પેલા બદમાશો—પછી તે ગમે તે હોય પણ જો વિજળીને ઉપાડી જવામાં ફતેહમંદ થશે તો મારો સર્વનાશ છે; અને જો તમારો મિત્ર અરવિંદ આ રહસ્યને નહિ ઉકેલી શકે તો એ બદમાશો લક્ષ્મણની પણ સામંતના જેવીજ દશા કરીને વિજળીને ઉપાડી ગયા સિવાય રહેશે નહિ. "

" સર કુંજવિહારી ! તમે નિશ્ચિત રહો, અરવિંદ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખો. મારી ખાત્રી છે કે તે આ કેસને જરૂર હાથમાં લેશે, અને તેણે હાથમાં લીધેલા કેસમાં તેને કદી પણ નિષ્ફળતા મળી હોય એવું આજસુધી તો મારા જાણવામાં આવ્યું નથી. જો તમે કહો છો તે પ્રમાણે વિજળીની ઝડપ હશે તો તમે જરૂર આ શરતમાં વિજયી થઈ શકશો. વિજળીના ગૂમ થવા સંબંધમાં લેશ પણ ચિંતા રાખશો નહિ. અહો-મોટર આવી પહોંચી. ચાલો, સાહેબ !"

બન્ને જણા ઉઠીને બહાર આવ્યા અને મોટરમાં દાખલ થતાં નરેન્દ્રપ્રસાદે શોફરને કહ્યું: " રાણીના બાગમાં. બની શકે તેટલી ઝડપથી હંકારજે. એક મીનિટ પણ નકામી જવી જોઈએ નાહ. "

" વારૂ સાહેબ ! " કહીને શોફરે મોટરને ચાલુ કરી:

---

# પ્રકરણ ૧૬ મું.

---

## કેસની વિગત.

શોફરે પણ સુપરિન્ટેન્ડન્ટની સૂચના પ્રમાણે મોટરને જોરથી હંકારી. તેની ઝડપ કાયદાની હદ કરતાં વધી જવાને લીધે એક-બે સ્થળે પોલિસે તેને અટકાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ શોફરે તેમની દરકાર નહિ કરતાં મોટરને ઝડપથી ચાલુ રાખ્યા કરી. આશરે પંદરેક મીનિટમાં તેઓ રાણીના બાગમાં આવી પહોંચ્યા. નરેન્દ્રપ્રસાદ મોટરમાંથી કૂદી પડયો. તેણે સર કુંજવીહારીને પોતાની પાછળ આવવાની સૂચના કરી અને તેઓ અરવિંદની શોધમાં ચાલ્યા.

અરવિંદ એક ગુલાબપુષ્પના કયારા પાસે પડેલા બાંકડા ઉપર બેઠો હતો. તેણે બન્ને હાથવડે ચાંદીની મુઠવાળી લાકડી પકડીને તેનાપર પોતાની હડપચીને ટેકવી હતી. તે ગુલાબપુષ્પોથી ઝુકી રહેલા ગુલાબના છોડવા સામે જોઈ રહ્યો હતો. અત્યારે જાણે આસપાસ તેનું લક્ષજ નહોય એમ તેને જોવાથી લાગતું હતું.

પરંતુ જ્યારે સુપરિન્ટેન્ડન્ટ તથા સર કુંજવિહારી તેની નજીક આવી પહોંચ્યા એટલે તે દૃષ્ટિને ફેરવ્યા સિવાય મંદ સ્વરે બોલ્યો: “ અહા, ગુલાબપુષ્પ કેવાં સુંદર છે ? તેની સુગંધ પણ કેટલી આલ્હાદદાયક છે ? તમે મને બોલાવશો નહિ. આગળ ચાલ્યા જાઓ, જૂઓ, પેલો સામે પોલિસનો માણસ ઊભો છે તેની સાથે મારે મિત્રતા છે. આ બૂઢ્ઢો રીસાલદાર પોલિસ સુપરિન્ટેન્ડન્ટ સાથે સંબંધ ધરાવે છે એવું તેના મનમા આવે તે મને પસંદ નથી. તમે જાણે ગુલાબપુષ્પ જોતા હો એવો દેખાવ કરો. હં, બરોબર. તમે તમારી મોટરમાંજ આવ્યા છો ને ? વારુ, એ કયાં છે ? ”

“ દરવાજાની અંદર રસ્તાની જમણી બાજુએ ઊભી છે. ”

સુપરિન્ટેન્ડન્ટે જવાબ આપ્યો. તે આ વખતે ગુલાબવૃક્ષોના ક્યારા પાસે ઊભો રહી ગયો હતો અને સર કુંજવિહારીને એ વૃક્ષોપર ખિલેલાં પુષ્પો બતાવતો હતો.

" વારુ, " અરવિંદે તેની સામે લક્ષ પણ આપ્યા સિવાય જવાબ આપ્યો: " હું હમણાંજ અહીંથી ઉઠું છું અને તમે બગીચામાં એક ચક્કર લગાવીને આવશો તે વખતે હું તમારી મોટરની અંદર હોઈશ. "

" હા જરૂર, પણ વાર ન કરજો. આ કેસમાં વખતની ખાસ કીમત છે. સર કુંજવિહારી ! તમે આ પુષ્પો સામેજ જોઇ રહેજો. અરવિંદ ! આ ગૃહસ્થને તમે પિછાનો છો ? તેઓ સર કુંજવિહારી હરિહરરાય બેરોનેટ છે. તેમને તમારી ખાસ જરૂર પડી છે. "

" અહો, બેરોનેટ સાહેબ ! હું આપને જોઈને આનંદિત થયો છું. આપની ઘોડી વિજળી પુનામાં થનારી આવતી ઘોડદોડની શરતમાં ઉતરનારી છે તે હું જાણું છું અને તે ઘોડી પહેલી આવશે એવી આશાથી ઘણાએ તેનાપર મોટી મોટી શરતો લગાવ્યાનું પણ મારા જાણવામાં છે. "

" હાજી, વિજળી શરતમાં ફતેહમંદ નિવડવાની આશા છે, પણ જો—"

સર કુંજવિહારીને આગળ બોલતો અટકાવીને અરવિંદ બોલ્યો: " સાહેબ ! ઉશ્કેરાઈ ન જાઓ. જૂઓ પેલો પોલિસ મારી સામે જોઇ રહ્યો છે. શી બાબત છે ? કોઇ વિજળીને ગૂમ કરવાનો પ્રયત્ન કરી રહ્યું છે કે શું ? "

" હા, પણ એ કોઇ મનુષ્ય અત્યંત ભયંકર છે. તે ખૂન કરવા સુધીની મજલે પહોંચ્યો છે. એ મનુષ્યરૂપમાં રાક્ષસ છે. ખૂબી એ છે કે આટલું કરવા છતાં તેનો પત્તો બિલકુલ લાગતો નથી. મી. અરવિંદ ! મને બચાવો. મેં મારી જે કાંઈ મીલકત છે તે તમામની ઘોડી વિજળી ઉપર બીટ લગાવી છે. એટલે જો વિજળીને કાંઈ

પણ થયું તો હું મારૂં સર્વસ્વ ગૂમાવી બેસીશ. મારો આધાર વિજળી ઉપર છે. ”

“ અહો, જમાદાર સાહેબ ! ” પેલા પોલિસને પોતાની નજીક આવેલો જોઈને અરવિંદ તેને ઉદ્દેશીને બોલ્યોઃ “ મને લાગે છે કે મને ઝોકું આવી ગયું હતું. કેવી ખુશનુમા ઋતુ છે ? મંદમંદ શિતળ પવન મગજને તર બનાવી દે છે. જમાદાર સાહેબ ! હવે તો હું ઉઠીશ. કાલે અહીં નહિ આવી શકું. કદાચ આવતા ગુરુવાર સુધી નહિ આવું. તમે ચહા પીધી કે નહિ ? ત્યારે લ્યો આ બે આના. સ્પેશીયલ કપ અને બિસ્કીટ ઉડાવો. ના, અત્યારે ચહા પીવાની મારી ઇચ્છા નથી. ઘણું મોડું થઈ ગયું. મારે આજે ગામ જવાનું છે. સાહેબજી ! ”

“ સાહેબજી ! રીસાલદાર સાહેબ ! તમે મળો છો ત્યારે આનંદ આવે છે. ” ઉપકારવશ જમાદારે નમન કર્યું.

“ મને પણ તેટલોજ આનંદ થાય છે. વારૂ, જઈશ. ” એટલું કહીને આ વૃદ્ધ રીસાલદાર નરેન્દ્રપ્રસાદ કે સર કુંજવિહારી સામે ઝાંખીને જોયા પણ સિવાય ત્યાંથી ચાલ્યો ગયો. તે એક લતાકુંજમાં થઈ, બાજુએ રમતાં છોકરાંઓને સેવ મમરા માટે બે આના આપી, એક માળીના હાથમાં એક આનો મૂકી; થોડી વારમાં બાગના દરવાજા પાસે આવી પહોંચ્યો. આસપાસ દૃષ્ટિ કરી સુપરિન્ટેન્ડન્ટની મોટરની બીજી બાજુએ જઇ, તેનું દ્વાર ખોલીને અંદર દાખલ થયો.

દશેક મીનિટ પછી નરેન્દ્રપ્રસાદ તથા સર કુંજવિહારી પણ ત્યાં આવી પહોંચ્યા. સુપરિન્ટેન્ડન્ટે શોફરને મોટર શહેરની બહાર ધીમે ધીમે હંકારવાની સૂચના કરી અને તે તથા બેરોનેટ પણ મોટરમાં ચડી બેઠા.

મોટર ચાલુ થઈ એટલે નરેન્દ્રપ્રસાદે સર કુંજવિહારીના કેસને લગતી વિગત અરવિંદને સમજાવવાનો પ્રારંભ કર્યો.

તે બોલ્યોઃ "મી. અરવિંદ ! તમે સર કુંજવિહારી તથા તેમની ઘોડી વિજળીના સંબંધમાં માહિતી ધરાવતા હોવાથી એ વિષયમાં કશો પણ ખુલાસો નહિ કરતાં હું મુદ્દાની વાતપર આવીશ. સર કુંજવિહારીની ઇચ્છા એવી છે કે તમારે અત્યારે ને અત્યારે તેમની સાથે તેમના ગામ સલિમપુરમાં જવું. કારણકે માત્ર એક તમારા ઉપરજ તેમને આશા છે કે જો તમે ત્યાં જશો તો જે વ્યક્તિ અથવા વ્યક્તિઓ વિજળીને ગૂમ કરવાનો પ્રયત્ન કરી રહેલ છે તેમના પ્રયત્નને તમે નિષ્ફળ બનાવી શકશો. એટલુંજ માત્ર નહિ પણ તમે તેમને સપડાવીને ઇન્સાફની દેવડીપર લાવી શકશો. આ વ્યક્તિ કે વ્યક્તિઓનું કૃત્ય અત્યંત ભયંકર અને ભેદભરમથી ભરેલું છે. હું ધારૂં છું કે આવો રહસ્યમય કેસ તમે કદી પણ સાંભળ્યો નહિ હોય. એક ખાસદાર જે રાત્રે વિજળીની ચોકી કરવાને તેની પાસે હતો તેનું ખૂન થયું છે, જ્યારે બીજા ખાસદારને લકવો થઇ ગયો છે. એ લકવામાંથી તે પુનઃ સાજો થઈ શકે એવી આશા નથી. આજે રાત્રે વિજળીને કેળવનાર લક્ષ્મણ તેની ચોકી કરવાને માટે તથા તેને ગૂમ કરવાનો પ્રયત્ન કરનાર ભેદી અને ચમત્કારિક વ્યક્તિને તેના પ્રયત્નમાં નિષ્ફળ કરવાને માટે વિજળીની પાસે બેસવાનો છે. મી. અરવિંદ ! ખૂબી તો એ છે કે આ ઘોડીની ચોકી કરવાને માટે એક માણુસ તબેલાની અંદરના ભાગમાં ઘોડીની પાસે આખી રાત્રી રહે છે, જ્યારે ચાર માણુસો આખી રાત તબેલાની બહાર કમ્પાઉન્ડમાં તબેલામાં દાખલ થવાના મુખ્ય દ્વાર તથા બારીઓ પાસે ચોકી કર્યા કરે છે. તેમ છતાં પણ આ ભેદી વ્યક્તિ કોણ જાણે ક્યારે એ લોકો જાણી ન શકે તેવી રીતે અંદર દાખલ થઇને પુનઃ તેટલીજ ગુપ્ત રીતે પસાર થઇ જાય છે. આ તબેલાના મુખ્ય દ્વાર તથા બારીઓમાં મજબૂત લોઢાના સળીયા છે. એટલે તે માર્ગેથી કોઇ પણ વ્યક્તિ દાખલ થઈ શકે તેમ નથી. એટલુંજ નહિ પણ સર કુંજવિહારીએ એ તબેલામાં દરેકેદરેક સ્થળે તપાસ કરાવી હતી. તેમા

કોઈ પણ વ્યક્તિ છૂપાઈ રહે એવું સાધન નથી, તેમજ તે ક્યાંથી અને કેવી રીતે આવે છે તેપણ સમજી શકાતું નથી. આમ છતાં ગઇ કાલે રાત્રે ખાસદાર સામંતને વિજળીની ચોકી કરવાને માટે રાખવામાં આવ્યો હતો. તે આજે સ્હવારે મરેલો માલૂમ પડયો. બહાર ચોકી કરનારા ચાર માણસો કહે છે-પ્રતિજ્ઞા ઉપર જણાવે છે કે સૂર્યાસ્ત પછી તે સૂર્યોદય સુધી કોઈ પણ વ્યક્તિને-પુરુષને, સ્ત્રીને, બાળકને કિંવા કોઈ પશુને તેમણે તબેલામાં દાખલ થતાં જોયું નથી."

"અહો!" પોતાનો નીચલો હોઠ ચાવતો અરવિંદ બોલ્યોઃ "ભેદ ભરેલું તો ખરૂં. પણ અંદર કાંઈ મારામારી થઈ ન હતી? બહાર ચોકી કરનારાઓએ બૂમ સાંભળી ન હતી?" આ પ્રશ્ન તેણે સર કુંજવિહારીને ઉદ્દેશીને કર્યો હતો.

"પહેલો ખાસદાર મલિક જેને લકવો થઈ ગયો છે, તેના કેસમાં તો કશી પણ બૂમ સંભળાઇ ન હતી." સર કુંજવિહારીએ જવાબ આપ્યોઃ "પરંતુ સામંતના કેસમાં બૂમ સંભળાઈ હતી. બહાર ચોકી કરનારાઓએ તેને બૂમ પાડતા સાંભળ્યો હતો. તેઓ કહે છે કે સામંત 'કોઈ આવો-દોડો' એમ બોલ્યો હતો. પણ દ્વાર ખોલીને તેઓ અંદર તેની પાસે પહોંચે તે પહેલાં તો બધું ખલાસ થઇ ગયું હતું. તે વિજળીને જે સ્થળે રાખવામાં આવે છે તેની સામે જમીનપર પડયો હતો. તેનું મુખ જમીન તરફ હતું. યમદેવ તેના પ્રાણનું હરણ કરીને ચાલ્યો ગયો હતો. પરંતુ એ સ્થળે બીજું કોઇ પણ મનુષ્ય દાખલ થયેલું હોય એવું ચિહ્ન જણાતું ન હતું."

"વારૂ, અને ઘોડી! કોઈ ઘોડી પાસે ગયું હતું ખરૂં?"

"ના, તેની પાસે કોઇ ગયું ન હતું. ઘોડીને ઉપાડી જવાનો પ્રયત્ન કરવામાં આવે છે એવી મને શંકા આવી કે તુરતજ મેં મારા એક માણસને અહીં તિજોરી બનાવનારા મેસર્સ ગૌરિશંકર હીરાશંકરની કંપનીમાં મોકલીને તેમને તેમના માણસો મોકલી વિજળીને માટે તબેલામાં ચોતરફ લોઢાની મજબૂત દિવાલો-

વાળો એક ખંડ તૈયાર કરી આપવાનું જણાવ્યું હતું. મારી સૂચના પ્રમાણે તેમણે પોતાના કારિગરોને એકદમ મોકલ્યા હતા અને માત્ર બાર કલાકમાંજ તે કારિગરોએ વિજળીને માટે એક મોટા તિજોરી જેવો મજબૂત ખંડ તૈયાર કરી આપ્યો છે. એ ખંડમાં હવા આવવાને માટે ઉપરના તથા બે બાજુના ભાગમાં સાધન રાખેલું છે. ઉપર જે જાળીયાં છે તે એટલાં ન્હાનાં છે કે તેમાં ઉંદર કરતાં મોટું પ્રાણી તે ખંડનું દ્વાર ખોલ્યા સિવાય દાખલ થઇ શકે નહિ. વળી જ્યારે તેનું દ્વાર રાત્રે બંધ કરવામાં આવે છે ત્યારે તેની સાથે વિજળીના તારનું જોડાણ કરવામાં આવે છે. એટલે રાત્રે જો કોઈ તે દ્વારને ખોલવાનો પ્રયત્ન કરે અથવા તેને ધક્કો મારે તો મારા બંગલામાં મારા પલંગની પાસે દિવાલપર રાખેલી ઘંટડી જોરથી વાગવા માંડે."

"હં, એ ઘંટડી એકે વખત વાગી હતી ખરી?" અરવિંદે પ્રશ્ન કર્યો.

"હા, ગઇ રાત્રે જ્યારે સામંતનું ખૂન થયું હતું તે વખતે એનો અવાજ થયો હતો."

"ઠીક, સામંતનું ખૂન કેવી રીતે થયું હતું? છરા વડે કિંવા ગોળી વડે?"

"એ બેમાંથી એકે રીતે નહિ. મને તો લાગે છે કે બાપડાને ગળે ચીપ દેવામાં આવેલી હોવી જોઇએ. મૃત્યુ પછી તેના પ્રેતના ચ્હેરાપર દુઃખ અને ભીતિનાં ચિહ્ન સ્પષ્ટ દેખાતાં હતાં."

"ગળે ચીપ દઇને મારી નાખ્યો હશે? પણ સાહેબ! એટલા ટુંકા સમયમાં એ કેવી રીતે બની શકે? તમે કહો છો કે બહારના માણસોએ તેને બૂમ પાડતાં સાંભળ્યો હતો. એમ માનો કે તેને ગળે ચીપ દેવામાં આવી ત્યાર પછી એક મીનિટે તેની બૂમ સાંભળવામાં આવી હોય; અને ત્યારબાદ વધુમાં વધુ અર્ધી મીનિટમાં તે લોકો દ્વાર ખોલીને તબેલામાં દાખલ થયા હોય. અર્થાત્ દોઢ મીનિટની અંદર તેનું ગળું દાબીને તેને મારી નાખવામાં આવે તે સંભવિત

લાગતું નથી; જ્યારે તમે કહો છો કે માણસો અંદર દાખલ થયા એ વખતે તો તે મરણને શરણ થઈ ચૂકયો હતો અને જમીન ઉપર પડયો હતો. હું ધારૂં છું કે એજ પ્રમાણે તમે કહ્યું હતું ખરૂંને ?"

"હા, એ બરાબર છે. ત્યારે તો કોણ જાણે શાથી એ મરણ પામ્યો હશે-કારોનર તેના મૃત્યુનું કારણ શોધી કાઢશે. પરંતુ ત્યાં લોહીનું એક ટીપું પણ જણાતું ન હતું અને તેના શરીરપર કોઇ પણ પ્રકારનું ચિહ્ન મારી દૃષ્ટિએ પડયું ન હતું."

"હં ! પેલા લોખંડી ઓરડાના દ્વાર ઉપર કશું ચિહ્ન જેવામાં આવ્યું હતું ખરૂં ?"

"હા, એક લાંબો લીસોટો જે અર્ધ વર્તુલાકાર હતો તથા ઉપરથી નીચે સુધી ગયેલો હતો તે જેવામાં આવ્યો હતો. તે લીસોટો તાળા પાસેથી શરૂ થઇને બારણાના નીચેના ભાગથી દોઢ ફુટની ઉંચાઈ સુધી હતો."

"મી. અરવિંદ ! આ ઉપરથી તમે જોઈ શકયા હશો કે એ લોખંડી દ્વારને તોડીને અંદરથી વિજળીને ઉપાડી જવાનો કોઇનો ઇરાદો હોવો જોઇએ." નરેન્દ્રપ્રસાદે જણાવ્યું: "પરંતુ સદ્દભાગ્યે બહાર ચોકી કરનારાઓ એકદમ આવી પહોંચ્યા, એટલે તે માણસને તેના હેતુમાં સફળતા મળી નહિ."

અરવિંદે તેનો કશો પણ જવાબ આપ્યો નહિ. તે કોઈ ઊંડા વિચારમાં નિમગ્ન બનીને મોટરની બારીની બહાર જોઈ રહ્યો હતો. થોડી વારે તે બોલ્યો. "બેરોનેટ સાહેબ ! તમારી વિજળી પુનાની પહેલી શરતમાં દાખલ ન થાય તેમાં કોઇનું હિત સમાયેલું છે ? અલબત એમ તો બીજા ઘોડાના માલિકો વિજળીને શરતમાં નહિં ઉતરેલી જેવાનું પસંદ કરતા હોય એ સ્વાભાવિક છે. પરંતુ એવો કોઈ ખાસ મનુષ્ય છે કે જેની સાથે તમારે અગાઉનું વૈર હોય અને જે તમારી નિષ્ફળતામાં ખાસ કરીને રસ ધરાવતો હોય ?"

"હા, માત્ર એક પ્રસન્નકુમાર દેસાઈ. તેનો ઘોડો પણ આ શરતમાં ઉતરવાનો છે. એ ઘોડો ગતિમાં વિજળી પછી બીજા નંબરે આવે છે. તેના ઘોડાનું નામ પ્રતાપ છે. તમે જો ઘોડા દોડની શરતોમા રસ લેતા હશો તો પ્રતાપને જાણતા હશો. આ પ્રસન્નકુમાર મને નિષ્ફળ થયેલો જોવાનું પસંદ કરે ખરો; અને વિજળી પહેલે નંબરે આવવાની મને સંપૂર્ણ ખાત્રી હોવાથી મેં મારી તમામ મીલકત ગીરવી મૂકીને મેળવેલી તમામ રકમની બીટ વિજળીપર લગાવી છે. એટલે જો વિજળી ગૂમ થઈ જાય તો હું ભટકતો ભિખારી બની જાઉં. પ્રસન્નકુમારને મારી એ સ્થિતિ જોઇને આનંદ થયા સિવાય રહે નહિ."

"તમારે એક બીજાની વચ્ચે દુશ્મનાઈ જેવું હશે?"

"હા, દુશ્મનાઇ કહીએ તો કહી શકાય. એ પ્રસન્નકુમાર તદ્દન જંગલી જેવો છે. એક વખત અમે સામસામા આવી ગયા હતા અને મેં તેને ઝાડી કાઢ્યો હતો. તેનું કારણ કૌટુંબિક છે. તે પ્રથમ મારી બ્હેન સાથે પરણ્યો હતો. તેણે મારી ગરીબ અને શાંત પ્રકૃતિની બ્હેનને દુઃખ દેવામાં બાકી રાખી નથી. એ બિચારી મરી જવાથી દુઃખમુકત થઇ છે એમજ હું તો માનું છું. આજ લગભગ બાર માસ થયાં તેણે એક વિધવા સાથે પુનર્લગ્ન કર્યું છે. એ વિધવાનો આગલો ધણી શ્રીમંત હતો. ઓછામાં ઓછા પાંચ લાખ રૂપીઆ વિધવા લાવી હશે. આથી આ ભાઇએ મૂલ્યવાન અશ્વો ખરીદીને શરતમાં ઝંપલાવ્યું. એટલુંજ માત્ર નહિ પણ તે સલિમપુર રહેવાને આવ્યો છે. મારા બંગલાથી લગભગ ત્રણસો વાર દૂર એક મોટો બંગલો તેણે ખરીદ્યો છે."

"અહો! ત્યારે તો પ્રસન્નકુમાર તમારો પાડોશી છે, તેમ પુનાની શરતમાં હરિફ પણ છે. સમજ્યો—સમજ્યો!" અરવિંદ બોલ્યો.

"ના, તમે નથી સમજ્યા." સર કુંજવિહારીએ તત્કાળ જવાબ આપ્યો: "પ્રસન્નકુમાર કેટલીક બાબતોમાં તદ્દન જંગલી જેવો છે

ખરો, પરંતુ હું નથી ધારતો કે તે આવું અધમ કૃત્ય કરે. તેમાં પણ ખૂન કરવાની હદ સુધી તે પહોંચે એમ તો હું કદી પણ માની શકતો નથી. હા, જો કે તેણે સામંતને મારી નોકરી છોડી દેવાને લલચાવ્યો હતો. તેણે મોટી રકમની લાંચ આપવાની તૈયારી પણ બતાવી હતી. વિજળીને કેળવનારને મારા કરતાં બમણો પગાર આપવાનું જણાવ્યું હતું અને એવી રીતે મને નિષ્ફળ કરવાને તેણે યત્ન કર્યો હતો. "

" એમ ! તેણે એ પ્રમાણે કર્યું હતું ? તમારી ખાત્રી છે ? " અરવિંદે પૂછ્યું.

" ચોકકસ ખાત્રી છે. કારણ કે તેણે લક્ષ્મણ ઉપર લખેલો પત્ર પણ મારા જોવામાં આવ્યો હતો. "

" હં ! લક્ષ્મણ ઉપર તમે સંપૂર્ણ વિશ્વાસ રાખી શકો છો ખરા ? " અરવિંદે દ્વિતીય પ્રશ્ન કર્યો.

" બેશક. જેટલો મને મારા પોતાના ઉપર વિશ્વાસ છે તેટલોજ લક્ષ્મણ ઉપર છે. " સર કુંજવિહારીએ જવાબ આપ્યોઃ " તેની વફાદારીના પૂરાવામાં એટલું કહેવું બસ થશે કે એક માણસને લકવો થયો છે અને બીજો જાનથી ગયો છે, તેમ છતાં પણ આજે રાત્રે લક્ષ્મણ પોતે તબેલામાં વિજળીની ચોકી કરવાને માટે બેસવાનો છે. "

" જેને લકવો થયો છે તે ખાસદારનું નામ મલિક ખરુંને ? " અરવિંદ એકાદ પળ મૌન રહ્યા બાદ બોલ્યોઃ " પરંતુ તેને શા કારણથી લકવો થયો હશે ? તમારું શું ધારવું છે ? "

" ઇશ્વર જાણે. તેનું સામંતની માફક ખૂન થયું નથી, પણ ડોકટરો કહે છે કે જો કદાચિત મલિક આ લકવામાંથી બચી જવા પામશે, તોપણ તે કશા પણ કામનો રહેશે નહિ. તેની મગજશક્તિ લગભગ નાશ પામી ગઈ છે. " બેરોનેટે જણાવ્યુંઃ " તેનું ગળું તથા જીભ સૂજી ગયાં છે. તે બોલી શકતો નથી કિંવા કશી ચીજ ગળામાં

પોતાની મેળે ઉતારી શકતો નથી. તેના ગળામાં નળી બેસીને તે વાટે દુધ પેટમાં ઉતારવામાં આવે છે. એમ કરતાં પણ તેને પુષ્કળ વેદના થાય છે. કેમકે જીભ બહુજ સૂજી ગઈ છે."

"મી. અરવિંદ!" નરેન્દ્રપ્રસાદે કહ્યું: "આ ખૂન કરનાર બદમાશ કે બદમાશો જે રાત્રે અદૃશ્ય રીતે તબેલામાં પ્રવેશ કરે છે તે ગળે ચીપ દેવાનો તો દેખાવ માત્ર કરે છે. અને તો એમ લાગે છે કે તેની પાસે કોઈ પણ તીવ્ર વિષ હોવું જોઇએ. તે વિષ તે તબેલામાં ચોકી કરનારના મુખમાં જોરથી દાખલ કરતો હોવો જોઈએ. ગળું અને જીભ સૂજી આવ્યાનું જણાવવામાં આવે છે તે બતાવી આપે છે કે કદાચ પ્રુસિક એસિડનો ઉપયોગ થયો હશે. તમે જાણતા હશો કે પ્રુસિક એસિડનું એ ખાસ લક્ષણ છે."

"હા, એ હું જાણું છું." અરવિંદે અર્થપૂર્ણ સ્વરે કહ્યું: "નરેન્દ્રપ્રસાદ! આ હકીકત શ્રવણ કરતાં મારી સ્મરણશક્તિને વિશેષ ઉત્તેજન મળ્યું છે. મને જણાવવામાં આવેલી વિગતોપરથી એટલું સમજી શકાય છે કે આ લોકોને ગમે તે વિષ આપવામાં આવ્યું હોય, પરંતુ સામંત કરતાં મલિકને ઓછું આપવામાં આવ્યું હશે. કેમકે નહિ તો તે પણ સામંતની માફક તત્કાળ મૃત્યુ પામ્યો હોત. સર કુંજવિહારી!" તે બેરોનેટને ઉદ્દેશીને બોલ્યો: "તમે જેટલો વિશ્વાસ લક્ષ્મણ ઉપર રાખો છો, તેટલોજ તમારા બીજા નોકરો ઉપર પણ તમારો વિશ્વાસ છે ખરો?"

"હા, મારે ત્યાં જેટલા નોકરો છે તે તમામ ઘણા લાંબા સમયથી મારી નોકરીમાં છે; અને તેઓ મારા પ્રત્યે વફાદાર છે."

"વારૂ, તમારા બંગલામાં તમે તથા તમારા નોકરો ઉપરાંત બીજા કોણ કોણ છે? હું આશા રાખું છું કે મારો આ પ્રશ્ન તમને અપમાનસૂચક તો નહિજ લાગે?"

"બિલકુલ નહિ. મારા નોકરો ઉપરાંત મારી પત્ની લેડી કુંજ-

વિહારી, તેનો પિતરાઈ મી. વિરેન્દ્રરાય કે જે થોડો સમયથી અમારે ત્યાં મહેમાન તરીકે છે તે તથા મારા કાકા ભક્તરાજ નૃસિંહપ્રસાદ છે."

"હું ધારૂં છું કે ભક્તરાજ નૃસિંહપ્રસાદ તો ઘોડા દોડની શરતને બિલકુલ પસંદ નહિ કરતા હોય." અરવિંદ બોલ્યો.

"બિલકુલ નાહ. તેમનું મન સદા ભક્તિમાંજ તલ્લિન રહે છે. તે આ શરતને જુગાર સમાન સમજે છે. પરંતુ તેઓ પોતાની નાપસંદગી ખાસ કરીને જાહેર કરતા નથી. તેમનો મારાપર સંપૂર્ણ પ્રેમ છે, અને તેમણે તેમની મીલકતનું વસીયતનામું મારા નામનું કરેલું છે."

"વારૂ, અને લેડી કુંજવિહારી તથા મી. વિરેન્દ્રરાય પણ શરતને નાપસંદ કરે છે ખરાં !"

"અરે, તે બન્ને તો શરતમાં પુષ્કળ રસ લે છે, અને તેમને બન્નેને વિજળી પહેલે નંબરે આવવાની સંપૂર્ણ ખાત્રી છે. લેડી કુંજવિહારીને તો વિજળી પોતાના પ્રાણ સમાન છે; અને વિરેન્દ્રરાય તો આ બનાવથી એટલો બધો ઉશ્કેરાઈ ગયો છે કે દરરોજ સ્હવારે જ્યારે લોખંડનો ઓરડો ખોલીને વિજળીને બહાર કાઢવામાં આવે છે ત્યારથી તે પુનઃ રહાંજે તેને અંદર દાખલ કરતાં સુધી તે તેના ઉપર નજર રાખ્યા કરે છે. જો કે દિવસના ભાગમાં વિજળીને ઉપાડી જવાની કદી પણ તજવીજ થઈ નથી. તે એટલો બધો ઉશ્કેરાઈ ગયો છે કે જો કદાચ કોઈ અજાણ્યા મનુષ્યને રાત્રે વિજળીની પાસે તે જૂએ તો તેને બંધુક વડે ઠાર કર્યા સિવાય રહે નહિ."

"એમ !" અરવિંદ બોલ્યો, અને પછી તે કેટલોક સમય મૌન રહ્યો. તે નીચી દૃષ્ટિ કરીને પોતે ધારણ કરેલા ડગલાની કોર તરફ જોઈ રહ્યો હતો. તેના હોઠ ફડફડતા હતા. તે જાણે મનમાં કાંઈક બોલતો હોય એમ લાગતું હતું.

થોડીવારે નરેન્દ્રપ્રસાદ બોલ્યોઃ "મી. અરવિંદ ! હવે આ

કેસના સંબંધમાં વિશેષ કશું જણાવવાનું બાકી રહેતું નથી. કહો, તમે આટલી વિગત ઉપરથી કશું તારવી શકો છો ખરા ?"

"હા," અરવિંદે કહ્યું: "હું આ કેસની હકીકત સાંભળીને અમુક નિર્ણયપર આવી શક્યો છું, પરંતુ અત્યારે મારા વિચારો જાહેર કરવાનું પસંદ કરતો નથી. સર કુંજવિહારી ! હું હવે એક પ્રશ્ન કરવા માગું છું. આપણે ઇચ્છીશું કે હવે કશું ભયંકર બનવા પામશે નહિ, પરંતુ એમ સમજો કે આજ રાત્રે લક્ષ્મણને કશું પણ થાય તો પછી આવતી કાલે તમે વિજળીની ચોકી કરવાને માટે તબેલામાં કોને રાખશો ?"

"શું ! તમે એમ માની શકો છો કે જો લક્ષ્મણને કાંઇ પણ થાય તો હું પછી કોઇ બીજા માણસને એ સ્થળે રાત્રીએ રહેવાને સમજાવી શકું ખરો ?" સર કુંજવિહારી સામો પ્રશ્ન કરતો બોલ્યો: "હું નથી ધારતો કે હવે કોઇ પણ માણસ પૈસાને ખાતર પોતાનો જાન જોખમમાં નાખવાનું પસંદ કરે. હવે તો મારે પોતાનેજ ચોકી કરવાને માટે ત્યાં રાત્રે રહેવું જોઇશે."

"શું તમે પોતે રહેશો ?"

"શા માટે નહિ ? મારૂં ગમે તે થાઓ પણ હું એ ખૂની બદમાશને કદી પણ પકડ્યા સિવાય રહીશ નહિ." સર કુંજવિહારી નિશ્ચયપૂર્વક બોલ્યો.

"અહો, હું સમજ્યો !" એટલું બોલીને અરવિંદ પુનઃ મૌન બની ગયો.

સર કુંજવિહારીએ ઉશ્કેરાયેલા સ્વરે કહ્યું: "પરંતુ મને આશા છે કે તમે ત્યાં જરૂર આવશોજ. મી. નરેન્દ્રપ્રસાદે મને કહ્યું હતું કે જો આ કેસ તમે હાથમાં લેશો તો પછી કશું પણ બનવા પામશે નહિ. તમે મારી સાથે જરૂર આવો. અહીં લલિતપુરમાં મારો જે બંગલો છે તે અહીંથી નજીકમાજ છે. ત્યાં મારી મોટર મેં રાખી છે. માટે કૃપા કરીને તમે જરૂર મારી સાથે સલિમપુર ચાલો."

"હું જરૂર આવીશ." અરવિંદે કહ્યું: "મી. નરેન્દ્રપ્રસાદ!"

"કેમ!"

"માર્ગમાં કોઈ આટાવાળાની દુકાન આવે તો ત્યાંથી અશેર મેંદો ખરીદી લેજો. જો મેંદો ન મળી શકે તો પછી ઘઉંનો લોટ હશે તોપણ ચાલશે; અને મોટરને બેરોનેટ સાહેબના બંગલા તરફ હંકારવાની શોફરને સૂચના કરો."

---

## પ્રકરણ ૧૭ મું.

---

### અરવિંદની સૂચના.

સ્હાંજે ચાર વાગે સર કુંજવિહારીની મોટર લલિતપુરથી રવાના થઈ અને રાત્રે આઠ વાગે સલિમપુર આવી પહોંચી. નરેન્દ્રપ્રસાદ તો સર કુંજવિહારીના લલિતપુર ખાતેના બંગલેથીજ તેમનાથી છૂટો પડયો હતો. લલિતપુરથી સલિમપુર તરફ દોડતી લોકલ ટ્રેનમાં જવાની તેણે સૂચના કરી હતી. જો તેઓ ટ્રેન મારફત ગયા હોત તો એકાદ કલાક વ્હેલા પહોંચત. પરંતુ અરવિંદે મોટરમાં જ જવાનું પસંદ કર્યું હતું. કેમકે માર્ગમાં બે સ્થળે તેને તપાસ કરવાની હતી.

પ્રથમ તો જે સ્થળે મલિક હતો ત્યાં, એટલે કે સલિમપુર અને લલિતપુરની વચ્ચે આવેલા રત્નપુર નામના તાલુકાના ગામમાં રાજ્યની હોસ્પીટલમાં જઈને તેણે મલિકના શરીરની તપાસ કરી. ત્યારપછી રત્નપુરની કચેરીમાં સામંતના પ્રેતને તપાસને માટે રાખવામાં આવ્યું હતું, તે પ્રેતને તેણે તપાસી જોયું. ત્યારબાદ તે તથા સર કુંજવિહારી સલિમપુરમાં મલિકને ઘેર ગયા. ત્યાં મલિકની સ્ત્રીને અરવિંદે કેટલાક પ્રશ્ન કર્યા. તે ઉપરથી તે જાણી શક્યો કે

મલિક એક અઠવાડિયા કરતાં વધુ વખત જીવી શકશે એમ ડૉકટરનું માનવું ન હતું. તે વખતે સર કુંજવિહારીએ તે સ્ત્રીને પ્રશ્ન કર્યો કે " મલિકે તેના વિમાના ભરેલા પ્રિમિયમની છેલ્લી પહોંચ ક્યાં છે એ તમારા જાણવામા છે? જો હોય તો મને તે પહોંચ મોકલાવજો; એટલે વીમા કંપનીને તેની પોલિસીની રકમ મોકલવાને લખી જણાવાય. "

સામંત અને મલિકના શરીરની કરેલી તપાસને પરિણામે અરવિંદના જાણવામાં કશું નવીન તત્ત્વ આવ્યું હતું કે નહિ, તે તેણે સર કુંજવિહારીને જણાવ્યું નહતું. સર કુંજવિહારીએ પણ એ વિષે અરવિંદને કશો પ્રશ્ન કરવાનું વાજબી ધાર્યું નહતું.

અરવિંદ તથા સર કુંજવિહારી મલિકની સ્ત્રીને મળીને નિકળ્યા ત્યારબાદ અરવિંદે બેરોનેટને પ્રશ્ન કર્યો: " તમારે તથા મલિકની સ્ત્રીને વિમાની પોલિસીના સંબંધમાં થયેલી વાત ઉપરથી મને એમ લાગ્યું કે મલિકને તેના વીમાની પોલિસી તમે લઇ આપેલી હોવી જોઇએ, અને તેના પ્રિમિયમના પૈસા તમે ભરતા હોવા જોઈએ."

" હા, એ વાત સાચી છે. " બેરોનેટે જવાબ આપ્યો: " મારે ત્યાં જેટલા નોકરો છે તે દરેકનો વીમો મેં ઉતરાવેલો છે. હું દર માસે તેમના પગારમાંથી એક રૂપીએ એક આનો કાપું છું. અને તેટલી રકમ મારા તરફથી ઉમેરીને તે રકમ વીમાના પ્રીમીયમમાં ભરૂં છું. અર્થાત્ જો કદાચ તેમને અકસ્માત થાય તો એ રકમ તેમની વિધવા કિંવા વારસોને મળે. જેઓ પરણેલા નથી તેમના પગારમાંથી પણ તેજ પ્રમાણે રકમ કાપી, તેટલી રકમ મારા તરફથી ઉમેરીને બેંકમાં તેમના ખાતામાં જમા કરાવું છું. એટલે તેમના લગ્નનો પ્રસંગ આવે તો કામ આવે. તમે જાણો છો કે ઘોડાની શરતમાં કામ કરનારાઓને અકસ્માતનો પ્રસંગ આવવાનો સંભવ વિશેષ છે. એટલે આ પ્રમાણે વીમો ઉતરાવ્યો હોય તો ઉપયોગી થઈ પડે. દાખલા તરીકે આ મલિક અને સામંતનો બબ્બે હજાર રૂપીઆનો

વીમો ઉતરાવ્યો છે. તેમની વિધવાને આ રકમ કેટલી બધી ઉપયોગી થઇ પડશે ? "

" એ તો બરોબર છે. " અરવિંદ બોલ્યો: " પણ ત્યારે તમે પણ તમારો પોતાનો વીમો ઉતરાવ્યો હશે ? "

" હા, મેં પણ ઉતરાવ્યો છે. "

" કેટલી રકમનો ? "

" મેં ચાર જુદી જુદી કંપનીઓમાં થઇને કુલ્લે દશ લાખ રૂપીઆનો વીમો ઉતરાવ્યો છે. એકમાં બે લાખનો, એકમાં ત્રણ લાખનો અને બે કંપનીઓમાં અઢી અઢી લાખનો. "

" અને જો કદાચ તમને અકસ્માત નડે તો તે રકમ લેડી કુંજવિહારીને મળે, ખરૂંને ? "

" હાસ્તો, તમે જાણતાજ હશો કે મારે સંતાન નથી. લેડી કુંજવિહારી સાથે મારૂં લગ્ન થયાને સાત માસ થયા છે. મારા લગ્ન પહેલાં મને કશો અકસ્માત થાય તો એ રકમ મારા કાકાને મળે એવી નોંધ મેં મારી પોલિસીમાં કરાવી હતી. પરંતુ લગ્ન પછી તેમાં ફેરફાર કર્યો છે. "

" અહો, સમજ્યો ! " અરવિંદ બોલ્યો અને પછી વિચાર-નિદ્રામાં પડી ગયો. મોટર સલિમપુરમાં સર કુંજવિહારીના બંગલામાં જે સ્થળે તબેલો હતો ત્યાં આવી પહોંચતાં તેની વિચારનિદ્રાનો ભંગ થયો. તે બન્ને નીચે ઉતર્યા. પ્રથમ લક્ષ્મણ અરવિંદની દૃષ્ટિએ પડ્યો. પ્રથમ દૃષ્ટિએજ લક્ષ્મણ પ્રત્યે તેના મનમાં એક પ્રકારનો અભાવ ઉત્પન્ન થયો. લક્ષ્મણને પણ આ લલિતપુરનો ડિટેક્ટિવ પસંદ પડ્યો નહિ.

અરવિંદ તબેલાના કમ્પાઉન્ડના દ્વાર પાસે ઊભો હતો. સર કુંજવિહારી તથા લક્ષ્મણ તેની સ્હેજ પાછળ હતા. લક્ષ્મણ પોતાના શેઠને ઉદ્દેશીને ધીમેથી બોલ્યો: " સાહેબ ! શું લલિતપુરના પોલિસ ખાતાએ આ માણસને આવા ભયંકર કેસની તપાસ કરવાને

મોકલ્યો છે ? જો ત્યાનું પોલિસખાતું આ માણસને સહુથી વધારે કુશળ અને બાહોષ માનતું હોય, તો મારી ખાત્રી છે કે તેમનામાં કોઈ પણ માણસ હૂશિયાર હશે નહિ. આના દરહણુ જૂઓને. આતે શું તપાસ કરવાનો છે ? પણ એ શું કરે છે ? તબેલાની હવા સુંઘે છે ? શું તે આ તબેલામાં લવંડર વેટર કે ઓટો દિલબહારની સુગંધની આશા રાખે છે ? સાહેબ ! એનું નામ શું છે ! "

" અરવિંદ. " સર કુંજવિહારીએ લક્ષ્મણની લાંબી ટીકાની ઉપેક્ષા કરીને ટુંકો જવાબ આપ્યો.

" અરવિંદ ! " લક્ષ્મણે પોતાની ટીકા આગળ ચલાવી: " નામ પણ વિચિત્ર છે. તેનો પહેરવેશ પણ એટલોજ વિચિત્ર છે. સાહેબ! મને ડિટેક્ટિવો ઉપર શ્રદ્ધા નથી, અને તેમાં પણ આ માણુસ ઉપર તો ખાસ નથી. કદાચ આ માણુસ પોતેજ વિજળીને ગૂમ નહિ કરી દે એની ખાત્રી શી ? સાહેબ જમાનો વિચિત્ર છે. કોઇનો પણ ભરોંસો રાખી શકાય નહિ. "

આ પ્રમાણે લક્ષ્મણ તેના શેઠ પાસે અરવિંદના સંબંધમાં પોતાનો અભાવ દર્શાવતો હતો તે દરમિયાન, પોતે આ માણુસના મનમાં પોતાને માટે અભાવ ઉત્પન્ન કર્યો છે તેના જ્ઞાન સિવાય અરવિંદ તબેલાની હવાની ગંધ લેતો તેમાં ચોતરફ ફરતો હતો. બે પળ પછી સર કુંજવિહારી અંદર દાખલ થઇને તેની પાસે ગયો. બને જણા આગળ વધીને પેલા લોખંડના ઓરડા પાસે ગયા, અને તેના જે દ્વાર ઉપર લીસોટા થયાનું બેરોનેટે જણાવ્યું હતું તેનું અરવિંદ નિરીક્ષણ કરવા લાગ્યો.

" મી. અરવિંદ ! આ લીસોટાના અવલોકનથી તમે કશું કળી શકો છો ખરા ? "

" બેરોનેટ સાહેબ ! આ લીસોટા ઉપરથી કશો પણ તર્ક થઇ શકે તેમ નથી. આ લોખંડનાં પતરાંને તબેલાની ભેજવાળી હવા લાગવાથી તેને કાટ ચડી જશે એવા ભયથી તમે તેને રંગ

ચડાવ્યો હોય તેમ લાગે છે. જો રંગ ન ચડાવ્યો હોત તો અહીં લીસોટો થયેલો તમારા જોવામાં આવ્યો નહોત. મને તો એમ લાગે છે કે જ્યારે સામંત ગભરાઈને ઊભો થયો હશે તથા પુનઃ જમીન ઉપર પડી ગયો હશે ત્યારે તેના કફના બટનથી કિંવા તેણે આંગળીમાં પહેરેલી વીંટીથી આ લીસોટો થયેલો હોવો જોઈએ. પરંતુ એક બીજો મુદ્દો મને મુંઝવી રહ્યો છે. હું આશા રાખું છું કે તે મુદ્દાના સંબંધમાં તમે સ્પષ્ટિકરણ કરી શકશો. "

" કયા મુદ્દાના સંબંધમાં ? " સર કુંજવિહારીએ પૂછ્યું.

" તમે આ તબેલામાં કોથમીરનો તથા કોપરેલ તેલનો શો ઉપયોગ કરો છો ? "

" કોથમીર ? કોપરેલ તેલ ? તેનો અહીં શો ઉપયોગ હોય ! શું એ વસ્તુઓ અહીં તમારા જોવામાં આવી છે ? "

" ના, એ વસ્તુઓ જોવામાં તો નથી આવી, પરંતુ તેની ગંધ આવી છે ખરી. તેની મેળવણીનો આપણા દેશમાં કશો ઉપયોગ થતો નથી. પરંતુ એક દેશમાં અમુક વર્ગના લોકો એ બે વસ્તુઓનું મિશ્રણ કરી રાખે છે અને તેનો ઉપયોગ અમુક બાબતમાં કરે છે. જો કે જેને માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે તે વસ્તુ અત્ર હોવાનો, સંભવ નથી કદાચ—"

પરંતુ તે આગળ બોલવાને બદલે તબેલામાં આસપાસ દૃષ્ટિ કરવા લાગ્યો. એક વસ્તુ તરફ તેનું ધ્યાન ખેંચાયું હતું. તે વસ્તુ તબેલામાં ખાસ જરૂરની હોય તેમ તેને લાગ્યું નહિ. તે એક ન્હાની પેટી હતી અને એક બારી પાસે એક વિચિત્ર જાતનો છોડ હતો, તેની નીચે તે પેટીને મૂકવામાં આવી હતી.

" સર કુંજવિહારી તમે હમણાં નિલગીરી તરફ ગયા હતા ખરા ? કદાચ ઉન્હાળામાં ઉટાકામંડ ગયા હો ! " અરવિંદ બોલ્યો.

" ઉટી–ઉટાકામંડ ! " સર કુંજવિહારી પોતાને થયેલા પ્રસ્તુત પ્રશ્નથી આશ્ચર્યપૂર્વક બોલ્યો: " હું તો ઉન્હાળામાં મોટે

ભાગે મહાબળેશ્વર અથવા ક્વચિત્ મસુરી જાઉં છું. ઉટી તરફ તો હું મારા જન્મારામાં કદી પણ ગયો નથી."

"પણ તો પછી એ તરફ ગયેલ કોઈ માણસ અત્યારે તમારે ત્યાં છે ખરું ?"

"અહો, હું સમજ્યો. તમારા પ્રશ્નનું કારણ પેલો છોડવો છે." બેરોનેટ પેલા છોડ તરફ દૃષ્ટિ કરીને બોલ્યો: "એ છોડ તો સામંતનો છે. સામંતને આવા આવા છોડ એકત્ર કરવાનો શોખ છે ? તબેલાના કમ્પાઉન્ડમાં બીજા પણ જુદા જુદા દેશમાં થતા છોડ તમારા જોવામાં આવશે. તેણે એવું સાંભળેલું કે આ છોડને જો તબેલામાં રાખવામાં આવે તો તબેલામાં મચ્છરની ઉત્પતિ થતી નથી. એટલે એ છોડ તેણે અહીં રાખ્યો છે."

"આ છોડથી મચ્છરની ઉત્પત્તિ નથી થતી એવું તેને કોણે કહેલું ?"

"લેડી કુંજવિહારીના પિતરાઈ મી. વિરેન્દ્રરાયે; અને તેણેજ આ છોડ સામંતને મલબારથી મંગાવી આપ્યો હતો."

"અહો ! ત્યારે મી. વિરેન્દ્રરાયને મલબાર કાંઠાનો અનુભવ લાગે છે ?"

"બેશક, તે તથા લેડી કુંજવિહારી એ તરફથીજ અહીં આવેલાં છે. હું તો જાણતો હતો કે તમે એ વાત જાણતા હશો–પણ કદાચ એ વાત–તમે નહિ સાંભળી હોય."

"શી વાત ?" અરવિંદે પ્રશ્ન કર્યો.

જાણે એ વાત કહેતાં સંકોચાતો હોય તેવા સ્વરે કુંજવિહારી બોલ્યો: "મી. વિરેન્દ્રરાય અને લેડી કુંજવિહારી આજ સુધી જુદે જુદે સ્થળે પ્રવાસ કરીને પોતાનો નિર્વાહ ચલાવતાં હતાં. વિરેન્દ્રરાય કુશળ જાદુગર છે. તે અમેરિકા, ઇટાલી, ઇજીપ્ત વગેરે દેશોમાં જઈને હાથચાલાકીના તથા એવાજ બીજા આશ્ચર્યજનક પ્રયોગોનું જ્ઞાન મેળવી આવેલ છે. તે જાદુના ખેલો કરતો તથા લેડી કુંજવિહારી

તેમના મદદનીશ તરીકે તથા નાચવા અને ગાવાનું કામ કરતી હતી. તે વખતે તેઓ પ્રો. પદ્મનાભ અને મીસ ઉર્વષી તરીકે ઓળખાતાં હતાં. દક્ષિણ હિંદમાં તેમને સારો લાભ થતો હતો. કેમકે તે દેશના લોકોને નાચ તથા ગાયનનો શોખ વિશેષ છે. વળી મીસ ઉર્વષી પોતાની માતૃભાષા ગુજરાતીની સાથે ઉર્દુ, હિંદી, બંગાળી, મરાઠી, કાનડી, તામીલ, તેલગુ, વગેરે ભાષાઓનાં ગાયનો પણ કૌશલ્યપૂર્વક ગાઈ શકે છે તથા તેને આપણા દેશના અને પાશ્ચાત્ય બન્ને પ્રકારના નાચનું સારૂં જ્ઞાન છે. તેઓ ફરતાં ફરતાં લલિતપુરમાં આવ્યાં ત્યારે તેમની પ્રખ્યાતિ સાંભળીને હું અવારનવાર તેમના ખેલ જોવાને જતો હતો. દરમિયાન મીસ ઉર્વષી ઉપર મારી નજર ઠરી. તપાસ કરતાં તેઓ અમારી જ્ઞાતિનાંજ છે તથા સુરતનાં વતની છે એવું મારા જાણવામાં આવ્યું. એટલે મેં તેની સાથે પરિચય પાડયો અને છેવટે મેં મીસ ઉર્વષીને તેના પરનો મારો પ્રેમ જણાવીને તેના હસ્તની માગણી કરી. પછી તો તમે સમજી શકશો."

આ હકીકત જણાવતી વખતે સર કુંજવિહારીના ચ્હેરાપર જે ભાવ પ્રકટ થતો હતો તે ઉપરથી અરવિંદ એટલું તો સમજી શકયો હતો કે આ લગ્ન સુખી નિવડયાં નથી. વાત પણ સાચી હતી. કેમકે લેડી કુંજવિહારી અહીં આવ્યા પછી અવારનવાર બીજી નાટક કંપનીઓના એકટરો તથા એકટ્રેસોને આમંત્રણ કરતી અને તેઓ સર કુંજવિહારીને ત્યાં આવી આઠ આઠ—દશ દશ દિવસ ધામો નાખીને પડતાં. તે સર કુંજવિહારીને ગમતું નહિ. એથી કોઈ કોઈ વાર પતિપત્ની વચ્ચે ઝઘડો થતો. પરંતુ ઉર્વષી સર કુંજવિહારીની પરવા કરતી નહિ.

વારૂ, હવે આપણે આપણા કથાનક તરફ વળીએ. અત્યારે સૂર્યાસ્ત થઈ ગયો હતો. અંધકારનો વિસ્તાર સર્વત્ર વધવા લાગ્યો હતો. એટલે લક્ષ્મણ વિજળીને પેડોકમાંથી તબેલા તરફ લઇ ગયો. તેની સાથે એક બીજો મનુષ્ય પણ હતો. આ મનુષ્યનો ચ્હેરો લાંબો તથા

સાંકડો હતો. મૂછો નવીન ફેશન પ્રમાણે બન્ને બાજુએ અધેથી કપાવીને ટુંકી કરી હતી. તેણે ચાઇનાસિલ્કનો કોટ તથા પાટલૂન પહેર્યાં હતાં. મસ્તક ખૂલ્લું હતું અને વાળ ફેશનેબલ રીતે હોળેલા હતા. તેના હાથમાં એક ન્હાની આઠ બારની પિસ્તોલ હતી. આ મનુષ્ય પ્રત્યે સર કુંજવિહારીનો વિશેષ ભાવ હોય એમ લાગતું હતું. તેણે અરવિંદની સાથે તેનો પરિચય કરાવ્યો.

તે બોલ્યોઃ "મી. અરવિંદ! આ ગૃહસ્થ મી. વિરેન્દ્રરાય ઉર્ફે પ્રો. પદ્મનાભ. વિરેન્દ્ર! આ લલિતપુરના સુપ્રસિદ્ધ ડિટેકિટવ મી. અરવિંદ!"

"ડિટેકિટવ સાહેબ! આપની કીર્તિ અનેક વાર મારા સાંભળવામા આવી છે." વિરેન્દ્ર બોલ્યોઃ "હું આશા રાખું છું–મારી ખાત્રી છે કે આ રહસ્યને તમે ઉકેલીને અમને નિશ્ચિંત બનાવી શકશો. કુંજવિહારી! આજે એક ખાસ જાણવાજોગ બનાવ બન્યો હતો. પ્રસન્નકુમારનો જોકી આજ સ્હાંજે અહીં આવ્યો હતો. વિજળીના સંબંધમાં આપણી હીલચાલ જાણવાનો એનો હેતુ હશે, અથવા તો કોઇ નોકરને ફોડવા માગતો હોય! તેજ વખતે હું બંગલામાંથી બહાર નિકળ્યો. મેં તેને જોયો કે તુરત હું તેની પાસે ગયો. મને જોઇને તે ડઘાઇજ ગયો. તે મારા સવાલનો બરોબર જવાબ આપી શકયો નહિ. 'હું તો સ્હેજ આ બાજુએ ફરવા જતાં અહીંથી પસાર થતો હતો એમ તેણે મને જણાવ્યું.' મેં તેને બે મીનિટમાં અહીંથી પલાયન થઇ જવાનું જણાવ્યું, અને પછી તે મારી સામે પણ નહિ જોતાં એકદમ પસાર થઈ ગયો. જો તે વધુ વખત ત્યાં ઊભો રહ્યો હોત તો મેં તેને ચોક્કસ ઠાર કર્યો હોત. પછી મારૂં તો ગમે તે થાઓ!" તે લક્ષ્મણને ઉદ્દેશીને બોલ્યો· "લક્ષ્મણ! વિજળીને તેના ઓરડામાં પૂરી, તાળું બરોબર વાસજે. સાહેબના ખંડની ઘટડી સાથે તારનું જોડાણ કરી દેજે. બરોબર. હું તારૂં બિછાનું બહાર કાઢી આપું છું. શું! એમાં શ્રમ શાનો? હરકત નહિ!"

લક્ષ્મણ વિજળીને લોખંડી ઓરડામાં પૂરી, દ્વાર બંધ કરી, તાળું વાસતો બોલ્યોઃ " જોઉં છું કે આજે રાત્રે કોણ અહીં આવે છે ! ડિટેક્ટિવ સાહેબ ! જો આજે કોઈ વિજળીને ઉપાડી જવાનો પ્રયત્ન કરશે તો નિશ્ચય માનજો કે આવતી કાલે તે આ દુનિયામાં અસ્તિત્વ ધરાવતો નહિ હોય. " તેણે તાળું વાસી, તારનું જોડાણ કરીને ચાવી સર કુંજવિહારીને આપી.

તે પુનઃ ડિટેક્ટિવને ઉદ્દેશીને બોલ્યોઃ " સાહેબ ! આ વિજળીને ન્હાનપણથી મેં ઉછેરીને મોટી કરી છે તથા તેને કેળવી છે પણ મેં લલિતપુરની, પુનાની અને મુંબઇની શરતોમાં તે અનેક વાર વિજયી નિવડી છે. ભાગ્યેજ એવો પ્રસંગ આવ્યો હશે કે તે બીજા નંબરે આવી હોય. પહેલો નંબર તેનો પેટંટ છે. પેલો પ્રસન્નકુમાર કિંવા તેના જેવા બીજાઓ ગમે તેટલું કરે ને, તો પણ આ વખતે વિજળી અવશ્ય પહેલે નંબરે આવવાનીજ. "

તે આ પ્રમાણે બોલતો હતો તે દરમિયાન વિરેન્દ્રે એક લાકડાની ઘોડી ઉપરથી લક્ષ્મણનું બિછાનું તથા ધુંસો અને ગોદડું કાઢયાં અને લોખંડી ઓરડાના દ્વાર પાસે એક ખાટલો નાખીને તેનાપર બિછાનું પાથરી, તેપર ધુંસો અને ગોદડું મૂકયાં. એ જોઇને લક્ષ્મણ બોલ્યોઃ " સાહેબ ! આટલો બધો શ્રમ આપ શા માટે લ્યો છો ? "

" કાંઈ હરકત નહિ, લે આ પિસ્તોલ, તારા ઓશીકા પાસે રાખ; જરૂર પડે તો કામ લાગે. " એટલું કહી વિરેન્દ્ર સર કુંજવિહારી તરફ ફરી, પોતાને અત્યારે સ્નાન કરવાનું છે, એમ કહીને ચાલ્યો ગયો.

અરવિંદ અમુક વસ્તુની ગંધ લેતો હતો. તેને ઉદ્દેશીને લક્ષ્મણ બોલ્યોઃ " સાહેબ ! આજે રાત્રે હું પોતે અહીં બિછાના ઉપર સૂવાનો છું. જો કોઈ આજે વિજળીનો સ્પર્શ પણ કરશે તો વિરેન્દ્રરાય સાહેબે આપેલી પિસ્તોલ ચોક્કસ તેનો પ્રાણ લેશે. "

" સર કુંજવિહારી ! " એકાએક અરવિંદ જાણે વિચારનિદ્રા-

માંથી જાગ્રત થયો હોય તે પ્રમાણે બોલ્યો: "હું અમુક કારણસર આ ખંડમાં દસ મીનિટ એકલો રહેવા માગું છું; અને ત્યારપછી આવતી કાલની સ્હવાર સુધી કોઇને પણ આ ખંડમાં આવવા દેવું નહિ. જો તે માણુસ રાત્રે અહીં રહેશે તો પછી તેના જીવનને માટે હું જવાબદાર નથી. તેના જીવનના રક્ષણને ખાતર તથા તમારે ખાતર હું તમને વિનંતિ કરૂં છું કે રાત્રે કોઈ પણ માણુસ અહીં ન સૂવે એવો તમે બંદોબસ્ત કરજો."

અરવિંદના એ શબ્દોથી લક્ષ્મણ જાણે અત્યંત ઉશ્કેરાઇ ગયો હોય, ગુસ્સે થયો હોય એવો તેનો ચ્હેરો દેખાતો હતો.

તે બેરોનેટને ઉદ્દેશીને બોલ્યો: "સાહેબ! તમે એમના કહેવા તરફ ધ્યાન ન આપશો. અરે સાહેબ! અહીં કોઈ ન હોય અને રાત્રે બદમાશો આવીને વિજળીને ઉપાડી જાય તો પછી શું કરવું? નહિ, હું બહાર નહિ રહું! સાહેબ! તમે આ ડિટેક્ટિવ સાહેબના કથનનો સ્વીકાર ન કરશો; મને બહાર રહેવા ન દેશો."

"લક્ષ્મણ! તારી લાગણી હું સમજું છું, પરંતુ દિલગીર છું કે આ પ્રસંગમાં મી. અરવિંદની સૂચનાનો સ્વીકાર કર્યા સિવાય ચાલે તેમ નથી. તેં સ્હાંજે અમે અત્ર આવ્યા ત્યારે આ ગૃહસ્થ માટે શંકાશીળતા દર્શાવી હતી. પરંતુ તારી એ શંકા તદ્દન ખોટી છે. મી. અરવિંદ વિજળીને ઉપાડી જવાને માટે નહિ પરંતુ તેનું રક્ષણ કરવાને અત્ર આવેલા છે. માટે તેમના સંબંધમાં તું નિશ્ચિંત રહે. હું તને કોઈ ઘેર જઇને સૂઈ રહેવાનું કહેતો નથી. બહાર જે ચાર માણુસો ચોકી કરે છે તેમની પાસે તું રહેજે—તારી ઇચ્છા હોય તો આખી રાત્રી જાગતો બેસી રહેજે. મી. અરવિંદને તો તેમની મરજી પ્રમાણે કરવા દેવુંજ પડશે. મેં આ કેસ તેમના હાથમાં સોંપેલો હોવાથી, તેમની ઇચ્છાને અનુસરવું તે મારી ફરજ છે."

લક્ષ્મણ રોયો, તેણે કાલાવાલા કર્યા, પ્રાર્થના કરી, પરંતુ સર કુંજવિહારી એકનો બે થયો નહિ. છેવટે તેણે સ્હેજ કડક સ્વરે તેને

બહાર ચોકીદારો પાસે જવાની આજ્ઞા કરી. લક્ષ્મણે જોયું કે હવે શેઠને વિશેષ કહેવું નકામું છે. એટલે તે બહાર ચાલ્યો ગયો. બેરોનેટ પણ બહાર નિકળ્યો. અરવિંદ એકલો તબેલામાં રહ્યો.

થોડી વારે તે બહાર આવ્યો અને બેરોનેટને ઉદ્દેશીને બોલ્યોઃ "સાહેબ! ચોકીદારોને તેમની જગ્યાએ રહેવાની સૂચના કરી દ્યો અને કૃપા કરીને દરેકને સૂચવી દ્યો કે આવતી કાલ સ્હવારસુધી કોઇએ તબેલાની અંદર દાખલ થવું નહિ." પછી તેણે લક્ષ્મણને કહ્યુંઃ "લક્ષ્મણ! વિજળી માટેનો તારો પ્રેમ પ્રશંસવાયોગ્ય છે. પરંતુ જે બનવાકાળ છે તેની સામે મનુષ્યપ્રયત્ન નકામો છે. હું તને પુનઃ કહું છું કે અંદર રહેવા કરતાં બહાર રહેવામાંજ સલામતી છે. જો પ્રભુની ઇચ્છા વિજળીને ગૂમ કરવાની હશે તો તું શું કરી શકવાનો છે?"

લક્ષ્મણને અરવિંદના આ શબ્દો ગમ્યા નહિ, પરંતુ તેણે વિશેષ બોલવામાં કશો લાભ ધાર્યો નહિ. તે મૌનજ રહ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### ખૂની કોણ?

રાત્રે પહેલીજ વાર અરવિંદને લેડી કુંજવિહારીના દર્શન કરવાનો પ્રસંગ મળ્યો. લેડી કુંજવિહારીની ખુબસુરતી અત્યંત આકર્ષક હતી. તેણે રંગભૂમિ ઉપર અનેક વાર કામ કરેલું હોવાથી કપડાંની ટાપટીપ અને સફાઇમાં તેનું કૌશલ્ય અપ્રતિમ હતું. તેણે ધારણ કરેલું ઉર્વષીનું નામ યથાયોગ્યજ હતું. રવિવર્માએ ઉર્વષીનું જે ચિત્ર આલેખેલું છે તેના જેવુંજ આ યુવતીનું સ્વરૂપ હતું. તેને જોઇને સર કુંજવિહારી મોહમુગ્ધ બની ગયો હોય તેમાં કશું આશ્ચર્ય જેવું નથી. માત્ર જેવું તેનું રૂપ હતું તેટલું તેનું ચારિત્ર્ય ઉચ્ચ પ્રકારનું ન હતું. તેનો સર કુંજવિહારી ઉપર શુદ્ધ પ્રેમ હોય એમ લાગતું ન હતું. તે કાંઈ બીજી સ્ત્રીઓના જેવી શરમાળ ન હતી. પોતાના પુરુષ અને સ્ત્રી-

મિત્રોની સાથે છૂટથી ભેળાતી હતી. પરંતુ આજે તેણે સભ્યતાને અનુસરીને સર કુંજવિહારીના મ્હેમાન અરવિંદને સાહેબજી કર્યા સિવાય તેની સાથે વિશેષ સંભાષણ કર્યું નહિ. કોણ જાણે શાએ કારણથી અરવિંદને જોતાંજ તેના મનમાં તેના તરફ તિરસ્કાર ઉત્પન્ન થયો હતો. અરવિંદને લેડી કુંજવિહારીના આદરસત્કારની દરકાર ન હતી. તેનું મન અત્યારે બીજા વિચારોમાં ગુંથાયું હતું. તે ભોજન કર્યા પછી બધાંની સાથે દિવાનખાનામાં બેસવાને બદલે આ ભવ્ય બંગલાના જુદા જુદા ખંડ, ઓશરીઓ, ચાલો વગેરેનું નિરીક્ષણ કરવામાં રોકાયો હતો.

લગભગ સ્હાડાદશ વાગે તે પોતાને માટે જે ખંડમાં બિછાનું કર્યું હતું ત્યાં આવ્યો અને કપડાં કાઢી, પંચોયું બદલાવીને, બિછાનામાં પડયો. અત્યારે પણ તેનું મન વિચારગ્રસ્ત હતું. સવાઅગીયારનો એક ડંકો ઘડિયાળમાં થયો એ તેણે સાંભળ્યો હતો. ત્યારપછી તેને નિદ્રા આવી ગઈ.

એકાએક તે જાગૃત થઈ ગયો. ઘંટનો તિણો પરંતુ ભયાનક અવાજ સંભળાતો હતો. આમ તેમ ચોતરફ માણસો દોડતાં હોય તેવો તેમનાં પગલાંનો અવાજ થતો હતો. અરવિંદ પણ એકદમ બિછાનાપરથી ઊભો થઈ ગયો અને પ્હેરણ પહેરી લઇને દિવાનખાનામાં આવ્યો. ત્યાં પુષ્કળ માણસો તેની દૃષ્ટિએ પડયા. સર કુંજવિહારી પણ પંચીયા અને પ્હેરણભર તેમની વચ્ચે દેખાતો હતો.

"તબેલામાં ચાલો!" સર કુંજવિહારી ફાટી ગયેલા સાદે બોલ્યો: "જલ્દી કરો-દોડો! તબેલામા કોઇને પણ નહિ રહેવાનું મે કહ્યું હતું છતાં પણ લોખંડી ઓરડાનો કોઇએ સ્પર્શ કર્યો લાગે છે. નાહતો મારા ખંડમાં ઘંટડીનો અવાજ ક્યાંથી થાય?"

તેઓ બધા દોડતા તબેલા તરફ ગયા. તબેલો અત્યારે ખૂલ્લો હતો. જે માણસો બહાર ચોકી કરતા હતા તેઓ અંદર હતા. વિજળીનો દીવો પ્રકાશ આપી રહ્યો હતો. ત્યાં જે બિછાનું કરવામાં આવ્યું હતું તેની ચાદર સ્હેજ ખસી ગઇ હતી. ઓશીકું નીચે પડી ગયું હતું. ધુંસો તથા ગોદડું અસ્તવ્યસ્ત હતાં અને લોખંડી ઓરડાના દ્વાર પાસે

લક્ષ્મણનું પ્રેત પડેલું હતું. તેનું અંગ શિતળ બની ગયું હતું. તે યમદેવને શરણ થઇ ચૂકયો હતો.

સર કુંજવિહારી તથા અરવિંદ દૃષ્ટિએ પડતાં બહાર ચોકી કરનારાઓમાંનો એક બેરોનેટને ઉદ્દેશીને બોલ્યોઃ "સાહેબ! અમારી ના છતાં પણ લક્ષ્મણ તબેલામાં દાખલ થયો હતો. અમે ઘણું કહ્યું પણ તેણે માન્યું નહિ. તેણે કહ્યું કે 'ગમે તેમ થશે તોપણ હું વિજળીના ઓરડાના દ્વાર પાસે સૂઇશ અને તેની ચોકી કરીશ! ગરીબ બિચારો! અંતે તે પણ મૃત્યુદેવને આધીન થયો."

"જો તેણે મારૂં કહ્યું માન્યું હોત અને તે તબેલામાં ન ગયો હોત તો તેનું કદી પણ મૃત્યુ થાત નહિ!" અરવિંદ બોલ્યોઃ "તદ્દન મૂર્ખો! હાથે કરીને કાળના મ્હોંમાં પેઠો!"

એટલું કહીને તે તબેલાની અંદર દાખલ થયો. ત્યાં તેણે નીચે પત્થરની જમીનપર મેંદો પાથર્યો હતો, તેની સામે જોવા લાગ્યો. મેંદાના લોટમાં વાંકીચુંકી લીટી થએલી હતી.

લગભગ બે મીનિટમાં લેડી કુંજવિહારી, તેનો પિતરાઇ, બેરો-નેટનો કાકો અને નોકરો ત્યાં આવી પહોંચ્યાં. બે ત્રણ નોકરોએ લક્ષ્મણના પ્રેતને ઉચકયું અને સર કુંજવિહારીએ ઓરડાના તાળામાં ધ્રૂજતે હાથે ચાવી દાખલ કરી.

લેડી કુંજવિહારીએ તેના પિતરાઇ વિરેન્દ્રરાય તથા ભક્તરાજ નૃસિંહપ્રસાદની સાથે આવીને ધ્રૂજતા સ્વરે પ્રશ્ન કર્યોઃ "આ બધું છે શું? થયું શું! કાંઈ હરકત તો નથી આવીને?" એટલામાં તેની નજર લક્ષ્મણના પ્રેત તરફ જતાં તે બોલીઃ "કોણ! લક્ષ્મણ! આ વખતે લક્ષ્મણનો વારો આવ્યો? ખૂન પછી ખૂન! ભયંકર, ખરેખર ભયંકર!"

"પણ વિજળીનું શું થયું! કુંજવિહારી! વિજળી તો સલામત છે ને?" વિરેન્દ્રરાય લેડી કુંજવિહારીની બાજુએથી આગળ વધીને બેરોનેટ પાસે આવતો બોલ્યોઃ "લાવો, ચાવી મારા પાસે લાવો!"

એમ કહી તેના હાથમાંથી ચાવી ઝુંટવીને તેણે તાળું ખોલી, દ્વાર ઉઘાડયું અને તે અંદર દાખલ થયો.

બીજીજ પળે વિજળીને બહાર લાવવામાં આવી. તેને કશી પણ ઇજા થઈ ન હતી, તેનો કોઇએ સ્પર્શ પણ કર્યો નહતો. વિજળી દૃષ્ટિએ પડતાં, અત્યારે લક્ષ્મણના ખૂનનો ભયંકર બનાવ બનેલો હોવા છતાં પણ કેટલાક નોકરો તે ભૂલી ગયા અને ખુશાલીના પોકાર કરવા લાગ્યા.

"ચૂપ રહો!" સર કુંજવિહારી તેમની સામે જોતો બોલ્યોઃ "લક્ષ્મણ જેવા વફાદાર માણસનું મૃત્યુ થયું છે, તેની પાસે આ થોડી શી વિશાતમાં?" તે લક્ષ્મણના પ્રેત સામે જોતો બોલ્યોઃ "ગઇ કાલ રાત્રીના જેવો બનાવ આજે પણ પુનઃ બન્યો! પણ તમે બધા અહીં આવ્યા તે વખતે કોઈ માણસ તમારા જોવામાં ન આવ્યો?"

"ના સાહેબ!' એક ચોકીદારે કહ્યુંઃ "અમે લક્ષ્મણની બૂમ સાંભળીને અંદર આવ્યા ત્યારે બીજો કોઇ પણ માણસ અહીં નહતો. બારીબારણાં બરોબર બંધ હતાં. અમે ચોતરફ તપાસ કરી હતી પરંતુ કોઈ પણ માણસ અમારા જોવામાં આવ્યો નથી."

"પોલિસને બોલાવો! જલ્દી કરો!" બેરોનેટનો કાકો નૃસિંહપ્રસાદ નોકરોને ઉદ્દેશીને બોલ્યો. પછી તેણે બેરોનેટને કહ્યુંઃ "કુંજવિહારી! આટઆટલું થાય છે છતાં પણ તું શરતની લત છોડતો નથી. તારે વિચારવું જોઇએ કે પરમાત્મા તરફથી આ તને ચેતવણી છે!"

"કાકા સાહેબ! આ સમયે તમારો ઉપદેશ શા કામનો?" બેરોનેટે કહ્યુંઃ મારૂં હૃદય ભેદાઈ ગયું છે, મારૂં મગજ બહેર મારી ગયું છે, મારા અંતઃકરણના ચૂરેચૂરા થઈ ગયા છે! હાય, કેટલું ભયંકર! લક્ષ્મણ! વફાદાર–નિમકહલાલ લક્ષ્મણ! તારી આ દશા?" તે અરવિંદ તરફ ફર્યોઃ "મી. અરવિંદ! મને કહેવામાં આવ્યું હતું કે એવું એક પણ રહસ્ય નથી કે જેનો પાર તમે પામી ન શકો. શું

આ કેસમાં તમે કશું પણ ન કરી શકો ? તમે કશું પણ ન સૂચવી શકો ? આ ભેદી બનાવના રહસ્યને તમે નથી ઉકેલી શકતા ?"

અરવિંદે ઉંચી દૃષ્ટિ કરી. તેના વદનપર એક વિચિત્ર પ્રકારનું સ્મિત વિલસી રહ્યું હતું. જો સુપરિન્ટેન્ડન્ટ અત્યારે આ સ્થળે હાજર હોત તો અરવિંદના આ સ્મિતમાં સમાયેલો ગંભીર અર્થ સમજી ગયો હોત. તે બોલ્યો· સર કુંજવિહારી હું ધારૂં છું કે આ રહસ્યને પ્રકટ કરવાનું કાર્ય મુશ્કેલ નથી. કદાચ હું ભૂલતો હોઉં, તોપણ મને લાગે છે કે તેમાં ઉંચાઇની સરખામણી કરવાનો સવાલ છે. શું ! મારા કથનનો અર્થ તમે નથી સમજી શકતા ? બરોબર છે, હું તેનો ખુલાસો કરીશ. જૂઓ અહીં લેડી કુંજવિહારી ઊભાં છે, અને તેમનાથી ચાર ઈંચ દૂર તેમના પિતરાઇ મી. વિરેન્દ્રરાય ઊભા રહે, તથા તે બન્નેની પાછળ હું ઊભો રહું. તો અમારી ત્રણેની ઉંચાઇમાં રહેલો તફાવત સ્પષ્ટપણે જણાઇ આવશે. હવે તો સમજાય છે ને ?"

"શું સમજાય છે ? હું તો બિલકુલ સમજી શકતો નથી."

"હું પણ સમજી શકતો નથી." વિરેન્દ્ર બોલ્યો: "મી. અરવિંદ ! તમે અહીં ડિટેકિટવ તરીકે આવ્યા હો કે વિદુષકનો પાર્ટ ભજવવા ?"

"તમે ન સમજ્યા ?" અરવિંદ સ્મિત કરતો બોલ્યો: "વારૂ, ત્યારે હું પ્રત્યક્ષપ્રમાણથી સિદ્ધ કરી આપીશ." તે જ્યાં લેડી કુંજ-વિહારી તથા વિરેન્દ્રરાય ઊભાં હતાં ત્યાં ગયો અને પુનઃ બોલ્યો: "લેડી કુંજવિહારી ! તમે કૃપા કરીને અહીં ઊભાં રહો. હં, બરોબર. હવે મી. વિરેન્દ્રરાય ! તમે લેડી કુંજવિહારીની જોડાજોડ ઊભા રહો, અને હું તમારી બન્નેની પાછળ ઊભો રહું છું. બરોબર, એ પ્રમાણે. હવે તમે જરાક-જરાક નજીક આવો કે તમારો ડાબો ખભો લેડી કુંજવિહારીના જમણા ખભાને અડકે. બસ, હવે જૂઓ !" અરવિંદના બન્ને હસ્તો ગતિમાન્ થયા અને ખણખણ અવાજ થયો. પછી તે બોલ્યો: "હવે બધું સ્પષ્ટિકરણ થઇ ગયું છે. કેમ મી. કૃષ્ણકાંત અને મીસીસ ચંદાગૌરી ?"

એટલું કહીને તે દૂર ખસી ગયો. આ વખતે લેડી કુંજવિહારી બૂમો પાડતી હતી, વિરેન્દ્રરાય ઉશ્કેરાયેલા સ્વરે ગમે તેમ લવતો હતો અને અપશબ્દોનો ઉચ્ચાર કરતો હતો. તેમણે ન્હાસવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે બે જણાં એક બીજાથી છૂટાં થઈ શકયા નાહ. કારણકે અરવિંદે વિરેન્દ્રના ડાબા અને લેડી કુંજવિહારીના જમણા હાથમાં હાથકડી નાખી દીધી હતી.

આ દૃશ્ય જોઈને સર કુંજવિહારી સ્હેજ ગુસ્સાપૂર્વક બોલ્યોઃ "મી. અરવિંદ! આ તમે શું કરો છો? આનો અર્થ શો?"

"આનો શો અર્થ!" અરવિંદે કહ્યું: "સર કુંજવિહારી! તમે આ કેસનું રહસ્ય ઉકેલવાની મને આજ્ઞા કરી હતી. તમે તમારા ખાસદાર તથા ઘોડીને કેળવનારાના ખૂનીઓને પકડવાને ઈચ્છતા હતા. તો જૂઓ, આ બે જણાં તમારી સામે ઊભાં છે!"

---

## પ્રકરણ ૧૯ મું.

---

## અરવિંદનો ખુલાસો.

"શું! તમે એમ કહેવા માગો છો કે મી. વિરેન્દ્રરાય, મારી પત્ની—"

"બેરોનેટ સાહેબ! આ સ્ત્રીને તમારી પત્ની તરીકે ગણવાનો હક્ક જ નથી. જો તમે આ સ્ત્રીના આગલા જીવનના સંબંધમાં વિશેષ માહિતી મેળવવાનો પ્રયત્ન કર્યો હોત તો તમે જાણી શકત કે આ સ્ત્રીનું નામ મીસ ઉર્વશી નહિ પરંતુ ચંદ્રાગૌરી છે, અને તે તમારી જ્ઞાતિની પણ નથી. આજથી ત્રણ વર્ષ પહેલાં મુંબઈ ખાતે આ સ્ત્રીએ મી કૃષ્ણકાંત ઉર્ફે પ્રો. પદ્મનાભ ઉર્ફે મી. વિરેન્દ્રરાયની સાથે 'પુનર્લગ્ન

વર્ધક સમાજ'ના આશ્રય નીચે પુનર્લગ્ન કર્યું હતું. તમારી સાથે લગ્ન કરવાનો તો આ કુટિલ દંપતીનો એકજ ઉદ્દેશ હતો, અને તે તમારી મીલકત પચાવી પાડવાનો!"

"તદ્દન ખોટું!" કૃષ્ણકાંત બોલ્યો: "આ પોલિસખાતાની બનાવટ છે. અમારાપર ખોટું બહેતાન છે. સર કુંજવિહારીની મીલકત પચાવી પાડવાનો અમારો ઉદ્દેશ હતો તેનો પૂરાવો શો?"

"પૂરાવો! મહેરબાન સાહેબ! અરવિંદ પુરાવા વગરનો શબ્દ કદી પણ ઉચ્ચારતોજ નથી. મી. કૃષ્ણકાંત! તમારા ખંડમાંથી મને ક્રોથમીર અને કોપરેલ તેલના મીશ્રણની શીશી મળી આવી છે; અને હું હવે થોડા સમયમાંજ તમારા પાળેલા મલબારી કાળા સર્પનો પણ નાશ કરી નાખીશ."

અરવિંદના આ શબ્દો સાંભળીને કૃષ્ણકાંત તથા તેની સ્ત્રી બન્નેના મુખમાંથી ભયનો ચિત્કાર સરી પડયો અને તે બન્ને હાથકડીથી સંકળાયેલાં હોવા છતાં પણ તેમણે ત્યાંથી એક વાર પુનઃ ન્હાસવાનો પ્રયત્ન કર્યો. પરંતુ બહારના દ્વાર પાસે જતાં સામે પોલિસના બે માણસો તેમના જોવામાં આવ્યા. કારણ કે અરવિંદે આ બનાવ રાત્રે બન્યો કે તુરતજ એક માણસ સાથે ચીઠી લખીને બે પોલિસના સિપાહીઓએ બોલાવી મગાવ્યા હતા.

તે બોલ્યો: "જમાદાર! તમે તમારા માણસ સાથે જલ્દી આવી પહોંચ્યા તે સારૂં થયું. જૂઓ આ બે જણાં ઉપર બે માણસના ખૂનનો તથા એકનું ખૂન કરવાના પ્રયત્નનો આરોપ છે. તેમને અહીંથી તમારી સાથે લઇ જાઓ." તે બેરોનેટ તરફ ફરીને બોલ્યો: "સર કુંજવિહારી! તમારી વિજળી પુનાની શરતમાં વિજય મેળવવાને લાયકજ છે, અને તે પહેલે નંબરે જરૂર આવશે. તેની સલામતીના સંબંધમાં તમારે ચિંતા કરવાની કશી પણ જરૂર નથી. કોઈ પણ મનુષ્યે તેને ગૂમ કરવાનો પ્રયત્ન કર્યો નહતો. પરંતુ પેલું જોડું તમારૂં ખૂન કરવાને તલ્પી રહ્યું હતું. તમે દશ લાખ રૂપીઆનો વીમો ઉતરાવ્યો

હતો અને તમારી વારસ પેલી સ્ત્રી હતી. એ રકમ કાંઈ જેવી તેવી ન ગણાય. તેમને ખાત્રી હતી કે વિજળીની ચોકી કરનારને એક પછી એક મારી નાખવામાં આવે તો પછી છેવટે તમે પોતે તેની ચોકી કરવાને રાત્રે વિજળીના ઓરડા પાસે જરૂર સૂવાના. કારણ કે પછી બીજો કોઇ પણ માણસ ત્યાં સૂવાની હિમ્મત ન કરે એ સ્વાભાવિક છે. જે રાત્રે તમે ત્યાં રહેત તે રાત્રે તમારી પણ સામંત અને લક્ષ્મણના જેવીજ દશા થાત !"

"પણ કેવી રીતે ? કયા સાધનથી ?" કુંજવિહારીએ પ્રશ્ન કર્યો.

"કોઇની પણ કલ્પનામાં ન આવી શકે તેવી આશ્ચર્યકારક રીતે. સર કુંજવિહારી ! મલબારમાં અનેક જાતના ઝેરી સર્પો હોય છે. તેમાં પણ એક ન્હાના કદનો કાળો સર્પ સહુ કરતાં વિશેષ ઝેરી હોય છે. તેનો ડંખ એટલો બધો તીવ્ર હોય છે કે માત્ર એકજ પળમાં તેનું વિષ રગેરગમાં પ્રસરી જાય છે, અને એ વિષની અસર 'પ્રુસિક એસિડ'ના જેવી થાય છે. તેની ગતિ અત્યંત વેગવાન્ હોય છે, એટલુંજ નહિ પરંતુ તે પોતાના શિકાર ઉપર જોરથી ચિત્તાની માફક તલપ મારે છે. મલબારમાં એક જાત એવી છે કે તે પોતાના દુશ્મન ઉપરનું વેર અત્યંત ઘાતકી અને કરપીણ રીતે વાળે છે. તેઓ પોતાના દુશ્મનના શરીર પર કોઇ પણ સ્થળે ગમે તે રીતે કોથમીર અને કોપરેલ તેલનું મિશ્રણ ચોપડવાનો પ્રયત્ન કરે છે. તેમાં ફતેહ મળતા યુક્તિપ્રયુક્તિથી એ માણસને જંગલમાં ખેંચી લાવે છે. હવે કુદરતે એવી વ્યવસ્થા કરી છે કે આ મિશ્રણની ગંધ આવતાં ઘણે દૂરથી પણ પેલો કાળો ઝેરી સર્પ ત્યાં દોડી આવે છે અને પેલા મનુષ્યના શરીરપર જે સ્થળે પેલું મિશ્રણ ચોપડેલું હોય છે ત્યાં જોરપૂર્વક ડંખ મ રે છે. જેમ રાતું લુગડું જોતાં આખલો એકદમ ગુસ્સામાં આવી જઇને રાતું લુગડું ધારણ કરનાર પર તુટી પડે છે, તેવીજ રીતે આ કાળો સર્પ જેના શરીરપર કોથમીર અને કોપરેલ તેલનું મિશ્રણ ચોપડેલું હોય તેના ઉપર તુટી પડે છે. અંતે તે મનુષ્ય એકજ પળમાં મરણને શરણ થાય છે."

"હે પ્રભુ! કેટલું ભયંકર! કેટલું ત્રાસજનક! અને તમે એમ કહેવા માગો છો કે—"

"આ કેસમાં આ લોકોએ એ ઝેરી કાળા સર્પનો ઉપયોગ કર્યો હતો." અરવિંદ વાક્ય પૂરું કરતાં કહ્યું: "હા, બેરોનેટ સાહેબ! જ્યારે મને કોથમીર અને કોપરેલ તેલની ગંધ આવી ત્યારથીજ આ સર્પની તો મને શંકા આવી હતી. બાકી આ ભેદના ઊંડાણમાં કોઇ પણ ઝેરી પ્રાણી રહેલું છે એવી શંકા તો મને તમે લલિતપુરમાં વાત કરી ત્યારેજ આવી હતી; અને તે કારણથીજ મેં નરેન્દ્રપ્રસાદને મારે માટે બે રતલ મેંદો ખરીદવાની વિનતિ કરી હતી. આ મલબારી છોડવાની બાજુએથી શરૂ કરીને અહીં લોખંડી ઓરડાની દિવાલ સુધી મેં જમીનપર મેંદો પાથર્યો છે, તેની વચ્ચે વાંકી ચુંકી લીટી થયેલી તમે જૂઓ છો. લીટીઓ બે છે. એક તો સર્પ તબેલામાં ગયો તેની તથા બીજી લીટી તે પાછો આવ્યો ત્યારે થયેલી છે. કાળો સર્પ આ છોડવા નીચે મૂકેલી પેલી પેટીમાં છે. હવે તો સમજાય છે ને?"

એટલું કહીને તેણે ઘોડાઓને ઓઢાડવાનો કાળો કામળો લીધો અને તેને જમીનપર પાથરીને પેલો છોડ તથા તેની નીચેની પેટી એકદમ ઉપાડી, આ કામળામાં મૂકીને કામળાને ચારે બાજુએથી વાળી દીધો; તથા તેને દોરીથી મજબૂત બાંધી લીધો.

પછી તે બોલ્યો: "કોદાળી કે કોશ લાવો અને એક સાંકડો અને ઉંડો ખાડો ગાળો. તે ખાડો આ બંડલ સમાય તેટલો પહોળો હોવો જોઇએ; અને ઓછામાં ઓછો ત્રણ ફુટ ઊંડો હોવો જોઇએ. પછી થોડું ઘાસ, ઘાસતેલ કે પેટ્રોલ અથવા એવી બીજી એકદમ સળગી શકે તેવી વસ્તુ લાવો. એટલે આપણે આ ઝેરી પ્રાણીનો તુરત નાશ કરી દઇશું."

"પણ આ પેટીમાં એ પ્રાણી હશે તેની ખાત્રી શી?" બેરોનેટે શંકા કરી.

" થોડા વખતમાંજ તમારી ખાત્રી થઈ જશે. માત્ર મેં સુચ-વ્યું તે પ્રમાણે કરવાની નોકરોને આજ્ઞા કરો."

નોકરો એકદમ દોડયા અને થોડા સમયમાંજ અરવિંદે કહ્યું હતું તે મુજબ ખાડો તૈયાર કરવામાં આવ્યો તથા ઘાસ, ઘાસતેલ અને પેટ્રોલ લાવવામાં આવ્યું. પ્રથમ તે ખાડામાં થોડું ઘાસ નાખી તેના પર ઘાસતેલ તથા થોડું પેટ્રોલ છાંટયું. પછી અરવિંદે તેમાં પેલું બંડલ મૂકયું. ત્યારબાદ તેની ઉપર પુષ્કળ ઘાસ નાખી, ઘાસતેલ તથા પેટ્રોલ છાંટયું. એ પ્રમાણે બધી તૈયારી કરી, અરાવદે એક લાક-ડીને પેટ્રાલમા બોળીને સળગાવી તથા તેના વડે દૂરથી ખાડામાંના ઘાસને સળગાવ્યું.

ઘાસ એકદમ સળગી ઉઠયું અને બે-ત્રણ પળ પછી જે ઝેરી પ્રાણીની બધાં પ્રતિક્ષા કરતાં હતાં તે પેલા બંડલમાંથી ઉંચે કૂદતું જણાયું, પરંતુ પુનઃ તુરતજ તે અગ્નિની જ્વાળામાં પડીને કાયમને માટે અદૃશ્ય બની ગયું.

જ્યારે સર કુંજવિહારી તથા અરવિંદ એકલા પડયા એટલે અરવિંદે તેને કહ્યું: " બેરોનેટ સાહેબ ! હવે આ બધું કેવી રીતે બન્યું તે હું આપને સમજાવીશ. આજે આપણે જોતા હતા તે પ્રમાણે કૃષ્ણકાંત હમેશાં તબેલાની અંદર ચોકી કરનારનું બિછાનું પાથરવામાં મદદ કરતો હશે, પરંતુ તે બિછાનું લઈને પાથરતી વખતે ધુંસાનો જે ભાગ બિછાનામાં સુનારના ગળાને અડે તેમ હોય તે ભાગપર પેલું મિશ્રણ ચોપડતો હશે. એટલે જ્યારે ચોકી કરનાર રાત્રે સુઈ જાય, ત્યારે કાળો સર્પ આ મિશ્રણની ગંધથી આકર્ષાઈને તેના પર હલ્લો કરે તથા જે સ્થળે તે મિશ્રણનો સ્પર્શ થયો હોય ત્યાં ડંખ મારે. તે સર્પના ડંખથી સોયની અણી જેવો બારિક કાળો ડાઘ પડી રહે છે. પરંતુ એ વાતનો જેને ખ્યાલ ન હોય તેના લક્ષમાં એ ડાઘ આવી શકે નહિ. સામંતના ગળા ઉપર એવો ડાઘ હતો,

જ્યારે મલિકની બ્રોચીપર તેવોજ ડાઘ જોવામાં આવ્યો હતો. લક્ષ્મણના ડાબી બાજુના લમણાપર એવો ડાઘ છે જે તમે જોઈ શકશો. શું ! કોફી ? ના, રાત્રે હું કોફી ભાગ્યેજ પીઉં છું અને તે પણ જો મારે રાત્રે ઉજાગરો કરવો હોય તોજ. ”

“ મી. અરવિંદ ! તમે આ કેસનું રહસ્ય શોધી કાઢીને મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. હું તમારો આભાર કદી પણ ભૂલી શકીશ નહિ. ”

“ સર કુંજવિહારી ! મેં મારી ફરજ માત્ર બજાવી છે. છતાં પણ જો તમે મારા ઉપર મહેરબાની કરવા ઇચ્છતા હો તો—”

“ મહેરબાની ! મી. અરવિંદ ! આ તમે શું બોલો છો ? હું તમારે માટે જે ન કરૂં તે થોડું છે. કારણકે વિજળીના વિજય માટે મારી ખાત્રી છે; અને તેનો વિજય માત્ર તમનેજ આભારી છે. હું તમારા આ શ્રમનો બદલો ગમે તેટલા પૈસા તમને આપીને વાળવાનો પ્રયત્ન કરૂં તોપણ તે વાળી શકાય તેમ નથી. કહો, તમારી શી ઇચ્છા છે ? ”

“ મારી ઇચ્છા માત્ર એટલીજ છે કે આવતી કાલે મને આપના મહેમાન તરીકે અહીં રહેવા દો અને આપના બગીચાનો ઉપયોગ કરવાની સ્વતંત્રતા આપો. આ બગીચામાં ગુલાબપુષ્પોની એટલી બધી વિપુલતા છે કે હું જ્યારથી અહીં આવ્યો છું ત્યારથી મારૂં મન ખુશ ખુશ બની ગયું છે. ”

“ અહો, એમાં શી મોટી વાત છે. માત્ર કાલજ નહિ પણ મરજીમાં આવે તેટલા દિવસ રહો. આ મકાન તમારૂં છે. ”

અરવિંદ બીજે દિવસે ત્યા રોકાયો તેણે ટેલીફોનથી મોહનને પોતે સલિમપુરમાં સર કુંજવિહારીને ત્યાં હોવાનું જણાવ્યું હતું.

---

# પ્રકરણ ૨૦ મું.

---

## વિજળીનો વિજય.

અરવિંદ સર કુંજવિહારીની મહેમાનગતીનો ઉપભોગ કરી બે હજાર રૂપીઆના ચેક સાથે સુરતીસ્ટ્રીટમાં આવ્યો. તેને જોઈને મોહનના આનંદનો પાર રહ્યો નહિ. તે પોતાના માલિકને જોતાં નાચવા કૂદવા મંડી પડયો. થોડી વારે અરવિંદનું ધ્યાન ખૂણામાં પડેલા ટેબલ તરફ જતાં તે બોલ્યો: " આ શું ? "

" સાહેબ ! એ નેકટાઇ તથા ગુલાબની છડી હું આપને ભેટ કરવાને માટે આજે સ્હવારે લાવ્યો છું. આપને ગુલાબપુષ્પનો શોખ છે. "

" પણ તું એવું નકામું ખર્ચ શા માટે કરે છે ? પૈસા સાચવી રાખ, ભવિષ્યમાં કામ લાગશે. " એટલું કહીને અરવિંદે ગુલાબની છડી પ્રેમપૂર્વક હસ્તમાં લીધી. ગુલાબપુષ્પને સુંઘતો તે બોલ્યો: " મોહન ! તું નરેન્દ્રપ્રસાદને ટેલીફોનથી ખબર આપ કે અમે આજે અહીંથી ચંદ્રસરોવરમાં વિહાર માટે જઇએ છીએ. શરતને દિવસે પુના જઇશું. "

" ચંદ્રસરોવરમાં વિહાર માટે ? " મોહન આનંદપૂર્ણ સ્વરે બોલ્યો અને જે ખંડમાં ટેલીફોનની પેટી હતી ત્યાં ગયો. દરમિયાન અરવિંદે વસ્ત્રો બદલવા માંડયાં. પેલો નેકટાઈ બહુ કીમતી નહતો, તથાપિ તેણે એ નેકટાઇ ધારણ કર્યો. મોહન આવ્યો એટલે તેને કહ્યું: "

" તું આપણને જરૂરી કપડાં તૈયાર કરીને એક બેગમાં ભરી લે. મારી બેગ પણ સાથે રાખજે. બિસ્તરાની જરૂર નથી. હું જમીને જ આવું છું. તું જમ્યો હોઇશ, નાહ તો જમી લે. આપણે અત્યારની એક વાગ્યાની ટ્રેનમાં રવાના થવાનું છે. બાર થઇ ગયા છે. "

" હું પણ જમ્યો છું, સાહેબ ! "

" વારુ, ત્યારે મારે બે-ત્રણ પત્રો લખવાના છે. તે લખીને આપણે સ્ટેશન પર જઇયે. "

અરવિંદે પત્રો લખી નાખ્યા. પછી તેઓ સ્ટેશનપર ગયા. ત્યાંથી ટ્રેનમાં બેસી ચંદ્રસરોવરરોડ સ્ટેશનપર પહોંચ્યા ચંદ્રસરોવરમાં એકાદ દિવસ નૌકાવિહારનો આનંદ ભોગવી પુના ગયા.

શરતના મેદાનમાં પુષ્કળ માણસો એકઠા થયા હતા. પહેલી શરતમાં વિજળી ઉતરવાની હતી. બીજા પણ ચાર ઘોડા હતા. અરવિંદે સર કુંજવિહારીએ આપેલા બે હજાર રૂપીઆની બીટ વિજળી પર લગાવી હતી.

શરત શરૂ થવાની તૈયારી હતી. એક માઇલ દોડવાની શરત હતી. સ્ટેન્ડપોઇન્ટ પાસે પાંચે ઘોડાં આવીને તેમના જોકી સાથે ઊભાં રહ્યાં. ઇશારત થતાં તે દોડવા લાગ્યા. શરૂઆતમાં તો પ્રતાપ ઘોડો આગળ થયો. થોડો સમય એની એ સ્થિતિ રહી. વિજળીમાં વિશ્વાસ રાખનારાઓનાં મન નિરાશાથી ઘેરાવા લાગ્યાં. મોહન અરવિંદને ઉદ્દેશીને બોલ્યોઃ " સાહેબ ! વિજળી પહેલી નહિ આવે. ! "

" હું-ઉં ઉં-ઉ ! " અરવિંદ બોલ્યો. તેનું લક્ષ તો દોડતાં ઘોડાંઓ તરફજ હતું. તેણે પુનઃ કહ્યું: " મોહન ! વિજળીને માટે તને શંકાશીલ બનતો જોઈને મને આશ્ચર્ય થાય છે. જો, જરીક નજર કર, પ્રતાપ અને વિજળી વચ્ચેનું અંતર ઘટતું જાય છે. હવે બન્ને સમાન્તર છે, વિજળી થોડીક આગળ આવી. શાહબાસ ! જો, પ્રતાપનો વેગ અગાઉ કરતાં નરમ પડી ગયો. કેમ, હવે વિજળી પહેલી આવશે કે નહિ ? "

" આવશે, જરૂર આવશે. "

અને વિજળી પહેલીજ આવી. પ્રેક્ષકોની ખુશાલીનો પાર રહ્યો નહિ. અરવિંદ તથા મોહન બીજી શરત શરૂ થાય તે દરમિયાન સોડા આઇસ લેવાને માટે ઉઠયા. તે બન્ને બહાર નિકળ્યા ત્યાં નરેન્દ્રપ્રસાદ

પાછળથી આવી અરવિંદના ખભાપર હાથ મૂકતો બોલ્યો: "છેવટે વિજળી પહેલી આવી ખરી. કેટલાની બીટ છે? બે હજારની? ત્યારે એકના દશ લેખે તમારા વીશ હજાર ખરા થઇ ચૂકયા ! તમારા ટેલીફોન ઉપરથી આજે તમે અહીં મળી શકશો એમ મારા જાણવામાં હતું. પરંતુ આજે તમે રીસાલદાર સાહેબના પોશાકમાં નહિ હોવાથી જો મોહન તમારી સાથે ન હોત તો હું તમને પિછાની શકત નહિ. વારૂ, પણ હવે તમે બીજી શરતો જોવાને રોકાવાના છો ? "

" કેમ ? મારી જરૂર છે ? રોકાવુંજ, એવો મારો ખાસ આગ્રહ કે ઇચ્છા નથી. "

" તો તો બહુ સારૂં. મારી મોટર પણે દૂર ઊભી છે. તમે તેમાં જાઓ અને મને લલિતપુરના દક્ષિણ દરવાજાની બહાર શાંતિભુવન હોટેલ છે ત્યાં મળજો. હું તમારી સાથે નહિ આવું. અહીં અમારા ખાતાના એક–બે જાસુસોને કેટલીક સૂચના કરવાની છે. મારા એક મિત્રની મોટર છે, તેમાં હું આવીશ. લગભગ તમે ત્યાં પહોંચશો કે થોડી વારમાં હું પણ આવી પહોંચીશ. મોહન ટ્રેનમાં લલિતપુર જશે. પણ તમે તો સીધા શાંતિભુવન હોટેલમાંજ જજો. અત્યારે ત્રણ વાગ્યા છે. તમે સ્હાંજે સાત વાગ્યા પહેલાં ત્યાં પહોંચી જશો. "

" વારૂ, બીજું કાંઈ ? " અરવિંદે કહ્યું.

" ના, ત્યાં હું તમને મળીશ. "

અરવિંદે મોહનને કેટલીક સૂચના કરી, એટલે મોહન ત્યાથી રવાના થઈ ગયો. અરવિંદ પણ નરેન્દ્રપ્રસાદની મોટર પાસે જઇ, તેમાં બેસી લલિતપુર જવાને રવાના થઇ ગયો. નરેન્દ્રપ્રસાદની મોટર મજબૂત અને પચાશ હોર્સ પાવરની હતી. એટલે માર્ગમાં તેને કશી હરકત આવી નહિ. તે બરોબર પોણુસાત વાગે શાંતિભુવન હોટેલમાં પહોંચી ગયો.



# પ્રકરણ ૨૧ મું.

## ફીલીપાઈન કુટુંબ.

નરેન્દ્રપ્રસાદ શાંતિભુવન હોટેલમાં આવ્યો ત્યારે સાત ઉપર દશ મીનિટ થઈ હતી. અરવિંદ આ હોટેલના એક ખંડમાં બારી પાસે ઊભો ઊભો બહાર નિઃસર્ગદેવીના સૌંદર્યનું નિરીક્ષણ કરી રહ્યો હતો. નરેન્દ્રપ્રસાદ બોલ્યોઃ " અહો, અરવિંદ ! તમે આવી પહોંચ્યા છો કે ? વારૂ, હું ચહા મંગાવું છું. પછી આપણે નિરાંતે વાત કરીએ."

" મેં ચહા હમણાંજ પીધી છે. તમારી રાહ ન જોઈ. પુનઃ ખાસ જરૂર નથી. "

પરંતુ અરવિંદના કથન તરફ લક્ષ નહિ આપતાં નરેન્દ્રપ્રસાદ બહાર ગયો અને હોટેલના મેનેજરને ચહા તથા પુરીનો ઓર્ડર આપીને અંદર આવ્યો. આ સમયે અરવિંદ બારી પાસે નહતો. તે આ ખંડની દિવાલપર ચોડેલા એક મોટા સચિત્ર વોલ-બીલની સામે ઊભો હતો. હમણાં આ વોલ-બીલ લલિતપુરમાં ઠારઠાર દિવાલોપર દૃષ્ટિગોચર થતાં હતાં. લલિતપુરમાં હમણાં એક માસથી કલકત્તાનું એક સરકસ આવ્યું હતું. તે સરકસનાં ચિત્રોનું આ વોલ-બીલ હતું. આ સરકસ તરફ લોકોનું આકર્ષણ સારૂં હતું. તેમાં પણ બે જણાં ઉપર લોકો ફીદા ફીદા હતા. એક તો મીસ મેરી. આ એક્ટ્રેસ ઘોડેસ્વારીમાં અત્યંત કૌશલ્ય દર્શાવતી હતી; જ્યારે ચાર્લી પાસે એક મોટો આફ્રિકન સિંહ હતો. એ સિંહનું નામ નીરો હતું. તદુપરાંત તેની પાસે બીજાં પણ ઘાતકી પશુઓ હતાં. દિવાલપર ચોડેલા વોલ-બીલમાં એક ચિત્ર મીસ મેરીનું હતું. તે ઘોડેસ્વાર થયેલી હતી. બીજું ચિત્ર ચાર્લીનું હતું. તેની પાસે એક યુવાન નીરોના પહોળા મુખમાં પોતાનું મસ્તક રાખીને ઊભો હતો. આ ચિત્ર જોવામાં અરવિંદ તલ્લીન બની ગયો હતો.

" આ કેવો યોગાયોગ ! " નરેન્દ્રપ્રસાદ અંદર દાખલ થઈને બોલ્યો: " આ ખંડમા જુદાં જુદાં ચિત્રો છે, તેમાંથી તમે આજ ચિત્ર પસંદ કર્યું ? ખરેખર, તમારી પ્રેરણાશક્તિ અદ્‌ભુત છે."

" કેમ, અત્યારે જે કેસ તમારી પાસે છે તેને આ ચિત્ર સાથે કાંઇ સંબંધ છે ? "

" સંબંધ ! અરે આ ચિત્રને લગતોજ કેસ અત્યારે મારા હાથમાં છે, અને તેમાંજ મને તમારી સહાયતાની જરૂર છે. પણ આ ચિત્ર તરફ તમારૂં ધ્યાન શી રીતે ગયું તે હું સમજી શકતો નથી. "

" તમે નથી સમજી શકતા ? " અરવિંદ બોલ્યો. પછી તે પોતાની આંગળી વડે ચિત્ર માંહેના સિંહનો સ્પર્શ કરતો કહેવા લાગ્યો: " આ સિંહે મારૂં લક્ષ આકર્ષ્યું હતું. એક પખવાડીયા પહેલાં વર્તમાનપત્રોમાં એવા સમાચાર પ્રકટ થયા હતા કે આ સરકસમાં પ્રેક્ષકોની મેદની વચ્ચે એક સિંહે જે એકટર પોતાનું મસ્તક તેના મુખમાં મૂકતો હતો તેનું મસ્તક કરડી ખાધું હતું. "

" હા, એ વાત સાચી છે. " નરેન્દ્રપ્રસાદે કહ્યું: " કેટલું ભયંકર ! જેનું મસ્તક કરડી ખાવામાં આવ્યું હતું તે છોકરો માત્ર વીશ વર્ષની ઉમરનો હતો. તે આ ચાર્લીનો દીકરો થાય. આ બનાવથી લોકોમાં બહુ ઉશ્કેરાટ ફેલાણો હતો. આવો ખેલ કરવાની પરવાનગી ન આપવી એવો વિચાર પણ સત્તાવાળાઓએ કર્યો હતો. પરંતુ તપાસ કર્યા પછી તેમને એવો ઠરાવ કરવાની આવશ્યકતા જણાઇ નહિં. હં, ચહા આવ્યો ખરો. લ્યો, થોડાક નાસ્તો કરી લ્યો. પછી આપણે આ વિષયમાં વાત કરીશું. છોકરા ! આ ખંડમાં જેમને દાખલ કરવાનું મેં કહ્યું છે તેમના સિવાય બીજા કોઇને આવવા નહિ દેવા. "

" કોણ આવનાર છે ? " છોકરો ગયા પછી અરવિંદે પૂછયું.

" ચાર્લીની દીકરી મીસ મેરી અને રીંગ ઉપર તથા હીંચકા ઉપર કામ કરનારો સેમ્પસન. આ સેમ્પસનનો મીસ મેરી ઉપર પ્રેમ છે, અને તેમનાં થોડા સમયમાં લગ્ન થનાર છે. "

"અહો, ત્યારે આ ચાર્લી ચિત્રમાં દેખાય છે તેટલો જુવાન નથી ?"

"ના, તેને ઓછામાં ઓછાં પીસતાળીશ વર્ષ થયાં હશે. તેને ત્રણ સંતાન હતાં. બે દીકરા અને એક દીકરી. છ માસ પહેલાં તે વિધુર હતો."

"એટલે ! છ માસ પછી આ પીસતાળીશ વર્ષના યુવાને બે દીકરા તથા એક દીકરી હોવા છતાં બીજી વાર લગ્ન કર્યું છે, એમ તમારૂં કહેવું છે ?"

"હા, તેણે બીજી વાર જે સ્ત્રી સાથે લગ્ન કર્યું છે, તે જુવાન છે." નરેન્દ્રપ્રસાદે જવાબ આપ્યો: "માત્ર ચોત્રીશ વર્ષ થયાં હશે. તેનું નામ જુલીઅટ છે. આ સ્ત્રી ચોવીશ વર્ષ સુધી કુંવારીજ હતી અને સરકસમાં નાચનું કામ કરતી હતી. મારા જાણવા મુજબ તેનો ચાર્લી ઉપર પ્રેમ જડાવાથી તેણે લગ્ન કર્યું છે. આ યુવતીનું સૌંદર્ય આકર્ષક હોવાથી ઘણા મનુષ્યો તેનાપર ફીદા હતા. એમ પણ કહેવાય છે કે બંગાળાનો એક શ્રીમંત યુવાન તાલુકદાર તેને પોતાની પત્ની બનાવવાને પણ તૈયાર હતો. પરંતુ આ યુવતિ લક્ષ્મી અને યુવાનીને ઠોકરે મારી ચાર્લી જેવા પીસતાળીશ વર્ષના મનુષ્ય સાથે લગ્ન કરવાને તત્પર થઈ."

"એમાં કશી નવાઈ નથી." અરવિંદ બોલ્યો: "ઘણી જુવાન સ્ત્રીઓ આવી રીતે વૃદ્ધ પુરુષો સાથે પ્રેમમાં પડયાના દાખલા મોજુદ છે. પેલા હાડપિંજરની આંગળીવાળા કેસમાં મન્મથરાય જેવા મરણને કિનારે પહોંચેલા વૃદ્ધ પુરુષ ઉપર પ્રેમમાં પડનાર સ્ત્રી પણ યુવાનજ હતી. પરંતુ સામાન્ય રીતે આવાં લગ્નોની સંખ્યા ઓછી હોવાથી જ્યારે એવાં લગ્ન થાય છે ત્યારે તેમાં પ્રેમ ઉપરાંત બીજો કશો હેતુ હશે એવી શંકા જાય છે. ચાર્લીની આર્થિક સ્થિતિ સારી છે ? અથવા તેને કોઇ પણ મોટી રકમનો વારસો મળવા સંભવ છે ?"

"અરે તેનો માત્ર તેને મળતા પગાર ઉપરજ આધાર છે. એ

પગાર પણ લોકો ધારે છે એટલો બધો નથી. તેમજ તેને કશો મોટી રકમનો વારસો મળવાનો પણ સંભવ નથી. દેખાઈતી રીતે તો જ્યુલીઅટે ચાર્લીની સાથે પ્રેમલગ્નજ કરેલું છે. ચાર્લી પણ એમ માને છે કે એ યુવતીનો તેનાપર સંપૂર્ણ પ્રેમ છે. પરંતુ મારા સાંભળવામાં આવ્યું છે તે ખરૂં હોય તો હમણાં તેના અંતરમાં ચાર્લીને માટે પ્રેમને સ્થાન રહ્યું નથી. તેની ઉમર તથા યુવાની અને સૌંદર્યને વિશેષ લાયક 'રોમીયો' તેને મળી આવ્યો છે. કોલ્હાપુર તરફનો અનંતરાય નામનો એક યુવાન સરકસમાં દાખલ થયો છે. તે ઘોડેસ્વારીમાં અત્યંત કુશળ છે. તે છે પણ યુવાન અને દેખાવડો. તેનાપર આ સ્ત્રી મોહી પડી છે; અને તે પણ યુવતીના સૌંદર્યથી મુગ્ધ બનેલો દેખાય છે; અને એ—"

---

## પ્રકરણ ૨૨ મું.

---

### સિંહનું હાસ્ય.

નરેન્દ્રપ્રસાદ પોતાનું વાક્ય પૂરૂં નહિ કરતાં ઊભો થઇ ગયો. કારણ કે તે વખતે દ્વાર ખૂલ્યું હતું અને એક યુવાન તથા યુવતિએ એ ખંડમાં પ્રવેશ કર્યો હતો. તે બન્ને ઉતાવળાં ઉતાવળાં અત્ર આવ્યાં હોય અને ઉશ્કેરાયેલાં હોય તેમ લાગતું હતું. "અહો, મી. સેમ્પસન અને મીસ મેરી! સારૂં થયું કે તમે આવી પહોંચ્યાં." નરેન્દ્રપ્રસાદ બોલ્યોઃ "મારા મિત્ર તથા હું હમણાં તમારીજ વાત કરતા હતા."

અરવિંદે આ બન્ને વ્યક્તિ તરફ દૃષ્ટિ કરી; અને તેની પ્રકૃતિ પ્રમાણે તુરતજ તેમના સંબંધમાં પોતાનો અભિપ્રાય બાંધી લીધો. યુવતિ સરકસ કંપનીમાં એક્ટ્રેસ હોવા છતાયે સભ્ય, નમ્ર અને લજ્જાશીલ હતી. તેનો ચ્હેરો ગંભીર અને પ્રભાવશાળી હતો. તેની

ઉમર માત્ર અઢાર વર્ષનીજ હતી. યુવાન નિખાલસ દિલનો, સરલ સ્વભાવનો, નિર્મળ નેત્રાવાળો અને છોકરવન ચ્હેરાનો હતો. યુવાનની ઉમર અઠાવીશ વર્ષની હતી. તેનો પોશાક સરકસના એકટરો જેવો આછકલો નહિ પરંતુ સભ્યતા અને ટાપટીપવાળો હતો. એ ફીલીપાઇનિ નહિ પણ અમેરિકન હોય એમ તેના દેખાવ પરથી લાગતું હતું. અરવિંદને આ મનુષ્ય પ્રથમ દૃષ્ટિએજ પસંદ પડી ગયો.

નરેન્દ્રપ્રસાદ આ બે જણાંને પોતાના મિત્રનું નામ જણાવવા જતો હતો. અરવિંદે ધાર્યું કે તે પોતાનું ખરૂં નામ નહિ જણાવતાં બીજાું ભળતુંજ નામ જણાવશે. એટલે તે પોતેજ બોલી ઉઠયો: " મારૂં નામ અરવિંદ છે અને હું ખાનગી ડિટેકિટવ છું. "

એ નામની અસર વિજળીના જેવી થઇ. તે સમયે પેલી યુવતિ અને યુવાનના મુખમાંથી જે ઉદ્‌ગાર સરી પડયા તે ઉપરથી જો અરવિંદ સામાન્ય પ્રતિનો માણસ હોત તો અત્યંત ફુલાઇ ગયો હોત.

" મી. અરવિંદ ! શું સાહેબ આપ પોતે આખા ભારતવર્ષમાં પ્રખ્યાતિ પામેલા મહાન ડિટેકિટવ અરવિંદ છો ? ત્યારે તો હું મારૂં દુર્દૈવજ સમજાું છું. " સેમ્પસન અંગ્રેજીમાં બોલ્યો.

હવે પછીનું બધું સંભાષણ અંગ્રેજીમાંજ ચાલ્યું હતું, પરંતુ અમે તે અત્ર ગુજરાતીમાં આપીશું.

" દુર્દૈવ ! દુર્દૈવ શા માટે ? " અરવિંદે પૂછયું: " શું તમે એમ માનો છો કે જે કેસ તમે મને સોંપવા માગો છો તેના રહસ્યને પ્રકટ કરવાનું કાર્ય મારી શકિત બહારનું છે ? "

" ના ના, એમ નહિ. " યુવાને જવાબ આપ્યો: " મારી ખાત્રી છે કે જો કોઇ પણ મનુષ્ય આ સિંહના હાસ્યનો–તેના મુખમાં મસ્તક મૂકતી વખતે તેનામાં થતા ફેરફારનો ભેદ શોધી શકે તેમ હોય તો એ તમે એકજ છો. મારૂં દુર્દૈવ એ છે કે તમે એ કાર્ય કરી શકો તેમ હોવા છતાં આ કેસ તમે હાથમાં લેશો એવી હું આશા રાખી શકતો નથી. સાહેબ ! આ કેસમાં મારી પોતાનીજ ઇચ્છાથી

કોઈ ડિટેક્ટિવને રોકવાનો મેં વિચાર કર્યો હતો. માત્ર મેરી અને તેના પિતાને ખાતર એ વિચાર મેં કર્યો હતો. મારી પાસે અત્યારે ફક્ત આઠસો રૂપીઆ છે. હું એવી આશા રાખતો હતો કે એ રકમ કોઈ ચાલાક ડિટેક્ટિવને આકર્ષવાને માટે પૂરતી છે. પરંતુ તમારા જેવા મોટા માણસની પાસે એવી નજીવી રકમ શા હિસાબમાં?"

"બસ, એટલુંજને?" અરવિંદ સ્મિત કરતો બોલ્યોઃ "જો તમારા દુર્દૈવનું એજ કારણ તમે માનતા હો તો હું તમને જણાવું છું કે એ આઠસો રૂપીઆ તમે કોઈ સધર બેંકમાં રાખી મૂકો. મીસ મેરી સાથે થનારા તમારા લગ્નપ્રસંગે તે કામ લાગશે. હું તમારી પાસેથી કશો પણ બદલો લેવાની ઇચ્છા નથી રાખતો. હું કેવળ પૈસાને ખાતર નહિ પરંતુ મારા શોખને ખાતર આ કાર્ય કરૂં છું. કેટલીક વાર એવું પણ બન્યું છે કે અમુક કેસમાં મને રસ પડતાં મેં ઉલટું મારા પોતાના ગજવામાંથી ખર્ચ કરેલું છે. વારૂ, હવે તમારે શું કહેવાનું છે? તમે હમણાં 'સિંહનું હાસ્ય' અને સિંહમાં થતા ફેરફાર વિષે બોલ્યા તેનો અર્થ શો? કયો સિંહ-નિરો? આ ખુરસીપર બેસો અને સર્વ હકીકત મને વિગતવાર જણાવો."

"સાહેબ! આપને કાંઇ વિશેષ કહેવાનું નથી." સેમ્પસને જણાવ્યું: "મુશ્કેલીજ એ છે કે આ વિષયમાં અમે વિશેષ ખુલાસો કરી શકીએ તેમ નથી. સિંહ નિરો મી. ચાર્લીનો પાળેલો છે. તે શાંત, નમ્ર, અને પ્રેમાળ છે. પરંતુ કોઇ કોઈ વાર તેનામાં અજબ ફેરફાર થાય છે. જાણે તેને કોઈ ભૂત વળગ્યું હોયની! એ ફેરફાર માત્ર એકાદ પળજ રહે છે, પરંતુ તે પળ અત્યંત ભયંકર બની જાય છે. તેની શરૂઆત બે અઠવાડિયાં પહેલાંથી થયેલી છે. કેવી રીતે થયેલી છે તે સમજી શકાતું નથી. તે ફેરફાર થતાં પહેલાં કશું ચિહ્‌ન જણાયું ન હતું; અને મી. ચાર્લીનો મોટો દીકરો કે જેના ઉપર નિરોનો અત્યંત પ્રેમ હતો તેનેજ તેણે પોતાની ફેરવાયેલી સ્થિતિમાં મારી નાખ્યો હતો. એ વાર્તા આપના જાણવામાં આવીજ હશે."

"હા," અરવિંદે કહ્યું: "પરંતુ તમે અત્યારે જે હકીકત જણાવો છો તે કાંઇક નવીન પ્રકાશ પાડે છે. વર્તમાનપત્રોમાં તો એવી હકીકત આવી હતી કે સિંહ ફરફેરાઈ ગયો છે તથા ઘાતકી બની ગયો છે. પરંતુ તમારા કહેવાપરથી એમ લાગે છે કે તેનો પોતાના માલિક અને માલિકના કુટુંબ ઉપર સંપૂર્ણ પ્રેમ છે. એક પળ માત્રના તેનામાં થયેલા ફેરફાર દરમિયાનજ આ કૃત્ય તેનાથી થઈ ગયું છે."

"હા, એજ ખરી વાત છે." સેમ્પસને જવાબ આપ્યો: "ખરી રીતે તો નિરો માયાળુ, શાંત અને સમજશક્તિ ધરાવનાર ચંચળ પ્રાણી છે. ટુંકામાં હમણાં સુધી એક પણ વખત તેણે કોઇના ઉપર આક્રમણ કર્યું નહતું. તેની ઉમર પણ ત્રીસ વર્ષની થઈ ગઇ છે. મીસ મેરીના કહેવાપરથી મારા જાણવામા આવ્યું છે કે નિરોની માતા મી. ચાર્લીનાજ કુટુંબમાં ઉછરી હતી. અર્થાત્ એ સ્થિતિમાં નિરોનો જન્મ થયો હતો અને ત્યારથી તે આજ કુટુંબમાં છે. જ્યારે મીસ મેરી તથા તેના ભાઇઓ ન્હાનાં હતાં તે વખતે ઘણી વાર નિરો સાથે ગેલ કરતાં, તેના ઉપર સ્વારી કરતાં, સૂઈ જતાં, વખતે તેને મારતાં પણ ખરાં. નિરોનો સ્વભાવ એવો છે કે જેમની સાથે તેને માયા હોય તેઓ તેનો કાન ખેંચે કે પૂંછડી ખેંચે અથવા એવી બીજી રીતે તેને ખીજવવાનો પ્રયત્ન કરે તોપણુ તેમનાપર ચિડાય નહિ. એટલે સુધી કે કદાચ તેમના મારવાથી તેને ઇજા થાય તોપણુ તે બોલે નહિ. સાહેબ! અમારા સરકસમાં વિકરાળ પશુઓના જેટલા રક્ષક છે તે બધાએ અનેક વાર નિરોના મુખમાં મસ્તક આપ્યું હશે, પરંતુ તેણે અત્યારસુધીમાં કોઇને કશી ઇજા કરી નથી.

"આ ઉપરથી, સાહેબ! તમે સમજી શકશો કે બે અઠિવાડિયા પહેલાં પેલો ભયંકર બનાવ બન્યો એથી કેટલો આઘાત, કેટલું આશ્ચર્ય થયેલ હશે. મી. ચાર્લી પોતે સિંહના મુખમાં પોતાનું મસ્તક દાખલ કરે છે, તેમ અવારનવાર તે પોતાના દીકરાઓનાં મસ્તક પણ

નિરોના મુખમાં દાખલ કરાવતા. કારણકે એથી પ્રેક્ષકોને એમ બતાવી શકાય કે સિંહના ઉપર તેમનો એટલો બધો કાબુ છે કે તે તેમના દરેક હુકમને તાબે થાય છે. હવે જે રાત્રીની હું વાત કરૂં છું તે રાત્રે શું બન્યું તે હું આપને જણાવીશ તે રાત્રીએ મી. ચાર્લીએ પોતાના મોટા દીકરાને સિંહના મુખમાં મસ્તક મૂકવાની આજ્ઞા કરી. તેમનો મોટો દીકરો સ્હેજ પણ ભીતિ કે સંકોચ વગર તે આજ્ઞાનું પાલન કરવાને તૈયાર થયો. તેણે સિંહનાં જડબાં પકડીને પહોળાં કર્યાં. બાદ અગાઉ સેંકડો વખત તેણે કર્યું હતું તે પ્રમાણે તે પોતાનું મસ્તક સિંહના મુખમાં લઇ ગયો. પરંતુ એકાએક આશ્ચર્યકારક અને કલ્પનામાં પણ ન આવી શકે તેવી ઘટના બની. જાણે કોઇ ભૂત આ સિંહને વળગ્યું હોય અને તેણે આ નમ્ર, શાંત પ્રાણીને એકાએક વિકરાળ અને ક્રૂર બનાવી મૂક્યું હોય એવું દૃશ્ય નજરે પડયું. કારણકે એકાએક સિંહનાં જડબાંથી ઘોર અવાજ નિકળ્યો, તેના હોઠ ઉંચા થયા અને તેના ચ્હેરાપર વિકરાળ હાસ્ય પ્રસરી રહ્યું. સિંહને હસતાં મેં કદી જોયો નથી અને આવું વિકરાળ હાસ્ય તો મેં કદી પણ જોયું નથી. પછી તેણે પોતાનાં જડબાં એક અવાજ સાથે બંધ કરી દીધાં અને જુવાન છોકરાનું મસ્તક ઇંડાના કોટલાની માફક કરડી ખાધું. ”

આ બનાવનું વર્ણન કરતાં તેનું હૃદય ભરાઈ આવ્યું હતું. તેનો અવાજ ગળગળો થઇ ગયો હતો. મીસ મેરી પણ ડુસકાં ભરતી હતી.

થોડી વારે સેમ્પસન શાંત થઇને બોલ્યોઃ “ પરંતુ મી. અરવિંદ ! જેમ એકાએક સિંહ વિકરાળ બની ગયો હતો, તેજ પ્રમાણે તે વિનાવિલંબે બીજીજ પળે શાંત બની ગયો અને અગાઉની માફક નમ્ર તથા માયાળુ બની ગયો. મી. ચાર્લીના મોટા દીકરા ઉપર તેનો સહુ કરતાં વિશેષ પ્રેમ હતો. સિંહને લાગ્યું કે તેને કાંઇક નુકસાન થયું છે. તે એ છોકરાના શબ પાસે બેસીને તેના હાથ પગ

ચાટવા લાગ્યો. તે તેનું મસ્તક ગળી ગયો નહતો. કેમકે તે શાંત થયો કે તુરતજ એ મસ્તક તેણે મુખમાંથી બહાર કાઢી નાખ્યું હતું. મારે માત્ર આટલુંજ કહેવાનું છે. હા કોઇ કોઇ વાર ત્યારપછી પણ જ્યારે તેના મુખમાં મસ્તક આપવાનું હોય છે ત્યારે નિરોના સ્વભાવમાં ફેર પડી જાય છે, તે વિકરાળ બની જાય છે. પરંતુ મી. ચાર્લી પૂરતી સાવચેતી રાખવાથી પુનઃ કશો ભયંકર બનાવ બનવા પામ્યો નથી. સાહેબ ! હું સમજું છું કે આ કાંઈ કુદરતી નથી. તેમજ કોઈ ભૂત આવીને સિંહના શરીરમાં દાખલ થયું હોય તેમ પણ હું માનતો નથી. હું માનું છું કે આ કાર્યમાં કોઈ પણ દુષ્ટ મનુષ્યનો હાથ હોવો જોઈએ. કોઈ પણ મી. ચાર્લીના અજ્ઞાત શત્રુનું કાવતરૂં હોવું જોઇએ. તેના છોકરાની માફક તેનો પણ નાશ કરવાનો એ કરપીણ મનુષ્યનો હેતુ હોવો જોઈએ. પરંતુ તે શા માટે અથવા શી રીતે આ કાર્ય કરી શકે છે, તે માત્ર સમજાતું નથી."

ચાર્લીની પુત્રી-મીસ મેરી પહેલી વખત બોલી: "સેમ્પસન ! કહો, તેમને બધું જણાવો–કશું પણ છૂપાવવાની જરૂર નથી. ડિટેક્ટિવ સાહેબ ! હું કોઈ નિર્દોષને વિના વાંકે દોષ દેવા નથી ઇચ્છતી –કદાચ મારી ભૂલ પણ થતી હોય, પરંતુ કોઈ કોઈ વાર મને એમ પણ લાગે છે કે મારી નવી મા તથા પેલા નવીન એક્ટર અનંતરાવનો આ કાવતરામાં હાથ હોવો જોઇએ."

"એ વાત ખરી, પણ શા માટે ?" અરવિંદે પ્રશ્ન કર્યો: "મીસ મેરી ! તમારા પિતાના પુનર્લગ્નની હકીકત હું જાણું છું. જે ઘોડેસ્વારના સંબંધમાં તમે જણાવો છો તે અનંતરાવ તમારી સરકસ કંપનીમાં દાખલ થયાનું પણ મારા જાણવામાં છે. મી. નરેન્દ્રપ્રસાદે તે મને કહેલું છે. પરંતુ તમે આ વિચિત્ર ઘટનાની સાથે એ બે જણાંને શા માટે જોડો છો ? તમારા પિતાને પણ તમારી માફક તમારી નવી માતા અને અનંતરાવ ઉપર શક છે ખરો ?"

"ના ના, બિલકુલ નહિ. તેમને તો હું તથા સેમ્પસન જે શક

ધરાવીએ છીએ તેની ખબર પણ નથી. મારા પિતાનો મારી નવી માતા ઉપર અત્યંત પ્રેમ છે. જો તેમને માલૂમ પડે કે આ કૃત્ય મારી નવીન માતાનું છે, તો તેમનું અવશ્ય મૃત્યુ થાય. ”

“ પણ તો પછી તમે તેના ઉપર શા માટે શક લઇ જાઓ છો ? ” અરવિંદે દ્વિતીય પ્રશ્ન કર્યો.

“ કારણકે એ શક લઈ ગયા સિવાય હું રહી શકતી નથી. હું જાણું છું કે મારી નવી માતાની સાથેના લગ્નથી મારા પિતા સુખી છે. એટલે તેના ઉપર શંકા લઇ જવી તે નગુણાપણું છે એમ પણ મને લાગે છે. તેનું અમારી સાથેનું વર્ત્તન પ્રેમપૂર્ણ છે. મારા મૃત્યુ પામેલા ભાઈ ઉપર પણ તેનો અત્યંત પ્રેમ હતો. પરંતુ સાહેબ ! જ્યારથી એ માણસ અમારી કંપનીમાં દાખલ થયો છે ત્યારપછીથી અમારા સિંહના સ્વભાવમાં ફેર પડવા લાગ્યો છે; અને મારી નવી માતા એ માણસની સાથે પોતાનો ઘણોખરો સમય ગાળે છે. તેનો એ અનંતરાવ તથા તેના શ્રીમંત મિત્ર તરફ વિશેષ પક્ષપાત હોય એમ દેખાય છે. એથી મારી અનિચ્છા છતાં મારા મનમાં મારી નવી માતા માટે શક પેદા થાય છે. ”

“ અનંતરાવને શ્રીમંત મિત્ર પણ છે ? ”

“ હા, સાહેબ ! અમે અહીં આવ્યાં તે પહેલાં અમારી કંપની આર્થિક મુશ્કેલીમાં હતી. એક્ટરોનો ત્રણ-ત્રણ માસનો પગાર ચડી ગયો હતો. કંપનીનો માલિક તેમનો પગાર ચૂકવી શકે તેમ નહતું. છેવટે તેણે કંપનીની મીલકત વેચી નાખી, એક્ટરોનો હિસાબ ચૂકવીને કંપની બંધ કરી દેવાનો વિચાર કર્યો હતો, પરંતુ એવામાં એકાએક આ અનંતરાવ અમારા માલિક પાસે આવ્યો. તેણે કહ્યું કે ‘ જો તમે મને તમારી કંપનીમાં દાખલ કરો તો મારો દક્ષિણી શ્રીમંત મિત્ર ભાટવડેકર તમને તમારે જોઈતી હશે તેટલી રકમ ધીરશે. માત્ર તે પોતાની રકમ વસૂલ કરવાને માટે કંપનીની સાથે રહેશે. વ્યાજ પણ સેંકડે છ ટકાથી વધારે લેશે નહિ. ’ અ-

મારા માલિકને માટે આ લાલચ કાંઈ જેવી તેવી નહતી. જ્યાં બાર અને પંદર ટકા ભરતાં પણ નાણાં ન મળી શકતાં હોય, ત્યાં છ ટકાની વાત સાંભળીને તે લલચાય એ સ્વાભાવિક છે. અનંતરાવ ઘોડેસ્વારીનું કામ બરોબર કરી શકતો નથી. તથાપિ અમારા માલિકે માસિક સો રૂપીઆના પગારથી તેને દાખલ કર્યો અને તેણે તેના શ્રીમંત મિત્ર ભાટવડેકર પાસેથી ત્રીશ હજાર રૂપીઆ અપાવ્યા. ત્યારથી એ ભાટવડેકર કંપની સાથે ફરે છે. એ ભાટવડેકર અને તેના મિત્ર અનંતરાવે મારી નવી માતાને ભુરકી નાખી છે. તે આખો દિવસ તેમની પાછળ ભમ્યા કરે છે. ત્યારપછીથી નિરો હસે છે અને અમારા કુટુંબનો નાશ થવામાં કારણભૂત બને છે ! મારા મનમાં માત્ર એકજ પ્રશ્ન થાય છે. જ્યારે મારા પિતા અથવા ભાઈઓ તેના મુખમાં મસ્તક મૂકવા જાય છે ત્યારેજ તે કેમ હસે છે ? બીજા રક્ષકો મસ્તક મૂકે છે એ વખતે તો તે કદી પણ હસતો નથી ? વળી આ બે જણા કંપનીમાં આવ્યા ત્યાર પછીજ તેણે હસવાનું શા માટે શરૂ કર્યું ? ”

અરવિંદ સેમ્પસન તરફ ફરીને બોલ્યોઃ ‘ તમે કહેતા હતા તે સાચું છે ? શું આ સિંહ એટલો બધો નમ્ર અને શાંત છે કે બીજા રક્ષકો પણ તેના મુખમાં માથું મૂકી શકે છે ? અને તે પ્રસંગે તે કદી પણ હસતો નથી ? ”

“ ના, કદી પણ નહિ; અને વળી મી. ચાર્લી તથા તેમના દીકરાના પ્રસંગમાં પણ તે દરેક વખત હસતો નથી. તે ક્યારે હસશે અને શા માટે હસે છે તે બિલકુલ સમજી શકાતું નથી. પરંતુ જો તમે તેનું હાસ્ય જૂઓ— ”

“ હા, જો એ હાસ્યનું કંઇ પણ ભયંકર પરિણામ આવે તેમ ન હોય તો તેનું હાસ્ય જોવાની મારી ઇચ્છા છે. ” અરવિંદે કહ્યું: “ હં, પણ મી. ચાર્લી કે તેના દીકરા સિવાય બીજા કોઈના પ્રસંગમાં તે હસતો નથી. વારૂ, પણ તેમના સંબંધમાં એ બનાવ ક્યારે બને છે ? ખેલ વખતે કે જ્યારે સિંહ તેના પાંજરામાં હોય તે વખતે ? ”

"ખેલ વખતે, સાહેબ! ખેલ વખતે. ખેલ સિવાય બીજા સમયે કદી પણ તેનું હાસ્ય જોવામાં આવ્યું નથી." સેમ્પસને જણાવ્યું.

"અહો !" અરવિંદ એકાએક ચમકયો હોય અને વિચાર-નિદ્રામાંથી જાગૃત થયો હોય તે પ્રમાણે બોલ્યો: "અર્થાત્ જે વખતે તેમણે ખેલમાં જવા માટેનો પોશાક ધારણ કર્યો હોય તે વખતે સિંહ હસે છે. સમજ્યો ! તે પુનઃ મૌન થઈ ગયો; અને જમીનપર પગવડે ગોળ ચકરડું કરવા લાગ્યો. થોડી વારે તે બોલ્યો: "આજે અત્યારે તમે સીધાં સ્હાંજના ખેલમાંથી આવ્યા હશો ?"

"હાજી, ખેલ પૂરો થયો કે તુરત અમે બન્ને અહીં આવવાને નિકળ્યાં હતાં."

"આજે રાત્રે પણ પુનઃ ખેલ થનાર છે. એટલે હું ધારૂં છું બીજા એકટરોએ તમારી માફક ખેલનો પોશાક બદલ્યો નહિ હોય. મારી ઇચ્છા સરકસ કંપનીમાં આવવાની છે. એટલે આપણે મી. નરેન્દ્રપ્રસાદની મોટરમાં ત્યાં જઈએ. મારે તે સિંહને જોવો છે, અને તે સાથે આ કેસમાં સંડોવાયેલા તમામ માણસોનો પરિચય કરવાની પણ મારી ઇચ્છા છે. તેમાં તમે મને મદદ કરી શકશો. ના, ચિંતા ન કરશો. હું મારૂં ખરૂં નામ ત્યાં આપવા નથી ઇચ્છતો. હું ડિટેકિટવ છું એમ જણાવવાની મારી ઇચ્છા નથી. તમે એમ કહેજો કે હું પશુઓનો ડોકટર છું અને સિંહોની વિચિત્ર પ્રકૃતિના સંબંધમાં મારો અભિપ્રાય જાણવાને માટે તમે મને લાવ્યા છો. એટલે પછી તેમને કશી પણ શંકા આવશે નહિ. મી. નરેન્દ્રપ્રસાદ ! તમારી મોટર આપશોને !"

"ઘણીજ ખુશીથી. હું ભાડાની ગાડીમાં જઈશ."

"વારૂ ત્યારે ચાલો આપણે જઈએ."

બધાં છઠમાં અને બે મીનિટ પછી અરવિંદ તથા મી. સેમ્પ-સન અને મીસ મેરી નરેંદ્રપ્રસાદની મોટરમાં બેસીને જે સ્થળે સરકસનો તંબુ ઊભો કરવામાં આવ્યો હતો તે તરફ જવા લાગ્યાં.

---

# પ્રકરણ ૨૩ મું.

---

## એક સ્વપ્ન.

સરકસમાં કામ કરનારાઓ મોટે ભાગે ખેલ ખલાસ થયા પછીજ રાત્રે ભોજન કરે છે. અત્યારે સ્હાંજનો ખેલ ખલાસ થયો હતો, પરંતુ રાત્રીએ પુનઃ ખેલ થનાર હોવાથી કોઇ પણ એકટર પોતાના મકાનપર જમવાને માટે ગયો નહતો. કંપનીના માલિક તરફથી સરકસના તંબુની બાજુએ એક ન્હાનો શામીયાનો એકટરોને બેસવા ઉઠવાને માટે રાખવામાં આવ્યો હતો. ઘણાખરા એકટરો તેમાં બેઠા હતા, બહાર હોટેલવાળાઓ પાસેથી ચહા, સોડા, લેમન, ચેવડો, ઇત્યાદિ મંગાવીને ખાતા પિતા હતા. કેટલાક ગંજીપે રમતા હતા, કોઇ વાંચતા હતા કોઈ વાતોમાં મશગુલ હતા. તે વખતે અરવિંદ, સેમ્પસન અને મેરી સાથે ત્યાં જઈ પહોંચ્યો. આથી આ કેસની સાથે જેમનો સંબંધ હતો તે તમામને જોવાનો અરવિંદને પ્રસંગ મળી આવ્યો. ભાટવડેકર પણ આ શામીયાનામાંજ હતો. અરવિંદે ભાટવડેકરનું ખાસ લક્ષપૂર્વક બારિક નિરીક્ષણ કરી જોયું.

આ ગૃહસ્થે એક દક્ષિણીના જેવો પોશાક ધારણ કર્યો હતો. તે મરાઠી ભાષા સરલતાપૂર્વક બોલી શકતો હતો. પરંતુ તેનો ઉચ્ચાર શુદ્ધ દક્ષિણી ગૃહસ્થના જેવો નહતો. તેના ચ્હેરાનું બારીક અવલોકન કરનારને પણ જણાઇ આવતું કે તે દક્ષિણી નહિ પણ ઉત્તર હિંદુસ્તાનનો વતની હોવો જોઈએ.

તે ગૃહસ્થને ચાલતો જોઇને અરવિંદ મનોગત બોલ્યોઃ " લશ્કરી તાલિમ મેળવી લાગે છે. પણ તો પછી લશ્કરમાંથી રાજીનામું આપીને સરકસ કંપનીનો શરાફ બનવાનું શું કારણ? વળી તેની સાથે પ્રવાસ કરવાની શી જરૂર ? "

આ વિચારોમાં તેને રસ પડયો હતો ખરો, પરંતુ એ તેણે બહાર પ્રકટ કર્યા નહિ, તેમજ કોઇને આ વિષયમાં વિશ્વાસમાં લેવાનું પણ તેણે યોગ્ય ધાર્યું નહિ.

ઘોડેસ્વારીનું કામ કરનાર અનંતરાવ તો દક્ષિણીજ હતો. તે સ્હેજ દેખાવડો હતો ખરો, પરંતુ તેના ચ્હેરાપર કુટિલતા અને સ્વાર્થપરાયણતા જણાઈ આવતી હતી. જુલીયટની યુવાની તથા સૌંદર્યના સંબંધમાં તેણે જે શ્રવણ કર્યું હતું તે સત્ય હતું. તે અનંતરાવ અને ભાટવડેકરની પાસે બેઠી હતી. પરંતુ અવારનવાર આડી નજરે જે સ્થળે તેનો પતિ બેઠો હતો ત્યાં જોતી હતી. તેની દૃષ્ટિમાં પ્રેમ અને માયાળુતા હતાં. અરવિંદ એટલું સમજી શકયો કે આ યુવતિનો તેના મોટી ઉમરના પતિ ઉપર ખરો પ્રેમ છે. છેવટે તેણે ચાર્લીનું અવલોકન કરી જોયુ. સરલ મુખમુદ્રા, ખૂલ્લું દિલ અને પોશાકમા સાદાઇ જણાઈ આવતાં હતાં. તે દરેકની સાથે એકદમ મળી જતો હતો. એટલે દુનિયામાં તેનો કોઈ પણ શત્રુ હોય એ સંભવિત ન હતું. તેનો પ્રેમ તેની પત્ની તથા બાળકો ઉપર હતો તેટલોજ બલ્કે તેથી પણ અધિક પ્રેમ તેનાં પાળેલાં પ્રાણીઓ ઉપર હતો. અરવિંદે આ દરેકની સાથે સંભાષણ કરવાનો પ્રસંગ મેળવીને, તેમના સ્વભાવ ઇત્યાદિના સંબંધમાં જે જાણવા જેવું હતું તે જાણી લીધું.

સેમ્પસને અરવિંદને વેટરીનરી ડોકટર તરીકે ઓળખાવ્યો હતો. એટલે ચાર્લી તેને જે સ્થળે પ્રાણીઓને રાખવામાં આવતાં હતાં ત્યાં લઇ ગયો. એ પ્રાણીઓનો પણ ચાર્લીપર અતોનાત પ્રેમ હતો. તેમાં સિંહ, વાઘ, રીંછ, દીપડા, વરૂ, વગેરે હતાં. ચાર્લી તેમની પાસે જતો એટલે તેઓ તેનો હાથ ચાટતાં અને પાંજરા બહાર પોતાનું નાક કાઢીને પોતાના કપાળપર ચાર્લીના હસ્તનો સ્પર્શ કરાવવાને આતુર બનતાં. પરંતુ આ સર્વમાં નિરો તો સહુથી ચડી જાય તેવો હતો. તે એટલો શાંત, નમ્ર અને માયાળુ હતો કે તેના પાંજરાનું દ્વાર પણ ખૂલ્લું રાખવામાં આવ્યું હતું. એક રક્ષક જાણે નિરો બિલાડીનું બચ્ચું હોય એમ તેની સાથે ગેલ કરતો હતો.

"ડોક્ટર! જૂઓ, આ સિંહ!" ચાર્લીએ નિરો તરફ આંગળી કરીને કહ્યું: "સાહેબ! તેનો મારા મોટા દીકરા ઉપર અત્યંત પ્રેમ હતો. એટલે જે બનાવ બની ગયો છે તે માત્ર અકસ્માતજ હતો એમ હું માનું છું. જેમનાપર તેનો ચાહ છે તેમને તે કદી પણ ઈજા કરે નહિ. ટોમ! નિરોને બહાર કાઢીને અહીં લાવ, એટલે ડોક્ટર સાહેબ તેનું બરોબર નિરીક્ષણ કરી શકે."

નિરોની શાંતતા અને માયાળુતાના સંબંધમાં આટલી ખાત્રી મળવા છતાં એક વખત તેણે એક મનુષ્યનો જાન લીધો હતો, એ એ વાર્તાનું અરવિંદના મનમાંથી વિસ્મરણ થઇ શકે તેમ ન હતું, અને તેથી જ્યારે નિરો પાંજરામાંથી બહાર નિકળી ચાર્લી પાસે આવ્યો અને તેના હાથની સાથે પોતાનું મસ્તક ઘસતો ગેલ કરવા લાગ્યો તે વખતે અરવિંદના મનમાં શાંતિ નહતી.

તેને સ્હેજ દૂર ખસતો જોઇને રક્ષક ટોમ બોલ્યો: "સાહેબ! બિહવાની જરૂર નથી. એક મોટા કૂતરા જેવો છે. આઠ વર્ષથી હું તેની ચાકરી કરૂં છું—કેમ ખરૂં કે નાહ, મી. ચાર્લી? પરંતુ કદી પણ તેણે મને ઉઝરડો સરખોયે કર્યો નથી. નિરો! તારા દોસ્ત ટોમને માટે તો તું નહિ હસવાનો, ખરૂં ને? ડોક્ટર સાહેબ! નિરો એટલો શાંત છે કે અજાણ્યો માણસ તેની પાસે જાય તોયે બોલવાનો નહિ; અને મને તો કશું પણ કરવાનો નહિ." એમ કરતો તે સિંહની પીઠપર થાબડવા લાગ્યો.

"તમે તેના મુખમાં મસ્તક મૂકો તોપણ કશું ન કરે?" અરવિંદે પૂછ્યું.

"એમાં શું છે?" ટોમ સ્મિત કરતો બોલ્યો: "એ પ્રમાણે અનેક વાર મેં કરેલ છે. જૂઓ." એમ કહેતાં તેણે એકદમ સિંહનાં જડબાં પહોળાં કરી, નીચે નમીને પોતાનું મસ્તક તેના મુખમાં દાખલ કર્યું. સિંહ શાંતપણે ઊભો હતો. જ્યાંસુધી ટોમે તેનું મસ્તક બહાર કાઢયું ત્યાં સુધી સિંહે પોતાનું મુખ બંધ કરી દેવાની કશી પણ ઉત્કંઠા દર્શાવી નહિ.

અરવિંદ બોલ્યો: "હું ધારૂં છું કે મી. ચાર્લી અથવા તેમનો આ ન્હાનો દીકરો તેના મુખમાં મસ્તક આપે છે તોજ તે હસે છે. જો મી. ચાર્લી તેના મુખમાં મસ્તક દાખલ કરવાનો દેખાવ કરે અને તેમને કશી હરકત ન આવે તો મારી ખાત્રી થાય."

ચાર્લીએ અત્યારે ખેલમાં પહેરવાનો પોશાકજ રાખ્યો હતો; કારણ કે રાત્રે પુનઃ ખેલ થોડા સમયમાંજ થવાનો હતો. એટલે અરવિંદે વિચાર્યું કે જો સિંહના હાસ્યનો પોશાક સાથે સંબંધ હોય તો તેની ખબર પડી જશે.

"માત્ર દેખાવ કરવો?" ચાર્લી બોલ્યો: "દેખાવજ શા માટે? તેના મુખમાં મારૂં મસ્તક દાખલ કરવામાં શી હરકત છે?"

"હરકત કશી નથી; પણ જ્યાં સુધી મારી ખાત્રી ન થાય ત્યાં સુધી તમારે તેના મુખની અંદર મસ્તક દાખલ કરવાનો બિલકુલ પ્રયત્ન કરવો નહિ. માત્ર તમારૂં મસ્તક તેના મુખની સમાંતરે લાવીને, ધીમે ધીમે તેની પાસે જાઓ, પણ તમારૂં મસ્તક તો તેના દાંતથી સલામત અંતરે રાખજો."

ચાર્લીએ તેની સૂચનાનો સ્વીકાર કર્યો. તે પોતાનું મસ્તક સિંહના મુખની સમાંતરે લાવ્યો. પછી તેણે સિંહનાં બે જડબાં પકડીને પહોળાં કર્યાં. સિંહ અગાઉના જેટલોજ શાંત હતો. તેને હાસ્ય ઉત્પન્ન થાય એવું એક પણ ચિહ્ન જણાયું નહિ. તે ધીમે ધીમે પોતાના મસ્તકને તેના મુખ પાસે લઈ ગયો. છેવટે મસ્તકને મુખમાં સિંહના દાંતની બે હાર વચ્ચે દાખલ કર્યું; એકાદ પળ પછી મસ્તકને બહાર કાઢી લીધું. અરવિંદ આ દૃશ્ય જોઇને વિચારમાં પડી ગયો. સિંહના હાસ્યને તેના મુખમા મસ્તક મૂકનારના પોશાક વગેરે સાથે સંબંધ હશે એવી તેની માનિનતા હતી. તે માનિનતાને આ દૃશ્યથી ટેકો મળ્યો નાહ.

"મી. ચાર્લી! આજે સ્હાંજના ખેલમાં આ કામ તમે કર્યું હતું?" અરવિંદે એકાદ પળની વિચારગ્રસ્તતા પછી પ્રશ્ન કર્યો.

" હા, " ચાર્લીએ જવાબ આપ્યો: " જો કે આજે પ્રોગ્રામમાં એ કામ મારે કરવાનું નહતું. કોઈવાર તેના મુખમાં હું મસ્તક આપું છું, કોઈ વાર મારો દીકરો આપે છે. આજે મારા દીકરાનો વારો હતો. પણ પેલો ભયંકર બનાવ બન્યો ત્યારથી મારૂં મન અસ્થિર બની ગયું છે, શંકાશીલ પણ બની ગયું છે. આજે છેક છેલ્લી ઘડીએ મારૂં મન ફરી ગયું. મારો દીકરો પાંજરામાં એ કામ કરવાને માટે આવ્યો તે વખતે મારો વિચાર બદલાઈ ગયો, અને તેને એક બાજુએ કરી મેંજ નિરોના મુખમાં મારૂં મસ્તક આપ્યું. "

" અહો ! " અરવિંદ બોલ્યો: " આજે રાત્રીના ખેલમાં તો એ કામ તમારો દીકરોજ કરશે ? "

" કદાચ કરે. " ચાર્લીએ કહ્યું: " જૂઓ, પેલો આવે તે મારો દીકરો. તેની સાથે મારી પત્ની તથા અમારા મિત્રો છે. તેઓ નિરોને માટે તમે શો અભિપ્રાય આપો છો તે જાણવાને માટે અહીં આવતાં લાગે છે. "

અરવિંદે પાછળ ફરીને જોયું તો શામીયાનામાથી કંપનીના કેટલાંક માણસો આ તરફ આવતાં તેમની દૃષ્ટિએ પડયાં. સહુથી આગળ ચાર્લીનો ન્હાનો દીકરો હતો. તેની ઉમર બાર વર્ષની હશે. તેણે મશ્કરાના જેવો પોશાક ધારણ કર્યો હતો. તેનું મસ્તક ખૂલ્લું હતું. વાળ હોળેલા હતા અને તેમાં તેલ પુષ્કળ નાખેલું હોવાથી ચકચકતા હતા. તેની બાજુએ તેની નવી માતા હતી. તેનું વદન ફીકું અને ચિંતાતુર દેખાતું હતું. અનંતરાવ અને ભાટવડેકર તેમની સાથેજ શામીયાનામાંથી બહાર નિકળ્યા, પરંતુ તુરત તેઓ બીજી બાજુએ ચાલ્યા ગયા. એટલે મીસીસ ચાર્લી અને તેનો દીકરો અહીં આવ્યાં. બીજા બે–ચાર એકટરો તથા સેમ્પસન અને મીસ મેરી તેમની પાછળ આવ્યા.

" વ્હાલા ! ટોમે અમને કહ્યું કે તમે તથા ડોકટર સાહેબ નિરોની સાથે પ્રયોગ કરી જૂઓ છો, પણ સાવચેતી રાખજો. ડોકટર

સાહેબ! મારૂં નિરો ઉપર વ્હાલ છે ખરૂં, પરંતુ જ્યાં સુધી મારા પતિ નિરોનો ત્યાગ નહિ કરે અથવા તો તેના મુખમાં પોતાનું મસ્તક આપવાનો ખેલ કરવાનું તદ્દન છોડી નહિ દે ત્યાં સુધી મારા મનને શાંતિ મળશે નહિ."

"જુલીઅટ! તું કેવી અર્થ વગરની વાત કરે છે?" તેનો પતિ બોલ્યો: "તું જાણે છે કે મારા એ ખેલનુંજ ખાસ મહત્ત્વ છે. જો હું એ ખેલ ન કરૂં તો કોઇ પણ સરકસ કંપનીનો માલિક મને કે નિરોને રાખે નહિ. એટલે પછી આપણે ગુજરાન શાના ઉપર ચલાવવું?"

"એમાં શું? મારો પગાર આવે છે ને. આપણે કરકસરથી ચલાવીશું." જુલીઅટ પ્રેમપૂર્વક બોલી.

"વાહ, શું હું તારી કમાણી ઉપર નિર્વાહ ચલાવું? નહિ, એમ કદી પણ નહિ બને-કદી પણ નહિ. હા, મને આવેલું પેલું સ્વપ્ન જો ખરૂં પડયું હોત તો જુદી વાત હતી. તો પછી હું આ જીવનમાંથી વાનપ્રસ્થ બની જાત અને આપણે શાંતિથી આપણા વતનમાં રહી શકત. પરંતુ અત્યારે તો સરકસ કંપની એજ મારૂં જીવન છે. તેનો ત્યાગ કરવાનું મારાથી બની શકે તેમ નથી."

"હું ઇચ્છું છું કે તમારૂં એ સ્વપ્ન ખરૂં ઠરે અને તમે આ નોકરીમાંથી કાયમને માટે છૂટા થઇ જાઓ." જુલીઅટ બોલી: "એ શા માટે સાચું ન પડે? અનેક માણસોનાં સ્વપ્ન સાચાં પડયાંનું મારા સાંભળવામાં આવ્યું છે, તો પછી આ પણ સાચું કેમ નહિ પડે?"

પ્રસ્તુત કથનનો તેના પતિ તરફથી જવાબ મળે તે પહેલાં તેના દીકરાએ સંભાષણને જુદીજ દિશાએ વલણ આપ્યું. તે બોલ્યો: "પપા! આજે રાત્રે આ કામ મારે કરવાનું છેને? મી. ભાટવડેકર મને કહેતા હતા કે હું બિહકણ છું અને તેથી નિરોના મુખમાં મસ્તક દાખલ કરવાની હિમ્મત કરી શકતો નથી."

તેને આશ્વાસન આપતો તેનો પિતા બોલ્યોઃ "મી. ભાટવડેકરે એમ કહીને તારી લાગણી દુઃખાવવી નહોતી જોઇતી. કોણ કહે છે કે તું બ્હિકણુ છે? તેં એ ખેલ ઘણી વખત કરેલો છે. પણ આજે રાત્રે તું એ ખેલ કરીશ કે નહિ તે હું કહી શકતો નથી. જે વખતે ખેલ કરવાનો હશે તે વખતે વાત. જા એ વખતે મને ઠીક લાગશે તો હું તને એ ખેલ કરવા દઇશ, નહિ તો નહિ. ડોકટર! જૂઓ આ છોકરો કેટલો બધો ઉત્સાહી છે? બ્હિકતું તો તેના મનમાં નામ પણ નથી."

"હા છે પણ ચંચળ." અરવિંદે ટેકો આપતાં કહ્યું: "તેને નિરોનો ભય લાગતો નથી એટલે મારી ઇચ્છા છે કે જો અત્યારે હરકત ન હોય તો તે પણ સિંહના મુખમાં મરતક આપવાનો દેખાવ કરે. જો કે તમે તો ખરેખર તમારૂં મસ્તક તેના બે દાંતની વચ્ચે દાખલ કર્યું હતું. પરંતુ તમારા દીકરાએ તેમ કરવું નહિ. તેને અત્યંત નજીક જવા દેવો નહિ. તેમજ તેણે પોતે સિંહનાં જડબાં ખોલવાં નહિ. જડબાં પકડીને તમારે ઊભા રહેવું. કેમ, એમાં કશી હરકત નથીને?"

"બિલકુલ નહિ. બેટા! આ ડોકટર સાહેબ ઘણાજ માયાળુ છે. તેમણે કહ્યું એ તું સમજ્યોને? તેમને તારૂં કામ બતાવ. પણ તારે નિરોના મુખમાં મસ્તક દાખલ કરવાનું નથી. તું મસ્તક દાખલ કરતો હોય તેવો દેખાવ માત્ર કરવાનો છે. વારૂ ત્યારે જૂઓ, ડોકટર!"

છેલ્લા શબ્દો બોલતાં તેણે સિંહનાં જડબાં પહોળાં કર્યાં, અને તેના દીકરાને નીચા નમવાની ઇશારત કરી. છોકરો ધીમેથી નીચે નમ્યો. તેનું મસ્તક નિરોના મુખની સમાંતરે આવ્યું. તે ધીમે ધીમે પોતાના મસ્તકને સિંહના મુખ પાસે લઈ જવા લાગ્યો. તે વખતે અરવિંદનો હસ્ત તે છોકરાના ખભાપર હતો. આ કદાવર પ્રાણી તદ્દન શાંત અને નમ્ર દેખાતું હતું. તેનાં નેત્રોમાં માયાળુતા હતી. પરંતુ છોકરાનું મસ્તક સિંહના નસકોરાની નજીક જતાં એકાએક સિંહના હોઠ ઉંચા થયા, તેના ચ્હેરાપર વિકરાળ હાસ્ય પ્રસરવા લાગ્યું, તેના મુખમાંથી

અવાજ થવા લાગ્યો. છેવટે આ શાંત પ્રાણીનો દેખાવ ભયંકર બની ગયો. અરવિંદે એક સેકન્ડની પણ ઢીલ કર્યા સિવાય છોકરાનું મસ્તક પાછું ખેંચી લીધું. બીજીજ ક્ષણે મોટા અવાજ સાથે સિંહનાં જડબાં બંધ થઇ ગયાં !

સિંહનું ભયંકર હાસ્ય આજે બીજી વાર જોવામાં આવ્યું હતું. તે હાસ્ય વધુ સમય રહ્યું નહિ, તથાપિ તેની અસર ત્યાં ઊભેલાં મનુષ્યોપર થઈ હતી. આ છોકરાની બ્હેન મેરી મૂર્છિત થઇને જમીનપર પડી. તેની નવી માતા પોતાનાં નેત્રો ઢાંકી દઈ, બેસી ગઈ અને ડુસકાં ભરવા લાગી. છોકરાનો બાપ સિંહને છોડીને એક તરફ ઊભો રહ્યો. જડબાં એકદમ બંધ થઈ જવાથી તેના એક હાથના આંગળાને સ્હેજ ઈજા થઈ હતી.

એક પળમાં તો તે સ્થળે શોરબકોર મચી રહ્યો. "નિરો હસ્યો–સિંહ પુનઃ હસ્યો !" એમ દરેક જણ બોલવા લાગ્યું. પરંતુ અરવિંદ તો શાંતપણે છોકરાને પોતાના પાસામાં રાખી તેનું માથું પસવારતો ઊભો હતો. સરકસના તંબુમાંથી કોઈ દોડતું આવતું હોય એવો અવાજ આવ્યો અને બીજીજ પળે ભાટવડેકર ત્યાં આવી પહોંચ્યો. તે ઉશ્કેરાઇ જવાથી હાંફતો હતો અને તેનો ચ્હેરો ફિક્કો લાગતો હતો.

"શું છે ? શું થયું છે ?" તે બોલ્યોઃ "નિરો ફરીથી હસ્યો ? શું છોકરાને તેણે કરડી ખાધો ? બોલો–જલ્દી બોલો."

"ના," અરવિંદે તત્કાળ જવાબ આપ્યોઃ "છોકરાને કરડી ખાધો નથી અને કરડી ખાશે પણ નહિઃ આજે રાત્રે પણ આ ખેલ તેનો બાપજ કરશે–છોકરો નહિ. આજે આટલું બસ છે." છોકરો તેના બાપને સોંપીને તે દૂર ઊભેલા સેમ્પસન પાસે ગયો અને ધીમા સ્વરે બોલ્યોઃ "સેમ્પસન ! કોઈ એકાંત સ્થળે આપણે શાંતિથી વાત કરી શકીએ ત્યાં ચાલો. આપણે રહસ્યસ્ફોટનના અંતિમ પ્રદેશમાં આવી પહોંચ્યા છીએ અને તેમાં તમારી મદદની જરૂર છે."

" ઘણીજ ખુશીથી. પણ કશો મુદ્દો તમને હાથ લાગ્યો છે? તમે કશો તર્ક કરી શકો છો ? "

" તર્ક ! માત્ર તર્કજ નહિ પણ સિંહ કેવી રીતે હસે છે એ તો હું ચોક્કસ જાણી શક્યો છું. માત્ર તે શા માટે હસે છે તે હજી સમજી શકાતું નથી. પણ હું તમને એક પ્રશ્ન કરવા ઇચ્છું છું. મી. ચાર્લી અને તેમની પત્ની વચ્ચે હમણાં ચાલેલા સંભાષણ વખતે તમે હાજર હતા. તે વખતે મી. ચાર્લીને કાંઇક સ્વપ્ન આવ્યાની અને તે ખરૂં નાહ પડયાની વાત થઇ હતી. એ સ્વપ્નની હકીકત તમારા જાણવામાં છે ? જો તમારા જાણવામાં ન હોય તો મીસ મેરી પાસેથી તે જાણી શકાશે? "

" એ હકીકત હું જાણું છું. " સેમ્પસને કહ્યું: " મેરી અને મારી વચ્ચે અનેક વાર તે સંબંધી વાત થઇ છે. એ હકીકત એક બક્ષિસને લગતી છે. બક્ષિસ આપવાનું વચન આપવામાં આવ્યું હતું. માત્ર તે વચન પાળવામાં આવ્યું નથી. જ્યારે મી. ચાર્લી યુવાન હતા તે વખતે તેમણે દિલ્હીના એક શ્રીમંત ગૃહસ્થનો પ્રાણ બચાવ્યો હતો. એ વખતે તે ગૃહસ્થે તેને એવી આશા આપી હતી કે ભવિષ્યમાં તેને નોકરી કરવી પડશે નહિ. તેણે પ્રતિજ્ઞા પણ લીધી હતી. "

" અને એ પ્રતિજ્ઞા તેણે ન પાળી ? "

" ના, ન પાળી. તે બાબત તેણે મી. ચાર્લી ઉપર આશરે બારેક પત્રો લખ્યા હશે. દરેક પત્રોમાં તે મોટી મોટી આશા આપ્યા કરતો હતો, જો કે કશું સ્પષ્ટ લખતો નાહ. પરંતુ ત્યારબાદ તે ગૃહસ્થે મી. ચાર્લીને બિલકુલ તજી દીધાઃ પછી એ ગૃહસ્થના સેક્રેટરી તરફથી મી. ચાર્લી ઉપર કાગળ આવ્યો. તેમાં બોમ્બે બેંકનો રૂ. ૬૦૦ નો ચેક બિડયો હતો; અને તેમાં એવું લખ્યું હતું કે " લક્ષ્મી તમારા જેવા જીવનના મનુષ્યને સુખ આપવાને બદલે દુઃખ દેનારી નિવડશે એમ મારા માલિકને લાગે છે. એટલે તેઓ પોતે વગર વિચારે આપેલા વચનનું વિસ્મરણ કરવા ઇચ્છે છે. છતાં

પણ તમે એક વખત તેમનું જીવન બચાવવાનો પ્રયત્ન કર્યો હતો તેના બદલા તરીકે આ સાથે રૂ. ૬૦૦ નો ચેક મોકલ્યો છે, અને તે રકમ યોગ્યજ છે. આશા છે કે તેનો તમે સ્વીકાર કરશો તથા જવાબ લખશો.' મા. ચાર્લીએ તેનો કશો પણ જવાબ આપ્યો નહિ. આ બનાવથી તેમના મનમાં અત્યંત નિરાશા ઉપજી હતી. પેલા ગૃહસ્થ ઉપર ગુસ્સો પણ ઘણો ચડયો હતો. એટલે તેમણે ચેક પાછો તે ગૃહસ્થપર મોકલી આપ્યો. ત્યારપછી એ ગૃહસ્થના સંબંધમાં કશું પણ તેમના સાંભળવામાં આવ્યું નથી. એ ગૃહસ્થનું નામ રાય બહાદૂર બિહારીલાલ વેણીપ્રસાદ ભાર્ગવ છે."

"બિહારીલાલ વેણીપ્રસાદ ભાર્ગવ!" અરવિંદ ચમક્યો અને આશ્ચર્યપૂર્વક બોલ્યો: "શું તમે એમ કહેવા માગો છો કે જે ગૃહસ્થનું જીવન મી. ચાર્લીએ બચાવ્યું હતું તે–પણ કહો, મી. સેમ્પસન! મી. ચાર્લીનું ખરૂં નામ મી. એ. એસ. પીટરસન તો નથી?"

"હા, તેમનું નામ એજ છે. પરંતુ તેઓ ફિલીપાઈનથી આ દેશમાં આવ્યા બાદ એક વખત મદ્રાસમાં હતા ત્યારે તેમને પુષ્કળ કરજ થઇ ગયું હતું. એ કરજ ફેડવાનો એકે માર્ગ તેમને નહતો. એટલે પછી ત્યાંથી પસાર થઈને જુદું નામ તેમણે ધારણ કરેલું છે. પણ એ પ્રશ્ન તમે શા માટે કર્યો?"

"એ પ્રશ્ન આ રહસ્યનો ભેદ ખૂલ્લો કરી નાખે છે. હવે એમજ માનો કે મી. ચાર્લીનો સિંહ આજે છેલ્લી વાર હસ્યો હતો. પુનઃ તેને કદી પણ હસવાની જરૂર રહેશે નહિ. શા માટે? હમણાં તમે કશો પ્રશ્ન ન કરો. હું યોગ્ય સમયે સર્વ ખુલાસો કરીશ. પણ પેલા સ્વપ્ન વિષે તો તમે કશું કહ્યુંજ નહિ."

"હા, બરોબર. એક વખત મી. ચાર્લીને એવું સ્વપ્ન આવ્યું હતું કે રાય બહાદૂર બિહારીલાલે તેને તાર કરી, પોતાને ત્યાં બોલાવી, બે

લાખ રૂપીઆ બક્ષિસ કર્યા હતા. પરંતુ સ્વપ્ન તે સ્વપ્ન. એ વળી કદી સાચું હોય ખરૂં ? ”

“ ઠીક, હવે હું જાઉં છું. પરંતુ એક ખાસ સૂચના કરતો જાઉં છું. તમે મી. ચાર્લીના દીકરા ઉપર નજર રાખ્યાજ કરજો; અને આજે રાત્રે બાપ કે દિકરાને નિરોના મુખમાં મસ્તક દાખલ કરવાનો ખેલ કોઇ પણ ભોગે કરવા દેશો નહિ. મી. ચાર્લી આગ્રહ કરે તો પણ તેમને રોકજો. હું તુરતજ પાછો આવી પહોંચીશ. ત્યાં સુધી સાહેબજી ! ”

બહાર દૂર મોટર ઊભી હતી. તેમાં બેસીને તે નરેન્દ્રપ્રસાદ પાસે ગયો. નરેન્દ્રપ્રસાદે તેને આ કેસના સંબંધમાં પ્રશ્ન કર્યો. એટલે અરવિંદે જવાબ આપ્યોઃ “ તમે મારી સાથે તારઓફિસે ચાલો. તે દરમિયાન હું તમને સિંહના હાસ્યનું કારણ જણાવીશ. ”

તે બન્ને મોટરમાં બેસીને તારઓફિસે ગયા.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### પાંચ લાખનો વારસો.

સરકસનો ખેલ સ્હાડાનવ વાગે પુનઃ શરૂ થયો જુદા જુદા એક્ટરો પોતાના તાજુબીભર્યા ખેલોથી પ્રેક્ષકોને આનંદ પમાડવા લાગ્યા. મીસ મેરીની ઘોડેસ્વારી આશ્ચર્યકારક હતી. ઘોડો રિંગમાં ફરતો હોય તે વખતે તે ઉંધા મસ્તકે માત્ર એક હાથ ઘોડાની પીઠ પર રાખીને રહેતી હતી. એક ખેલ તો અત્યંત આશ્ચર્યકારક અને હૃદયને ધ્રૂજાવનારો હતો. તેમાં મી. ચાર્લી અને મીસ મેરી એક ઘોડાપર સ્વાર થઈને રિંગમાં આવ્યાં. તેમનો ઘોડો ગોળ ચકરાવામાં ફરવા લાગ્યો. બે પળ પછી સેમ્પસન લૂટારા

જેવો વેશ ધારણ કરી ઘોડેસ્વાર થઇને આવ્યો. તે ચાર્લીના ઘોડાની પાછળ પોતાના અશ્વને ચલાવવા લાગ્યો. થોડી વારે તેણે ઘોડાના વેગને વધાર્યો અને ચાર્લીની લગોલગ જઇ મીસ મેરીને ઉપાડી પોતાની પાછળ ઘોડા પર બેસારી તે આગળ નિકળી ગયો. મીસ મેરીને લૂટારાના ઘોડાપર જોતાં ચાર્લી જાણે ચમક્યો હોય એવો તેણે દેખાવ કર્યો. તેણે પોતાના અશ્વને એડી દાબી. પરંતુ લૂટારાનો ઘોડો વેગથી જતો હતો. એટલે બન્ને અશ્વો વચ્ચે થોડું અંતર રહ્યા કરતું હતું. બે-ત્રણ ચકરાવા ખાધા પછી બાપ-દીકરી વચ્ચે ઇશારત થઈ. મીસ મેરી લૂટારાની પીઠ પાછળ ઘોડા પર ઊભી થઇને પોતાની પાછળ આવતા પોતાના બાપ તરફ ફરી. બન્ને અશ્વો તો વેગપૂર્વક દોડતા હતા. એમ કરતાં ચાર્લીએ ઇશારત કરી કે મેરી લૂટારાના ઘોડા ઉપરથી કૂદી અને બીજીજ ક્ષણે ચાર્લીના પાસામાં ભરાઈ ગઈ. લોકોએ મેરીને તાળીઓના અવાજથી વધાવી લીધી. જો તે સ્હેજ પણ ચૂકી હોત તો જમીનપર પડી જાત અને ચાર્લીના ઘોડાના પગ નીચે કચરાઈ જાત. તે લૂટારાના ઘોડાપરથી કૂદીને ચાર્લીના પાસામાં આવી ત્યાં સુધી તમામ પ્રેક્ષકોનો જીવ તાળવે ચોટી રહ્યો હતો.

ત્યારપછી બીજા ખેલો થવા લાગ્યા. તે દરમિયાન ચાર્લી પોતાના દીકરાની સાથે પોતાનો પોશાક બદલવાનો ન્હાનો તંબુ હતો તેમાં બેઠો હતો. તેનો દીકરો પણ તેની પાસેજ હતો. ચાર્લીના હાથે રહાંજે નિરો સાથે પ્રયોગ કરતાં થયેલી ઇજાને લીધે ભાટવડેકરે તેને પોશાક બદલાવવામાં મદદ કરવાની ઇચ્છા દર્શાવ્યાથી તે પણ આ તંબુમાં હતો.

આજે ચાર્લીનો વિચાર સિંહને રિંગમાં લાવવાનો નહતો. પોતાનો એ વિચાર ભાટવડેકર પાસે પ્રકટ કરતાં ભાટવડેકર બોલ્યોઃ "મી. ચાર્લી! એમ ગભરાઈ શા માટે જાઓ છો? તમારા જેવો મજબૂત મનનો માણસ નાહિમ્મતવાન્ બની જાય, એવી કલ્પના પણ

કોને હોય ? તમે જાણો છો કે એક દિવસમાં નિરો બે વખત હસતો નથી. એટલે આજે રાત્રે તેનો ભય રાખવાનું કારણજ નથી. અત્યારે મશ્કરાનું ફારસ ચાલે છે. ત્યારપછી તમારો ખેલ છે. માટે હિમ્મત રાખો અને તૈયાર થાઓ."

"નહિ, સાહેબ! આજે હું એ ખેલ કરી શકીશ નહિ." ચાર્લી આવેશપૂર્વક બોલ્યો: "અત્યારે મારૂં ચિત્ત સ્થિર નથી. મારૂં આખું અંગ ધ્રૂજે છે. મારા કાળજામાં છણુછણાટ થયા કરે છે. કાંઈ બૂરો બનાવ બનશે કે શું, એવી શંકા મારા હૃદયને મુંઝવે છે. નિરોના વિકરાળ હાસ્યનો વિચાર કરતાં પણ મારૂં શરીર કમકમે છે. મારી ચોક્કસ ખાત્રી થઇ ચૂકી છે કે નિરોને કોઇએ જાદુ કર્યું છે અથવા તો કોઈ પ્રેત તેને વળગ્યું છે. નહિ તો આમ કદી પણ ન બને. હવે મારાથી સરકસમાં નોકરી થાય એમ મને લાગતું નથી. ખલાસ, આવતી કાલથી હું રાજીનામું આપી દઇશ. કારણકે હવે નિરોનાં જડબાંને પહોળાં કરવાની મારી હિંમત ચાલતી નથી."

"શું! તમે આજનો ખેલ બગાડી નાખવા માગો છો ? આપણે પ્રોગ્રામમાં છાપ્યા પ્રમાણે ખેલ ન કરીએ તો તેનું પરિણામ કેવું આવે તેનો વિચાર કરો. તમને તમારી પોતાની દરકાર ન હોય તો પણ તમારી ફરજ છે કે તમારે મારો વિચાર કરવો જોઇએ. પ્રયત્ન તો કરો. બપોરે તમે ખેલ કર્યો હતો. ત્યારે ભલે અત્યારે એ ખેલ તમારો દીકરો કરે. કેમ, માસ્ટર ચાર્લી!" તે બાજુએ બેઠેલા ચાર્લીના દીકરા સામે જોઇને બોલ્યો: "પ્રયત્ન કરવામાં શી હરકત છે ? જો આપણા ખેલ માર્યા જાય તો પછી મારે મારી મીલકત કંપની પાસેથી કેવી રીતે વસૂલ કરવી ? લ્યો, થોડો બ્રાન્ડી પીઓ. એ તમને હિમ્મતવાન્ બનાવશે. સાંભળો!" બહારથી તાળીઓનો અવાજ આવ્યો તે સાંભળીને તે બોલ્યો: "મશ્કરાઓનો ખેલ ખલાસ થયો છે. રિંગમાસ્તર તમને બોલાવે છે. ઉઠો, ઉઠો અને બહાર જાઓ."

"નહિ, ભાટવડેકર સાહેબ! હું નહિ જઇ શકું."

" પણ હું કહું છું કે તમારે જવુંજ જોઈશે. "

તેજ પળે તંબુના દ્વારમાંથી અવાજ આવ્યો: " નહિ, કેપ્ટન વિપિનચંદ્ર ! તમારી સલાહ ગેરવાજબી છે. " આ અવાજ અરવિંદનો હતો.

ભાટવડેકરે પાછળ દૃષ્ટિ કરી તો અરવિંદ દ્વારમાં ઉભેલો દેખાયો. એટલે તે તંબુના બીજા દ્વારપર જવા લાગ્યો. પરંતુ એ બાજુએ પણ બીજા માણસોને ઊભેલા જોયા. એથી તે બહાર જવાનો પ્રયત્ન નહિ કરતાં અરવિંદ સામે જાણે ઘુરકતો હોય તેવી દૃષ્ટિ કરીને ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યો: " તમારો અભિપ્રાય કોણ માગે છે ? અને તમે અહીં કેમ આવ્યા છો ? અમારે જો કોઈ વેટરીનરી ડોકટરની સલાહ કે સહાયની જરૂર હશે તો અમે તે અમારી મેળે મેળવી લઈશું. તમે અહીંથી ચાલ્યા જાઓ. "

" કેપ્ટન સાહેબ ! લાંબું ટુંકું ભાષણ કરવાની જરૂર નથી. તમે કદાચ સિંહને હસાવી શકતા હશો, પરંતુ તમારી સામે ઊભેલા આ ડિટેક્ટિવ અરવિંદને તમે છેતરી શકશો નહિ. ગૃહસ્થો ! અંદર આવો. " બીજા દ્વાર પાસે ઊભેલા માણસોને ઉદ્દેશીને અરવિંદ બોલ્યો: " આ ગૃહસ્થને તમે પિછાનતા નાહ હો. તેમનું નામ કેપ્ટન વિપિનચંદ્ર છે. તેઓ શ્રી દિલ્હીના શ્રીમંત ગૃહસ્થ રાય બહાદૂર બિહારીલાલ વેણીપ્રસાદ ભાર્ગવના સ્વર્ગસ્થ બંધુના ચીરંજીવી છે. રાય બહાદૂરનો એક હક્કદાર વારસ છે. તેની ગેરહાજરીમાં બીજા વારસ આ કેપ્ટન સાહેબ છે. આ બદમાશને પકડો ! નહિ, કેપ્ટન ! હવે તમે અમારા પંજામાંથી છટકી શકશો નહિ. તેના મિત્ર અનંતરાવને તો પકડ્યો છેને ? બન્નેને હાથકડી પહેરાવી, પોલિસચોકી ઉપર લઈ જાઓ. કેપ્ટન ! જ્યારે કોર્ટમાં તમારો કેસ ચાલશે અને તમે મી. ચાર્લીના મોટા દીકરાનો અંત કેવી રીતે લાવ્યા એ પ્રકટ થશે એટલે તમને તમારી ખરી સ્થિતિનું ભાન થશે. સાહેબજી ! "

આ વખતે ચાર્લીની સ્ત્રી તથા પુત્રી આ તંબુમાં આવી પહોંચ્યાં હતાં. બે સિપાહીઓએ ભાટવડેકર ઉર્ફે કેપ્ટન વિપિનચંદ્રને પકડયો હતો. સેમ્પસન તેની પાસે ઊભો હતો. સિપાહીઓ ભાટવડેકરને લઇ ગયા. બાદ સેમ્પસન ચાર્લીને ઉદ્દેશીને બોલ્યોઃ " મી. ચાર્લી ! હવે તમામ ભય દૂર થયો છે. હવે આપણો નિરો કદી પણ હસવાનો નથી અને તમારે નોકરી કરવાની જરૂર પણ રહેવાની નથી. "

" હા, તમારે નોકરી કરવાની જરૂરજ નથી. " અરવિંદે કહ્યું: " મીસીસ પીટરસન તમે આ ગૃહસ્થ ઉપરના શુદ્ધ પ્રેમને ખાતર તેમની સાથે લગ્ન કર્યું છે, અને તમારા પ્રેમનું યોગ્ય ફળ તમને પ્રાપ્ત થયું છે. તમારા પતિને આવેલું સ્વપ્ન ખરૂં ઠર્યું છે. એટલુંજ માત્ર નહિ પણ એથી ઘણી મોટી રકમના માલિક તમારા પતિ થયા છે. હવે તમે તમારા વતનમાં આનંદથી રહી શકશો. મી. પીટરસન ! "

" પણ સાહેબ ! હું સમજી શકતો નથી." ચાર્લી ઉર્ફે પીટરસન બોલ્યોઃ " તમે ભાટવડેકરને શા માટે પકડયો ? તેણે શો ગુન્હો કર્યો હતો ? કાંઇ મારા ધ્યાનમાં આવતું નથી. "

" તમે નથી સમજી શકતા ? વારૂ, હકીકત એમ બની છે કે દિલ્હીના રાય બહાદૂર બિહારીલાલ વેણીપ્રસાદ ભાર્ગવ બે માસ પહેલાં સ્વર્ગવાસ પામ્યા છે. તેમને કશું સંતાન નહતું. તેમની પાસે પાંચ લાખ રૂપીઆની મિલકત હતી. તેઓ વસિયતનામું કરીને એક મી. એ. એસ. પીટરસન નામના ગૃહસ્થને અથવા તેમના વારસોને પોતાની તમામ મિલકત સુપ્રત કરી ગયા છે. રાય બહાદૂરને એક ભત્રિજો છે. તેનું નામ કેપ્ટન વિપિનચંદ્ર છે. તેની ઇચ્છા એવી હતી કે આ દુનિયામાં મી. પીટરસન અથવા તેનો એક પણ વારસ રહેવો જોઇએ નહિ. "

" શું ? આ સર્વ સત્ય છે ? "

" તદ્દન સત્ય છે. મી. ચાર્લી ! સ્વર્ગસ્થ રાય બહાદૂરના સોલિસિટરોએ મી. એ. એસ. પીટરસનની તપાસ કરવાને માટે વર્તમાનપત્રોમાં જાહેર ખબર આપી હતી. જો તમે તમારૂં નામ ન બદલાવ્યું હોત અથવા તો તમને વર્તમાનપત્રો વાંચવાનો શોખ હોત તો આ બાબતની માહિતી તમને ક્યારનીયે મળી ગઈ હોત. રાય બહાદૂરે તેમની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો નહતો. તેમણે તો વીશ વર્ષ પહેલાંથી પોતાનું આ વસિયતનામું કરી રાખ્યું હતું. મને એવી શંકા છે કે તમારા ઉપર રાય બહાદૂરના સેક્રેટરીના નામથી જે પત્ર તથા ચેક આવ્યા હતો તે રાય બહાદૂરના ભત્રિજાનું કાવતરૂં હતું. તેણે તમારો તથા તમારા કુટુંબનો નાશ કરવાની સંપૂર્ણ તૈયારી કરી હતી. સિંહના હાસ્યથી થનારા મૃત્યુને એક અકસ્માતજ લેખવામાં આવત અને તે મૃત્યુમાં આ બદમાશનો હાથ છે એવી કોઈને શંકા પણ આવત નહિ. ખરેખર, સિંહના હાસ્યની કલ્પના અસાધારણ હતી. "

" શું ? આપ એમ કહેવા માગો છો કે એ કાર્ય તેનું હતું? પરંતુ એ તો કદી પણ સિંહ પાસે જતો નહિ. "

" સિંહ પાસે જવાની તેને જરૂરજ ન હતી. તે તમારી તથા તમારા છોકરાઓની પાસેનો પાસેજ રહેતો હતો. તેની યુક્તિને સફળ બનાવવાને માટે એટલીજ તેને જરૂર હતી. તમારો શાંત અને માયાળુ સિંહ પણ તમારી માફક આ બદમાશની યુક્તિનો ભોગ થઈ પડયો હતો. કારણ કે તેની ઇચ્છા નહિ હોવા છતાં તેને પોતાનું મુખ ફરજીયાત બંધ કરી દેવું પડતું હતું. આ કાવતરામાં જે સરલતા હતી તેજ તેની સફળતાની ચાવી હતી. તેમાં કાંઇ વિશેષ કરવાનું ન હતું. માત્ર જે માણસનું મસ્તક સિંહના મુખમાં મૂકવાનું હોય તેના માથાના વાળપર કાળી અને તિવ્ર મદ્રાસી છિકણી લગાવી એટલે બસ. મી. ચાર્લી! તમે જેને સિંહનું હાસ્ય માનતા હતા તે ખરી રીતે જોતાં હાસ્ય ન હતું, પરંતુ તેના નસકોરામાં પ્રવેશતી છિકણીની ગંધને લીધે

તેને છિંક આવવાથી તેનો એવો દેખાવ થતો હતો; અને છિંક આવે એટલે જડબાં જોરથી બંધ થઈ જાય એ સ્વાભાવિક છે. જ્યારે તમે ખેલમાં જવાનો પોશાક ધારણ કરતા હો ત્યારે તંબુમાં ભાટવડેકર તમારી પાસે રહેતો અને વાળ હોળવામાં તમને મદદ કરવાનું બ્હાનું કરીને તમારા કિંવા તમારા દીકરાના માથાના વાળપર કાળી છિકણી લગાવતો હોવો જોઇએ. તે કાળી હોવાથી વાળની સાથે તેનો રંગ ભળી જતો હતો. તેણે પોતાનો હેતુ સિદ્ધ કરવાને માટે ગમે તેટલી કુશળતા વાપરી હોય, તથાપિ એવો ખાસ નિયમ છે કે શેરને માથે સવાશેર હોયજ."

"અહો, સાહેબ! આપે અમારો પ્રાણ બચાવ્યો છે, અમને સુખી બનાવ્યાં છે. જો આપ ન હોત તો મારો કિંવા મારા બીજા છોકરાનો નાશ થયો હોત. અત્યારે પણ ભાટવડેકરે મારા માથાના વાળ વિખરાઇ ગયા છે એમ કહીને પોતાના હાથવડે તેને ઠીકઠાક કર્યા હતા." ચાર્લીએ કહ્યું.

"બરોબર છે." અરવિંદે તેના વાળ સુંઘીને કહ્યુંઃ "તેણે સ્હાંજે તમારા દીકરાના વાળપર અને અત્યારે તમારા વાળપર છિકણી લગાવી છે. હશે, જે બન્યું તે સારાનેજ માટે એમ આપણે તો માનવું." પછી તે સેમ્પસન તરફ ફર્યોઃ "મી. સેમ્પસન! વિઘ્ન દૂર થઇ ગયું છે. હવે તમારાં લગ્ન થશે અને તમે લક્ષાધિપતિના જમાઇ બનશો." તે ધીમેથી બોલ્યોઃ "તમે મીસ મેરીની નવી માતા પર જે શંકા લઇ જતા હતા તે ખોટી હતી. તેનો મી. ચાર્લી ઉપર શુદ્ધ પ્રેમ છે. તે ભાટવડેકર તથા અનંતરાવ સાથે વધારે સહવાસ રાખતી હતી તેનું માત્ર એકજ કારણ હોવું જોઇએ. તેને ભય હતો કે કદાચ ભાટવડેકર પોતાની રકમ એકદમ વસૂલ કરી લે તો આ કંપની બંધ થાય અને તેમને પાછું બીજી કોઈ કંપનીની શોધમાં નિકળવું પડે. અર્થાત્ આ કંપનીને ચાલુ રાખવાને ખાતર તે આ બધું કરતી હતી. વારૂ, મી. પીટરસન! હું હવે રજા લઇશ."

" સાહેબજી, મી. અરવિંદ! પરંતુ તમારા આ ઉપકારનું મને કદી પણ વિસ્મરણ થશે નહિ. અત્યારે બોલી બતાવવાની જરૂર નથી. પણ હું તમને તેનો સંપૂર્ણ બદલો આપીશ."

" અત્યારે તેનો વિચાર કરવાની જરૂર નથી. પ્રથમ તમે રાય બહાદૂરના સોલિસિટર સાથે પત્રવ્યવહાર ચલાવો. પછી બધું થઈ પડશે. સાહેબજી!" અરવિંદ સુરતી સ્ટ્રીટમાં ગયો.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### બુદ્ધ ભગવાનનો દાંત.

થોડા દિવસો પસાર થઈ ગયા. તે દરમિયાન અરવિંદ નવરો તો નહોતોજ. તેની પાસે તે કરી શકે એ કરતાં પણ વધારે કામ રહેતું હતું. પરંતુ બનતાં સુધી તે કોઇને નિરાશ કરતો નહિ. જે કોઈ તેની મદદ માગે તેને સંકટમાંથી મુક્ત કરવાનો પોતાનાથી બનતો પ્રયત્ન કરતો અને તેમાં તેને સફળતા પણ પ્રાપ્ત થતી.

જ્યારે તે નવરો પડતો ત્યારે તેના મનમાં માત્ર નિર્મળાનો વિચાર આવ્યા કરતો હતો. પિનાકપુરથી તે બન્ને સાથે લલિતપુર આવ્યાં હતાં. લલિતપુરના ટર્મીનસ સ્ટેશનપરથી તેઓ જુદાં પડયાં હતાં. ત્યારપછી નિર્મળા તરફથી કશા સમાચાર નહતા. એ ઉપરથી એટલું તો સમજી શકાતું હતું કે તે લેડી શારદાબાઇના દીકરાની શિક્ષિકા તરીકે રહી ગઈ હશે અને સુખી હશે. કારણ કે પોતે કશા પણ સંકટમાં હોય તો તેણે અરવિંદની મદદ માગવાનું વચન આપ્યું હતું. તે પ્રમાણે અરવિંદની મદદ માગવાની તેને જરૂર પડી ન હતી.

અરવિંદ એક દિવસે પોતાના દિવાનખાનામાં એકલો બેઠો હતો. મોહન કાંઇક કામે બહાર ગયો હતો. અત્યારે ડિટેક્ટિવ પોતાની

પ્રિયતમા નિર્મળાનો વિચાર કરી રહ્યો હતો. " અહા! નિર્મળા! પવિત્રતાની દેવી! તારા પુજારીને તારા ચરણમાં સ્થાન નહિ મળે ? તું મને તારી શય્યાનો ભાગી નહિ બનાવે ? જેણે મારા જીવનમાં મહાન્ પરિવર્ત્તન કર્યું છે તે મારા અપવિત્ર પરંતુ પવિત્રતાના માર્ગ પર જનારા હસ્તને ગ્રહણ નહિ કરે ? નિર્મળા ! તું કેવળ નિષ્ઠુર છે ! તારે માટે પોતાનો પ્રાણ આપનારની પણ તને દરકાર નથી. નહિ, મારી ભૂલ થાય છે. નિર્મળાનો તથા મારો એટલો બધો શો પરિચય ? તે કુળવાન પિતાની પુત્રી છે. અસ્તુ, નિર્મળે ! કોઈ વાર આ સેવકની સંભાળ લેજે-તારા પ્રેમને ખાતર તલસતા અરવિંદને પ્રેમામૃતનું પાન કરાવજે ! "

નિર્મળાએ તેની આ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો હોય એમ અરવિંદને લાગ્યું. તેણે પ્રેમામૃતનું પાન તો કરાવ્યું નહિ, પરંતુ તેની સંભાળ લીધી ખરી. કેમકે તે આ પ્રમાણે વિચારમગ્ન બની રહ્યો હતો, એ વખતે એક પોલિસનો સિપાહી પત્ર લઇને આવ્યો. તે પત્ર નરેન્દ્રપ્રસાદનો હતો અને તેમાં નીચે મુજબ લખેલું હતું:—

" પ્રિય અરવિંદ,

" આજે રાત્રે બહાર જશો નહિ. હું રાત્રે નવ વાગે તમારે ત્યાં આવીશ. મારી સાથે બે બાઇઓ પણ આવનાર છે. એક તો શ્રીમતી નિર્મળાકુમારી. તેને તમે પિછાનો છો. બીજાં લેડી શારદાબાઇ છે. તમે જાણતાજ હશો કે લેડી શારદાબાઇના સ્વર્ગસ્થ પતિ સર પ્રફુલ્લચંદ્ર બેરેનેટ અનંતપુરમાં થયેલા બૌદ્ધ લોકોના બળવા વખતે ત્યાં લશ્કરના સરદાર હતા. એક અતિ આશ્ચર્યકારક રહસ્યપૂર્ણ કેસના સંબંધમાં આ બે બાઇઓ તમારી સહાયને માટે તમને મળવા આવનાર છે. તેમની તથા મારી ખાત્રી છે કે એ કેસનો સંતોષકારક નિકાલ તમારા સિવાય બીજો કોઇ પણ મનુષ્ય લાવી શકે તેમ નથી.

" લી. તમારો

**નરેન્દ્રપ્રસાદ.**

એ પત્ર વાંચીને અરવિંદ મનોગત બોલ્યોઃ " અહો ! કેવો ચમત્કાર ! જેનું હમણાંજ હું સ્મરણ કરતો હતો, જેના દર્શનને માટે હું તલપી રહ્યો હતો તેનું આજે મને દર્શન થશે, તેના મધુર સ્વરને સાંભળવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. "

કહેવાની કાંઇ જરૂર નથી કે રાત્રે તેણે ટાપટીપથી પોશાક ધારણ કર્યો હતો. એટલુંજ નહિ પણ સારામાં સારી અને સ્વાદીષ્ટ મિઠાઈ વગેરે રાત્રે તૈયાર રાખવાની મોહનને સૂચના કરી હતી. કારણકે તેની પ્રિયતમા આજે તેને મળવાને માટે આવનાર હતી.

બરોબર રાત્રીના નવ વાગે નરેન્દ્રપ્રસાદ તથા બે બાઈઓ સુરતી સ્ટ્રાટમાં નં. ૨૦૪ વાળા મકાનમાં દાખલ થયાં.

પ્રથમ હસ્તધૂનન આદિ શિષ્ટાચારદર્શક ક્રિયા થયા પછી નિર્મળા અરવિંદને ઉદ્દેશીને બોલીઃ " મી. અરવિંદ ! અમને સહાય કરો—જરૂર સહાય કરો ! ચિંતા અને ભીતિથી લેડી શારદાબાઈનું મગજ ભમી ગયું છે. મેં તેમને સમજાવ્યાં છે કે જે ભય તેમને માથે ઝઝુમી રહ્યો છે, જે ભયંકર રહસ્યપૂર્ણ આફતમાંથી તેઓ અત્યારે પસાર થાય છે તેને દૂર કરનાર—વિખેરી નાખનાર આ જગતમાં જો કોઈ પણ હોય તો તે એક તમેજ છો. કહો, મી. અરવિંદ ! કહો કે અમારો કેસ તમે હાથમાં લેશો અને ન્હાન બેરોનેટ સાહેબને—સુમનચંદ્ર ભાઇને તમે બચાવશો—ભયંકર આફતમાંથી અમને મુક્ત કરશો. "

" સર સુમનચંદ્ર ! " લેડી શારદાબાઈના ચિંતાતુર વદન તરફ દૃષ્ટિ કરતો અરવિંદ બોલ્યોઃ " એટલે આપના ચીરંજીવી ? "

" હા, " શારદાબાઈએ જવાબ આપ્યોઃ " મારો એકનો એક દીકરો. તેના આધારેજ મારૂં જીવન છે—તેને લીધેજ આ દુનિયામાં હું ટકી રહી છું. "

" શું તમારા ચીરંજીવી ઉપર કાંઇ આફત છે ? "

" હા, ભયંકર આફત છે. "

" કયા પ્રકારે ? કોના તરફથી ? " અરવિંદે પ્રશ્ન કર્યો.

" મુશ્કેલીજ એ છે કે એ હું જાણી શકતી નથી. " લેડી શારદાબાઈએ દુઃખપૂર્ણ સ્વરે જવાબ આપ્યો: " કોઈ કોઈ વાર મને સરદાર જગદિશચંદ્ર ઉપર શંકા આવે છે. જો કે એ શંકા ગેરવાજબી છે, તેમને અન્યાય કરનારી છે. "

" સરદાર જગદિશચંદ્ર ! એ વળી કોણ ? "

" તે મારા સ્વર્ગસ્થ પતિના કાકાનો દીકરો થાય. જો મારો દીકરો ન હોય તો મારા પતિની પદવી અને મિલકતનો વારસ તે છે. તેની આર્થિક સ્થિતિ નબળી છે. તેને પુષ્કળ કરજ થઇ ગયું છે. જો મારા પતિનો વારસો તેને મળે તો તેની તમામ મુશ્કેલીનો અંત આવી જાય. પણ મારા દીકરાપર તેનો અત્યંત પ્રેમ છે. મારા દીકરાને પણ તેનો સહવાસ બહુજ ગમે છે. મને પોતાને પણ જગદિશચંદ્ર માટે સદ્‌ભાવ છે. એટલું છતાં પણ મારા મનમાં એકજ વિચાર આવ્યા કરે છે કે મારા દીકરા–સુમનના મૃત્યુથી માત્ર તેને એકનેજ લાભ થાય તેમ છે. હું સમજું છું કે એવા વિચારને અંતરમાં સ્થાન આપવું તે યોગ્ય નથી. પણ લાચાર ! મી. અરવિંદ ! મને મદદ કરો–સલાહ આપો ! કોઇ વખત તેનાપર મને શંકા જાય છે. કોઈ વખત મને દરેક મનુષ્યપર શંકા જાય છે. કોઇ કોઈ વાર મને આગલા દિવસોનું સ્મરણ થાય છે–અનંતપુરના રહસ્યમય બનાવનો વિચાર આવે છે, અને મારૂં મન મુંઝાઈ જાય છે. મને એમ થાય છે કે હું અનંતપુર ન ગઈ હોત તો સારૂં હતું. "

તેનું હૃદય દુઃખથી વિદીર્ણ બની ગયું હતું. તેનું મગજ ઉશ્કેરાયેલું હતું. એટલે તે તમામ હકીકત અધૂરી અધૂરી જણાવતી હતી. તેમાં અનુક્રમનો નિયમ રહેતો નહતો. નિર્મળાને લાગ્યું કે આથી તો અરવિંદને ઉલટી મુંઝવણ થશે અને પરિસ્થિતિનો ખરો ખ્યાલ આવી શકશે નહિ. એટલે તે બોલી: " શારદાબાઈ ! શાંત થાઓ અને ટુંકામાં પણ મુદ્દાસર તમામ હકીકત વિગતવાર જણાવો. "

એ પ્રમાણે કહીને તે પોતેજ હકીકત કહેવા લાગીઃ "મી. અરવિંદ! આજથી ચાર વર્ષ પહેલાં સ્વર્ગસ્થ સર પ્રફુલ્લચંદ્ર અનંતપુરમાં રહેતા આપણા સૈન્યના સેનાનાયક હતા. તે વખતે સુમનચંદ્રભાઈ માત્ર બે વર્ષની ઉમરના હતા. એ વેળાએ કોઇ મૂર્ખાએ અનંતપુરના બૌદ્ધોમાં એવી અફવા ફેલાવી કે હિંદુઓ બૌદ્ધોને તેમના બુદ્ધ ધર્મનો પરિત્યાગ કરાવી પુનઃ હિંદુ બનાવવાના છે. એટલે જો હિંદુઓનો વિનાશ કરવામાં નહિ આવે તો તેઓ આપણા બૌદ્ધધર્મનો નાશ કરી નાખશે અને—"

"બૌદ્ધ મંદિરનો નાશ કરશે, મૂર્તિઓને તોડી નાખશે, બૌદ્ધોની ધાર્મિક પવિત્ર વસ્તુઓનો નાશ કરશે અને મંદિરો માંહેનું મૂલ્યવાન્ ઝવેરાત લૂંટી લેશે!" અરવિંદે નિર્મળાનું વાક્ય પૂરૂં કર્યું: "એ વાતની મને ખબર છે. તેને પરિણામે અનંતપુરમાં બળવો થયો હતો. તે કેવળ ખોટી અફવાને લીધેજ ઉપસ્થિત થયો હતો અને પુનઃ થોડા સમયમાં તે બેસી ગયો હતો. એમ સાંભળવામાં આવ્યું હતું કે અનંતપુરના મોટા બૌદ્ધ મંદિરમાંથી બુદ્ધ ભગવાનનો પવિત્ર દાંત તે વખતે ચમત્કારિક રીતે ગૂમ થઈ ગયો હતો. જો કોઈ એ દાંત મેળવી આપે તેને અમુક લાખ રૂપીઆ બક્ષિસ આપવાનું જાહેર કરવામાં આવ્યું છે. છતાં પણ હજી સુધી તેનો પત્તો લાગ્યો નથી. ખરેખર એ બળવાના સમયમાં આપને તથા આપના ચિરંજીવીને અનેક મુશ્કેલીઓ સહન કરવી પડી હશે." છેલ્લું વાકય તે લેડી શારદાબાઇને ઉદ્દેશીને બોલ્યો હતો.

"મુશ્કેલી! અરે એ વખતની સ્થિતિ તો અત્યંત ભયંકર હતી." શારદાબાઇએ કહ્યું: "અમુક સમય તો અમારી સલામતીને માટે પણ ચિંતા રહેતી હતી. ગામમાં અને જંગલમાં અનેક ખૂનો થતાં હોવાના વાતો આવતી હતી; અને ક્યારે અમારી છાવણીપર હલ્લો થશે, તથા બીજી મદદ આવી પહોંચે તે પહેલાં—આખી છાવણીનો નાશ કરી નાખવામાં આવશે તે નક્કી નહતું. મારા પતિ અને એક-

ના એક દીકરાની ચિંતામાં હું તો ઘેલી જેવી બની ગઈ હતી. એક વખત અમારા પોતાનાજ માણસના આવેશને પરિણામે જે બાબતની હું ચિંતા રાખતી હતી તે બની આવી. અમાવાસ્યાની રાત્રી હતી. ઘોર અંધકાર સર્વત્ર પ્રસરી રહ્યો હતો. માત્ર તારાનો પ્રકાશ અંધકારનો પરાજય કરવાનો મિથ્યા પ્રયત્ન કરી રહ્યો હતો. તે વખતે હું તથા મારા પતિ અમારા શયનગૃહની બહાર પરશાળપર બેઠાં હતાં. તેવામાં મારો દીકરો જે બિછાનામાં સૂતો હતો ત્યાંથી ઉઠયો અને અમને ખબર ન પડે તેવી રીતે શયનગૃહમાંથી બહાર નિકળીને બગીચામાં ગયો. તે બહાર નિકળ્યો છે એવી અમને ખબર પડે તે પહેલાં તો તે કમ્પાઉન્ડની બહાર ચાલ્યો ગયો.

" અમારા રસોયાએ સહુથી પહેલાં તેને જોયો. તેજ વખતે બહાર એક વૃક્ષની પાછળ એક બૌદ્ધ સંતાયેલો તેના જોવામાં આવ્યો. તે બૌદ્ધની પાસે બંધૂક હતી. તે કશી પણ હીલચાલ કરે તે પહેલાં અમારો રસોયો તેના ઉપર તૂટી પડયો અને તેના હાથમાંથી બંધૂક ખુંચવી લઇને તેની નાળ પેલા બૌદ્ધના મસ્તકમાં જોરથી મારી. એવામાં કોઇ બીજા મનુષ્યનો ચિત્કાર સંભળાયો. તે પણ બૌદ્ધજ હતો. તે માણસ જ્યાં છૂપાયો હતો ત્યાંથી નિકળીને ખૂલ્લા મેદાનમાં જે સ્થળે મારો દીકરો હતો તે તરફ દોડયો. અમારા રસોયાએ ધાર્યું કે તે મારા દીકરાને ઉપાડી જશે. એટલે તેણે તાકીને તે બીજા માણુસ ઉપર બંધૂક છોડી. જો રસોયાની જગ્યાએ કોઈ સૈનિક હોત તો એ બૌદ્ધે મારા દીકરાને ઉપાડી લીધો હોત તો પણ તે એવી રીતે તાકીને બંધૂક છોડત કે મારા દીકરાને કશી પણ ઇજા થવા પામત નહિ. પરંતુ રસોયાએ છોડેલી ગોળીએ શું કર્યું ? તે વખતની મારી ભીતિની તમને કલ્પના પણ નહિ આવી શકે. ગોળી છૂટતી વખતે બંધૂકના મુખમાંથી નિકળેલો પ્રકાશ મેં જોયો અને તેજ વખતે એક ઝીણી બૂમ સંભળાઈ તથા મારૂં બે વર્ષનું ન્હાનું બાળક ધબ લઈને જમીનપર પડયું ! "

" ત્યારે તો એ ગોળી પેલા બૌદ્ધને બદલે આપના ચીરંજીવીનેજ લાગી ? " અરવિંદ આવેશપૂર્વક બોલ્યો.

" હા, અને એ બનાવથી અમારો રસોયો એટલો બધો બ્હિનો કે પરિણામ શું આવ્યું તે જાણ્યા સિવાય તે નજીકમાં એક ઝરો હતો ત્યાં દોડતો ગયો અને તેમાં પડીને તેણે આપઘાત કર્યો. પરંતુ પેલી ગોળીએ મારા દીકરાને કાંઈ વિશેષ ઇજા કરી હોય એમ લાગ્યું નહિ. તેણે તેના સાથળ પાસેથી પસાર થતાં થોડો જખમ કર્યો હતો. એ જખમમાં ચિંતા જેવું નહતું. મેં પોતેજ જખમ ધોઇ સાફ કરીને તેનાપર દવા લગાવી, પાટો બાંધી દીધો. એકાદ-બે અઠવાડિયામાં તો તે તદ્દન રૂઝાઇ ગયો. પરંતુ તે રાત્રીના બનાવ પછી જ્યાંસુધી બળવો રહ્યો ત્યાંસુધી હું મારા દીકરાને એક ક્ષણભર પણ વ્હીલો મૂકતી નહિ. તેને બગીચામાં ફેરવવા પણ હું પોતે લઇ જતી હતી.

" બળવો જેટલી ઝડપથી ફાટી નિકળ્યો હતો તેટલીજ ઝડપથી તે શાંત થઈ ગયો. બૌદ્ધ ધર્મગુરુઓ સુલેહના સફેદ વાવટા સાથે મારા પતિ પાસે આવ્યા. તેમણે પોતાની ભૂલ કબૂલ કરી અને જણાવ્યું કે અમારા ધર્મમંદિરો કે ભગવાનની મૂર્તિઓનો નાશ કરવાનો હિંદુઓનો ઇરાદો હોવાની માત્ર અફવા હતી. કેટલાંક મંદિરો બળવાના સમયમાં લૂટાયાં હતાં ખરા, પરંતુ તેમાં રાજ્યના સૈનિકોનો હાથ ન હતો એવી પણ તેમની ખાત્રી થઇ ચૂકી હતી."

" તેમ છતાં પણ ભગવાન્ બુદ્ધનો દાંત ચોરાઇ ગયો હતો. આ દાંત બુદ્ધદેવની મૂર્ત્તિ કરતાં પણ બૌદ્ધોને મન વધારે પવિત્ર હતો. તેમના અંતઃકરણમાં તેમણે ઉઠાવેલા બળવા માટે ખરેખરો પશ્ચાત્તાપ થતો હતો. તે બનાવ પછી મારા પતિ લગભગ અઢાર માસે તાવની બિમારી ભોગવીને સ્વર્ગવાસ પામ્યા ત્યાંસુધી તેઓ મારા પતિ તરફ પૂરતું માન દર્શાવતા હતા, અને ત્યારપછી પણ તેઓ જે માન મારા પતિને આપતા હતા તે માન મારા ન્હાના બાળકને આપવા લાગ્યા. મારા બાળકને તો મારા પતિ કરતાં પણ વિશેષ માન આપવા લાગ્યા. અહીં એક રાજપુત્રને જેટલું માન ન મળે તેટલું માન ત્યાં તેને મળતું હતું. અનંતપુરના બૌદ્ધ તાલુકદારો અનેક વાર મૂલ્યવાન્ ભેટ મારા પુત્રને મોકલતા. તે જ્યાં જતો ત્યાં લોકો તેના દર્શન

કરવાને એકઠા થતા અને જાણે તે કોઈ મોટો રાજા હોય કિંવા દેવ હોય તે પ્રમાણે તેની સાથે વર્ત્તતા હતા.

"બૌદ્ધો મારા પુત્રને આટલું બધું માન શા માટે આપે છે તથા તેના પ્રત્યે આટલો બધો ભક્તિભાવ શા સારૂ દર્શાવે છે એ વિષયમાં મેં મારી પાસે બેસવાને આવેલી કેટલીક બૌદ્ધ સ્ત્રીઓને પ્રશ્ન કર્યો હતો. ત્યારે તેમણે મને જણાવ્યું કે બૌદ્ધોએ ગેરવાજબી રીતે બળવો ઉઠાવ્યો તથા સૈન્ય ઉપર હલ્લો કર્યો અને તેમના તોફાનને પરિણામે અમારા બ્રાહ્મણ રસોયાને આપઘાત કરવો પડયો. એથી બુદ્ધ ભગવાન તેમનાપર ગુસ્સે થયા છે. તેમણે તેમના ધર્મગુરુઓ દ્વારા બૌદ્ધોને ફરમાન કર્યું છે કે તેમણે મારા પતિ તથા પુત્ર તરફ પૂરતું સન્માન તથા ભક્તિભાવ દર્શાવવાં. જ્યારે તેમણે કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત પૂર્ણ થશે એટલે બુદ્ધ ભગવાને પોતાનો દાંત ગૂમ કરી દીધો છે તે તેઓ પાછા બૌદ્ધોને સોંપશે.

"મેં મારા પુત્ર સાથે અત્ર આવવાનો વિચાર કર્યો. તે વાત બહાર ફેલાતાં કેટલાક બૌદ્ધ તાલુકદારો તથા ધર્મગુરુઓએ અનંતપુરમાં કાયમ નિવાસ કરવા માટે મને મોટી રકમની લાલચ આપી. પરંતુ જ્યારે તેમની ખાત્રી થઇ કે હું મારો નિશ્ચય ફેરવનાર નથી, એટલે આસપાસનાં ગામોમાંથી પુષ્કળ બૌદ્ધો અનંતપુરમાં આવ્યા અને પોતપોતાની શ્રદ્ધા પ્રમાણે મારા પુત્રની સમીપ ન્હાની મોટી વસ્તુઓ તથા સુવર્ણમુદ્રાઓ ભેટ મૂકવા લાગ્યા. ત્યાંથી અમે અત્ર આવ્યા ત્યારે એ ભેટની વસ્તુઓનું મૂલ્યજ પાંચ લાખ રૂપીઆ થયું હતું. અહીં લલિતપુરમાં પણ કેટલાક બૌદ્ધો રહે છે. મારો દીકરો જ્યારે બહાર ફરવાને મોટર કે ગાડીમાં જાય છે તો તેઓ તેને દૂરથી જોતાંજ નીચે જમીનપર બેસી જઇ તેને નમન કરે છે અને ભક્તિભાવ દર્શાવે છે. વળી રોજ અહીં તે લોકો પોતાનાં નામ જણાવ્યા સિવાય કાંઇ ને કાંઇ ભેટ મોકલ્યા કરે છે."

---

# પ્રકરણ ૨૬ મું.

---

## ખૂનનો પ્રયત્ન.

"પણ મી. અરવિંદ !" નરેન્દ્રપ્રસાદ બોલ્યોઃ "હમણાં હમણાં બૌદ્ધોના ભક્તિભાવમાં પરિવર્તન થયું છે. જેઓ સર સુમનચંદ્રને માટે પોતાનો પ્રાણ પાથરતા તેઓજ હવે તેમનો નાશ કરવાને તત્પર બન્યા છે. ગયા માસમાં તેમનામાંના કોઇએ ત્રણ જુદા જુદા સમયે સર સુમનચંદ્રને ઉપાડી જવાનો પ્રયત્ન કર્યો હતો અને એક વખત તો તેમનું ખૂન કરવાનો પણ પ્રયત્ન થયો હતો."

"શું આ ખરૂં છે ?" અરવિંદ નિર્મળાકુમારી તરફ પ્રશ્નાત્મક દૃષ્ટિ કરીને બોલ્યોઃ "તમારી ખાત્રી છે કે આ તમારો ભ્રમ નથી?"

"હા, તદ્દન ખરૂં છે." નિર્મળાએ જવાબ આપ્યોઃ "હું તેમને રાણીના બાગમાં ફરવાને લઈ જઉં છું. તે દરમિયાન બે-ત્રણ વખત તેમને મારાથી જુદા પાડીને ઉપાડી જવાનો પ્રયત્ન થયો હતો. એક વખત તો તે પ્રયત્ન સફળ થવાની અણી ઉપર હતો હું તથા સુમનભાઈ બાગમાં ફરતાં હતાં, તે વખતે તે મારાથી સ્હેજ પાછળ પડી ગયા. બે-ચાર પગલાં ભર્યા બાદ હું પાછળ જોઉં છું તો તે ન મળે. હું તો અત્યંત ગભરાઇ ગઇ. એટલામાં તેમની તિણી બૂમનો અવાજ આવ્યો. એક બૌદ્ધની પાસે એક કોથળી જેવું હતું. એ તરફથી અવાજ આવતો હતો. હું બૂમો પાડતી એ બૌદ્ધની પાછળ દોડી. આસપાસથી પણ બીજા માણસો આવી લાગ્યા. એટલે પેલો બૌદ્ધ એ કોથળીને નીચે મૂકીને પસાર થઈ ગયો. હું જોઉં છું તો એ કોથળીમાં સુમનભાઇને પૂરવામાં આવ્યા હતા. તેમને શાંત કરીને પૂછતાં તેમણે મને જણાવ્યું કે તે બૌદ્ધ હતો અને તેણે જો તેઓ બૂમ પાડે તો તેમનું છરાવડે ખૂન કરવાની ધમકી આપી હતી."

" છરા વડે ખૂન કરવાની ? " અરવિંદ જાણે કશાક વિચારમાં તલ્લિન બન્યો હોય તેવા સ્વરપૂર્વક બોલ્યો.

" પરંતુ એટલેથી કાંઈ પૂર્ણ થતું નથી. " નિર્મળા આગળ કહેવા લાગીઃ " આજથી ત્રણ દિવસ પહેલાં એક અત્યંત સ્વરૂપવાન્ યુવતિ અમારા બંગલાપર આવી હતી. અગાઉ એક બાઈ લેડી શારદાબાઈ પાસે નોકર હતી તે બાઈનું વર્ત્તન તથા સ્વભાવ કેવાં છે, એ વિષયમાં લેડી શારદાબાઇનો અભિપ્રાય જાણવાને તે આવી હતી. તે ગયા પછી પીપરમીટની ન્હાની પેટી ટેબલપર ખૂલ્લી પડેલી જોવામાં આવી. સુમનભાઇને પીપરમીટનો ઘણોજ શોખ છે એટલે જો તે પેટી તેમના જોવામાં આવી હોત તો તેમણે જરૂર કોઇને પૂછયાગાછયા સિવાય તેમાંથી થોડીક પીપરમીટ લઇને મ્હોંમાં મૂકી દીધી હોત પરંતુ બીજી દાસીના જોવામાં તે પેટી આવી, તે એ પેટી ઉપાડીને કબાટમાં મૂકવા જતી હતી તેવામાં તેના હાથમાંથી પેટી જમીનપર પડી ગઈ અને પીપરમીટ વેરાઇ ગઇ. તે વખતે સુમનભાઇનો પાળેલો કૂતરો ત્યાં હતો. તે એકદમ કૂદ્યો અને ત્યાં આવી બે–ચાર પીપરમીટ ખાઈ ગયો. માત્ર પાંચ મીનિટમાં તો તે મરણને શરણ થઈ ગયો. પાછળથી તપાસ કરાવતાં માલૂમ પડયું કે તેમાં પ્રુસિક એસિડ મેળવેલ હતો. આ બાબતની વિશેષ તપાસ કરતાં અમારા જાણવામાં આવ્યું કે લેડી શારદાબાઈની જે સ્ત્રી નોકરના સંબંધમાં પેલી બાઈ તપાસ કરવાને માટે આવી હતી તે સ્ત્રીએ તો થોડા સમય પહેલાંજ લગ્ન કર્યું હતું. તેનો નોકરી કરવાનો વિચારજ નહિ હોવાથી તેણે કોઈ પણ સ્થળે નોકરી માટે પ્રયાસ કર્યો ન હતો. અર્થાત્ જે બાઈ અમારે ત્યાં આવેલી તેનો હેતુ આ બ્હાનું કરીને સુમનભાઇને માટે વિષપૂર્ણ પીપરમીટ મૂકવાનો હતો. "

" મી. અરવિંદ ! આ બધા ઉપરથી એટલું જણાય છે કે સર સુમનચંદ્રનો નાશ કરવાની કોશીશ કરનાર માણસ બહારનો નથી. " નરેન્દ્રપ્રસાદ બોલ્યોઃ " તે માણસને સર સુમનચંદ્રના પીપરમીટ

માટેના શોખનું તથા જે સ્ત્રી નોકરના સંબંધમાં લેડી શારદાબાઇઓનો અભિપ્રાય મેળવવાનું બ્હાનું કરવામાં આવ્યું હતું તે બાઈ અગાઉ લેડીસાહેબ પાસે નોકર હોવાનું જ્ઞાન છે."

અરવિંદે કહ્યું: "મી. નરેન્દ્રપ્રસાદ! જો આ મુદ્દાપરથી તમે લેડી શારદાબાઇના દિયર સરદાર જગદિશચંદ્રપર શંકા લઈ જતા હો તો મારે કહેવું જોઇએ કે માત્ર આટલીજ હકીકતપરથી તે શંકા લઈ જવાનું મને આવશ્યક લાગતું નથી. જે કુશળ બદમાશો હોય છે તેઓ કશું પણ કાર્ય અધૂરૂં રાખતા નથી. તેઓ અગાઉથી બધી માહિતી મેળવી રાખે છે. તેમનામાં તથા સાધારણ બદમાશોમાં જે તફાવત છે તે એજ છે. વારૂ, નિર્મળાકુમારી! આટલુંજ છે કે બીજું કાંઇ છે?"

"હજી તો એથી પણ વધારે ભયંકર હકીકત તમને જણાવવાની છે." નિર્મળા બોલી: "આ ખૂનીઓએ હવે અમારા બંગલાપર હુમલો કરવાનો પણ પ્રયત્ન કરવા માંડયો છે. જ્યારથી પેલી સ્ત્રી અમારે ત્યાં આવી હતી ત્યારથી નોકરોને સખ્ત સૂચના આપવામાં આવી છે કે કોઈ પણ અજાણ્યા મનુષ્યને લેડી શારદાબાઈની પરવાનગી સિવાય અંદર દાખલ થવા દેવો નહિ. પછી તે ગમે તેવો હોય. નોકરો તમામ વફાદાર હોવાથી તેઓ એ સૂચનાનું યથાર્થ પાલન કરે છે. એટલે તે સંબંધમાં ચિંતા નથી. આ બદમાશોને પણ આવી સૂચના થયાની માહિતી મળી ગયેલી હોય એમ લાગે છે. કેમકે તેઓ પણ અમારા બંગલામાં આવતા નથી કિંવા આસપાસ દૃષ્ટિએ પડતા નથી. પરંતુ ગઈ કાલે રાત્રે એક માણસ બંગલામાં દાખલ થયો હતો. સુમનભાઈ તેમની આયા સાથે એક ઓરડામાં સૂએ છે. તેની બાજુના ઓરડામાં લેડી શારદાબાઇ સૂએ છે. ગઈ કાલે રાત્રે એક માણસ આવીને આયાના ઓરડામાં દાખલ થયો. એવામા આયા તુરત જાગૃત થઈ ગઈ. પેલા માણસે ક્લોરોફોર્મ છાંટેલો રૂમાલ જોરપૂર્વક આયાના મુખપર બાંધી દીધો. પરંતુ તે દરમિયાન આયા તેનો ચ્હેરો તથા પોશાક જોઈ શકી હતી, અને તેણે

બુમો પાડી હતી. પાછળથી તે બેશુદ્ધ બની ગઈ. ત્યારબાદ એકદમ તે માણસ જે બિછાનામાં સુમનભાઇ સૂતા હતા તેની પાસે ગયો અને તેણે છરો કાઢીને તેનો બિછાનાપર ઘા કર્યો. ઓરડામાં અંધકાર હોવાથી છરો સુમનભાઇને લાગ્યો કે કેમ એ તેના જાણવામાં આવ્યું નહિ હોય એટલામાં આયાની બુમથી માણસો ત્યાં દોડી આવ્યાં, એટલે પેલો માણસ બારીમાંથી કૂદીને પસાર થઈ ગયો. જો કે ઇશ્વર-કૃપાથી સુમનભાઇને કશી પણ ઈજા થઈ નથી. કેમકે લેડી શારદા-બાઇને રાત્રે પોતાના ઓરડામાં એકલાં નહિ ગમવાથી તે સુમનભાઇને પોતાના ઓરડામાં લાવી, પોતાની સાથે રાખીને સૂતાં હતાં. સુમન-ભાઇના બિછાનાપર પડેલા ગોદડામાં છરો પેસી ગયો હતો. આયા બેશુદ્ધ બની ગઈ હતી. તેને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરતાં તે જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે તેણે જણાવ્યું કે જે માણસ ત્યાં આવ્યો હતો તે બૌદ્ધ હતો, અને તેના પોશાકનું વર્ણન કરતાં, તે સુમનભાઇને રાણીના બાગમાંથી ઉપાડી જવાનો પ્રયત્ન કરનાર બૌદ્ધના પોશાકની સાથે મળતું આવતું હતું. બસ, આ પ્રમાણેની પરિસ્થિતિ છે. આ સ્થિતિનો કાંઇક ઉપાય કરો અને અમને કાયમને માટે ચિંતા તથા ભયથી મુક્ત કરો."

"નિર્મળાકુમારી ! હું જરૂર પ્રયત્ન કરીશ. પરંતુ આ કેસ અત્યંત ચમત્કારિક છે. વારૂ, ન્હાના બેરોનેટ સાહેબ અત્યારે ક્યાં છે ?"

"બંગલા પર છે, અને તેમની સંભાળ રાખવાની પૂરતી કાળજી લેવાઈ છે. અમે મી. નરેન્દ્રપ્રસાદને અરજ કરી હતી. એટલે તેમણે બે ડિટેક્ટિવોને દિવસ ને રાત્રી સુમનભાઈની પાસે ના પાસે રાખવાની વ્યવસ્થા કરી છે."

"તે દરમિયાન" નરેન્દ્રપ્રસાદ બોલ્યો: "આ ગામમાં જે-ટલા બૌદ્ધો છે તે તમામની હીલચાલ ઉપર નજર રાખવાની મેં મારા ખાતાના બે ડિટેક્ટિવોને સૂચના કરી છે. જો જે માણસના

ચ્હેરા ને પોશાકનું વર્ણન આપવામાં આવ્યું છે એવો કોઈ બૌદ્ધ તેમના જોવામાં આવશે તો-"

" હું નથી ધારતો કે એવો માણસ તેમના જોવામાં આવે." અરવિંદે કહ્યું: "આ કાર્યમાં કોઈ બૌદ્ધોનો હાથ હોવાનું મને નથી લાગતું.મારૂં મન તો એમ કહે છે કે તેમાં કોઈ હિંદુનો હાથ છે."

" પરંતુ નિર્મળાકુમારી તથા પેલી આયા બન્નેએ જે માણુસનું વર્ણન કર્યું છે તે બૌદ્ધજ હતો એમ તેઓ ખાત્રીપૂર્વક કહે છે." નરેન્દ્રપ્રસાદ બોલ્યો.

" એમાં શી મોટી વાત છે ? ચ્હેરામાં તથા પોશાકમાં ફેરફાર કરવાનું અત્યારના જમાનામાં કાંઇ મુશ્કેલ નથી. એમ તો લ્યોને હું પણ કહો તો ચીનો બની જાઉં, યુરોપીયન બની જાઉં, આફ્રિકાનો હબસી બની જાઉં કે અસલ પઠાણ બની જાઉં ! ના, એ માણસ બૌદ્ધ હતો એ વાત મારા ગળે ઉતરતી નથી. એટલુંજ માત્ર નહિ પણ સર સુમનચંદ્રનો પ્રાણ લેવાનો કિંવા તેમને ગૂમ કરવાનો જે પ્રયત્ન થાય છે તેમાં બૌદ્ધોનો બિલકુલ હાથ નથી. કારણકે હજી પણ તેઓ તો સર સુમનચંદ્ર પ્રત્યે અગાઉના જેટલુંજ સન્માન અને ભક્તિભાવ દર્શાવે છે. જો તેમનો પ્રયત્ન સર સુમનચંદ્રનો નાશ કરવાનો હોત તો તેઓ જાહેરમાં સન્માન દર્શાવત નહિ, એટલુંજ નહિ પણ અત્યારસુધીમાં તેમણે ક્યારનુંયે પોતાનું કાર્ય સિદ્ધ કરી લીધું હોત. હું તેમનો સ્વભાવ જાણું છું. તેઓ આમ છૂટાછવાયા પ્રયત્નો નહિ કરતાં પોતાના જાનના ભોગે પણ પોતાનો હેતુ સિદ્ધ કરવાને મથત. બુદ્ધ ભગવાનનો પવિત્ર દાંત ગૂમ થઈ ગયો છે. બૌદ્ધોને તેમના ધર્મગુરુઓએ એવું જણાવ્યું છે કે જો તેઓ સર પ્રફુલ્લચંદ્ર અને તેના ચીરંજીવી પ્રત્યે પૂર્ણ ભક્તિભાવપૂર્વક સન્માન દર્શાવશે તો તેમને બુદ્ધ ભગવાન પોતાનો ગૂમ કરેલો પવિત્ર દાંત પાછો આપશે. એ દાંત હજી સુધી પ્રાપ્ત થયો નથી. એટલે બૌદ્ધો પોતાને મોટા રાજ્યની સંપત્તિ મળતી હોય તોપણ ધર્મગુરુએ

કરેલા ફરમાનથી ચળે નહિ. માટે આ કેસમાં તમારે કોઇ પણ બૌદ્ધને ભેળવવાની જરૂર નથી. મારૂં એમ ચોક્કસ માનવું છે કે જે કોઇ સર સુમનચંદ્ર ઉપર આક્રમણ કરે છે તે પોતાના અંગત કારણને લીધે અને બૌદ્ધોની જાણ વગર એ કાર્ય કરે છે."

"જો એમ હોય તો પછી સરદાર જગદિશચંદ્ર—"

"મી. નરેન્દ્રપ્રસાદ ! હું આજે સૂતાં પહેલાં સરદાર જગદિશચંદ્રને મળીશ અને એ મુદ્દાના સંબંધમાં મારો અભિપ્રાય તમને આવતી કાલે જણાવીશ. ન્હાના બેરોનેટ સાહેબના મૃત્યુથી માત્ર એકલા જગદિશચંદ્રનેજ લાભ થાય તેમ છે. એટલે જો આમ જોઇએ છીએ તો તેના ઉપર શંકા આવવાનું કારણ છે. જો બીજા કોઇ મનુષ્યનો આ કાર્યમાં લાભ સમાયેલો છે એવું શોધી કાઢવામાં ન આવે તો—" અરવિંદ બોલતો બોલતો એકદમ અટકી ગયો. મકાનના બહારના ભાગમાં કોઈ ઉતાવળા પગલે આવતું હોય એવો અવાજ સંભળાયો. તે અવાજ જે ખંડમાં તેઓ બેઠા હતા તેના દ્વાર પાસે આવીને બંધ થઈ ગયો. અરવિંદે તુરત દ્વાર ખોલ્યું. દ્વાર ખુલતાં મોહન ઓરડામાં દાખલ થયો. તેના હાથમાં એક કવર હતું.

"સાહેબ ! એક છોકરો આવીને આ પત્ર આપી ગયો છે." મોહને એ પત્ર અરવિંદના હાથમાં આપતાં કહ્યું: "છોકરો કવર મારા હાથમાં મૂકીને એકદમ ભાગી ગયો. હું તેનો ચ્હેરો પણ પૂરેપૂરો જોઇ શક્યો નથી. પરંતુ તે રંગે ભીનેવાન હતો. તેણે પંચીયું, પહેરણ અને કાળી મખમલની ગોળ ટોપી શરીરપર ધારણ કર્યાં હતાં. પગમાં જોડા નહતા."

"એ બૌદ્ધમતાનુયાયીના જેવો લાગતો હતો ?"

"હા, તેવો હશે ખરો, પણ ચોક્કસ કહી શકતો નથી."

"વારૂ," અરવિંદે મોહનને પુનઃ નીચે મોકલી, દ્વાર બંધ

ફરીને પત્ર સામે દૃષ્ટિ કરતાં તે ખંડમાં બેઠેલાંઓને ઉદ્દેશીને કહ્યું: " લેડી શારદાબાઈની તમામ હીલચાલ ઉપર શત્રુની નજર હોય એમ જણાય છે. હું ધારૂં છું કે આજે આખો દિવસ તેમના તથા નિર્મળાકુમારી ઉપર કોઇ ગુપ્ત મનુષ્યનો પ્હેરો હોવો જોઈએ. જૂઓ આ ! " તેણે કવર નરેન્દ્રપ્રસાદને આપ્યું.

નરેન્દ્રપ્રસાદે કવર ઉપર લખેલા અક્ષરો જોયા. તેના પર માત્ર એકજ શબ્દ " અરવિંદ " લખવામાં આવ્યો હતો. આ મકાનમાં રીસાલદાર હરિસિંગ નહિ પણ અરવિંદ રહે છે એમ કોઈનો પણ જાણવામાં આવી ગયું હતું.

" કવર ઉપર લખેલા અક્ષર જોયા ? ન્હાનો છોકરો પણ એના કરતાં સારા અક્ષર લખી શકે. એટલે ઇરાદા પૂર્વકજ પોતાના હસ્તાક્ષર ઓળખાઇ ન જાય તે હેતુથી ડાબા હાથે આ અક્ષરો લખવામાં આવ્યા છે. " અરવિંદ કવર લઈને તેને ખોલતો બોલ્યો. તેની અંદર જે કાગળ હતો, તેના ઉપર પણ ડાબા હસ્તે અક્ષરો લખાયેલા હતા. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

" અરવિંદ ! મારા જેવા મૂર્ખની સલાહ માનીને લેડી શારદાબાઇના કેસમાં હાથ ન ઘાલશો. તમને આ ચેતવણી આપવામાં આવે છે. જો તમે વચ્ચે આવશો તો તેના બદલામાં જેના ઉપર તમારો પ્રાણથી પણ અધિક પ્રેમ છે તેનો ભોગ લેવામાં આવશે. આશા છે કે તે વ્યકિતને દહન કરવાનાં લાકડાં ખરીદવા કરતાં તેને માટે લગ્ન પ્રસંગે અપાતું મંગળસૂત્ર વેચાતું લેવાનું તમે વિશેષ પસંદ કરશો. "

" હાય ! " બન્ને બાઇઓ એકી સાથે બોલી ઉઠી: " કેટલું ભયંકર ! " તુરત લેડી શારદાબાઈને ખ્યાલ આવ્યો કે હવે અરવિંદને માટે રાખેલી આશા ફળિભૂત થઈ શકશે નહિ. એટલે તેનું હૃદય ભીતિથી ધડકવા લાગ્યું. તેનાં નેત્રોમાંથી ખરખર અશ્રુ વહેવા લાગ્યાં. તે નિર્મળાના ખભા ઉપર મસ્તક મૂકતી ગળગળા સ્વરે

બોલી: " હાય ! ત્યારે હવે મારા પુત્રનું શું થશે ? મી. અરવિંદ! તેઓ તમને પણ ધમકી આપે છે ! તમે મારે ખાતર કિંવા મારા બાળકને ખાતર જે વ્યક્તિ તમને અત્યંત પ્રિય છે તેનો ભોગ આપો એમ મારાથી શી રીતે કહેવાય ? એટલે-એટલે-નિર્મળા ! ચાલો આપણે જઈએ. હવે મી. અરવિંદને વિશેષ ત્રાસ આપવાની જરૂર નથી."

" મી. અરવિંદ ! અમે રજા લઈએ છીએ." નિર્મળા બોલી: " તમારા ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ હતો અને અમને આશા હતી કે તમે અમારા શત્રુઓનું ઉચ્છેદન કરી શકશો. જો આ બનાવ ન બન્યો હોત—આ પત્ર તમને ન મળ્યો હોત તો તમે અમારો કેસ જરૂર હાથમાં લેત. પરંતુ હવે તમને કશું પણ કહેવું કિંવા આગ્રહ કરવો તે નિરર્થક છે."

" શા માટે ?" તે બોલ્યો: " મારા ઉપરનો તમારો વિશ્વાસ ઘટી ગયો છે ?"

" ના, જરીકે નહિ. પરંતુ આ પત્રમાં તમને આપવામાં આવેલી ધમકી તમે જોઇ કે નહિ ?"

" હા, એ હું જાણું છું. તેઓ લાકડાં કે મંગળસૂત્ર એ બેમાંથી એકની પસંદગી કરવાનું જણાવે છે. હું મંગળસૂત્રને પસંદ કરૂં છું, અને આ કેસ હાથમાં લઇ તેનો સંતોષકારક નિવેડો લાવી, કદાચ ભવિષ્યમાં મારા હૃદયની દેવી માટે મંગળસૂત્ર ખરીદવાનો પ્રસંગ પ્રાપ્ત કરી શકીશ. લેડી શારદાબાઇ ! હિમ્મત ન હારશો. શાંત થાઓ. હું પાંચ મીનિટમાં આવું છું. જૂઓ, આ બીજા ખંડમાં મારી પ્રયોગશાળા છે. હું અત્યારે તમને જણાવી શકીશ કે આ કાર્યમાં સરદાર જગદિશચંદ્રનો હાથ છે કે બીજા કોઇનો ? નરેન્દ્રપ્રસાદ ! તમે પણ મારી સાથે ચાલો. આપણે જોઈએ કે આ કાગળ ઉપર કોનાં આંગળાંની છાપ ઉઠેલી છે. જો તે છાપ તમારા પોલિસખાતાની રેકર્ડબુકમાં અથવા તો મારી ખાનગી બુકમાં નહિ હોય તો પછી કાલે સ્હવારે

આપણે કોઈ પણ રીતે સરદાર જગદિશચંદ્રના આંગળાની છાપનો નમૂનો મેળવીશું. ”

તે તથા નરેન્દ્રપ્રસાદ પ્રયોગશાળામાં ગયા. પેલો પત્ર પણ અરવિંદ પોતાની સાથે લઇ ગયો હતો. જ્યારે તે બહાર આવ્યો ત્યારે એ પત્ર તેના હાથમાં હતો. પરંતુ તેની કીનારપર ભૂરા ડાઘા જણાતા હતા.

“ નિર્મળાકુમારી ! ” તે બોલ્યોઃ “ આ છાપ ઉપરથી ગુન્હેગારને શોધી શકાય તેમ નથી. પરંતુ હું તમને બન્નેને ખાત્રી આપું છું કે આમાં સરદાર જગદિશચંદ્રનો હાથ નથી. આ પત્રનો લખનાર ગુન્હેગાર વર્ગનો છે. પોતાનાં આંગળાંની છાપ પત્ર ઉપર બેસી ન જાય તે માટે તેણે સાવચેતી રાખી છે અને લખતી વખતે બન્ને હાથમાં રબરનાં મોજાં ધારણ કરેલાં લાગે છે. આ મનુષ્યને અગાઉ પોલિસ સાથે પ્રસંગ પડેલો હોવો જોઇએ અને તેનાં આંગળાંની છાપ પોલિસખાતાની રેકર્ડબૂકમાં હોવી જોઇએ. જો એમ ન હોત તો તે આટલી ચોકસી રાખત નહિ. આ કાર્ય કરવામાં તેનો શો હેતુ છે, તેને શો લાભ છે તે હું સમજી શકતો નથી, પરંતુ એક અઠવાડિયાની અંદર તે હું જાણી શકીશ. હં, પણ તમારે મને મદદ કરવી પડશે. ”

“ અમારે મદદ કરવી પડશે ? આમાં અમે તમને મદદ કરી શકીએ એમ લાગે છે ? કહો, તમે જે કહેશો તે કરવાને અમે તૈયાર છીએ. ” નિર્મળા ઉત્સાહપૂર્ણ વદને બોલી.

“ હા, તમે મને મદદ કરી શકો તેમ છો. સાંભળોઃ મને એમ લાગે છે કે તમારી બન્નેની હીલચાલપર જે મનુષ્ય નજર રાખે છે તે તમારી પાછળ પાછળ બંગલા સુધી આવશે. માટે તમે આ મકાનમાંથી નિકળો ત્યારે તમારો કેસ હાથમાં લેવાની મેં ના પાડયાથી તમે જાણે અસંત નિરાશ થયાં હો એવો દેખાવ ધારણ કરજો. સર સુમનચંદ્રના સંબંધમાં ચિંતા રાખવી નહિ. જે બે ડિટેક્ટિવોને નરે-

ન્દ્રપ્રસાદે મોકલ્યા છે તેઓ આજે રાત્રે તથા આ કેસનો નિવેડો ન આવે ત્યાંસુધી રોજ રાત્રે તેમની સાથે સુશે. આવતી કાલે સંધ્યાકાળે નિર્મળાકુમારી ! તમે પોતે સર સુમનચંદ્રને લઈને રાણીના બાગમાં ફરવાને માટે આવજો. તે વખતે જે બૌદ્ધો તમારા જોવામાં આવે તેમાં એક બૌદ્ધે તેના કોટના ઉપલા ખીસામાં લીલા રંગનો રૂમાલ સ્હેજ બહાર પડતો રાખેલો તમારા જોવામાં આવશે. તેણે મસ્તકપર બેંગલોર ટોપી પહેરી હશે. તમે તેની તરફ બિલકુલ લક્ષ આપશો નહિ. તમે તેને ગમે તેટલી વાર જૂઓ તોપણ તમે શંકાશો નહિ. ”

“ એ વેશમાં તમે પોતેજ હશો ? ” નિર્મળાએ પૂછ્યું.

“ હા, હવે જાઓ; પરંતુ તમે તથા લેડી શારદાબાઇ હૃદયભંગ બની ગયાં હો એવો દેખાવ ધારણ કર્યા સિવાય રહેશો નહિ. અને વળી–” તેણે એક ન્હાની રિવોલ્વર નિર્મળાને આપતાં કહ્યું: “ લ્યો, આ તમારી પાસે રાખો. રાત્રે કિંવા દિવસે આ વસ્તુથી વિખુટાં પડશો નહિ. જો કોઇ પણ મનુષ્ય અથવા પશુ તમારા ઉપર આક્રમણ કરે તો જેમ આપણે હડકાયા કૂતરાને મારી નાખીએ છીએ તેમ તેને પણ આ રિવોલ્વર વડે ઠાર કરી નાખજો. જરી પણ દયા લાવતાં નહિ. સાહેબજી ! મેં જે સૂચના કરી છે તે સ્મરણમાં રાખજો. ”

લેડી શારદાબાઇ તથા નિર્મળા ગયાં. થોડી વારે નરેન્દ્રપ્રસાદ પણ ઉઠયો. અરવિંદ દ્વાર બંધ કરી, ટેબલ પાસે આવીને ઊભો રહ્યો. તે કોઈ ઊંડા વિચારમાં પડી ગયો.

“ લાકડાં અથવા મંગળસૂત્ર ! નિર્મળાનો પ્રાણ લેવાની ધમકી ! ” તે મનોગત બોલ્યો: “ નિર્મળા ઉપર મારો પ્રેમ હોવાની વાર્તા આ જગતમાં માત્ર એક વ્યક્તિના જાણવામા છે. અને માત્ર એકજ વ્યક્તિ એ ધમકીને અમલમાં મૂકવાને શક્તિમાન્ છે. મોહિની ! પણ તેને અથવા તેની ટોળીના માણસોને લેડી શારદાબાઇના બાળકનો નાશ કરવામાં લાભ શો ? જ્યાં પૈસાની પ્રાપ્તિ થતી હોય

એજ કાર્યમાં લક્ષ આપવું, એ તેનો સિદ્ધાંત છે. જો તેની ઇચ્છા એવી હોય કે સર સુમનચંદ્રને ઉપાડી જઇ તેને પાછો સુપ્રત કરવાના બદલામાં લેડી શારદાબાઇ પાસેથી મોટી રકમ મેળવવી તો એ તેને ઉપાડી જાય, તેને મારી નાખવાનો પ્રયત્ન કરે, અને જો–" એકાએક તેના મનમાં અમુક વિચાર ઉદ્દભવ્યો. તે ખુરસીપર બેસી ગયો. એકાદ પળ પછી તે એકદમ ઊભો થઈ ગયો અને બોલ્યો: " અહો ! " સમજ્યો–ચાર લાખ રૂપીઆ ! ચોકકસ એજ કારણ હોવું જોઇએ–મારો એ તર્ક ખરો હોવો જોઈએ. ઠીક છે, તેની સત્યતાની પરીક્ષા કરી શકાશે. "

---

## પ્રકરણ ૨૭ મું.

---

### એરોનેટનું હરણ.

સંધ્યાકાળ થઈ ચૂકી હતી. નિર્મળા સુમનચંદ્રની સાથે રાણીબાગમાં ફરતી હતી. રાણીબાગમાં એક યુવાન બૌદ્ધ ચહાના સ્ટોલ પાસે, ચેવડાવાળાની છાબડી પાસે, પાનસોપારીવાળા પાસે અને એમ ચોતરફ આંટા માર્યા કરતો હતો. તેણે હાફકાસ્ટના જેવો પોષાક ધારણ કર્યો હતો. તેની ચામડીનો રંગ અળસીના જેવો કાળો હતો. તે અનેક વખત નિર્મળાની દૃષ્ટિએ પડયો, પણ તેના ગજવામાં લીલો રૂમાલ નહતો. એ અરવિંદનો મદદગાર મોહન હતો. પરંતુ નિર્મળા તેને ઓળખી શકી નહતી.

લગભગ અર્ધોએક કલાક નિર્મળા તથા સુમનચંદ્ર બાગમાં આમતેમ ફરતાં હતાં. અત્યારે બાગમાં માણસો થોડાં હતાં. નિર્મળાએ સુમનનો હાથ પકડયો હતો અને સુમન પોતાની મધુર વાણીમાં બાલભાવપૂર્વક નિર્મળાને અનેક પ્રશ્નો કરતો હતો. તે વખતે એકા-

એક સામેથી એક બૌદ્ધ આવ્યો. તે આ બે જણાંની લગભગ નજીક આવી પહોંચ્યો હતો. તેનું ધ્યાન બીજી તરફ હોય એમ લાગતું હતું. પરંતુ સુમનચંદ્રને જોતાં તે ચમકયો, એકદમ નીચો બેસી ગયો અને જમીનને મસ્તક લગાડી ભક્તિભાવપૂર્વક નમન કરવા લાગ્યો. " મહારાજ ! આપનો બાળક આપના ચરણમાં પ્રણામ કરે છે. " તે પોતાની તામીલ ભાષામાં બોલ્યો.

એટલું કહીને તે ચાલ્યો ગયો કે તુરતજ બીજો લીલા રૂમાલવાળો બૌદ્ધ અર્થાત અરવિંદ આવ્યો. તે પણ પેલા બૌદ્ધની માફકજ નમન કરીને નિર્મળા સાંભળે તેમ મંદ સ્વરે બોલ્યો: " નિર્મળાકુમારી ! તમે હવે ઘેર જાઓ. મારે જે જાણવું હતું તે મેં જાણી લીધું છે. આજે રાત્રે હું તમને તમારા બંગલાપર મળીશ. " એટલું બોલી તે ઊભો થઇ ગયો અને અગાઉ જે બૌદ્ધ આવ્યો હતો તેની પાછળ જવા લાગ્યો.

પેલો બૌદ્ધ નમન કરીને આગળ ગયો હતો ખરો, પરંતુ તેણે અરવિંદને નમન કરતો જોયો હતો અને તેના તરફ વેધક દૃષ્ટિ ફેંકી હતી. અરવિંદ ઉતાવળે પગલે ચાલવા લાગ્યો. બન્ને વચ્ચેનું અંતર ઓછું થવા લાગ્યું. અરવિંદના મગજમાં જે વિચિત્ર તર્ક આવ્યો હતો તેની પરીક્ષા કરવાનો આ પ્રસંગ હતો. આ માણસ ખરો બૌદ્ધ હતો એવી તેની ખાત્રી થઈ ચૂકી હતી. એટલે તેની પાસેથી કશી બાતમી મળી શકવાની તેને આશા હતી. બન્ને જણા બાગની બહાર નિકળી ગયા. અત્યારે અરવિંદ લગભગ પેલા બૌદ્ધની નજીક પહોંચી ગયો. તેણે પોતાનો હસ્ત લંબાવી તેના ખભા પર મૂકયો. તેણે પાછળ મુખ ફેરવીને તિક્ષ્ણ દૃષ્ટિ કરી. અરવિંદ તામિલ ભાષા સારી રીતે જાણતો હતો. જાણે પોતાની માતૃભાષા તામિલ હોય તે રીતે બોલ્યો: " બિરાદર ! તું પણ આપણા માંહેનોજ લાગે છે. કારણકે તને પણ આપણા ધર્મગુરુના પવિત્ર ફરમાનનું જ્ઞાન છે ! " એમ કહીને તેણે એક ગુપ્ત સંજ્ઞા કરી.

એ ગુપ્ત સંજ્ઞા ઉપર તેનો આધાર હતો. જો તેનો સામેથી ગુપ્ત સંજ્ઞા દ્વારા જવાબ મળે તો તે સાચો બૌદ્ધ હોવાની તેની કલ્પના ખરી ઠરે. પેલા બૌદ્ધે ગુપ્ત સંજ્ઞાવડે પ્રત્યુત્તર વાળતાં કહ્યું: " તું પણ આપણા માંહેનોજ છે. પેલા બીજા માંહેનો નથી."

" બીજા બૌદ્ધો ! " આશ્ચર્યપૂર્ણ સ્વરે અરવિંદે પૂછયું: " કયા બીજા ? હું તો થોડા દિવસથીજ આ દેશમાં આવ્યો છું. "

" ત્યારે તું મારી સાથે મારા મકાનપર ચાલ. આપણે ત્યાં જમીશું અને પછી હું તને એ વાર્તા જણાવીશ. પરંતુ હું કોણ છું એ તું જાણતો નથી. વારૂ, સાંભળ: મારૂં નામ સત્યરાજલુ છે; અને હું ધર્મગુરુ સીડામાનો પિતા થાઉ. જે બંધૂકમાંથી છૂટેલી ગોળીએ સર સુમનચંદ્રને આઘાત કર્યો હતો તે બંધૂક અમારા મકાનમાં છે. "

અરવિંદના મનમાં નવીન પ્રકાશ પડયો. જે તર્ક અત્યારસુધી તેને મુંઝવી રહ્યો હતો તે તર્ક ખરો પડવાનાં ચિહ્ન દેખાવા લાગ્યાં. તેને લાગ્યું કે આ વૃદ્ધ મનુષ્ય પાસે આ ભેદભર્યા આશ્ચર્યકારક કેસની ચાવી છે ! તે મૂંગો મૂંગો સત્યરાજલુ સાથે ચાલવા લાગ્યો.

" આ સર્વ આટલું બધું સ્પષ્ટ છે છતાં પણ હું કલ્પના ન કરી શકયો ? હું કેટલો મૂર્ખ ? " અરવિંદ મનોગત બોલ્યો.

તે બન્ને જણા સત્યરાજલુ જે સ્થળે રહેતો હતો ત્યાં ચાલતા જવા લાગ્યા.

* * * *

એ વખતે અંધારૂં થવા આવ્યું હતું. નિર્મળા અને સુમનચંદ્ર રાણીબાગના મુખ્ય દ્વાર પાસે આવ્યાં. સુમનચંદ્રે એકાએક આનંદપૂર્ણ સ્વરે બૂમ પાડી. કેમકે એક લીલા રંગની મોટરકાર તેના જોવામાં આવી. એ મોટર તેના કાકા જગદિશચંદ્રની હતી. તે મોટરે રાણીના બાગમાં પ્રવેશ કર્યો.

" જૂઓ, નિર્મળા બ્હેન ! મારા કાકા આવ્યા. " બાળ બેરોનેટે ઉદ્ગાર કાઢયો. તે વખતે સરદાર જગદિશચંદ્ર મોટરમાંથી નીચે ઉતરીને

તેમની સામે આવતો હતો. સુમનચંદ્ર નિર્મળાનો હાથ છોડી દઈને એકદમ દોડયો અને તેના કાકાને વળગી પડયો. જગદિશચંદ્રે તેને પ્રેમપૂર્વક ઉંચકી તેના નિર્દોષ ગૌર વદનપર ચુંબન કર્યું.

નિર્મળા બોલી: "જગદિશચંદ્રભાઈ! સુમનભાઇનો તમારાપર કેટલો બધો ભાવ છે? હું ધારૂં છું કે તમે અમને તેડવાને માટે આવ્યા હશો? સુમનભાઈ દૂરથી તમારી મોટરકારને ઓળખી ગયા હતા."

"હા, તમે બેસી જાઓ." જગદિશચંદ્ર બોલ્યો: "અંધારૂં થવા છતાં તમે નહિ આવવાથી શારદાભાભીને ચિંતા થતી હતી. તેમણે તમને તેડી લાવવા માટે મને મોકલ્યો છે." તેણે સુમનને મોટરમાં બેસાર્યો અને નિર્મળાને ઉદ્દેશીને કહ્યું: "તમે સુમનની બાજુમાં બેસો. હું તમારી સામો બેસીશ. બન્ને બરોબર બેસી ગયાં? વારૂ, શોફર! બંગલાપર લે."

એ પ્રમાણે શોફરને આજ્ઞા કરી, તે પણ મોટરમાં ચડયો અને અને તેનું બારણું બંધ કરીને સામેની બેઠકપર બેસી ગયો. મોટર ચાલુ થઈ.

"કાકા કહેતા હતા કે હું મોટો થઈશ એટલે તેમની સાથે લશ્કરમાં જઇશ, બંધૂક ને પિસ્તોલ રાખીશ, અને મોટી મોટી લડાઇ કરીશ. નહિ, કાકા?"

"સુમન! આપણી ખાનગી વાત તારે જાહેર કરી ન દેવી જોઇએ." જગદિશચંદ્ર સ્મિત કરતો બોલ્યો: "નહિ તો નિર્મળાબ્હેન તને વ્હેલો વ્હેલો સૂવાડી દેશે. રાત્રે પરીઓ અને રાજાની વાર્તા નહિ કહે. નિર્મળાકુમારી! હાલમાં સુમનનો અભ્યાસ કેવો ચાલે છે?"

"સુમનભાઇ સ્વભાવેજ ચંચળ હોવાથી, તે તેમની ઉમરના પ્રમાણમાં અભ્યાસમાં ઘણા આગળ વધી ગયા છે." નિર્મળાએ જવાબ આપ્યો.

અને પછી જુદા જુદા વિષય ઉપર સંભાષણ ચાલુ થયું. એ સંભાષણમાં બન્નેને એટલો બધો રસ પડી ગયેલો લાગતો હતો કે લગભગ પોણો કલાક થઈ જવા છતાંયે તેમને ખબર પડી નહિ. પરંતુ અચાનક નિર્મળાને વિચાર આવ્યો અને તે બોલી: " મકાનપર પહોચતાં આટલો બધો સમય ?" તેણે બારીની બહાર જમણો હાથ કાઢીને ચંદ્રના પ્રકાશમાં કાંડા ઉપરના ઘડિયાળ સામે જોયું. તે ચમકી અને બારીમાંથી ડોકીયું કરીને બહાર જોવા લાગી. બહાર સર્વત્ર અંધકાર હતો. માત્ર ચંદ્રનો મંદ પ્રકાશ આવતો હતો. તેને લાગ્યું કે તેઓ અત્યારે શહેરની બહાર નિર્જન સ્થાનમાં આવેલાં છે. ચોતરફ ખેતરો અને વૃક્ષો દેખાતાં હતાં. વચ્ચે વચ્ચે ન્હાનાં છાપરાં અને એકાદો બંગલો દૃષ્ટિએ પડતાં હતાં. મોટર વેગપૂર્વક ધસી જતી હતી.

" જગદિશચંદ્રભાઇ ! આ શું ? આપણે અહીં ક્યાંથી ? જૂઓ તો ખરા, આ તો ઉજ્જડ વેરાન છે." તે આગલી બારી પાસે જઇ શોફરને ઉદ્દેશીને બોલી: " જુવાનસિંગ ! જુવાનસિંગ ! મોટરને કયાં લઈ જાઓ છો ? પાછી ફેરવો, શહેર તરફ ચાલો. જગદિશચંદ્રભાઇ ! જુવાનસિંગને કહો કે મોટરને ઊભી રાખે—પાછી ફેરવે."

" નિર્મળા ! બેસી જા." જગદિશચંદ્ર ધીમા પરંતુ આજ્ઞા-દર્શક સ્વરે બોલ્યો. એ સ્વરથી નિર્મળા ભયભીત બની ગઇ અને તેણે સુમનને ઉપાડીને પોતાની છાતી સરસો દાબી દીધો.

જગદિશચંદ્ર આગળ બોલ્યો: " નિર્મળા ! તારે ઘેર જવાનું નથી. તું મારી સાથે આવે છે અને જો તું-શું તું મોટરમાંથી બહાર કૂદી પડવા ઇચ્છે છે ?" નિર્મળા બારણાને ખોલવા જતી હતી તેને અટકાવતો તે બોલ્યો: " બેસી જા, સાંભળે છે કે નહિ ? નહિ તો પછી તારે સહન કરવું પડશે. જો !" તેણે પોતાના ગજવામાંથી ન્હાની પિસ્તોલ કાઢીને તે નિર્મળાના કપાળ સામે ધરી રાખી અને પુનઃ કહ્યું: " જોઇ આ પિસ્તોલ ? હવે તું. બેસી જા અને શાંત થઈ જા

જો તેં સ્હેજ પણ હીલચાલ કરી કે બૂમ પાડી તો આ પિસ્તોલ તેજ ક્ષણે તારા કપાળને તોડી નાખશે. મારી સામે જો! અત્યારે તારે કોની સાથે કામ પડયું છે, તે તું જાણે છે?"

એમ કહીને તેણે બનાવટી મૂછો ખેંચી કાઢી. નિર્મળા આશ્ચર્યથી સ્તબ્ધ બની ગઈ. આ તેની સામે કોણ બેઠું છે? જગદિશચંદ્ર નહિ. આ તો પિનાકપુરવાળી ઇંદ્રકુંવરબાનો બનાવટી ભાઇ અથવા પ્રિયતમ મન્મથરાય ઉર્ફે ગૌરિદત્ત!

"કોણ? તું!" નિર્મળા ધ્રૂજતા સ્વરે બોલી: "પેલી બદમાશોની રાણી મોહિનીનો મદદગાર?"

"હા, એક વખત તો તું તથા પેલો અરવિંદ ફાવી ગયાં હતાં અને અમને અમારા પ્રયત્નમાં નિષ્ફળ બનાવ્યા હતાં. પરંતુ આ વખતે તમારૂં કશું પણ ચાલી શકે તેમ નથી. આ છોકરાની મારે જરૂર છે–તે આજે મારા કબજામાં આવ્યો છે. તારે બચવાનો એકજ માર્ગ છે. તું કોઈ પણ રીતે અરવિંદને પત્રદ્વારા સમજાવ કે તે અમારા આ કાર્યની વચ્ચે ન આવે. નહિ તો પછી આ બેરોનેટ સાહેબ સાથેનું કાર્ય પૂર્ણ થયા પછી હું તને પણ જહન્નમની ખાડીમાં ધકેલી દઈશ. શ્યામલાલ!" તે શોફરને ઉદ્દેશીને બોલ્યો: "સાંભળે છે કે નહિ?"

"હં!" બહારથી જવાબ મળ્યો.

"મોટરને નદી કિનારે પેલી પાણીની ચક્કી તરફ લઇ જા. મોહિની બે કલાકમાં ત્યાં આપણી પાસે આવી પહોંચશે."

---

# પ્રકરણ ૨૮ મું.

---

## બૌદ્ધોની લીલા.

સત્યરાજલુ અને અરવિંદ અંધકારથી ભરેલી ગલીઓમાં થઇને આગળ વધતા હતા. તેમની પાછળ એક જુવાન ચાલ્યો આવતો હતો. જે જુવાન રાણીના બાગમાં આપણા જોવામાં આવ્યો હતો તેજ આ જુવાન હતો. પોતે કઇ ગલીમાં થઇને પસાર થાય છે તે જણાઇ આવે અને પાછા ફરતાં મુશ્કેલી ન પડે તે માટે એ જુવાન મ્યુનિસિપાલિટીના ગેસના દીવાના થાંભલાપર ચપ્પાવડે નિશાન કરતો હતો. વચ્ચે વચ્ચે એકાદા પાનવાળાની દુકાનેથી પાન, સીગારેટ કિંવા બીજી કાંઇ વસ્તુ લેવાના બ્હાને એકાદ અર્ધી પળ ત્યાં થોભીને એ ગલીનું નામ જાણી લેવાનો પણ પ્રયત્ન કરતો.

એમ કરતાં તેઓ લલિતપુરના જે ભાગમાં બૌદ્ધો રહેતા હતા ત્યાં આવી પહોંચ્યા. તેઓ એક સાંકડી શેરીના સાંકડા મકાનના સાંકડા દ્વાર પાસે અટકી ગયા. આ શેરીમાં અત્યારે અંધકારના અને શાંતિના સામ્રાજ્યનો વિસ્તાર થઇ ચૂકેલો લાગતો હતો. આટલા સમય દરમિયાન અરવિંદ અને સત્યરાજલુ વચ્ચે અનેક વાતો થઇ હતી. અરવિંદે સંભાષણ કરવાની કુશળતાથી, લેડી શારદાબાઇના ચીરંજીવીને બૌદ્ધો આટલું બધું માન આપે છે અને એક દેવના જેટલો પૂજ્ય સમજે છે તેનું ગુપ્ત રહસ્ય જાણી લીધું હતું. તે હવે અહીંથી છટકવાને માટે કાંઇક બ્હાનું શોધતો હતો. એટલામાં જે દ્વાર પાસે તેઓ ઊભા હતા તેની પાસેના દ્વારમાંથી એક બૌદ્ધ બહાર નિકળ્યો. આ મનુષ્યે બૌદ્ધના જેવો પોશાક ધારણ કર્યો હતો. પરંતુ તેના દેખાવપરથીજ અરવિંદ કળી ગયો કે તે અનંતપુરનિવાસી ખરો બૌદ્ધ નથી. કેમકે તેણે ધારણ કરેલા પોશાકમાં નાટકી કૃત્રિમતા જણાઇ આવતી હતી. એ મનુષ્ય જે મકાનમાંથી બહાર નિકળ્યો હતો તેના ઓટલાપર

ઊભો રહીને કોઇની માર્ગપ્રતીક્ષા કરી રહ્યો હોય તેમ આમતેમ જોવા લાગ્યો.

એ મનુષ્ય દૃષ્ટિએ પડતાં સત્યરાજલુ બોલી ઉઠયો: "બિરાદર! જુઓ પેલો કૂત્તો! આપણે પ્રથમ મળ્યા ત્યારે જેમના સંબંધમાં મેં તમને જણાવ્યું હતું તેમની ટોળી માંહેનો તે છે. એવા ઘણા માણસો છે પરંતુ તેઓ ખરા બૌદ્ધ નથી. તેઓ એ મકાનમાં રહે છે અને રાત્રે દારૂ પીને ગાંડાતુર બને છે. કોઈ કોઈ વખત એક હિંદુ સ્ત્રી પણ બુરખાવડે પોતાનું મુખ છૂપાવીને અહીં તેમની પાસે આવે છે તથા તેમની હલકા પ્રકારની ગમ્મતમાં ભાગ લે છે. કોઈ કોઇ વાર તે સ્ત્રીની જાતનો એક પુરુષ પણ અહીં આવે છે. તેઓ જે ભાષા બોલે છે તે અમારી નથી. અર્થાત્ તેઓ ખરા બૌદ્ધ મતના અનુયાયી તો નથીજ, છતાં પણ મેં તેમને અનેક વાર પવિત્ર બાળક સર સુમનચંદ્રને અમારી માફક વંદન કરતા જોયા છે."

અરવિંદ પેલા વેશધારી બૌદ્ધને જોઇને તથા સત્યરાજલુનું પ્રસ્તુત કથન સાંભળીને ક્ષણવાર સ્તબ્ધ બની ગયો. પછી મુખ ફેરવીને પાસેના દ્વારમાંથી બહાર નિકળેલા મનુષ્ય તરફ તિક્ષ્ણ અને વેધક દૃષ્ટિએ જોઇ રહ્યો.

તે મનોગત બોલવા લાગ્યો: "અહો! આ તો પેલો પિનાકપુરની ચંદ્રભુવન હોટેલવાળો પ્યારેલાલ! એને હું ન ઓળખું એ બનેજ કેમ! વળી આ સત્યરાજલુ કહે છે કે અહીં એક હિંદુ સ્ત્રી આવે છે; તેમજ તે સ્ત્રીની જાતનો એક પુરુષ પણ કોઈ કોઈ વાર આવે છે! અને વળી પાંચ લાખ રૂપીઆનો પ્રશ્ન છે! આશ્ચર્ય! પણ એ સ્ત્રીએ લલિતપુરમાં આવવાની હિમ્મત ભીડી હોય અને પોતાની ટોળીના માણસોને પિનાકપુરથી મદદને માટે બોલાવ્યા હોય; તોપણ તે આવા સ્થળે આવવાનું કદી પણ પસંદ કરે નહિ. કારણ કે આ સ્થળ ઉપર પોલિસની નજર કાયમ રહ્યા કરે છે. તે જો આ પ્રદેશમાં આવી હોય તો જે સ્થળે હું તથા એ સ્ત્રી સંતાઈ રહેતાં હતાં, અને પોલિસ બાપડી અમને પકડવામાં નિષ્ફળ જતી હતી—તે

સ્થળે ભરાઇ રહેવાનું એ પસંદ કરે. કારણ કે તે નદીકિનારાપર આવેલું હોવાથી તથા તેનું સાંચાકામ અદ્દભુત કારીગીરીવાળું હોવાથી એ મકાનમાંથી નદી રસ્તે છટકી જવાનું સુલભ થઇ પડે. માટે જો તે આ પ્રદેશમાં આવી હોય તો એ ' ભૂતીયા મહેલ ' ના ખંડેરમાંજ હોવી જોઇએ. પણ તો પછી અહીં મે પેલા માણસને જોયો તે પ્યારેલાલ–તેની ટોળીનો તેનો ખાસ વિશ્વાસુ માણસ ! "

તેણે પુનઃ સત્યરાજલુ તરફ મુખ ફેરવ્યું, અને પછી પોતાનો ડાબો હાથ ઉંચો કરી મસ્તકની પાછળ લઈ જઈ ગરદન ઉપર જાણે ખજવાળતો હોય તેવી રીતે ફેરવવા લાગ્યો. એ પ્રમાણે કરીને તેણે પોતાની પાછળ દૂર ઊભેલા મોહનને ત્યાં થોભી જવાની સૂચના કરી હતી. પછી તે શાંતપણે બોલ્યોઃ " બિરાદર હું તમારી સાથે તમારા મકાનમાં આવીને ભોજન લેત, અને તેમ કરવામાં મને આનંદ આવત. પરંતુ દિલગીર છું કે અત્યારે હું તમારા મકાનમાં આવી શકતો નથી. કેમકે એક ખાસ જરૂરી કામનું મને હમણાંજ સ્મરણ થયું છે. તેમાં ઢીલ કરાય તેમ નથી. "

" ભલે તમે મારે ત્યાં જમશો નહિ, પરંતુ માત્ર શરબતનું પાન તો કરતાજ જાઓ. માત્ર શરબત ને પાનસોપારી; જો ધૂમ્રપાન કરતા હો તો એકાદી સીગાર ! મારૂં એટલું મન તો રાખો. " સત્યરાજલુએ કહ્યું.

" તમારા આટલા બધા આગ્રહને હું તરછોડી શકતો નથી. વારૂ, ચાલો ત્યારે. "

" મારી પાછળ પાછળ આવો. " એમ કહીને સત્યરાજલુએ મકાનની અંદર પ્રવેશ કર્યો. બન્ને જણા મેડા ઉપર ચડીને તેના પાછળના ભાગમાં એક ખંડમાં દાખલ થયા. આ ખંડની બારીઓ બંધ હતી. સત્યરાજલુએ એ બારી તરફ આંગળી કરતાં કહ્યું: " પાસેના મકાનમાં પેલા વેશધારી બૈદ્ધો ધમાચકડી કરે છે તેમનો અવાજ અત્ર આવવા ન પામે એટલા માટે હું બારીઓ બંધ રાખું છું. છતાં પણ જો તમને ઉકળાટ જેવું લાગતું હોય તો બારી ખોલવામાં હરકત નથી."

"હા ઉકળાટ તો ઘણોજ છે." એમ બોલીને અરવિંદે પોતેજ એક બારી ખોલી અને તે શ્વાસોચ્છ્વાસમાં ખૂલ્લી હવા લેવાને બ્હાને બારીની બહાર ડોકાયો. એટલે પાસેના મકાનમાંથી કેટલાક માણસોનો હસવાનો તથા વાર્તાલાપનો અવાજ તેના કર્ણપુટપર અથડાયો. એક માણસ એક શૃંગારી ગાયન ગાતો હતો, કેટલાક હસતા હતા અને કોઇ કોઇ પેલા ગાયનપર ટીકા કરતા હતા.

"એજ! એમાં જરી પણ શક નહિ!" અરવિંદ સ્વગત બોલ્યો: "આ લોકો મોહિનીની ટોળીનાજ છે. આ ગાયન અને તેમની ભાષા એ વાતની ખાત્રી આપે છે."

તે સત્યરાજલુ પાસે આવી એક ટેબલ પાસે પડેલી ખુરસી ઉપર બેઠો. સત્યરાજલુએ શરબતનો શીશો, ગ્લાસ, પાનસોપારીની ચમચી અને સીગારની પેટી ટેબલપર મૂક્યાં. એ સર્વને એક પછી એક ઇન્સાફ આપ્યા બાદ તે ઉઠયો અને સત્યરાજલુની રજા લેતો બોલ્યો: "મારા વ્હાલા ધર્મબંધુ! હું રજા લઇશ. બુદ્ધદેવના આશીર્વાદ તારા ઉપર ઉતરો. હું પુનઃ તારી પાસે આવીશ ખરો; અને તે વખતે તું અત્યારના કરતાં વધારે સુખી અને ચિંતારહિત જીવન ગુજારતો હો એવો મારો આશીર્વાદ છે."

એટલું કહી સત્યરાજલુને સલામ કરી, તે એ ખંડમાંથી બહાર નિકળ્યો; અને પછી ત્વરિત ગતિએ નીચે ઉતરી ગયો. તે એ મકાનમાંથી બહાર પડયો કે તુરતજ મોહન ભૂતના ઓળાની માફક તેની સામે આવીને ખડો થઈ ગયો.

તે બોલ્યો: "સાહેબ! હું તો તમારી રાહ જોઇને કંટાળી ગયો. શો હુકમ છે? હું પણ મારી સાથે પેલી વસ્તુ લાવ્યો છું." તે એક પેટીમાં લાહી જેવી ચીકણી વસ્તુ ચોપડેલાં કાગળનાં જાડાં પુંઠાં બતાવતો બોલવા લાગ્યો: "મને એવી ઇચ્છા છે કે આજે હું પણ શિકારને જાળમાં સપડાવવાના કાર્યમાં આપને મદદ કરી શકું. કહો, હવે મારે શું કરવાનું છે?"

બાજુના મકાનના પ્રવેશ દ્વારમાં ઊભેલો વેશધારી બૌધ અત્યારે તે સ્થળે દૃષ્ટિએ પડતો નહતો. **અરવિંદ મોહનને** તે મકાન પાસે લઈ ગયો. બન્ને જણા અંદર દાખલ થયા. નીચે સર્વત્ર અંધકાર પ્રસરી રહ્યો હતો. **અરવિંદ** ધીમે સ્વરે બોલ્યોઃ " હું આ મકાનની પાછળની બાજુએ જાઉં છું. ત્યાં જઈ બીજા માળની પાછલી બારીએ ચડીને અંદરનું દૃશ્ય જોવાની મારી ઇચ્છા છે. તું અહીં રહેજે અને ચોતરફ નજર રાખજે. એટલું ધ્યાનમાં રાખજે કે તને કોઇ જોઇ જાય નહિ. હું ધારૂં છું કે આ મકાન **મોહિનીના** સાગરીતોનું નિવાસસ્થાન છે !"

" શું ! પિનાકપુરના બદમાશો ! અને વળી તેઓ લલિતપુરમાં ? સાહેબ ! મને જવા દો. મારી છ બહારવાળી રિવોલ્વરની સહાયથી હું ઓછામાં ઓછા છ જણાને તો ઓછા કરીશ. " **મોહન** આવેશ-પૂર્વક રહેજ ઉચ્ચ સ્વરે બોલ્યો.

" શીત-શીત-ધીમે બોલ! ઉતાવળ કરવાનો જરૂર નથી. માત્ર હું કહું છું તે પ્રમાણે કર. કોઇની નજરે પડવું નહિ અને બીજા ઉપર નજર રાખવી. જો કોઇ નીચે આવે તો—"

" તો એ મારી જાળમાં સપડાયેલોજ સમજવો. " **મોહન** વચ્ચે બોલી ઉઠયોઃ " આ કાગળનાં પુંઠાં તેમને છટકવા નહિ દે. એ બાબત આપ નિશ્ચિંત રહેજો. "

પછી **અરવિંદ** ત્યાંથી નિકળી બાજુની ગલ્લીમાં થઇને આ મકાનની પાછલી બાજુએ ગયો. પાછળ એક મોટા વાડા જેવું હતું. આ તરફ **મોહને** પોતાના કાર્યનો પ્રારંભ કરવાનો વિચાર કર્યો અને તે મેડા ઉપર ચડી, પેટી ખોલીને તેમાંનાં ચીકણી લાહીવાળા કાગળનાં પુંઠાં એક પછી એક બહાર કાઢવા લાગ્યો. એ પુંઠાં દાદરનાં તમામ પગથીયાં ઉપર તથા નીચે દાદરથી તે પ્રવેશદ્વાર સુધીની ચાલીમાં મૂકવાનો તેનો ઇરાદો હતો. તે કાગળનાં પુંઠાં ગોઠવવાની તૈયારી કરતો હતો, ત્યાં નીચેથી કોઈનાં પગલાંનો અવાજ આવ્યો એટલે તે એકદમ બધાં પુંઠાં એકઠાં કરી, પેટીમાં ભરી, પેટી ઉપાડીને એક બાજુએ

ખૂણામાં છૂપાઈ ગયો. એક માણસ નીચેથી ઉપર આવ્યો. તે એક ખંડનું દ્વાર ખોલીને અંદર દાખલ થયો. બારણું બંધ થતાની સાથેજ અંદરથી કેટલાકો આવેશપૂર્ણ સ્વરે બોલતા હોય એવા અવાજો મોહનને સંભળાયા. અંદરથી હસવાનો ધ્વની પણ આવતો હતો.

"ગૃહસ્થો !" મોહન અંદરના ખંડના મનુષ્યોને ઉદ્દેશીને સ્વગત બોલ્યોઃ "હવે આપ સાહેબો આ મોહન બંકાના પંજામાંથી છટકી શકવાના નથી."

તે પેલાં કાગળનાં પુંઠાં દાદરનાં પગથીયાં ઉપર, પેલા ખંડના દ્વારથી પગથીયાં સુધી અને નીચે પગથીયાંથી તે પ્રવેશદ્વાર સુધીની ચાલીમાં પાથરવા લાગ્યો.

અરવિંદ પાછળના વાડામાં ગયો. એ વાડામાં આ મકાનની દિવાલ પડતી હતી. એ દિવાલની બે બારીઓ પ્રકાશતી હતી. તે બારીઓનાં કાચનાં બારણાં વાસેલાં હતાં. અરવિંદ ત્યાં જઈ દિવાલનું નિરીક્ષણ કરતો ઉપર ચડવાનો લાગ શોધવા લાગ્યો. જે ખંડમાં આ બારીઓ હતી, તે ખંડની મોરીનો નળ લોખંડનો હતો. તે નળને દિવાલની સાથે થોડે થોડે અંતરે નળની બન્ને બાજુએ મોટા ખીલા મારીને જડી લેવામાં આવ્યો હતો. આ નળ વાટે ઉપર ચડવાનો અરવિંદે નિશ્ચય કર્યો. એ નિશ્ચયને અમલમાં મૂકવામાં તેણે વાર લગાડી નહિ. સરકસના ખેલાડી જેવી કુશળતાથી તે આ નળને પકડી ઉપર ચડવા લાગ્યો. પહેલે માળે આવ્યો એટલે હાથ લંબાવી, બારીનું બારસાખ પકડી, પત્થરપર પગ ટેકાવીને ઉભો રહ્યો. તે સાવચેતીપૂર્વક બારીના કાચના બારણામાંથી અંદર જોવા લાગ્યો.

પણ અંદર તેણે શું જોયું ? જૂઓ, તેનું હૃદય જોરથી ઉછાળા મારી રહ્યું છે. તેના શ્વાસોચ્છ્વાસની ગતિ વધી ગઇ છે. તેનું મન ચળવિચળ બની ગયું છે. એવું તે તેણે શું જોયું કે તેની આવી સ્થિતિ બની ગઇ.

આ ખંડમાં આશરે બાર માણસો હતા. તેમણે દક્ષિણ હિંદુ-

સ્તાનના બૌદ્ધો જેવો વેશ ધારણ કર્યો હતો. પરંતુ અરવિંદ જેવો કુશળ ડિટેક્ટિવ તેમના કૃત્રિમ વેશથી છેતરાય તેમ ન હતો. તે આ લોકો ઉપર દૃષ્ટિપાત કરતાંજ તેમને ઓળખી ગયો. આ ખંડની હવા તમાકુના ધૂમાડાથી તથા મદ્યની તીવ્ર વાસથી ઘટ્ટ બની ગઇ હતી. સામેની દિવાલમાં એક સોફા ઉપર એક રમણી આડે પડખે બેઠી હતી. તેના એક હાથની આંગળીઓ વચ્ચે સીગારેટ તથા બીજા હાથમાં મદ્યની પ્યાલી હતી. તેના ચ્હેરા ઉપર હાસ્ય ફરકી રહ્યું હતું. આ રમણી આપણી પરિચિત મોહિની હતી. કેટલાકો ગાતા હતા, કોઈ વાતો કરતા હતા, કોઈ હસતા હતા, કોઇ મદ્યના શીશા ઠલવતા હતા, તો કોઈ સીગારનો ધૂમાડો કરતા હતા. સર્વ પોતપોતાના તાનમાં ગુલતાન બની ગયા હતા. જાણે આ જગતમાં કશી ચિંતાજ ન હોય, કશું દુઃખજ ન હોય, તે પ્રમાણે આ લોકો નિશ્ચિંતપણે પોતપોતાના તરંગોમાં મશગુલ બની ગયા હતા.

પરંતુ એકાદ બે પળ પછી એ દૃશ્ય બદલાયું. બહાર કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. મોહિનીએ સીગારેટ ફેંકી દીધી, મદ્યની પ્યાલી ટેબલપર મૂકી દીધી અને તે ટટ્ટાર બેઠી થઇ ગઇ. સંગીત બંધ થઇ ગયું, હાસ્ય સ્થંભી ગયું, સંભાષણનો લોપ થઈ ગયો, એ ખંડનું દ્વાર ખૂલ્યું અને એક મનુષ્યે અંદર પ્રવેશ કર્યો.

" કોણ ! પ્યારેલાલ ! છેવટે તું આવ્યો ખરો ?" મોહિની આનંદાવેશ પૂર્વક બોલી. પ્યારેલાલ ખડખડાટ હસવા લાગ્યો. મોહિની સ્હેજ ચિડાઇને બોલી: " મૂરખના જામ ! આ હસવાનો સમય નથી. અત્યારે નકામો વખત ગૂમાવવાનું આપણને પાલવે તેમ નથી. બોલ બોલ, સાંભળે છે કે નહિ ? એને આપણા કાર્યમાં વિજય મળ્યો છે ? આપણે તેને નદી કિનારે પેલા કારખાનામાં મળવાનું છે ? પેલું કાર્ય સિદ્ધ થયું ? "

" હા-હા-" પ્યારેલાલ હજી પણ હસતો હસતો બોલવા લાગ્યો: " એ કાર્ય થયું-થયું-થયું ! અને તે પણ પેલા બદમાશ

અરવિંદની આંખો સામેજ ! ગૌરિદત્તની જાળ ખાલી જાયજ નહિ. એટલુંજ નહિ પરંતુ એક કાંકરે બે પક્ષીયો વિંધાયાં છે. ગૌરિદત્તે બન્નેને સપાટામાં લીધાં છે. સર સુમનચંદ્રને તથા પેલી નિર્મળાને પણ ! ગૌરિદત્ત પણ કાંઈ ઓછો ચાલાક છે? તેણે સરદાર જગદિશ-ચંદ્રનો વેશ એવી કુશળતાપૂર્વક ધારણ કર્યો હતો કે પેલી કાગડી નિર્મળાને પણ બિલકુલ શંકા આવી નહિ. બન્ને જરી પણ ભીતિ વગર મોટરમાં દાખલ થયાં; અને બીજીજ પળે તે મોટર કારખાના તરફ હંકારી ગઈ. ટ્રા-લા-લા-લા-ટ્રીમ ! વિજય-વિજય-વિજય-આપણો વિજય ! " તે ગાંડાની માફક ખડખડાટ હસતો ગાવા લાગ્યો.

આ સમાચાર અરવિંદને ઉશ્કેરી મૂકવાને માટે પૂરતા હતા. જે સુંદરી પોતાને પ્રાણથી પણ અધિક પ્રિય હતી, તે અત્યારે ભયમાં છે, એ વર્તમાનથી તે ઉશ્કેરાઈ ગયો અને તેની વિચારશક્તિ ઉપર તેના મનમાં ઉત્પન્ન થયેલા ગુસ્સાએ વર્ચસ્વ મેળવ્યું. એથી પરિણામનો વિચાર કર્યા વગર તેણે કાચના બારણાને જોરથી મૂક્કી લગાવી. બારણું ખૂલી ગયું અને તે અંદર કૂદી પડયો.

અંદર દાખલ થવાની સાથેજ જે સ્થળે મોહિની તથા પ્યારેલાલ ઊભાં હતાં ત્યાં તે ગયો અને આવેશ પૂર્વક બોલ્યોઃ " શું ! બદમાશ ગૌરિદત્ત મારી નિર્મળાને લઈ ગયો ? હું જોઉં છું કે હવે તે મારા સપાટામાંથી કેમ છટકી જાય છે ! મારી સાથે વેર બાંધી આ દુનિયા ઉપર અસ્તિત્વ ધરાવવાનું કાર્ય સ્હેલું નથી. "

" શયતાનનો સાથી ! " અરવિંદ જે નામથી અગાઉ પ્રખ્યાત હતો તેનો પ્યારેલાલે ઉચ્ચાર કર્યો.

" શયતાનનો સાથી ! અરવિંદ ! " મોહિની તથા બીજાઓએ પણ પડઘો પાડયો.

બીજીજ ક્ષણે એક પિસ્તોલનો અવાજ થયો. એ ખંડ માંહેની બત્તી હોલવાઈ ગઈ અને અરવિંદના કાન પાસે થઈને એક ગોળી પસાર થઈ. કોઈએ ચીસ પાડી. અરવિંદે જાણ્યું કે એ માણસને પેલી

ગોળી લાગેલી હોવી જોઇએ. પોતે ગુસ્સાના આવેશમાં કેટલી મોટી ભૂલ કરી છે તે હવે તેના ખ્યાલમાં આવ્યું. કારણકે કેટલાક માણુસો પેલી ખૂલ્લી બારી તરફ તથા કેટલાકો બારણા તરફ જઈને અરવિંદને અંદર રોકી રાખવાનો તથા તેને પૂરો કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. અંધકારમાં મોહિનીનો રૂપાની ઘંટડીના રણકાર જેવો તીણો પરંતુ અત્યારે કર્કશ બનેલો અવાજ આવતો હતો: " મારી નાખો—એ શયતાનના સાથીને—બદમાશ મિત્રદ્રોહીને કાપી નાખો—એવકફા કૂત્તાને પૂરો કરો ! " આ કાળી નાગણુ અરવિંદના લોહીનું પાન કરવાને તલસી રહી હતી.

હવે એક ક્ષણુ પણુ ગૂમાવાય તેમ નહતું. એક બારી તથા પ્રવેશદ્વાર બન્ને બંધ થઇ ગયાં હતાં—ત્યાંથી બહાર જઈ શકાય તેમ નહતું. વળી આ મકાનમાં અરવિંદ અગાઉ કદી પણુ આવ્યો નહતો. એટલે આ ખંડમાંથી બીજા ખંડમાં જવાને માટે સગવડ છે કે કેમ, તથા ત્યાંથી બહાર નિકળવાને શો માર્ગ છે, એ તેના જાણુ-વામાં નહતું.

છેવટે તે અમુક નિશ્ચય ઉપર આવી ગયો. એ ખંડમાં એક ખુરસી હતી. તે તેણે ઉપાડી અને બીજી બારી ખોલીને પેલી ખુરસી નીચે વાડામાં ફેંકી—ખુરસી નીચે પડવાથી થયેલા અવાજને લીધે એ ખંડમાંના તમામ માણુસો એ બારી તરફ ગયા અને અરવિંદ ત્યાંથી કૂદીને નીચે પડયો હશે, એમ માનીને બે-ત્રણુ જણા તે બારીમાંથી બહાર કૂદી પડયા. તે દરમિયાન અરવિંદ જે બારીમાંથી અંદર દાખલ થયો હતો, તેની પાસે આવ્યો અને તેમાંથી બહાર નિકળી, પત્થરના ધાંગવા ઉપર થઈ બાજુના ખંડની બારી પાસે ગયો. એ બારી ખૂલ્લી હતી. તે ખંડમાં અંધકાર હતો. તે એ ખંડમાં દાખલ થયો. કેમકે નીચે વાડામાં જવું સલામતી ભરેલું નહતું. આ ખંડ તદ્દન ખાલી હતો. તેનું દ્વાર બહારથી વાસેલું હતું. એટલે બહાર રવેશમાં એક બારી પડતી હતી તે ખોલીને રવેશમાં આવ્યો. તેજ વખતે જે ખંડમાં પેલા બદમાશોની

ટોળી હતી તેમાંથી મોહિની તથા બીજા ત્રણ-ચાર જણા બહાર આવ્યાં. પોતે દેખાઇ ન જાય એ હેતુથી અરવિંદ એક ખૂણામાં લપાઇ રહ્યો. મોહિની તથા તેના મદદગારો દાદરપરથી નીચે ઉતરવા લાગ્યાં. ત્યાં દાદરપર મોહને રાખેલાં કાગળનાં પુંઠાં ઉપર લગાવેલી ચીકણી લાહી તેમના જોડા સાથે ચોટવા લાગી. કાગળનાં પુંઠાં પણ બન્ને બાજુએ લાહી ચોપડેલી હોવાને લીધે પગથીયાં સાથે ચોટી ગયા હતા. આ લાહી એવી ચીકણી હતી કે તે એકદમ ઉખડતી નહિ. જોરથી ઉખેડવાનો પ્રયત્ન કરતાં એક-બે જણા દાદર પરથી નીચે ઉછળી પડયા. મોહિની પણ અરવિંદના મદદનીશ મોહનની આ શોધનો ભોગ થઈ પડી.

તે દરમિયાન અરવિંદ રવેશમાં સામી બાજુએ ચાલ્યો અને ત્યાં એક અગાશી હતી તેમાં જઈ છાપરા ઉપર ચડ્યો, તથા રાજમાર્ગ ઉપર ગટરમાં ખુલ્લી હવા જવાને માટે ભૂંગળું મૂકયું હતું તે રસ્તે નીચે રાજમાર્ગપર ઉતરી આવ્યો. મોહન સામે એક દુકાનના પાટીયા ઉપર બેઠો હતો. આ મકાનમાંથી ચાર-પાંચ જણા બહાર પડીને જોડા સાથે વળગેલી લાહીને ઉખેડતા હતા. મોહિની પણ તે ક્રિયામાં રોકાયેલી હતી. મોહન એ ગમ્મત જોતો હતો.

અરવિંદ મોહન પાસે આવ્યો અને બોલ્યો: “ દોડ-દોડ, જલ્દી કર, આ રસ્તે ! જીવનમરણનો સોદો છે. આ લોકો સર સુમનચંદ્રને ઉપાડી ગયા છે. સાથે નિર્મળાકુમારી પણ લઈ ગયા છે. આપણે રાખેલી સાવચેતી નિષ્ફળ ગઈ છે. ચાલ ચાલ-ઢીલ ન કર ! ”

એમ બોલતો આગળ અરવિંદ અને પાછળ તેનો મદદનિશ એક ગલીમાંથી બીજી ગલીમાં અને એક રસ્તાપરથી બીજા રસ્તાપર, તેમનામાં જેટલી શક્તિ હતી તે તમામ શક્તિને એકત્ર કરીને દોડવા લાગ્યા.

થોડી વારમાં તેઓ એક મોટા રાજમાર્ગ ઉપર આવી લાગ્યા. આ રાજમાર્ગ ઉપર હિંદુની તથા ઇરાનીની મોટી હોટેલો દેશી, દારૂનાં પીઠાં, વિલાયતી દારૂની દુકાનો, બિલિયર્ડરૂમ, વગેરે આવી રહેલાં હતાં. એક હોટેલ પાસે એક મોટર ઊભી હતી. તેનો શોફર હોટેલની બાજુની બારી પાસે ઊભો રહી આઇસક્રીમ ખાતો હતો. અરવિંદ તથા મોહન તે મોટર પાસે ગયા. અરવિંદ મોટરમાં દાખલ થયો. તેજ ક્ષણે એક પોલિસે તેના કાંડાપર હાથ મૂક્યો. પરંતુ અરવિંદે પોતાનો બિલ્લો બતાવી કહ્યું: " મને રોકીશ નહિ, ખાસ જરૂરી કામે જવાનું છે. શોફરને મારૂં નામ આપજે. તેની મોટર તથા ભાડું કાલે પોલિસની હેડ ઓફિસમાંથી લઈ જવાનું કહેજે. મોહન! બેસી જા અંદર, મજબૂત પકડજે." એટલું કહીને શોફરનું ધ્યાન ખેંચાય તે પહેલાં તો અરવિંદે મોટરને મારી મૂકી. મોટરની ગતિ કાયદાનું ઉલ્લંઘન કરીને આગળ વધી ગઇ. પરંતુ અરવિંદને તેની પરવા નહતી. તેને તો વગર ઢીલે પેલા નદી કિનારે આવેલા કારખાનામાં જઈને સર સુમનચંદ્ર તથા પોતાની પ્રિયતમાને બચાવવાનાં હતાં.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### યુક્તિ:

જ્યારે મનુષ્ય ભયમાં આવી પડે છે ત્યારે તેનામાં વિલક્ષણ શાંતિ અને સમયસૂચકતા આવે છે. ભયના પ્રથમ દર્શને તે ગભરાઇ જાય છે, હું આમ કરૂં અને તેમ કરૂં, એવા અનેક પ્રકારના સંકલ્પવિકલ્પો તેના મનમાં પસાર થઈ જાય છે. પરંતુ જ્યારે તેની ખાત્રી થાય છે કે આ ભીતિ એકદમ દૂર થાય તેમ નથી, ત્યારે તે શાંત બનીને એ ભયને કેવી રીતે યુક્તિપ્રયુક્તિથી દૂર કરવો તેના વિચારને પોતાના મનમાં સ્થાન આપે છે.

અત્યારે નિર્મળાની પણ એવી સ્થિતિ હતી. મોટર વાયુના વેગે દોડતી હતી. ન્હાનો બેરેનેટ નિર્મળાના પડખામાં ભરાઈ ગયો હતો. ગોરિદત્તે નિર્મળાના કપાળ સામે પિસ્તોલ ધરી રાખી હતી. જો નિર્મળા કશી પણ હીલચાલ કરે તો ગોરિદત્તને તેનું ખૂન કરતાં વાર લાગે તેમ નહતી. નિર્મળા તે સમજતી હતી. એટલે આ વખતે શાંતિ ધારણ કરવામાં સાર છે એવો વિચાર કરીને તે તકીયાને અઢેલી શાંતપણે બેઠી. થોડીક મિનિટો એવી સ્થિતિમાં પસાર થઇ. ગોરિદત્તે જોયું કે નિર્મળા હવે કશી પણ હીલચાલ કરતી નથી. એટલે તેણે તેના કપાળ સામે ધરેલી પિસ્તોલ ખેંચી લઈને નીચે હાથમાં પકડી રાખી.

તે નિર્મળાને ઉદ્દેશીને બોલ્યો: "નિર્મળા ! તારૂં કિંવા આ બેરોનેટનું ખૂન કરવાનો અમારો વિચાર નથી. નિષ્પ્રયોજન કોઈ પણ મનુષ્યપ્રાણીનો નાશ ન કરવો એ અમારો ખાસ સિદ્ધાંત છે."

"તો પછી તું અમને આ પ્રમાણે શા માટે અને કયાં લઈ જાય છે ?" નિર્મળાએ પ્રશ્ન કર્યો.

"શા માટે લઈ જાઉં છું એ પ્રશ્નનો જવાબ આપવાની મને મના છે. ક્યાં લઈ જાઉં છું એ તો તું મેં શ્યામલાલને પાણીની ચકકી તરફ મોટર હંકારવાનું કહ્યું એ ઉપરથી જાણી શકી છે. ત્યાં જઇને જો તું મારા કહેવા મુજબ આ કાર્યમાંથી હાથ ઉઠાવવામાં અરવિંદને સમજાવા શકીશ તો અમે તને મુક્ત કરીને જવા દઇશું; અને જો અરવિંદ અમારો પિછો નહિજ છોડે તો અમારે તને તેની સામે અમારા બચાવના સાધન તરીકે અમારા કબજામાં રાખવી પડશે."

"પણ ત્યારે શું તમે મારી સાથે સુમનભાઈને મુક્ત નહિ કરો ?"

"મેં તને કહ્યું છે કે બેરોનેટ સાહેબનો અમે નાશ કરવા ઇચ્છતા નથી. પરંતુ તેમને કયારે મુક્ત કરવા તેનો આધાર અમારી અધિકારી ઉપર છે. એટલી હું તને ખાત્રી આપું છું કે તેઓ જ્યાં સુધી

અમારા કબજામાં હશે ત્યાં સુધી અમે કોઇ પણ વાતે તેમને દુઃખી થવા દઇશું નહિ, અને તેમનો માન મરતબો જાળવીનેજ કામ લઇશું. તું મુક્ત થયા પછી લેડી શારદાબાઇને મળે ત્યારે અમારા સલામ સાથે તેમને કહેજે કે તેઓ તેમના ચિરંજીવીના સંબંધમાં તદ્દન નિશ્ચિંત રહે.” ગૌરિદત્તે જણાવ્યું.

“ વારૂ, હવે મારો એકજ પ્રશ્ન છે. તમે બે-ત્રણ વખત સુમનભાઇનું ખૂન કરવાનો પ્રયત્ન કરેલો તેનું કારણ શું ?” નિર્મળાએ પૂછ્યું.

“ અમે ન્હાના બેરોનેટનું ખૂન કરવાનો પ્રયત્ન કર્યો હતો એ વાર્તા અત્યારે તારી પાસે કબૂલ કરવામાં મને કશો ભય નથી. તેનું કારણ તું જાણવા માગે છે ? જો સર સુમનચંદ્ર જીવન્ત સ્થિતિમાં અમારા કબજામાં આવી જાય તો તેનું ખૂન કરવાની જરૂર નથી. પરંતુ તેમને ઉપાડી જવાના અમારા પ્રયત્નમાં નિષ્ફળતા મળવાથી તથા અમારે અમારૂં કાર્ય ત્વરાથી સિદ્ધ કરવાનું હોવાથી છેવટે તેમનું ખૂન કરવાનો પ્રયત્ન કરેલો. અમને સર સુમનચંદ્રની નાહ પણ તેના શરીરની જરૂર છે. એટલે તે મૃત્યુ પામ્યા બાદ તેના શબને સ્મશાન લઇ જવામાં આવત, તે વખતે અમે તે શબને ઉપાડી જાત; અથવા તો તેના શરીરની ડોકટરી તપાસ થાત તે દરમિયાન અમે અમારો હેતુ સિદ્ધ કરી લેત.”

“ પણ એવો તમારો શો હેતુ છે કે જેને પૂર્ણ કરવાને માટે તમે આ નિર્દોષ બાળકના પ્રાણને પણ વિદારવામાં પાછું વાળીને જોતા નથી.” સ્હેજ તિરસ્કારપૂર્વક નિર્મળા બોલી.

“ એ જણાવવાની મને સત્તા નથી. વારૂ, હવે પેલું કારખાનું નજીક આવ્યુ છે. જો આ નદી દેખાય. આપણે તેના કિનારાપર આગળ વધીએ છીએ. એ કારખાનામાં જઇને હું કહું તે પ્રમાણે જો તું અરવિંદ ઉપર પત્ર લખીશ તો થોડા સમયમાજ મુકત થઇ શકીશ.” ગૌરિદત્તે કહ્યું.

નિર્મળાએ એનો કશો પણ જવાબ આપ્યો નહિ. તે બહાર નદી તરફ દૃષ્ટિ કરી રહી હતી. તેઓ અત્યારે લલિતપુરથી લગભગ પંદર–વીશ માઇલ કે તેથી પણ વધારે દૂર આવી પહોંચ્યાં હતાં. એક બાજુએ વિશાળ સરિતાનું ખળખળ વહેતું સલિલ તારિકાના સ્નાનથી ચમકારા મારતું હતું; જ્યારે બીજી બાજુએ લીલાં છમ ખેતરો અને ઉંચાં નીચાં વૃક્ષો એક પછી એક પસાર થતાં હતાં. સર્વત્ર નિસ્તબ્ધતા પ્રસરેલી હતી. માત્ર મોટરનો ઘોર અવાજ, નદીના પાણીનો ખળખળાટ અને વચ્ચે વચ્ચે પવનથી થતો વૃક્ષોના પાંદડાંનો ખખડાટ એ નિસ્તબ્ધતાને ભેદતા હતા.

ગૌરિદત્તે નિર્મળાને અરવિંદ ઉપર પત્ર લખી, આ કાર્યથી હાથ ઉઠાવી લેવાનો આગ્રહ કરવાની સૂચના કરી હતી. એ સૂચનાનો સ્વીકાર કરવો કે કેમ એ સંબંધમાં નિર્મળા અત્યારે વિચાર કરી રહી હતી. તે મનમાં વિચારવા લાગી: " કેવળ મારા જીવનને ખાતર અરવિંદની પ્રતિષ્ઠાને લાંચ્છન લાગે એવો માર્ગ લેવાની તેને પ્રેરણા કરવી ? જ્યારે હું તથા લેડી શારદાબાઈ તેમની પાસે ગયાં હતાં ત્યારે પણ તેમને એક પત્ર મળ્યો હતો. તે પત્રમાં પણ તેને આ કેસમાં નહિ પડવાની સુચના કરવામાં આવી હતી. તે પત્ર વાંચ્યા પછી તે બોલ્યા હતા કે ' આ લોકો લાકડાં કે મંગળસૂત્ર એમાંથી એકની પસંદગી કરવાનું જણાવે છે. હું મંગળસૂત્રને પસંદ કરૂં છું, અને આ કેસ હાથમાં લઈ, તેનો સંતોષકારક નિવેડો લાવી, કદાચ ભવિષ્યમાં મારી હૃદયની દેવી માટે મંગળસૂત્ર ખરીદવાનો પ્રસંગ પ્રાપ્ત કરી શકીશ. ' હું જાણું છું કે તે પોતાના બોલેલા શબ્દોનું અવશ્ય પાલન કરશે. તો પછી મારે તેમને શા સારૂ નાહિમ્મતવાન બનાવવા ? નહિ, તેમના ઉપર પત્ર લખવાની જરૂર નથી. આ નરાધમ મારો પ્રાણ લેશે ? હા, તે ભલે મારો પ્રાણ લે, પરંતુ તેને પણ પોતાના પ્રાણનો ભોગ આપવો પડશે. અરવિંદે મને જે પિસ્તોલ આપેલી છે તે અત્યારે પણ મારી પાસેજ છે. યથાસમયે હું તેનો ઉપયોગ કરીશ—"

તેના વિચારતરંગમાં ભંગ પડયો. મોટર એકાએક સ્થંભી ગઈ. ગૌરિદત્તે કહ્યું: " ચાલ નીચે ઉતર, હવે આપણા પ્રવાસનો અંત આવી ગયો છે. તું અહીં ગમે તેટલી બૂમો પાડે તોપણ કોઇ સાંભળવાનું નથી કે તારી મદદે આવવાનું નથી. શ્યામલાલ બત્તી લઇને આગળા થા. નિર્મળા ! આ છોકરો મારા હાથમાં આપ. હું તેની સંભાળ લઇશ. "

" ના, હમણાં નહિ. " નિર્મળા સુમનચંદ્રને પોતાના બાહુપાશમાં લેતી બોલી: " જ્યાં સુધી હું જીવતી છું ત્યાં સુધી તો હું તેને મારાથી વીલો નહિ મૂકું. તું મારી પાસે અરવિંદ ઉપર પત્ર લખાવવા ઇચ્છે છે. હું મારે ખાતર તો એ પત્ર લખવાની નથીજ. કદાચ તું મારૂં ખૂન કરે તોપણ હું તેના ઉપર પત્ર લખવાની નથી. પરંતુ જો તું આ બાળકથી મને જુદી નહિ પાડે તો હું તું કહીશ તે પ્રમાણે અરવિંદને લખીશ અને તેને સમજાવવાનો પ્રયત્ન કરીશ. "

" વારૂ, ત્યારે એ માટે મારો વિશેષ આગ્રહ નથી. ચાલ આગળ થા. શ્યામલાલ ! એ બત્તી અહીં લાવ. એટલે તેના પ્રકાશમાં આ નિર્મળાબાઈ કારખાનામાં જવાનો રસ્તો જોઈ શકે. એ તરફ નહિ, નિર્મળા ! આમ–આ બાજુએ ચાલ. "

" ચાલો, " નિર્મળા સુમનચંદ્રને પોતાની આંગળીએ રાખી કારખાનાના દરવાજા તરફ ચાલતી બોલી: " સુમનભાઈ ! તમે ન્હાના છો પણ બહાદુર છો, અને તમે જાણો છો કે બહાદુર પુરૂષો કોઈથી ડરતા નથી. તમે મારી સાથે ચાલો. આ ગૃહસ્થથી આપણે ડરવાની કશી પણ જરૂર નથી. "

તે આડી આંખે ગૌરિદત્ત સામે જોતી હતી. તે જોઈ શકી કે પોતાના પ્રસ્તુત શબ્દોની ગૌરિદત્ત ઉપર અસર થઈ છે અને તે નિશ્ચિંત બન્યો છે. આ વખતે બધાંએ કારખાનાના કમ્પાઉન્ડમાં પ્રવેશ કર્યો હતો.

આ પાણીનું કારખાનું હતું. તે નદી કિનારાપર આવેલું હતું. અગાઉ આ કારખાનામાંથી લલિતપુર શહેરને પાણી પૂરૂં પાડવામાં આવતું હતું. પરંતુ પાછળથી બીજાું મોટું 'વોટરવર્ક્સ' કરવામાં આવ્યા બાદ આ કારખાનાનો કશો પણ ઉપયોગ થતો નહતો. આ કારખાનામાં એક મોટો હોજ હતો. તેમાં નળ મૂકીને તેમાંથી પાણી ખેંચવામાં આવતું હતું. હોજની પડખે એક ન્હાનો દરવાજો હતો તેમાંથી નદીમાં જવાતું હતું. એ દરવાજાનાં દ્વાર તુટી ગયેલાં હોવાથી અત્યારે તે ખુલ્લો હતો.

કારખાનાના કમ્પાઉન્ડમાં આગળ શ્યામલાલ, તેની પાછળ નિર્મળા તથા સુમનચંદ્ર અને તેની પાછળ ગૌરિદત્ત એ પ્રમાણે ચાલતાં હતાં. ગૌરિદત્ત અત્યારે નિશ્ચિંત બન્યો હતો. પોતાના હાથમાં આવેલો શિકાર છટકી જવાની તેને ભીતિ ન હતી. વળી આ સ્થળે કોઇના આવવાનો સંભવ પણ ન હતો; અને નિર્મળાએ પોતાના અત્યાર-સુધીના વર્ત્તનથી તેને નિર્ભર બનાવ્યો હતો. જે પિસ્તોલ અત્યારસુધી ગૌરિદત્તના હાથમાં હતી તે તેણે ગજવામાં મૂકી દીધી. થોડાંક પગલાં આગળ ચાલ્યા બાદ નિર્મળા સુમનચંદ્રને લઇને એક બાજુએ ખસી ગઈ. ગૌરિદત્તને પોતાના વિચારમાં નિર્મળાની આ હીલચાલનો ખ્યાલ રહ્યો નહિ. તે બે પગલાં આગળ વધ્યો. એટલે નિર્મળા તેની સામે રિવોલ્વર તાકતી બોલીઃ " તમે બન્ને જણા તમારા હાથ ઉંચા કરો!"

" શું ! " ગૌરિદત્તના મુખમાંથી આશ્ચર્યોદ્‌ગાર સરી પડયો અને તેનો હાથ કોટના ગજવા તરફ જવા લાગ્યો. તેજ વખતે રિવો-લ્વરનો અવાજ થયો અને ગોળી સણુસણાટ કરતી ગૌરિદત્તના ડાબા ખભાને છરકો કરીને પસાર થઈ.

નિર્મળા પુનઃ બોલીઃ " તારા હાથ ઉંચા કર ! આ વખતે તો મેં ખભા તરફ ગોળી છોડી હતી, પણ હવે બીજી વાર કપાળ સામે નિશાન ટાંકીશ. સુમનભાઇ! જાૂઓ પેલા હોજની જમણી બાજાુએ દરવાજો છે. એ તરફ તમે જાઓ. શ્યામલાલ! જો તું તારી જગ્યા-

એથી ખસ્યો છે તો યાદ રાખજે કે તેજ પળે આ શસ્ત્રનો ભોગ થઈ પડીશ. હું તમને બન્નેને પિછાનું છું. મને તમારા ઉપર લેશ માત્ર પણ દયા આવવાની નથી."

"પણ આ તું શું કરે છે તેનો વિચાર કર!" પોતાના હાથ ઉંચા કરતો ગૌરિદત્ત બોલ્યો.

"મેં બધો વિચાર કરી મૂક્યો છે. સુમનભાઇ! જાઓ, ઢીલ ન કરો."

સુમનચંદ્ર હોજ તરફ જવા લાગ્યો. ગૌરિદત્ત પુનઃ બોલ્યોઃ "નિર્મળા! શું તું એમ ધારે છે કે હું તારાથી ડરી જઇશ અને તું અમારા પંજામાંથી છટકી જઇશ? અહીં તારૂં મદદગાર કોણ છે?"

"હું છું!" બહારથી અવાજ આવ્યો.

"કોણ! મી. અરવિંદ! આવો—જલ્દી આવો, આ બદમાશ ગૌરિદત્ત મારા કબજામાં છે, અને ન્હાના બેરોનેટ સલામત છે. પણ તમે જલ્દી આવો."

"અમે આવીએ છીએ, નિર્મળાબાઈ! અમે આ આવ્યાં. હિમ્મત રાખજો." બીજો અવાજ આવ્યો. એ અવાજ મોહનનો હતો.

અત્યારસુધી તો નિર્મળા પોતાની હિમ્મત ટકાવી રહી હતી. પરંતુ ગમે તેવી તોય તે એક અબળા. જ્યાંસુધી કોઇ મદદગાર ન હતું. ત્યાંસુધી તેની હિમ્મત ટકી રહી. હવે તેનું બળ ખુટી ગયું, તેની આંખે અંધારાં આવવા લાગ્યાં અને તે ધબ દઇને નીચે જમીનપર પડી ગઈ.

ગૌરિદત્તે જોયું કે જો આ પળનો ઉપયોગ કરવામાં તે ચૂકે તો તેનો સર્વનાશ છે. કારણ કે હવે અહીંથી પસાર થઈ જવા સિવાય બીજો એક પણ માર્ગ તેને માટે રહ્યો નહતો. જે રસ્તે થઇને નદીમા જવાતું હતું તે રસ્તેથી પસાર થઈ જવાનો તેણે વિચાર કર્યો. તે તથા શ્યામલાલ દોડયા. માર્ગમાં સુમનચંદ્ર ઊભો હતો. ગૌરિદત્તને તાત્કાળિક કશોક વિચાર આવ્યો. તેણે સુમનચંદ્રને પકડીને ઉપાડી

જવાનો પ્રયત્ન કર્યો, પણ ઉતાવળમાં સુમનચંદ્ર તેના હાથમાંથી છટકયો અને હોજ તરફ દોડયો. બીજીજ ક્ષણે હોજમાં મોટો ધબાકો થયો.

તેજ પળે અરવિંદ તથા મોહન ત્યાં આવી પહોંચ્યા. તેમણે નિર્મળાને જમીનપર પડેલી જોઇ. હોજમાં કોઈ પડવાથી થયેલો પાણીનો અવાજ પણ સાંભળ્યો હતો અને પેલા બે બદમાશોને ન્હાસી જતા જોયા હતા. નિર્મળા અત્યારે તદ્દન બેશુદ્ધ અવસ્થામાં હતી. સુમનચંદ્ર દૃષ્ટિએ પડતો નહતો. પેલા બે જણા પલાયન થઇ ગયા હતા. એટલે અરવિંદે તર્ક કર્યો કે હોજમાં સુમનચંદ્ર પડેલો કિંવા પેલા બદમાશે તેને નાખેલો હોવો જોઇએ. અરવિંદ કોટ, ટોપી અને જાકીટ કાઢીને એકદમ હોજમાં કૂદી પડયો. તે તળીયે જઇને ઉપર આવ્યો કે સુમનચંદ્રનું મસ્તક તેના જોવામાં આવ્યું. તે પાણી કાપતો સુમનચંદ્ર પાસે ગયો. સુમનચંદ્ર પણ બેભાન બની ગયો હતો. અરવિંદ તેને પોતાના એક હાથમાં પાણીની ઉપર રાખી, બીજે હાથે પાણી કાપતો હોજની એક બાજુની દિવાલ તરફ આવ્યો. હોજની અંદરથી ઉપર આવવાને માટે પત્થરનાં ન્હાનાં પગથીયાં તથા કડાં હતાં પરંતુ તે રસ્તે સુમનચંદ્રને લઇને ઉપર ચડી શકાય તેમ ન હતું. એટલે અંદરથી અરવિંદે મોહનને હાકલ કરી. મોહન હોજના કિનારા ઉપરજ ઊભો હતો.

અરવિંદે કહ્યું: "મોહન ! બહાર બીજી કોઈ મોટરનો અવાજ સંભળાય છે? કારણકે પેલી બદમાશોની રાણી મોહિની તેના સાગરીતો સાથે અહીં આવવાને માટે નિકળી છે."

"નાજી, અહીં તો બધું સુમસુમાકાર છે." મોહને જવાબ આપ્યો.

"વારૂ, ત્યારે તું નિર્મળાગૌરી પાસે જા અને તેમની સાડી લઈ આવી મને આપ. એ સાડી વડે હું સુમનભાઇને મારી પીઠ ઉપર બાંધી લઉં તો ઉપર આવી શકું. તે વિના અત્યારે એક પણ માર્ગ નથી."

"વાહ, સાહેબ!" એમ કહીને મોહન નિર્મળા પાસે ગયો. નિર્મળા અત્યારે શુદ્ધિમાં આવી હતી. તે બેઠી થઇને ચોતરફ જોતી હતી. મોહન તેની પાસે આવીને બોલ્યોઃ "નિર્મળાબ્હેન! તમે ગભરાશો નહિ. સર સુમનચંદ્ર હોજમાં પડી ગયા હતા. કદાચ પેલા બદમાશે પણ તેમને અંદર નાખી દીધા હોય. પરંતુ મારા માલકે તુરત હોજમાં પડીને એરેનેટ સાહેબ બચાવીને લીધા છે. હવે માત્ર બહાર નિકળવાની મુશ્કેલી છે. અંદરથી બહાર આવવા માટે પત્થરનાં પગથીયાં તથા કડાં છે. પરંતુ જો મી. અરવિંદ એરેનેટ સાહેબને પોતાની પીઠ સાથે બાંધી શકે તોજ તેમનાથી બહાર આવી શકાય. એટલે જો આપની સાડી આપો તો એ કામ થઈ શકે."

"હા, લ્યો. સુમનભાઇને બચાવવામાં મારી સાડી ઉપયોગમાં આવતી હોય તો એથી વિશેષ બીજું શું?" નિર્મળાએ તુરત સાડી કાઢી આપી.

મોહન સાડી લઇને હોજ પાસે ગયો. નિર્મળા પણ તેની પાછળ પાછળ ત્યાં ગઈ. મોહને સાડી હોજમાં જ્યાં અરવિંદ હતો ત્યાં નાખી. અરવિંદે સાડીને બેવડી કરીને તેમાં સુમનચંદ્રને સૂવાડ્યો તથા તેને પીઠપર રાખી પોતાની છાતી આગળ સાડીનો કસ કસાવીને ગાંઠ બાંધી દીધી. પછી તે કડાં પકડી ધીમે ધીમે એક પછી એક પગથીયાં ઉપર પગ મૂકતો ઉપર આવ્યો. હોજ વધારે ઊંડો નહિ હોવાથી ઉપર આવતાં વાર લાગી નહિ.

ઉપર આવ્યા બાદ અરવિંદે સાડી છોડી તે જમીનપર પાથરી તેનાપર સુમનચંદ્રને સૂવાડ્યો; અને તેની નાડી, છાતી, પેટ વગેરે તપાસ્યું. સુમનના પેટમાં પાણી ગયું ન હતું. માત્ર ભયથી તેને મૂર્ચ્છા આવી ગઈ હતી. નિર્મળાએ સુમનને એકદમ પોતાના ખોળામાં લઈ લીધો. સુમનની આ સ્થિતિ જોઇને તે ચિંતાતુર બની ગઇ હતી. તેનાં નેત્રોપર અશ્રુબિન્દુ ચમકી રહ્યાં હતાં.

અરવિંદ તેને હિમ્મત આપતો બોલ્યોઃ "તમે ગભરાશો નહિ. ઠંડો પવન લાગશે એટલે થોડી વારમાંજ સુમનભાઇ શુદ્ધિમાં આવી જશે."

નિર્મળા સાડીના છેડાવડે સુમનને પવન નાખવા લાગી. એકાદ–બે પળમાં સુમન શુદ્ધિમાં આવ્યો. "કોણ! નિર્મળાબ્હેન! પેલા માણસો ક્યાં ગયા? આ કોણ છે? હું ક્યાં છું?"

"બાપુ! તમે મારી પાસે મારા ખોળામાં છો. પેલા બદમાશો ન્હાસી ગયા છે. આ ગૃહસ્થ તમારા તથા માતુશ્રીના મિત્ર છે અને તેમણે આવીને મારૂં તથા તમારૂં રક્ષણ કર્યું છે. તમને પેલા બદમાશે હોજમાં નાખી દીધા હતા, પણ આ ગૃહસ્થ શ્રીયુત અરવિંદે અંદર પડીને તમને બચાવી લીધા છે. તેમની સાથે હાથ મીલાવો અને તેમનો આભાર માનો."

"મહાશય! હું તમારો આભાર માનું છું. જો તમે ન આવ્યા હોત તો પેલા માણસો મને તથા આ નિર્મળાબ્હેનને મારી નાખત; અને પછી મારાં માતુશ્રી કેટલું બધું કલ્પાંત કરત. હું બાને કહીશ કે તમે એક દેવ છો. કેમ નિર્મળાબ્હેન! ખરૂં કે નહિ? એક દેવ વિના આવું કાર્ય કોઇ ન કરી શકે." અરવિંદ સાથે હાથ મીલાવતો સુમન બોલ્યો.

"હા, ભાઇ! શ્રીયુત અરવિંદ મનુષ્યરૂપે દેવ છે. તેમણે આપણી માફક બીજા અનેક મનુષ્યોનું રક્ષણ કરેલું છે. અરવિંદ! સુમનચંદ્ર તમને દેવ કહે છે. હું તો કહું છું કે તમે દેવ કરતાં પણ વિશેષ છો." નિર્મળાનો સ્વર અત્યારે ધ્રૂજતો હતો.

અરવિંદ સ્મિત કરતો બોલ્યો: "નિર્મળાકુમારી! દહન કરવાને લાકડાં ખરીદ કરવાનો પ્રસંગ આ બદમાશોએ ઉપસ્થિત કર્યો હતો. પરંતુ તેમાં તેમને નિષ્ફળતા મળી છે. હવે તો લગ્નને માટે મંગળ-સૂત્ર ખરીદવાના પ્રસંગની આતુરતાપૂર્વક રાહ જોઉં છું. જો હું તેને માટે યોગ્ય હોઉં તો."

નિર્મળા હસી. એ હાસ્યમાં સંમતી હતી.

# પ્રકરણ ૩૦ મું.

---

## પવિત્ર બાળક.

રાત્રીના બારના ટકોરા થયા.

લેડી શારદાબાઇના બંગલાના પુસ્તકાલયવાળા ખંડમાં એક ન્હાના ઢોલીયા ઉપર ન્હાના બેરોનેટ સાહેબ ભરનિદ્રામાં સૂતા હતા. તેમના કોમળ વદન ઉપર સંપૂર્ણ શાંતિ અને મંદ સ્મિત ચમકતાં હતાં. તે ઢોલીયા પાસે લેડી શારદાબાઈ, અરવિંદ, સરદાર જગદિશચંદ્ર અને નરેન્દ્રપ્રસાદ બેઠાં હતાં. તેઓ એક બીજાં સાથે ધીમે ધીમે વાત કરતાં હતાં. વાર્ત્તાલાપનો વિષય મોહિની તથા તેનો સહાયક ગૌરિદત્ત હતાં. નિર્મળા પણ તેજ ખંડમાં હતી, પરંતુ તે આ સંભાષણમાં ભાગ નહિ લેતાં આમતેમ ફરતી હતી અને અવારનવાર રસ્તાપર પડતી બારી ખોલીને તેમાંથી બહાર નજર નાખતી હતી. તે કોઇના આગમનની આતુરતાપૂર્વક રાહ જોતી હોય એમ લાગતું હતું.

" ત્યારે એ બદમાશો તમારા હાથમાંથી છટકી ગયા ? " અરવિંદે નરેન્દ્રપ્રસાદને ઉદ્દેશીને કહ્યું: " મને પણ એવો ભય હતો. પરંતુ હું તમને જલ્દીથી ખબર આપી શકું તેમ નહતું. અમે પેલા પાણીના કારખાને ગયા તે વખતે મોટરકારને જોરપૂર્વક ચલાવેલી હોવાથી તેને નુકસાન થયું હતું. એટલે ત્યાંથી પાછા ફરતાં એ મોટરનો ઉપયોગ થઇ શકયો નહિ. હું મોહનને ત્યાં એ મોટર સાચવવાનો રાખી પેલા બદમાશ ગૌરિદત્તની મોટરમા સર સુમનચંદ્ર તથા નિર્મળાગૌરીને લાવ્યો. માર્ગમાં મેં તમને ટેલીફોનથી ખબર આપ્યા. અહીં આવ્યાબાદ ગૌરિદત્તની મોટર પોલિસ ઓફિસમાં મોકલી આપી. મોટર મૂકવા જનાર માણુસ ખબર લાવ્યો કે તમે ઓફિસમાં નહતા."

" હા, તમારા તરફથી ખબર મળતાં મેં એક મોટરમાં પાંચ

માણુસોને પાણીના જૂના કારખાને મોહનની મદદને માટે મોકલ્યા હતા; અને હું તમારા જણાવવા મુજબ પેલા બદમાશોને પકડવા ગયો. પરંતુ એ મકાનમાં કોઇ પણ નહતું. તપાસ કરતાં માલૂમ પડયું કે બૌદ્ધોની એક ટોળીએ પ્રાર્થનામંદિર તરીકે ઉપયોગ કરવાને એ મકાનમાં એક ખંડ ભાડે રાખ્યો હતો. તેઓ હમેશાં સ્હાંજે ત્યાં આવતા અને રાત્રીના બાર વાગ્યા સુધી રોકાતા. આજે તેઓ હમેશ કરતાં વ્હેલા ચાલ્યા ગયા હતા. ત્યાંથી ઓફિસમાં આવ્યો. થોડી વારે મોહન તથા મારા માણુસો આવી પહોંચ્યા. ભાંગેલી મોટર પણ સાથેજ હતી. તેને સમારકામ કરાવવાની સૂચના કરી દીધી છે. માત્ર દિલગીરી એટલી થાય છે કે તમે ગૌરિદત્તને તથા હું મોહિનીને પકડી શક્યા નહિ. ”

“ હા, એ વાત ખરી છે; અને મને ભય રહે છે કે એ બે જણાં છૂટાં છે ત્યાંસુધી તેઓ વિશેષ ત્રાસ આપ્યા સિવાય રહેવાનાં નથી. જો કે હવે લેડી શારદાબાઇને લેશ પણ ચિંતા કરવાની નથી. તેમજ સર સુમનચંદ્ર પણ હવે નિર્ભય છે. તેમના ત્રાસનો હવે અંત આવી ગયો છે; અને અત્યારસુધી સર સુમનચંદ્ર બૌદ્ધમાં પવિત્ર બાળક તરીકે પૂજાતા હતા, તે આવતી કાલના પ્રાતઃકાળથી પૂજાતા બંધ પડી જશે અને કોઈ પણ બૌધ ન્હાના બેરોનેટને અગાઉના જેવું માન આપવાની આવશ્યકતા જોશે નહિ. ”

“ ડો. અરૂણોદય આવ્યા ખરા ! ” નિર્મળા બોલી: “ મી. અરવિંદ ! હવે આપણે આ બનાવનું રહસ્ય ચોક્કસપણે જાણી શકીશું. ”

“ માત્ર આપણેજ નહિ પરંતુ આખું જગત તે જાણુશે. કારણ કે એ રહસ્યને ગુપ્ત રાખવાની હવે જરૂર નથી. ” અરવિંદે કહ્યું: “ ડોકટર ! તમે બરોબર વખતસર આવી પહોંચ્યા છો. અહીં આવો, આ બેરોનેટ સાહેબના ચમકતા મુખચંદ્રનું દર્શન કરો ! ” અરવિંદે સ્હેજ સ્મિત કર્યું.

ડૉકટર જાણે પોતે કશું સમજી શક્યો ન હોય એવા ભાવપૂર્વક બોલ્યો: " પણ આ બધું છે શું ? મને તો એમ જણાવવામાં આવ્યું હતું કે ડિટેકિટવ ખાતાને લગતા એક કેસના સંબંધમાં મી. નરેન્દ્રપ્રસાદ મને બોલાવે છે. હું ઓફિસમાં ગયો ત્યાં તેમની ચીઠી મને મળી. તેમાં તેમણે મને અહીં આવવાની સૂચના કરી હતી. મેં ધારેલું કે કાં તો કોઈનું ખૂન થયું હશે અથવા કોઇને જખમ થયો હશે, જ્યારે અહીં એવું કશું નથી. "

" કોઇનું ખૂન થયું નથી પણ ખૂનના પ્રયત્નો થયેલા ખરા; અને જખમ તો અમુક વર્ષ પહેલાં થયો હતો, જે અત્યારે રૂઝાઈ ગયો છે. છતાં પણ તમારે તે જખમને તપાસવાને માટે ઓપરેશન કરવાનું છે. તે ઓપરેશન અહીં આ ઢોલીયાપર સૂતેલા સર સુમનચંદ્ર ઉપર કરવાનું છે. " અરવિંદે જણાવ્યું.

" સુમન ઉપર ? " લેડી શારદાબાઇ એકાએક ચમકી અને ભયપૂર્ણ સ્વરે બોલી: " મારા આ ન્હાના બાળક ઉપર ઓપરેશન ! મી. અરવિંદ ! પ્રભુને ખાતર–"

" ના, પ્રભુને ખાતર નહિ. બુદ્ધ ભગવાનને ખાતર એ ઓપરેશન કરવાનું છે. " અરવિંદ હસતો હસતો બોલ્યો: " બાઇસાહેબ ! આપ જરી પણ ભયભીત થશો નહિ. માત્ર ન્હાનો છેકો કરવાનો છે, અને તે કરતાં પહેલાં કોકેનનું ઇન્જેક્શન આપીશું, એટલે લેશ પણ દુ:ખ થશે નહિ. અનંતપુરમાં સુમનભાઈને જે જખમ થયો હતો તે ફરીથી ઉકેલવાની જરૂર છે. એમ કરતાં પહેલાં તેનું કારણ જાણવાનો તમારો હકક છે, અને એ કારણ હું તમને જણાવીશ. જે રાત્રીએ તમારા ચિરંજીવીને બંધૂકની ગોળી લાગી તે વખતે તમે બધાંએ મોટી ભૂલ કરી હતી. જે માણસ બંધૂક સાથે તમારા રસોયાના જોવામાં આવ્યો હતો તે કાંઈ સાધારણ બૌદ્ધ નહતો, અને તેના મનમાં તમારા દીકરા ઉપર કે બીજા કોઇ મનુષ્ય ઉપર પોતાની બંધૂક છોડવાની કલ્પના પણ નહતી. તે બૌદ્ધોનો મુખ્ય ધર્માચાર્ય

હતો અને તેનું નામ સીદામા હતું. તે બુદ્ધ ભગવાનના પવિત્ર દાંતનો રક્ષક હતો. તે અથવા તેના વારસ સિવાય બીજા કોઇ બૌદ્ધને પણ એ પવિત્ર દાંતનો સ્પર્શ કરવાનો અધિકાર નથી. જ્યારે બૌદ્ધમંદિર અને તેની મીલકત લૂટાવાની છે એવી ખોટી અફવા ફેલાયેલી તે વખતે આ પવિત્ર દાંત શત્રુઓ દૃષ્ટિએ પડશે અને તેઓ એ દાંતને પણ લઇ જશે એવી ભીતિથી સીદામાએ એ દાંત મંદિરમાંથી લઇને પોતાની પાસે રાખ્યો હતો. પોતાની પાસે રાખવામાં પણ તેને જોખમ લાગ્યું. એટલે એ દાંત તેણે તેની બંધૂકની નળીની અંદર છૂપાવી દીધો અને પોતે ધર્માચાર્યના વેશનો ત્યાગ કરીને એક સાધારણ બૌદ્ધનો વેશ ધારણ કરી લીધો. એટલે જે માણસને તમારા રસોયાએ મસ્તકમાં આઘાત કર્યો હતો તે આ સીદામા હતો અને તેની પાસે પેલી બંધૂક હતી."

"તેના હાથમાં ! ત્યારે-ત્યારે ?-" લેડી શારદાબાઈ જાણે આવેશમાં આવી ગઇ હોય તેમ બોલવા લાગી: "પેલો પવિત્ર દાંત! જો એ વખતે તે બંધૂકમાં હોય તો અત્યારે તે-"

"સર સુમનચંદ્રની જાંઘના માંસલ ભાગની વચ્ચે છૂપાયેલો છે." અરવિંદે વાક્ય પૂરૂં કર્યું: "અને તે કારણથી તેઓ ત્યારથી બૌદ્ધોમાં પવિત્ર બાળક તરીકે પૂજાય છે. પેલો બીજો બૌદ્ધ સુમનભાઈને ઉપાડી જવાનો પ્રયત્ન કરતો હતો તે વખતે તમારા રસોયાએ સીદામાની બંધૂક તેના ઉપર તાકી. પરંતુ તે છટકી ગયો અને સુમનભાઈની જાંઘમાં ગોળી પેસી ગઇ. વસ્તુતઃ તે ગોળી નહોતી, પરંતુ બંધૂકમાં સીદામાએ છૂપાવેલો પવિત્ર દાંત હતો."

અરવિંદની કલ્પના ખોટી નહતી. પ્રસ્તુત ખૂલાસા પછી પ્રથમ સુમનચંદ્રને જાગૃત કરી, તેને કોકેનનું ઇન્જેકશન આપી જાંઘમાં થયેલા જખમને ખોલ્યો તો માંસની વચ્ચે બુદ્ધ ભગવાનનો પવિત્ર દાંત સર્વની દૃષ્ટિએ પડયો. એ જોઈને એક અરવિંદ સિવાય તમામના

આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તુરત પુનઃ જખમને સાંધો લઈ પાટો બાંધી દીધો. સુમનચંદ્રને કશી પણ ઈજા જણાઇ નહિ.

" સરદાર જગદિશચંદ્ર ! આ લ્યો. " પેલો દાંત અંગુઠા તથા તર્જની વડે પકડીને તેની પાસે લઈ જતો અરવિંદ બોલ્યોઃ " અહીં બૌદ્ધ મંદિરની બાજુનું જે મકાન છે તેના બીજા માળ ઉપર સત્યરાજલુ નામનો બૌદ્ધ રહે છે. તેને આ દાંત બતાવશો કે તુરત તે ઓળખશે; અને આ દાંત મેળવી આપનારને માટે બૌદ્ધ સરદારો તરફથી મોટું ઇનામ કાઢવામાં આવ્યું છે. પાંચ લાખ રૂપીઆની રકમ કાંઈ ન્હાની ન કહેવાય. તમારૂં દેવું પતાવતાં પણ ઘણી મોટી રકમ તમારી પાસે સીલીકમાં રહેશે; અને જે કારણથી તમે અત્યારસુધી કુંવારા રહ્યા છો તે કારણ ટળી જશે. "

જગદિશચંદ્ર એકદમ ઊભો થઈ ગયો અને અરવિંદના હાથમાંથી પવિત્ર દાંત લેતો બોલ્યોઃ " મી. અરવિંદ ! તમે કોઈ ચમત્કારિક અને પારમાર્થિક વૃત્તિવાળા પુરુષ છો. " તેની દૃષ્ટિ લેડી શારદાબાઇ તરફ ગઈ. તે સ્હેજ શરમાયો અને પુનઃ અરવિંદને ઉદ્દેશીને બોલ્યોઃ " મહાશય ! તમારી ઉદારતા અવર્ણનીય છે, અને તેને માટે હું તમારો જેટલો આભાર માનું તેટલો ઓછોજ છે. પણ ખરી રીતે જોતાં આ વાજબી થતું નથી. આ દાંત શોધી કાઢનાર તમે છો. એટલે ઇનામ ઉપર ખરો હક્ક તમારો છે. "

" મારો હક્ક ! " અરવિંદ બોલ્યોઃ " નાહ, મારે એ પૈસાની કશી જરૂર નથી, જ્યારે તમારે જરૂર છે. બાકી આ ઇનામ ઉપર હક્ક કોનો છે તેનો નિર્ણય કરવાનું કામ પરમાત્માનું છે. પરમાત્માએ તેનો નિર્ણય કરીને મને જે સૂઝાડ્યું તે મેં કર્યું છે. હા, જો એ પાંચ લાખ રૂપીઆમાંથી થોડી ઘણી રકમ જો તમે કોઈને આપવા ઇચ્છતા હો તો મારી તમને એક વિનતિ છે. આ કેસમાં મારા મદદનીશ મોહને મને ઓછી મદદ કરી નથી. જો તે નહોત તો હું સર સુમનચંદ્રને પેલા હોજમાંથી બચાવી શક્યો નહોત. માટે તમે આપણી

સ્ટેટબેંકમાં તેના નામપર દશ હજાર રૂપીઆ મૂકો. જ્યારે તે એક-વીશ વર્ષનો થાય ત્યારે એ રકમ તેને મળે એવી બેંક સાથે સરત કરજો. તે દરમિયાન તેનાં ટ્રસ્ટી તરીકે મી. નરેન્દ્રપ્રસાદને તથા જો નિર્મળાકુમારીને હરકત ન હોય તો તેમને હું નિમું છું. "

પોતાનું નામ સાંભળીને નિર્મળાએ અરવિંદ તરફ જોયું. વિ-જળીના દીપકના પ્રકાશમાં તેના ચ્હેરાનું નિરીક્ષણ કરવાથી અરવિંદ તેના અંતરમાં થતી ચલવિચલ સમજી ગયો. આજે અરવિંદના આનંદનો પાર નહતો.

" મી. અરવિંદ ! મોહનના ટ્રસ્ટીપદનો હું ઘણીજ ખુશીથી સ્વીકાર કરૂં છું. " નિર્મળા બોલી: " અને તેના ટ્રસ્ટી તરીકે મને યોગ્ય ગણવા માટે હું તમારો આભાર માનું છું. "

નિર્મળાના શબ્દોમાં ગાંભીર્ય હતું. વાણીમાં મંજુલતા હતી. તેના વદનમાં તેજ હતું.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### હું અરવિંદ છું.

અરવિંદે નિર્મળાની સાથે હસ્તધૂનન કરતાં કહ્યું: " નિર્મળા-કુમારી ! તમારે મારો આભાર માનવાની જરૂર નથી. ખરી રીતે તો મોહનની મીલકતનાં ટ્રસ્ટી થવાનું કબૂલ કરીને તમે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. કારણ કે એ છોકરાનો ઉદ્ધાર કરવામાં–તેને સુખી કરવામાં તમે મારાં સહાયક થયાં છો. સરદાર જગદિશચંદ્ર ! હું તમારો પણ અત્યંત આભાર માનું છું. કારણ કે તમે પણ મારી આ વિન-તિનો સ્વીકાર કરવાની મહેરબાની કરશો એવી મારી ખાત્રી છે. "

" જરૂર–જરૂર–માત્ર દશજ નહિ પણ પંદર હજાર રૂપીઆ હું મોહનના નામપર સ્ટેટબેંકમાં મૂકીશ. "

અરવિંદ બોલ્યો: "મારે કહેવું ન જોઇએ, પરંતુ આજે મને શ્રમ વિશેષ પડયો છે. વળી મધ્યરાત્રી થઈ ગઈ છે. એટલે આપ સહુની રજા હોય તો હું હવે જાઉં. લેડી શારદાબાઈ! હું રજા લઉં છું. આપ નિશ્ચિંત રહેજો. સુમનભાઇને એક–બે દિવસમાં તદ્દન આરામ થઈ જશે. જૂઓ, તે પુન: નિદ્રાધીન થઈ ગયા છે. તેમને આરામ થયાના સમાચાર મને જણાવશો તો આભાર થશે. નિર્મળાગૌરી! તમે પત્ર લખીને નરેન્દ્રપ્રસાદની મારફત મોકલશો એટલે મને મળી જશે."

લેડી શારદાબાઇએ કહ્યું: "એમ શા માટે? જો તમને હરકત ન હોય અને તમે અમારે ત્યાં આવતા રહેશો તો અમને ઘણોજ આનંદ થશે. તમારા જેવા પરોપકારી સજ્જનનો સમાગમ સર્વદા આવકારદાયક છે."

"જ્યારે આપની આજ્ઞા થઈ છે ત્યારે તો હું જરૂર આવીશ. થેંક્યુ!" અરવિંદ શાંતપણે બોલ્યો. પરંતુ તેનું હૃદય અત્યારે ઉછાળા મારી રહ્યું હતું. તેનું મન હર્ષથી પરિપૂર્ણ બની ગયું હતું. કેમકે અહીં આવવાથી પોતાના હૃદયની દેવીને અવારનવાર મળવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તેમ હતું.

બધા ઉઠયા. જગદિશચંદ્ર સાહેબજી કરીને તેના સૂવાના ખંડમાં ગયો. લેડી શારદાબાઈ સુમનચંદ્રની પાસેજ રોકાયાં. પ્રથમ ડોકટર અરૂણોદય તથા નરેન્દ્રપ્રસાદ બહાર નિકળ્યા. તેમની પાછળ અરવિંદ અને નિર્મળા મંદમંદ ચાલતાં બહાર આવ્યાં.

ડોકટર તથા નરેન્દ્રપ્રસાદ સ્હેજ દૂર ગયા બાદ બંગલાના ઓટલાપર નિર્મળા અટકી ગઈ. તેણે અરવિંદનો જમણો હાથ પકડયો હતો. અરવિંદ પણ નિર્મળાને સ્થંભી ગયેલી જોઇને ઊભો રહ્યો. પછી નિર્મળા મંદ સ્વરે બોલી: "અરવિંદ! તમે અહીંથી વિદાય થાઓ તે પહેલાં હું તમને એક વાત કહેવા ઇચ્છું છું. એ વાત આજ રાત્રે પાણીના કારખાનામાં તમારૂં દર્શન થયું ત્યારથી મારી જીભ ઉપર આવી રહી છે. પરંતુ એકાંતના અભાવે કહી શકી નથી. મારે તમને

એટલુંજ કહેવાનું છે કે અગાઉ બે વખત આપણો મેળાપ થયો હતો. એક વખત મારા મામાના મકાનમાં અને બીજી વાર ઉત્તર તરફના દરવાજા બહાર નિર્જન પ્રદેશમાં આપણે મળ્યાં હતાં. એ બે રાત્રીના મુલાકાત પ્રસંગને આજથી હું તદ્દન વિસરી ગઈ છું. અરવિંદ! અગાઉ તમે ગમે તેવા હતા, પરંતુ આજે મારી ખાત્રી થઈ છે કે તમે ખરે-ખરા સજ્જન છો—માત્ર સજ્જનજ નહિ પણ કોઈ દેવ છો! સર સુમનચંદ્રે પણ કહ્યું હતું કે તમે દેવ છો—હું પણ કહું છું કે તમે દેવ છો; સાહેબજી!"

એટલું કહી અરવિંદને કશું પણ બોલવાનો પ્રસંગ આપ્યા સિવાય તે લેડી શારદાબાઈ પાસે ત્વરાથી ચાલી ગઇ.

અરવિંદ આનંદથી ઉછળતા હૃદયે બંગલાના કમ્પાઉન્ડના દ્વાર તરફ ઉતાવળે પગલે ચાલ્યો. તે અત્યારે મનઃસૃષ્ટિમાં સ્વર્ગસુખનો અનુભવ કરતો હતો.

* * * * *

હવે અરવિંદના દિવસો આનંદમાં પસાર થવા લાગ્યા. કેમકે લેડી શારદાબાઇના બંગલે જવાની તેને પરવાનગી મળી હતી—આમંત્રણ થયું હતું. નિર્મળા અગાઉના અરવિંદને—શયતાનના સાથીને ભૂલી ગઈ હતી. તેની દૃષ્ટિએ અત્યારનો અરવિંદ એક સજ્જન હતો—દેવ હતો. જેમણે આ સુખનો અનુભવ કર્યો હશે તેજ અરવિંદની મનઃસ્થિતિનો ખ્યાલ કરી શકશે.

અરવિંદ તથા નિર્મળા અવારનવાર મળતાં. તેમની વચ્ચે પ્રેમ-વાર્તા થતી. પરંતુ એ પ્રેમવાર્તાઓને અત્ર સ્થાન આપવાનો અમને અવકાશ નથી કેટલીક ડિટેક્ટિવ વાર્તાઓમાં એવું વાંચવામાં આવ્યું છે કે ડિટેક્ટિવોને સ્ત્રીઓ ઉપર અભાવ હોય છે—કાંઈક તિરસ્કાર હોય છે. તેઓ એમ માને છે કે સ્ત્રીઓ સાથે વિશેષ પ્રસંગ પાડવાથી, તેમના સૌંદર્યમાં મોહમુગ્ધ બનવાથી પોતાનું કાર્ય સિદ્ધ ન થઇ શકે! એવું પણ આપણે વાંચ્યું છે કે એક ડિટેક્ટિવ અમુક સ્ત્રીના સૌંદર્યમાં લુબ્ધ

બન્યો અને પરિણામે પોતાની ફરજ ચૂકયો—અપયશને પાત્ર થયો! પરંતુ એ બધું વાર્તાઓમાં, પ્રત્યક્ષ તો નહિજ. કારણ કે આ ડિટેકિટવ અરવિંદના ચરિત્ર ઉપરથી વાંચકો જોઇ શક્યા હશે કે એક સુંદરીના પવિત્ર સૌંદર્યેજ તેને સન્માર્ગે ચડાવ્યો, તે સ્ત્રીનો પ્રેમ સંપાદન કરવાના ઉદ્દેશથીજ તે ડિટેકિટવ તરીકેના કાર્યમાં આગળ વધી શકયો. જો અરવિંદને નિર્મળાનું દર્શન થયું ન હોત તો તેના જીવનક્રમમાં આવો ચમત્કારિક ફેરફાર થઇ શકયો હોત એમ અમે માની શકતા નથી; અસ્તુ.

ઓગસ્ટ માસ આવ્યો. હવે તેના આનંદમાં વ્યત્યય પડયો. નિર્મળાનો વિયોગ સહન કરવાનો પ્રસંગ આવ્યો. લેડી શારદાબાઈ પોતાના પુત્ર તથા સરદાર જગદિશચંદ્રને લઇને યાત્રાએ જનાર હતી. યાત્રામાં ઓછામાં ઓછા ચાર–પાંચ કે તેથી વધારે માસ થાય તેમ હતું. નિર્મળાને સર સુમનચંદ્રની સાથે રહેવાનું હોવાથી તેમની સાથે ગયા સિવાય ચાલે તેમ ન હતું. લેડી શારદાબાઇએ અરવિંદને પણ પોતાની સાથે આવવાનું આમંત્રણ કર્યું હતું. પરંતુ અરવિંદથી લલિતપુર છોડીને જઈ શકાય તેમ ન હતું.

ઓગસ્ટની પંદરમી તારીખે લેડી શારદાબાઇ વગેરે વિદાય થયાં. અરવિંદ તેમને વિદાય કરવાને માટે સ્ટેશન ઉપર ગયો હતો. સ્ટેશનથી તે ઘેર આવ્યો. આજે તેના મનને ચેન ન હતું. મોહન અરવિંદના કેસોની ફાઇલિને અનુક્રમમાં ગોઠવવાના કાર્યમાં ગુંથાયો હતો. મોહને એ કાર્યના સંબંધમાં બે-ત્રણ પ્રશ્નો કર્યા પરંતુ અરવિંદે તેનો કશો જવાબ આપ્યો નહિ. તે અત્યારે વિચારગ્રસ્ત બની ગયો હતો.

લગભગ બે–ચાર ઘટિકા એ પ્રમાણે પસાર થઇ ગઈ. બપોરે મોહને એક ચહાનો કપ અરવિંદ સમક્ષ ધર્યો. અરવિંદ ચહા પિતો હતો તે વખતે પોલિસખાતાનો એક ઓર્ડર્લી એક પત્ર લઇને આવ્યો. તે પત્ર નરેન્દ્રપ્રસાદ તરફનો હતો. તેમાં નીચે મુજબ લખવામાં આવ્યું હતું:—

"પ્રિય ભાઈશ્રી અરવિંદ,

" આજસુધીમાં જેટલા કેસો તમારા હાથમાં આવ્યા છે તે સર્વના કરતાં વિશેષ આશ્ચર્યકારક અને ચમત્કારિક ઘટના બનવા પામી છે. આ કેસમાં ફરિયાદી બ્રિજમોહનલાલ નામનો એક પેન્શનર છે. તેને માત્ર માસિક ત્રીશ રૂપીઆનું પેન્શન મળે છે, અને તેના ઉપર તે પોતાનો નિર્વાહ ચલાવે છે. આ ચમત્કારિક ઘટનામાં તેની પુત્રીનો પણ સંબંધ છે. તેની પોતાનીજ ઇચ્છાથી આ હકીકત મારા ધ્યાન ઉપર લાવવામાં આવી છે. બ્રિજમોહનલાલની તબીયત નરમ હોવાથી તે બહાર નિકળી શકે તેમ નથી. એટલે આજે બપોરે ત્રણ વાગે તમે મને ઘનશ્યામરોડ ઉપર નં. ૧૭વાળા મકાનમાં આવેલી હોટેલમાં મળજો. હું જાણું છું કે તમે તમારૂં ખરૂં નામ દરેક સ્થળે જાહેર કરવાનું પસંદ કરતા નથી. એથી પેલી નવ આંગળીઓવાળા કેસમાં તમે જે 'હરિપ્રસાદ' નામ ધારણ કર્યું હતું તેજ આજે પણ મેં આ લોકોને જણાવ્યું છે. પછી જો તમને યોગ્ય લાગે તો તમે તમારૂં ખરૂં નામ જણાવજો."

આ પત્ર વાંચતાંજ અરવિંદ જાણે એકાએક નિદ્રામાંથી જાગૃત થઈ ગયો હોય તે પ્રમાણે ઉઠયો. તેણે ઘડિયાળ સામે દૃષ્ટિ કરી તો અઢી વાગી ગયા હતા. તે કશી પણ ઢીલ કર્યા સિવાય કોટ અને ટોપી ધારણ કરી, હાથમાં લાકડી લઇ, મોહનને કેટલીક સૂચના કરીને બહાર પડયો. થોડેક દૂર જઈ એક ટ્રામમાં બેસી ગયો. બરોબર ત્રણ ઉપર ત્રણ મિનિટે ઘનશ્યામરોડપર નરેન્દ્રપ્રસાદે જણાવેલી હોટેલમાં દાખલ થયો.

" તેણે હોટેલના મેનેજરને પ્રશ્ન કર્યો: " નરેન્દ્રપ્રસાદ અહીં છે ?"

" આપનું નામ હરિપ્રસાદ ?" મેનેજરે સામો પ્રશ્ન કર્યો.

" હા. "

" છોકરા, જા–આ શેઠને મેડાપર પાંચમા નંબરની રૂમમાં લઇ જા."

એ રૂમમાં નરેન્દ્રપ્રસાદ એકલો બેઠો હતો. અરવિંદ ત્યાં ગયો. તેને જોતાં નરેન્દ્રપ્રસાદ ઘડિયાળ કાઢીને બોલ્યો: " આજે તમે ચાર મિનિટ મોડા થયા. "

"વાત સાચી છે. હું ત્રણ વાગ્યા પહેલાં આવત. પરંતુ વચ્ચે ટ્રામની સાથે એક વિક્ટોરિયા અથડાવાથી થોડીક ઢીલ થઇ. પરંતુ હું આશા રાખું છું કે મારી ઢીલને લીધે જે કેસ તમારા હાથમાં છે તેને હરકત આવે તેમ નથી."

"જરીએ નહિ. વારૂ, આ ખુરસીપર બેસો. ચાલો હું તમને આ કેસને લગતી માહિતી આપું. પરંતુ મેં તમને પત્રમાં લખ્યું હતું અને અત્યારે પણ મારે સ્પષ્ટપણે જણાવવું જોઇએ કે આ કાર્યમાં બદલાની આશા ઘણી થોડીજ છે. આ કેસ સાથે જેમનો સંબંધ છે તેઓ સાધારણ સ્થિતિના છે. ચિત્રકાર કેશવચંદ્રનો પણ આ કેસની સાથે સંબંધ છે. અગાઉ તો તે સુખવસ્તુ અને શ્રીમંત ગૃહસ્થ હતો. પરંતુ તેણે પ્રવાસમાં પોતાની મૂડીનો મોટો ભાગ ખર્ચી નાખ્યો હતો, અને થોડી ઘણી મીલકત હતી તેમાં તેના અપ્રામાણિક સોલિસિટરે તેને રોવરાવ્યો. બ્રજમોહનલાલને તો માત્ર માસિક પેન્શન મળે છે તેના ઉપરજ આધાર છે. તેમાં જેમ તેમ કરીને બાપદીકરીનો ગુજારો ચાલે છે. હા, તેની દીકરી ઉષા ભરતકામ કરીને થોડું ઘણું પેદા કરે છે ખરી. પરંતુ એ રકમ તેનાં કપડાંલત્તામાં ખરચાઈ જાય. એટલે પહેલાં તો મને એવો વિચાર થયો હતો કે આ કેસમાં કોઈ પોલિસખાતાનાજ ડિટેક્ટિવને રોકવો અને તપાસને લગતું તમામ ખર્ચ રાજ્ય તરફથી કરવું. પરંતુ આ કેસમાં રહેલી ચમત્કારિકતા તમારૂં આકર્ષણ કરી શકશે એમ લાગવાથી તમને બોલાવ્યા છે. અત્યારસુધીમાં અનેક કેસોમાં યશસ્વી થઇને તમે પુષ્કળ રકમ પેદા કરી છે. એટલે આવું એકાદું પરોપકારનું કાર્ય કરવામાં તમે આનાકાની નહિ કરો એવી મારી ખાત્રી હતી."

અરવિંદે સ્હેજ સ્મિત કરતાં કહ્યું: "નરેન્દ્રપ્રસાદ! બદલાની લેશ પણ આશા સિવાય આ કેસ હું જરૂર હાથમાં લઇશ. પરંતુ તમે મને પૈસાદાર માનવામાં ભૂલ કરો છો. તમે માનશો? અત્યારે મારી પાસે મૂડીમાં માત્ર પંદરસો રૂપીઆ છે."

" પંદરસો રૂપીઆ ! " જાણે પોતાને અત્યંત આશ્ચર્ય થયું હોય તેવી રીતે અરવિંદની સામે જોતો નરેન્દ્રપ્રસાદ બોલ્યો: " તમે કહો છો ત્યારે એ વાત હું માનું છું; પરંતુ મારી ગણતરી તો એવી હતી કે તમારી પાસે ઓછામાં ઓછા આઠ–દશ લાખ રૂપીઆ હોવા જોઇએ."

" વધારે. " અરવિંદે જવાબ આપ્યો: " મેં ડિટેક્ટિવના ધંધાનો સ્વીકાર કર્યા બાદ અત્યારસુધીમાં કુલ્લે બાર લાખને પચાસ હજાર રૂપીઆ પેદા કર્યા છે. પરંતુ મેં કહ્યું તે પ્રમાણે તેમાંથી આજે મારી પાસે માત્ર ૫દરસો રૂપીઆજ સીલીકે રહ્યા છે. શું ! હું સટ્ટો કરૂં છું ? બિલકુલ નહિ. જે રાત્રીએ તમે મને મારાં દુષ્કૃત્યો માટે માફી બક્ષી અને મારો હાથ પકડયો ત્યારથી અત્યારસુધીમાં મેં કોઇ પણ મીલ, કંપની કે બેંકના શેરોમાં અથવા સરકારી લોનમાં મારી એક પાઇ પણ રોકી નથી. "

" તો પછી એ સ્હાડાબાર લાખ રૂપીઆ ગયા ક્યાં ? "

" ક્યાં ગયા ? મારાં આગલાં દુષ્કૃત્યોના નિવારણમાં. " અરવિંદે કહ્યું: " મારા ઉપકારક મિત્ર–હા, તમે મારા ઉપર કાંઇ જેવો તેવો ઉપકાર કર્યો નથી–મારા ઉપકારક મિત્ર ! તમે જાણો છો કે એક પવિત્ર સુંદરીના દર્શનથી મારૂં મન પલટાયું હતું. હું ધારૂં છું, કે એ પવિત્ર દેવીના પ્રેમને પ્રાપ્ત કરવાની, તેને લાયક બનવાની, લગ્નવેદીમાં તેની સન્મુખ ઊભા રહેવાની મારી ઇચ્છા છે, એ તમને યાદ તો હશેજ ?"

" હા, એ મને યાદ છે. પરંતુ તમે અત્યારે તમારા આગલા દિવસોને શા માટે યાદ કરો છો ? અગાઉ તમે ગમે તેવા હો, ગમે તેવાં દુષ્કૃત્યો કર્યાં હોય, તથાપિ ત્યારપછીના તમારા વર્ત્તનથી એ સર્વને તમે ભુંસી નાખ્યું છે. તો પછી ભૂતકાળના શયતાનના સાથીનું સ્મરણ કરવાની શી જરૂર ? અને એ બાબતને તમારી ગરીબાઈ સાથે શો સંબંધ ? "

" મારી ગરીબાઈ સાથે તેને પૂરેપૂરો સંબંધ છે. મેં તમને કહ્યું છે કે પેલી પવિત્રતાની પ્રતિમાનો પૂજારી થવાની લાયકાત મેળવવાની મારી ઉત્કટ ઇચ્છા છે; અને જ્યાંસુધી મારાં ભૂતકાલિન્ કૃત્યોનું પ્રાય-

શ્ચિત્ત ન કરૂં ત્યાંસુધી હું તે લાયકાતને પ્રાપ્ત કરી ન શકું. એ પ્રાય-શ્ચિત્ત હું બે રીતે કરૂં છું. એક તો મારા જીવનને પવિત્ર બનાવીને તથા લોકોના કલ્યાણમાં વિતાવીને; અને તે ઉપરાંત મારાં આગલાં કૃત્યોથી જેમને જેમને આર્થિક હાની સહન કરવી પડી છે તેમને તેનો બદલો વાળી આપીને. મેં જે લોકોની મૂલ્યવાન્ વસ્તુઓ ચોરી કે લૂટી લીધી છે એ તો હું તેમને પાછી આપી શકું તેમ નથી. પરંતુ ગુપ્ત રીતે તે વસ્તુનું મૂલ્ય હું તેમને મોકલી આપું છું; અને તેમાં જે કાંઇ હું પેદા કરૂં છું તેનો ઉપયોગ કરૂં છું."

"આ તમે શું કહો છો? ધન્ય છે, મી. અરવિંદ! અત્યાર-સુધી તમારા જેવો એક પણ મનુષ્ય મારા જોવામાં આવ્યો નથી. પણ તો પછી તમે તમારૂં ગુજરાન કેવી રીતે ચલાવો છો?"

"હું મારૂં અંગત ખર્ચ ઘણુંજ ઓછું રાખું છું. મને જે કાંઈ મળે છે તેમાંથી મોહનને તેનો હિસ્સો આપી બાકી રહે તેમાંથી મારા ખર્ચ માટે અમુક રકમ રાખી બાકીની રકમ મારા ભોગ થઈ પડેલા-ઓને મોકલી આપું છું. જ્યારે એ તમામને હું તેમની નુકસાનીનો બદલો વાળી આપીશ ત્યારે હું મારા હૃદયની દેવીના હસ્તની માગણી કરીશ. ત્યાંસુધી તો નહિજ."

"મી. અરવિંદ! તમે સામાન્ય મનુષ્ય નથી." નરેન્દ્રપ્રસાદ આવેશપૂર્ણ સ્વરે બોલ્યોઃ "તમે ખરા ગૃહસ્થ છો. અત્યારસુધી તમે તમારા પૂર્વજીવનનો એક પણ શબ્દ મને કહ્યો નથી. તમે કોણ છો? મારી ખાત્રી છે કે તમે કોઈ પણ ખાનદાન કુટુંબમાંથી ઉતરી આવેલા હોવા જોઇએ. તે સિવાય આવું દિલ ન હોય–આવો સ્વભાવ ન હોય!"

"હું કોણ છું? તમે જાણો છો કે હું અરવિંદ છું. તમારી દૃષ્ટિએ અરવિંદ છું. બહુ તો તમારો મિત્ર છું. તે સિવાય વિશેષ –જગતની દૃષ્ટિએ અરવિંદ છું. કાંઈ નાહ. મને ક્ષમા કરો, નરેન્દ્રપ્રસાદ! મારા જીવનનું ગુપ્ત રહસ્ય મારી પાસેજ રહેવા દો. મને ડિટેક્ટિવ અરવિંદ તરીકે સ્વીકારો અને જે કેસ માટે તમે મને બોલાવ્યો છે તેની વિગત જણાવો."

---

# પ્રકરણ ૩૨ મું.

---

## ચામડાના પટ્ટાનો ચમત્કાર.

"વારૂ, જ્યારે તમારી ઇચ્છા નથી તો એ વિષયમાં હું તમને વિશેષ આગ્રહ નહિ કરૂં." નરેન્દ્રપ્રસાદ બોલ્યોઃ "આ કેસ જાદુઈ ચમત્કારના જેવો લાગે છે. તેની વિગત તમો સાંભળશો તો 'અરેબિયન નાઇટ્સ' ને પણ ભૂલી જશો. તમે કદી પણ ચામડાના આસમાની રંગના પટ્ટામાં તે પટ્ટો કેડે બાંધનાર મનુષ્ય હવામાં અદૃશ્ય બની જાય એવી કરામત હોવાનું સાંભળ્યું છે ખરૂં?"

"ઠંડા પહોરની."

"ના, આ ઠંડા પહોરની ગપ નથી પણ સત્ય ઘટના છે."

"સત્ય ઘટના! તમારૂં મગજ તો ઠેકાણે છે ને? ચામડાનો પટ્ટો પહેરવાથી મનુષ્ય અદૃષ્ય બની જાય તે બનવુંજ અસંભવિત છે. કોઇએ તમને બનાવ્યા લાગે છે."

"મને કોઇએ બનાવ્યો નથી, મારૂં મગજ બરોબર ઠેકાણે છે, અને હું બોલું છું તેમાં અસત્યનો અંશ પણ નથી. બ્રિજમોહનલાલની પુત્રી ઉષાનો પ્રિયતમ, જેની સાથે ઉષાનાં લગ્ન થોડા સમયમાંજ થનાર હતાં તેણે ઉષા તથા તેના પિતાની હાજરીમાં ચામડાનો પટ્ટો પહેર્યો હતો. એ વખતે તે આ લોકોના મકાનમાંજ હતો. પટ્ટો પહેરીને તે શયનગૃહમાં ગયો અને પછી અદૃશ્ય બની ગયો. શયનગૃહનું દ્વાર બંધ હતું, બારીઓ પણ વાસેલી હતી, શયનગૃહ ખાલી હતું. પેલો પટ્ટો જમીનપર પડયો હતો. માત્ર વિપિનચંદ્ર–ઉષાનો પ્રિયતમ ત્યાં ન હતો. તે અદૃશ્ય થયો છે ત્યારથી તે અત્યારસુધીમાં તેને લગતી કશી પણ બાતમી મળી નથી. મને તો આંમાં કાંઇક ઊંડો ભેદ લાગે છે. આ બાબતમાં તમારો શો અભિપ્રાય છે?"

અરવિંદ થોડી વાર તેની સામે જોઈ રહ્યો. પછી તે બોલ્યોઃ "પ્રથમ તો મને એમ લાગતું હતું કે કાં તો કોઇએ તમને બનાવ્યા છે, અથવા તો તમે મારી મશ્કરી કરો છો. કારણ કે એક માણસને ચમત્કારિક ચામડાનો પટ્ટો મળે, તે એ પટ્ટાને ધારણ કરે, અને પછી હવામાં પિગળી જાય! આ તો 'અરેબિયન નાઇટ્સ' માંના 'અલાઉદ્દિનના ફાનસ' જેવો બનાવ બન્યો. પરંતુ મને બધી હકીકત વિગતવાર જણાવો."

"વિશેષ ચમત્કાર તો એ છે કે આ બનાવમાં જણાવવા જેવું બહુ થોડું છે." નરેન્દ્રપ્રસાદે અરવિંદની માગણીનો સ્વીકાર કરતાં કહ્યું: "આ વિપિનચંદ્ર પાસે નથી પૈસો, નથી તેની એવી સ્થિતિ કે નથી તેને કોઈ દુશ્મન. એટલે તેને ગૂમ કરવાનો કોઈ પ્રયત્ન કરે એવી શંકા લાવવાનું કારણ રહેતું નથી. વળી તેનો ઉષા ઉપર અસંત પ્રેમ હતો, થોડા સમયમાં તેની સાથે તેનું લગ્ન થનાર હતું, તેને કશું દેવું હતું નહિ, તથા તે બીજા કોઈ પ્રકારની મુશ્કેલીમાં ન હતો કે તે પોતે સ્વેચ્છાપૂર્વક ગૂમ થઈ ગયો હોય એમ માની શકાય."

"તમે મને શરૂઆતથી માંડીને વાત કરો અને તે ઉપરથી અનુમાન દોરવાનું મારે માટે રહેવા દો." અરવિંદે કહ્યું: "આ માણસ કોણ હતો અને શો ધંધો કરતો હતો? તે પોતાની પ્રિયતમા સાથે એકજ મકાનમાં રહેતો હતો? તમે કહ્યું કે રાત્રીએ તે શયનગૃહમાંથી અદૃશ્ય થઈ ગયો હતો. એટલે એ મકાનમાં બ્રિજમોહનલાલ તથા આ માણસ—બન્ને રહેતા હતા?"

"ના, એ તો બ્રિજમોહનલાલના મકાનથી લગભગ ત્રણ માઇલ દૂર રહે છે. માત્ર તે રાત્રે તે પોતાના સાસરાને ત્યાં રોકાયો હતો. એમ કરવાનું તેને શું કારણ મળ્યું તે હું તમને હમણાંજ જણાવીશ. અગાઉ આ વિપિનચંદ્રની સ્થિતિ સારી હતી. તે ખાનદાન કુટુંબનો હતો. તેનાં માતાપિતા પણ સુખી હતાં. તેમને આ એક નો એક દીકરો હોવાથી તેને સારી રીતે ઉછેરવામાં આવ્યો હતો. તેણે મુંબ-

ઇમાં એલ્ફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરીને ગ્રેજ્યુએટની પદવી પ્રાપ્ત કરી હતી. તેનું ભવિષ્ય ચળકતું હતું. પરંતુ તે એકવીશ વર્ષની ઉમરનો થાય એ પહેલાં વચ્ચે બેંકોએ એક પછી એક દીવાળાં કાઢવા માંડયાં હતાં, તેમાં રૂપીશી બેંક તથા ક્રેડિટ બેંકમાં તેના બાપે પોતાની સર્વસ્વ મૂડી ગૂમાવી. ત્યાર પછીથી વિપિનચંદ્રને પોતાના નિર્વાહને માટે પ્રયત્ન કરવાની જરૂર પડી. કોલેજમાં એક કેશવચંદ્ર નામના શ્રીમંત યુવક સાથે તેને મૈત્રી થઈ હતી. એ યુવક ચિત્રકાર હતો તથા માટીનાં અને મીણનાં પુતળાં બનાવવામાં ઘણો હૂશિયાર હતો. આ બે જણા વચ્ચે અત્યંત ગાઢ મૈત્રી થઈ હતી."

"કેશવચંદ્ર! શરૂઆતમા તમે કહ્યું હતું કે એ ચિત્રકાર પણ પૈસેટકે ખુહાર થઈ ગયો છે, તેજને?"

"હા, તેજ. વારૂ, જ્યારે વિપિનને પોતાના નિર્વાહ માટે પ્રયત્ન કરવાની જરૂર પડી તે વખતે આ કેશવચંદ્ર તેની મદદે આવ્યો. તેણે વિપિનને પોતાનો 'પ્રાઇવેટ સેક્રેટરી' અને 'કમ્પેનિયન' બનાવ્યો. ત્રણ વર્ષ સુધી તેઓ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં તથા બ્રહ્મદેશ, સિયામ, મસાલાના બેટો, સિલોન, આફ્રિકા, ઇજીપ્ત, અરબસ્તાન, તુર્કસ્તાન, ઇરાન વગેરે દેશોમાં પ્રવાસ કર્યો. કેશવચંદ્રને પુરાતન કળાના નમૂનાનો અભ્યાસ કરવાનો ઘણો શોખ હતો. તે દરમિયાન વિપિનનાં માતાપિતા બન્ને એક પછી એક ઇહલોકનો ત્યાગ કરી પ્રભુના દરબારમાં ચાલ્યાં ગયાં. હવે વિપિનને નજીકનો કોઇ પણ સગો રહ્યો નહિ. બ્રિજમોહનલાલ તેને સાત–આઠ પેઢી છેટે મામો થતો હતો. એટલે આપણા રાજ્યના કાયદા પ્રમાણે વિપિનના કુટુંબમાં કોઇ નહિ હોવાથી જો તે કશી પણ મિલકત મૂકી જાય તો તેનો વારસો બ્રિજમોહનલાલને મળે તેમ હતું. પરંતુ આ બિચારા પાસે વારસો મૂકી જવા જેવું કશું હતુંજ નહિ.

"ચાર વર્ષના અંતે કેશવચંદ્રની તિજોરીનું તળીયું દેખાવા લાગ્યું. એટલે અત્યારસુધી જે કળાને તે શોખને ખાતર વળગ્યો

હતો તે કળાને દ્રવ્યપ્રાપ્તિનું સાધન બનાવવાની તેને ફરજ પડી. તે તથા વિપિન અત્ર આવ્યા. પટ્ટણીરોડ ઉપર તેમણે એક ન્હાનું મકાન ભાડે રાખ્યું. વિપિનચંદ્ર એક વેપારીની પેઢીમાં કલાર્ક તરીકે દાખલ થઈ ગયો અને કેશવચંદ્રે માટીનાં પુતળાં બનાવવાનું તથા બીજું ચિત્રકામ કરવાનું શરૂ કર્યું. તે એ માટીનાં પુતળાં તથા ચિત્ર-કામ ખરીદનારા મળે તો વેચી નાખતો.

" પરંતુ આપણા દેશમાં એવી વસ્તુઓ ખરીદનારા કાંઈ વધારે નથી, અને વળી કેશવચંદ્ર એવો પ્રખ્યાત આર્ટિસ્ટ નહતો. એટલે વિપિન માસિક સો રૂપીઆનો પગાર લાવતો હતો તેના ઉપર એ બે જણા નિર્વાહ ચલાવતા હતા. આ બે જણા એકંદરે અત્યંત સુખી હતા. માત્ર વિપિનનો ઉષા ઉપર પ્રેમ બંધાયો હતો, તથા તેની સાથે લગ્ન કરવાને માટે તે પોતાની આવકમાંથી ખર્ચ થતાં જે કાંઈ બચતું તે સંગ્રહી રાખતો. અલબત કેશવચંદ્રને આ બાબત આનંદ ઉપજાવે તેવી નહતી. કેમકે જો વિપિનનું લગ્ન થાય તો તુરત તે પોતાનાથી જુદો થઈ જાય, અને પછી તેને એકલાને મોટું સગ-વડવાળું મકાન રાખવું પાલવે નહિ તથા ચિત્રકામમાં થતી આવ-કથી તે પોતાનું એકનું ગુજરાન પણ ચલાવી શકશે એવી તેને આશા નહતી. "

" હું સમજ્યો. કેશવચંદ્રભાઇને વિપિનચંદ્રની મદદ ગૂમાવવી પડે તે કોઇ પણ રીતે પાલવે તેમ નહતું. આથી ઉષાપ્રત્યે તેને સદ્ભાવ કે સારી લાગણી ન હોય તે સ્વાભાવિક છે. " અરવિંદ વચ્ચે બોલ્યો.

" હા, એવું ખરૂં. કેશવચંદ્રના મનમાં તો ઉષા પ્રત્યે તિરસ્કાર હતો, અને જેમ જેમ લગ્નનો સમય નજીક આવતો હતો તેમ તેમ એ તિરસ્કાર વૃદ્ધિને પામતો હોય એમ લાગતું હતું. "

" અને તેમ છતાં તમે કહો છો કે વિપિનચંદ્ર તથા ઉષાનાં લગ્ન અટકાવવાને માટે વિપિનને અદૃશ્ય કરી દેવામાં કોઈને કશો

પણ સ્વાર્થ નહતો ?" અરવિંદ કટાક્ષપૂર્વક બોલ્યોઃ "આ લગ્ન થતું અટકવવાને માટે કેશવચંદ્ર પ્રયત્ન કર્યા સિવાય ન રહે એ સ્વાભાવિક છે. પરંતુ એટલું મારે કબૂલ કરવું જોઇએ કે લગ્નને અટકાવવાને માટે વિપિનને અદૃશ્ય કરી દેવામા કેશવચંદ્રને કશો લાભ થાય એમ માની શકાતું નથી. કારણકે વિપિન લગ્ન કરીને જુદો થાય અથવા તો આવી રીતે અદૃસ્ય થઈ જાય, એ બન્નેમાં કેશવચંદ્રને તો નુકસાનજ પહોંચવાનું. તેને તો વિપિન તેની સાથે રહે તથા ચાલુ ખર્ચમાં તેના તરફથી મદદ મળતી રહે તેમાંજ લાભ. વારૂ પછી ? પેલા પટ્ટાનું શું છે ? એ પટ્ટો ક્યાંથી અને કેવી રીતે આવ્યો ?"

"ઉષાનો પિતા કેટલોક સમય થયા માંદો ને માંદો, તથા લગભગ પથારીવશ રહ્યા કરે છે. ઉષા હમેશાં બે ઘડી તેની પાસે બેસીને કોઈ વાર્ત્તાનું અથવા એવું રસિક પુસ્તક વાંચે છે. હમણાં તે પોતાની એક મૈત્રિણી પાસેથી એક ન્હાનું રમુજી પુસ્તક લાવી હતી. તેમાં જીનના બાદશાહ તથા પરીયોની વાર્ત્તાઓ હતી. એક વાર્ત્તા એવી હતી કે તેમાં એક જીન એક હજાર વર્ષથી એક મોટા શીશામાં પૂરાયેલો છે. એક ગરીબ માણુસ તેને એ શીશામાંથી મુક્ત કરે છે. એટલે તે જીન પેલા ગરીબ માણુસ ઉપર મહેરબાન થઇ તેને મોટો મહેલ, દાસદાસીઓ, પુષ્કળ દ્રવ્ય, ઝવેરાત, મૂલ્યવાન્ ફરનીચર વગેરે પોતાની અદ્ભુત શક્તિથી પેદા કરી આપે છે. પરંતુ આ ગરીબ માણુસને શ્રીમંતાઇમાં આનંદ નહિ આવવાથી તે ગરીબનો ગરીબજ રહેવાનું પસંદ કરી એ સર્વ જીનને પાછું સુપ્રત કરે છે. જીન તેની મૂર્ખતા ઉપર હસતો ચાલ્યો જાય છે; જ્યારે આ ગરીબાઇમાં શાંતિ અને સુખ માનનારા ગરીબ મનુષ્યને ખુદા તરફથી તેનો બદલો મળે છે. બન્યું એવું કે જે દિવસે તે પોતાના પિતાની પાસે આ વાર્ત્તા વાંચતી હતી તે દિવસે વિપિન તથા કેશવચંદ્ર પણ ત્યાં આવ્યા હતા. તેમણે પણ આ વાર્ત્તા પૂરેપૂરી સાંભળી. વાર્ત્તા પૂરી થયા બાદ

પેલા ગરીબ મનુષ્યની મૂર્ખતાપર હાસ્ય કરતો વિપિન બોલ્યોઃ 'જો કોઈ જીન મને મળી જાય અને આવો મહેલ તથા દાસદાસીઓ, વગેરે આપે તો હું પેલા માણસની પેઠે ના ન કહું. પછી તો બસ ઉષા ! તારે કામકાજ કરવાની ચિંતા ન રહે. આપણે અમનચમન કરીએ અને તારા પિતાને પણ એ જીનને કહીને આરોગ્ય પ્રાપ્ત કરાવીએ. કેમ ખરૂંને બ્રિજમોહનલાલજી ?'

" 'એ વાત તો સાચી, પણ એવો જીન મળે ક્યાંથી ?' બ્રિજમોહનલાલ બોલ્યો."

" 'મને જીન તો નહિ પણ એક આરબ વેપારી ઇજીપ્તના પાટનગર કેરોમાં મળ્યો હતો. તેણે મને આશા તો મોટી આપી હતી, પરંતુ હજીસુધી તે આશા ફળી નથી કે ફળવાનો સંભવ પણ નથી.' "

"ઉષાએ પ્રશ્ન કર્યોઃ 'એ આરબ વેપારી કોણ હતો, તમને તેનો કેવી રીતે પરિચય થયો હતો ? અને તેણે શી આશા આપી હતી ?'

" 'એ બાબત તું કેશવચંદ્રને પૂછ. મારા કરતાં કેશવને તેનો વિશેષ પરિચય છે. કેમકે કેશવ તેની અરબ્બી ભાષા પણ બોલી શકે છે.'

"ઉષાએ કેશવચંદ્રને પ્રશ્ન કરતાં તેણે અમુક વર્ષ પહેલાં ઇજીપ્તમાં વિપિને બતાવેલી સહાસિકતાનું વર્ણન કર્યું. એમ જણાય છે કે તેણે અબ્દુલ બીન મીરઝા નામના એક વૃદ્ધ આરબ ગૃહસ્થનું જીવન બચાવ્યું હતું. એથી એ વૃદ્ધ ગૃહસ્થે તેનો આભાર માનતાં તેને કહ્યું હતું કે 'બેટા ! તારા આજના કૃત્યનો તને ભવિષ્યમાં બદલો મળશે અને તું સંગેમરમરના મહેલમાં સુવર્ણની ઈંટોપર ચાલવાનું ભાગ્ય પ્રાપ્ત કરીશ !' બસ એ પ્રમાણે મોઢેથી કહીને તે ચાલ્યો ગયો. ત્યાર પછી ગયા પરમ દિવસસુધી એ આરબના સંબંધમાં એક પણ શબ્દ વિપિનના સાંભળવામાં આવ્યો નહતો."

"ઓહો !" અરવિંદ માર્મિક સ્વરે બોલ્યોઃ "ત્યારે છેવટે એ આરબ ગૃહસ્થને લગતા સમાચાર વિપિનને મળ્યા ખરા ?"

"હા," નરેન્દ્રપ્રસાદે જવાબ આપ્યોઃ "અને તે પણ એકાએક. સ્હાંજે તે તથા કેશવચંદ્ર પદ્ધણીરોડ ઉપર આવેલા તેમના મકાનમાં બેઠા હતા. તે દિવસે વર્ષાદનું જોર પુષ્કળ હતું. તે વખતે ઉષા તરફથી સંદેશો મળ્યો કે વિપિને સ્હેજ પણ ઢીલ કર્યા સિવાય એકદમ ત્યાં આવવું. કારણ કે એક ઘણીજ આશ્ચર્યકારક ઘટના બની છે. વિપિનના નામનું એક ન્હાનું પારસલ આવ્યું હતું. તેમાં ઠેકાણું બ્રિજમોહનલાલના મકાનનું હતું અને તેમાં મોકલનાર અબ્દુલ બીન મીરઝા હતો. સંદેશામાં છેવટે એવું જણાવવામાં આવ્યું હતું કે વર્ષાદ સખ્ત હોવાથી તથા રાત્રે તોફાન વધવાનો સંભવ હોવાથી રાત્રે વિપિનચંદ્રે પાછા ઘેર જવાનો વિચાર નહિ કરતાં સૂવાનું પણ ઉષાને ત્યાંજ રાખવું.

"પોતાની પ્રિયતમા તરફથી મળેલા સંદેશાનો સ્વીકાર કરીને વિપિને તેની ચામડાની ન્હાની બેગમા એક પાટલૂન, પંચીયું, તથા હજામત કરવાનો સામાન મૂકયો અને તે કેશવચંદ્રની રજા લઇને ઉપડયો. તે હાથેજ હજામત કરી લેતો. એટલે તેનો ઇરાદો એવો હતો કે સ્હવારે હજામત કરી, સ્નાન કરી, ચહા નાસ્તો લઇને સીધા ત્યાંથીજ નોકરીપર જવું. તે બ્રિજમોહનલાલને ત્યાં આવ્યો એટલે ઉષાએ એક ન્હાનું પારસલ તેને આપ્યું. તેનાપર નીચે મુજબ અંગ્રેજીમાં શરનામું કરવામાં આવ્યું હતુંઃ—

To,

મી. વિપિનચંદ્ર વિનાયકરાય દેસાઇ,

C/o.મી. બ્રિજમોહનલાલ ચંદ્રપ્રસાદ ઠાકોર.

નં. ૩૬૫, ઘનશ્યામરોડ–લલિતપુર.

(ઇંડિયા.)

From,

અબ્દુલ બિન મીરઝા.

કેરો (ઇજીપ્ત)

"આ પારસલનું ચોતરફ નિરિક્ષણ કરતાં વિપિનચંદ્રના મનમાં અનેક વિચારો આવી ગયા. તેને લાગ્યું કે છેવટે અબ્દુલ બિન મીરઝાએ તેને યાદ કર્યો ખરો. અને આ પારસલમાં કાં તો મૂલ્યવાન્ ઝવેરાત અથવા તો તેની મીલકતનું પોતાના લાભમાં કરેલું વસિયતનામું હોવું જોઇએ. ઉપરનું કંતાન તોડતાં અંદર એક ન્હાની પરંતુ સુંદર દેખાવની અને કારીગીરીવાળી પેટી જોવામાં આવી. એ પેટીના હેન્ડલની સાથે ન્હાની ચાવી લટકતી હતી. ચાવીવડે પેટીનો સંચો ખોલી, પેટીને ઉઘાડતાં અંદરથી એક પહોળો આસમાનીની રંગના ચામડાનો પટ્ટો માત્ર નિકળ્યો. તે પટ્ટા ઉપર ભાંગીતુટી અંગ્રેજી ભાષામાં નીચે મુજબ લખવામાં આવ્યું હતું:—

"'અબ્દુલ બિન મીરઝા પોતાના વ્હાલા બેટા વિપિનને આ ચામડાનો ચમત્કારિક પટ્ટો મોકલે છે. આ પટ્ટામાં એવો ચમત્કાર છે કે તે કેડે બાંધનાર માણસ અદૃશ્ય બની જાય છે અને ધારે ત્યાંસુધી અદૃશ્ય રહી શકે છે. અબ્દુલ બિન મીરઝાના સલામ.'

"વિપિનચંદ્રને તો આ પટ્ટો જોતાં એમજ લાગ્યું કે કેશવચંદ્રે તેની મશ્કરી કરેલી હોવી જોઇએ. એટલે તેણે એ પટ્ટાને એક બાજુએ ફેંકી દીધો. પ્રથમ તેના મનમાં થયું કે પટ્ટણીરોડપર જઇને કેશવચંદ્રને તેણે કરેલી મશ્કરી માટે ધમકાવવો. પરંતુ તેના સાસરાના આગ્રહથી તેણે એ રાત્રી ત્યાંજ રોકાવાનો વિચાર કર્યો. ઉષા જેખંડમાં સૂતી હતી તેજ ખંડમાં વિપિનને માટે સૂવાની ગોઠવણ કરી હતી, અને તેણે એ રાત્રી પોતાના બાપના ખંડમાં સૂવાની વ્યવસ્થા કરી હતી.

"રાત્રે દશ વાગે બધાં સૂવાને માટે ઉઠયાં એટલે ઉષા વિપિનને ઉદ્દેશીને સ્મિત કરતી બોલી: 'આ પટ્ટો તમે સાચવી રાખો. આપણું લગ્ન થયા પછી કોઈ વાર અદૃશ્યપણે મકાનમાં દાખલ થવાની તમને ઇચ્છા થશે તો એ તે વેળાએ ઉપયોગમાં આવી શકશે.'

"વિપિને પણ તે પટ્ટો ઉચકતાં તેવાજ ભાવપૂર્વક હસતાં હસતાં જવાબ આપ્યો: 'હા, તારી સૂચના બરોબર છે, અને તેની જો અત્યારથીજ પ્રેક્ટિસ કરું તો વધારે સારૂં.'

" એમ કહી તે પટ્ટો તેણે કેડની ફરતો બાંધી લીધો. તે પોતાને માટે તૈયાર કરેલા શયનગૃહમાં ગયો. તેણે દ્વાર બંધ કરીને અંદરથી વાસી લીધું. વાસતાં થયેલો અવાજ બ્રિજમોહનલાલ તથા ઉષા બન્નેએ સાંભળ્યો હતો.

" બીજે દિવસે સ્હવારે તપાસ કરતાં બિછાનાપર તે સૂતો હોય એમ લાગ્યું નહિ, કેમકે ચાદરપર એક પણ કરચલી પડી નહતી. તેની ચામડાની બેગ ખુરસીપર પડી હતી. તે બેગને ચાવી વાસેલી હતી. એ ખંડની વચ્ચે જમીનપર પેલો ચામડાનો પટ્ટો પણ પડેલો હતો. માત્ર વિપિનનો પત્તો નહતો. બસ, મારે જે કહેવાનું હતું એ મેં તમને જણાવ્યું. હવે કહો, આ વિષયમાં તમારો શો અભિપ્રાય છે ? "

" આ કેસની સાથે જેઓ સંબંધ ધરાવે છે તેમને મળ્યા બાદ આ વિષયમાં હું તમને મારો અભિપ્રાય વધારે સારી રીતે આપી શકીશ." એકાદ પળના મૌન્ય પછી અરવિંદે કહ્યું: " તમે તમારી મોટર લાવ્યા છો ને ? વારૂ, ચાલો ત્યારે આપણે તમારા બ્રિજ-મોહનલાલને ત્યાં જઇએ. આ કેસમાં એટલું તો સમજી શકાય છે કે વિપિનચંદ્રને ગૂમ કરવામાં કોઈનો દુષ્ટ હેતુ હોવો જોઇએ. પરંતુ ગુન્હેગાર કોણ છે તથા તેનો શો હેતુ છે તેનો નિર્ણય કરતાં પહેલાં હજી આથી વિશેષ માહિતી મળવાની જરૂર છે. તમે મને બ્રિજમોહનલા-લના મકાનપર પહોંચાડયા બાદ પોલિસચોકી ઉપર ટેલીફોન કરી ને પરરાજ્યો સાથે તારવ્યવહાર ચલાવવાને માટે જે ગુપ્ત સાંકેતિક ભાષાનું પુસ્તક છે તે મને મેળવી આપો. તેમજ ત્યાંના મુખ્ય પોલિસકમિશનરનું પૂરૂં શરનામું પણ જો બની શકે તો મને જણાવશો. "

" શું તમને આ ચામડાના પટ્ટાની કરામતવાળી વાત ઉપર વિશ્વાસ બેસે છે ? હું નથી ધારતો કે અબ્દુલ બીન મીરઝાએ પટ્ટો મોકલ્યો છે એમ તમે માનતા હો. "

" ના, એ વાત માની શકાય તેવી નથી." અરવિંદે કહ્યું: " કારણકે એક મૃત્યુ પામેલો મનુષ્ય કશી પણ ચીજ મોકલી શકેજ નાહે. જો મારી સ્મરણશક્તિ મને દગો દેતી ન હોય તો મુંબઇના 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'માં ઇજીપ્તમાં થયેલા હુલ્લડના તથા તેમાં અબ્દુલ બિન મીરઝા નામના એક કંજુસ પરંતુ શ્રીમંત વ્યાપારીએ લીધેલી આગેવાનીના, અને તેમાં તે માણસ માર્યો ગયેલો હોવાના સમાચાર મેં વાંચ્યા હતા."

"હા હા, ખરૂં ખરૂં, મને પણ એ નામ પરિચિત લાગતું હતું, અને હવે જ્યારે તમો કહો છો ત્યારે મેં પણ તેના મૃત્યુની હકીકત વર્ત્તમાનપત્રમા વાંચ્યાનું મને સ્મરણ થાય છે. વારૂ પણ તમને એમ લાગે છે કે એ કંજુસ આરબે પોતાનું વચન પાળ્યું હોય અને મરતાં પહેલાં તે પોતાની મિલકતનું વસીયતનામું વિપિનના લાભમાં કરતો ગયો હોય? એમ હોય તો તમે જાણો છો કે—"

" વિપિનચંદ્રનું અસ્તિત્વ ન હોય તો એ આરબની તમામ મિલકતનો વારસ ઉષાનો પિતા બ્રિજમોહનલાલ થાય." અરવિંદે વાક્ય પૂરૂં કર્યું: " પણ એક વખત બ્રિજમોહનલાલ સાથે રૂબરૂમાં વાત કરૂં તો સમજણ પડે. નરેન્દ્રપ્રસાદ!"

"કેમ?"

" તમે મારૂં નામ હરિપ્રસાદ જણાવ્યું તે ઠીક કર્યું છે. મારૂં ખરૂં નામ હાલ તુરત જણાવવાની જરૂર નથી. જ્યારે તમે પક્ષીઓને પકડવાને માટે જાઓ ત્યારે અગાઉથી તેમને ભડકાવવાં તે યોગ્ય નહિ."

---

# પ્રકરણ ૩૩ મું.

બન્ને જણા નરેન્દ્રપ્રસાદની મોટરમાં બેઠા. બ્રિજમોહનલાલનું મકાન બહુ દૂર નહિ હોવાથી પાંચ મીનિટમાં તેઓ ત્યાં પહોંચી ગયા.

નરેન્દ્રપ્રસાદના કથન ઉપરથી અરવિંદની માનિનતા એવી થઇ હતી કે ઉષા પોતાના પ્રિયતમનો પત્તો નહિ લાગવાથી ઉશ્કેરાઈ ગયેલી હશે તથા રડવાને લીધે તેનાં નેત્રો લાલ બની ગયાં હશે, તેનો ચ્હેરો નિસ્તેજ બની ગયો હશે, તેનું હૃદય ભગ્ન બની ગયું હશે. પરંતુ તેની એ માનિનતા સફળ થઈ નાહ. ઉષા રડતી ન હતી. તેનાં નેત્રો ફિક્કાં પરંતુ શાંત હતાં. તેનો ચ્હેરો ગંભીર હતો. તેનો અવાજ મધુર હતો. તેના વદન ઉપર લાવણ્યયુક્ત સ્મિત પ્રસરી રહેલું હતું. તેના શરીરના બાંધા ઉપરથી તેની ઉમરનું માપ નિકળી શકે તેમ નહતું. તથાપિ તે સોળ અને વીશ વર્ષની વચ્ચે હોવી જોઇએ એમ અરવિંદે કલ્પના કરી. તેના બહારના દેખાવ ઉપરથી એમ કહી શકાય કે કાં તો આ યુવતિ પોતાના અંતરમાં થતી વેદનાને આગ્રહપૂર્વક અંતરમાં જ શમાવતી હોવી જોઇએ, અથવા તો તે હૃદયહીન હોવી જોઇએ.

તેનો પિતા ક્ષણે ક્ષણે ઉશ્કેરાઈ જતો હતો. તેને સંધીવાનું દર્દ હોવાથી તે ઉઠીબેસી શકતો નહિ અને બૂમો પાડયા કરતો હતો. તેનો સ્વભાવ ચીડીઓ હતો. વળી તે વાત કરતાં ઓરડામાં આમતેમ દૃષ્ટિ નાખતો હતો, તથા જેની સાથે વાત કરતો હોય તેની સામે નહિ જોતાં વારંવાર નીચી દૃષ્ટિ કરવાની તેને ટેવ હતી. જો અરવિંદને બદલે કોઈ સાધારણ માણસ હોત તો તે આ માણસને દોષિત માની લેત. પરંતુ અરવિંદને જગતનો પુષ્કળ અનુભવ હતો. તદ્દન સરલ અને સીધા સ્વભાવના મનુષ્યોનો દેખાવ તથા વર્ત્તન આ બ્રિજમોહનલાલ જેવાં હોવાનું તથા ગમે તેવું ભયંકર કૃત્ય કરવામાં પાછી પાની નહિ કરનાર મનુષ્યના ચ્હેરાપર નિર્દોષિતા તથા

સરલતા દેખાતી હોવાનું તેણે અનુભવ્યું હતું. બ્રિજમોહનલાલ પોતાને થયેલા દર્દને મોટું સ્વરૂપ આપતો હતો. જાણે તે અરવિંદની ખાત્રી કરી આપવા ઇચ્છતો હોય કે તે બિછાનામાંથી ઉઠી શકતો પણ નથી; અને તેથી વિપિનચંદ્રના ગૂમ થવાની સાથે તેનો કશો પણ સંબંધ નથી.

પરંતુ નરેન્દ્રપ્રસાદે કહ્યું હતું કે જો વિપિનચંદ્ર મરણ પામે તો તેનો વારસો બ્રિજમોહનલાલને મળે તેમ હતું. એટલે શ્રીમંત જમાઇના આશ્રયે રહેવા કરતાં પોતે જાતે શ્રીમંતાઇનો ઉપભોગ કરવાનું બ્રિજમોહનલાલ વિશેષ પસંદ કરે એ કાંઈ અસ્વાભાવિક નહતું. આ કલ્પના અરવિંદના મનમાં રમમાણ ર્ક્યા કરતી હતી.

સામાન્ય સંભાષણ થયા પછી અરવિંદે પ્રશ્ન કર્યો: "ઉષાકુમારી! મી. વિપિનચંદ્રે પોતાની મીલકતનું વસીયતનામું કર્યાનું તમારા જાણવામાં છે? નરેન્દ્રપ્રસાદના કથનપરથી મારા જાણવામાં આવ્યું છે કે તેની પાસે એવી કશી મિલકત નથી કે તેને વસીયતનામું કરવાની જરૂર પડે. પરંતુ જુવાન માણસો વિલક્ષણ સ્વભાવના હોય છે. તમારી સાથે તેનું સગપણ થએલું હોવાથી, કદાચ તેને એવી ઇચ્છા થાય કે જો તેણે તમારા લાભમાં વસીયતનામું કર્યું હોય, તો કદાચ કોઈ અકસ્માતને લીધે તેનું મૃત્યુ થતાં તેની મુદ્રિકા કિંવા એવી બીજી કોઈ વસ્તુ યાદગીરી દાખલ તમારી પાસે રહી શકે. જો કે આવી કલ્પના કરવાની જરૂર નથી, તોપણ—"

"ના, તમારી કલ્પના કાંઈ કાઢી નાખવા જેવી નથી, મી. હરિપ્રસાદ!" ઉષા વચ્ચે બોલી: "વિપિનચંદ્રે વસીયતનામું તો કરેલું છે. પરંતુ તે આજથી અમુક વર્ષો પહેલાં. એ સમયે મારે ને તેમને બિલકુલ પિછાન નહતી. એટલે તે વસીતનામામાં મારૂં નામ નથી. એક વખત તેમેણે એ વસીયતનામાને લગતી હકીકત મને જણાવી હતી. જ્યારે તે ત્રેવીશ વર્ષની ઉમરના હતા તે વખતે એ વસીયતનામું થયું હતું. તેમને તેમના વડિલ તરફથી વારસામાં એક હીરાકંઠી,

કડું, ચાંદીની સેર, સોનાનાં હીરાજડિત ખમીશ તથા જાકીટનાં બટન, સોનાની પીન અને કેટલાંક મૂલ્યવાન્ પુસ્તકો મળ્યાં હતાં. તે વસ્તુઓ કદાચ પોતાનું મૃત્યુ થાય તો તેમના મિત્ર મી. કેશવચંદ્રને મળે એવી તેમની ઇચ્છા હોવાથી તેમણે પોતાની તમામ મિલકતનો વારસો મી. કેશવચંદ્રને મળે એવું વસીયતનામું કર્યું હતું. તેને રજીસ્ટર કરાવીને મી. કેશવચંદ્રના સોલિસિટરના કબજામાં સોંપ્યું હતું. મારા જાણવા મુજબ એ વસીયતનામું આસ્તત્વ ધરાવે છે. એટલે મી. હરિપ્રસાદ!"—અહીં તેનો અવાજ ધ્રૂજવા લાગ્યો—"જો વિપિનચંદ્રને કશું થયું હોય, અને તેમની પાસે જે વસ્તુઓ હતી તે જો તેમની સાથે ગૂમ થઈ ગઈ ન હોય તો એ બધી મી. કેશવચંદ્રને મળવાની. મારી ખાત્રી છે કે જો તેમણે આવું ધાર્યું હોત–પોતાને અકસ્માત થશે એવી કલ્પના તેમને આવી હોત–" તે આગળ બોલી શકી નહિ. તેનું હૈયું ભરાઈ આવ્યું હતું.

તેનો બાપ સ્હેજ ચીડાઇને બોલ્યો: "ઉપા! તું આખો દિવસ રડયા કરે છે તે મને નથી ગમતું. મને આ દર્દ તો લાગુ થયું છે. તેમાં વળી તું મારા જીવને ગભરાવી મેલે છે. તારી સાથે પોતાનું સગપણ થતાની સાથે આગલું વસીયતનામું રદ નહિ કરવામા વિપિનચંદ્રે મોટી ભૂલ કરી છે. પરંતુ તેને એમ લાગ્યું હશે કે તારી સાથે તેનું લગ્ન થતાં આગલું વસીયતનામું કાયદા પ્રમાણે આપોઆપ રદ થતું હોવાથી અત્યારે તેમાં ફેરફાર કરવાની જરૂર નથી. તું એમ તો નજ કહી શકે કે પોતાને આવો અકસ્માત થવાની કલ્પના તેને આવી હોય. વળી કેશવચંદ્ર કાંઈ મૂર્ખ નથી. તે વિપિનચંદ્રની એકાદી વસ્તુ તેના યાદગીરી દાખલ જરૂર તને આપ્યા સિવાય રહેશે નહિ. મી. હરિપ્રસાદ! એ કેશવચંદ્ર સાદો અને સીધો ગૃહસ્થ છે. જો કે મારી દીકરીને તેનો સ્વભાવ પસંદ પડતો નથી. પરંતુ બૈરાં કણાં એટલે થઈ રહ્યું."

અરવિંદે નરેન્દ્રપ્રસાદ સામે અર્થપૂર્ણ દૃષ્ટિ કરી. જાણે તે

એમ કહેવા માગતો હોય કે "તમે કહેતા હતા કે વિપિનને ગૂમ કરવામાં કોઇનો કશો હેતુ હોવાનું સંભવિત નથી. પરંતુ જો તેને કશી મિલકત પ્રાપ્ત થાય કે થઈ હોય તો અહીં તેમાં બે જણાનો લાભ સમાયેલો છે! જો પેલું વસીયતનામું રદ કરવામાં આવ્યું હોય તો આ બ્રિજમોહનલાલ સગપણના દાવાથી વારસ થાય; અને જો તે રદ કરવામાં આવ્યું ન હોય તથા વિપિનનું લગ્ન ન થાય તો બીજો માણસ તેનો વારસ થાય! અને અહીં એક વારસ બીજા વારસની પ્રશંસા કરે છે!"

નરેન્દ્રપ્રસાદે પણ તેવીજ અર્થપૂર્ણ દૃષ્ટિથી પ્રત્યુત્તર આપ્યો. તેની દૃષ્ટિ એમ કહેતી હતી કે "કદાચ એ બે માણસોમાંથી એક માણસે વિપિનને ગૂમ કર્યો હોય. પરંતુ પ્રશ્ન એ છે કે ગૂમ કરનાર માણસ કોણ? તેણે શા માટે, ક્યારે અને ક્યાં ગૂમ કર્યો છે?"

એ પ્રમાણે નેત્રપલ્લવી થયા બાદ અરવિંદ ઉષાને ઉદ્દેશીને બોલ્યો: "જે ખંડમાંથી મી. વિપિનચંદ્ર ગૂમ થઈ ગયા હતા તે તમે મને બતાવશો? મી. બ્રિજમોહનલાલ! જો તમને હરકત ન હોય તો ઉષાકુમારી અમારી સાથે–"

"હરકત!" બ્રિજમોહનલાલ બોલ્યો: "હરકત શાની હોય? તમે આ કેસ તમારા હાથમાં લ્યો અને જો તમારાથી બની શકે તો વિપિનનો પત્તો લગાડો. હું પોતે તમારી સાથે આવત; પરંતુ મને વાનું દર્દ એવું છે કે મારાથી બિછાનાપરથી ઉઠી પણ શકાતું નથી. ઉષા! આ ગૃહસ્થોને ઉપર તારા શયનગૃહમાં લઈ જા. પણ ત્યાં તું જરૂર કરતાં વધારે વખત નહિ રોકાતાં પાછી અહીં આવજે. કારણ કે મને પિડા બહુ થાય છે. એટલે મારી પાસે એક માણસની ખાસ જરૂર."

ઉષા તુરત નીચે આવવાનું કહી, આ બન્ને જણાને લઇને ઉપર ગઈ. તેણે ઓરડાનું દ્વાર ખોલી અંદર દાખલ થતાં કહ્યું: "મી. હરિપ્રસાદ! આ ઓરડો! વિપિનચંદ્ર આ ઓરડામાંથી ગૂમ થયા તે વખતે તે જેવી સ્થિતિમાં હતો તેવીને તેવીજ સ્થિતિમાં અત્યારે પણ છે. મારી

એવી ઇચ્છા હતી કે ડિટેક્ટિવ આ ઓરડાની તપાસ કરી જાય ત્યાંસુધી તે માંહેની એક પણ વસ્તુને સ્પર્શ કરવો નહિ. હું રાત્રે મારા પિતાના ખંડમાં સૂવું છું. ત્યાં મારે ભોંય પથારી કરીને સૂઈ રહેવું પડે છે. તેથી મારા બાપુજીએ મને આ ખંડમાં સૂવાનું જણાવ્યું હતું. કારણ કે આ મારો સૂવાનો ખંડ છે અને તેમાં દરેક પ્રકારની સગવડ છે. પરંતુ મને તે પસંદ પડ્યું નહિ. કેમકે અહીં હું સૂવું તો અમુક મુદ્દાની વસ્તુમાં ફેરફાર થઈ જાય એવો મને ભય હતો. જૂઓ તેમની બેગ પેલી ખૂરસીપર પડી છે તે, અને પેલો ચામડાનો પટ્ટો ! જ્યારે રાત્રે તે સૂવાને માટે ગયા ત્યારે તેમણે એ પટ્ટો કેડપર બાંધેલો હતો. પરંતુ બીજે દિવસે સ્હવારે તે તમે જૂઓ છો એજ સ્થળે દૃષ્ટિએ પડયો હતો. ઓરડો ખાલી હતો અને બિછાનાપર રાત્રે કોઇ પણ સૂતેલું ન હોય એમ લાગતું હતું.”

અરવિંદે આગળ વધીને ચામડાનો પટ્ટો ઉપાડયો. ઉષા નીચે ગઈ.

“પટ્ટાનું બકલ પણ ખોલ્યું નથી.” તે બોલ્યોઃ તેણે પટ્ટાને આમ તેમ ફેરવીને તપાસ કરવા માંડી. થોડી વારે પુનઃ કહ્યું: “આ પટ્ટો દેખાય છે તેટલો જૂનો કે વપરાયેલો લાગતો નથી. ચામડું તદ્દન નવું છે અને અંદરની બાજુ તો બિલકુલ નહિ વપરાયા જેવી લાગે છે. વળી આ બકલ છે તે ઇંગ્લાંડમાં બનેલું છે. જો પટ્ટો ઇજીમનો હોય તો બકલ પણ ત્યાંનુંજ હોય. બકલ તથા પટ્ટા ઉપર બનાવનાર કંપનીનું નામ ભુંસી કે છેકી નાખવાનો પ્રયત્ન થયો છે. એક ટાંકણી લાવો જોઇએ. હં, મેં એમજ ધાર્યું હતું. કોઈ મેલી માટીમાં રગદોળેલ લાગે છે. એટલે અક્ષરો જૂના જેવા લાગે. જૂઓ, આ માટી ઉખડી જતાં બકલની ધાતુ તદ્દન નવા જેવી નથી જણાતી ? ચામડું અમેરિકામાં તૈયાર થયું છે. બકલ બરમિંગહામમાં બનેલું છે. આ પટ્ટો ‘બ્લેક શો એન્ડ હારનેસ મશીન કંપની’ એ તૈયાર કરેલો છે. આ પટ્ટો મુંબાઇમાં મેસર્સ પેન એન્ડ કંપનીમાંથી ખરીદાયેલો હોવો જોઇએ. તેની સહાયથી તેને ધારણ કરનાર મનુષ્યને અદૃશ્ય બનાવનાર જાદુગર જબરો તો ખરો !”

તેણે પટ્ટો એક ટેબલપર મૂક્યો. તે ઓ ખંડમાંની વસ્તુઓની તપાસ કરવા લાગ્યો.

"મી. નરેન્દ્રપ્રસાદ ! વિપિનચંદ્રે પટ્ટો અંગ ઉપર ધારણ કર્યો કે તુરતજ તે અદૃશ્ય બની ગયો નથી. કારણ કે તેણે સૂવાની તૈયારી કરતાં પહેલાંજ પોતે સ્હવારે વ્હેલો ઉઠીને વગરવિલંબે કામપર જઈ શકે તેવી વ્યવસ્થા કરેલી જણાય છે. જૂઓ આ નવું પાટલૂન તેની બેગ-માંથી કાઢીને આ ખીતી ઉપર ટાંગેલું છે. વળી તેણે પોતાનો અસ્ત્રો આ ટુવાલ સાથે લૂછેલો જણાય છે. ટુવાલને વાળ ચોટલા છે એ પરથી અનુમાન થઈ શકે છે કે રાત્રે સૂતાં પહેલાંજ તેણે હજામત કરેલી હોવી જોઇએ. એટલે સ્હવારે તેટલો વખત બચે. અસ્ત્રો દેખાતો નથી, તેમજ રાત્રે તેણે કોલર નેકટાઇ પહેરીને તો હજામત નહિ કરી હોય. એટલે અસ્ત્રો, કોલર, નેકટાઈ વગેરે તેની બેગમાં હોવાં જોઇએ. જો કોલર તથા નેકટાઇ તેની બેગમાંથી ન મળી આવે તો એ તેણે પુનઃ ધારણ કર્યાં હશે એવી કલ્પના થઈ શકે. અને જો તેને સૂવાની ઇચ્છા હોય તો તે પુનઃ પહેરવાની જરૂર ન હોય. અર્થાત્ એવું અનુમાન કરી શકાય કે તો પછી તે પોતાની ઇચ્છાથી બહાર ગયેલો હોવો જોઇએ. કોઇ અમુક કારણને લીધે રાત્રે તેને બહાર જવાની ફરજ પડી હોય. વળી તે કારણ ઉતાવળનું હોવું જોઇએ, અથવા તો થોડા વખતમાં પાછા ફરવાની તેણે ધારણા રાખેલી હોવી જોઇએ. કેમકે તેણે અસ્ત્રો બેગમાં મૂક્યો છે. પરંતુ રાત્રે સૂતી વખતે પહેરવાનું પંચીયું તથા પ્હેરણ તો બહારજ રાખ્યાં છે. નરેન્દ્રપ્રસાદ ! હું બીજી વસ્તુઓની તપાસ કરૂં છું તે દરમિયાન તમે તેની બેગ ખોલીને જૂઓ કે અંદર કોલર નેકટાઈ છે કે નહિ ?"

"બન્નેમાંથી એકે વસ્તુ નથી." એકાદ બે પળ પછી પોલિસ સુપરિન્ટેન્ડન્ટે જવાબ આપ્યોઃ "અસ્ત્રો વગેરે અંદર પડેલાં છે. હં, પણ એ શું છે ? કાંઈ મુદ્દાની વસ્તુ મળી આવી છે ?"

"હા, મુદ્દાની વસ્તુ કહી શકાય ખરી. જૂઓ આ શું છે ?"

"આતો જારના દાણા છે." નરેન્દ્રપ્રસાદે જવાબ આપ્યો.

"જારના દાણા એક સ્ત્રીના શયનગૃહમાં રાખવાની શી જરૂર? વળી હું નથી ધારતો કે આ લોકો જાર ખાતા હોય. તમે નીચે જઇને ઉષાગૌરીને અહીં બોલાવી લાવો."

ઉષા ઉપર આવી એટલે તેણે પ્રશ્ન કર્યો: "ઉષાગૌરી! તમે કબુતર રાખો છો?"

ઉષાના મુખમાંથી એક તીણો ચિત્કાર સરી પડયો. તેનો ચ્હેરો એકદમ કરમાઈ ગયો. પોતાની હૃદયહીનતાથી જાણે પોતાને અત્યંત પશ્ચાત્તાપ થતો હોય એવા ભાવપૂર્વક તે એક બારી તરફ જોતી બોલી: "બાપડાંનું શું થયું હશે? મી. હરિપ્રસાદ! તમે ઠીક યાદ આપ્યું. તે માટે મારે તમારો આભાર માનવો જોઇએ. પૂરા ત્રણ દિવસ થયા હું તેમને અનાજ કે પાણી કશું પણ નાખવાનું ભૂલી ગઈ છું. કદાચ તે મૃત્યુ પામ્યાં હશે. હાય! મને મારી નિર્દયતા માટે ઘણુંજ લાગી આવે છે. પણ શું કરૂં? આ ભેદી બનાવને લીધે બીજી કશી પણ બાબતનો મને વિચાર આવ્યો નથી. મારાં કબુતર—મારાં વ્હાલાં કબુતર! એમનું શું થયું હશે?"

"ત્યારે તમે કબુતર રાખો છો ખરાં?"

"હા—હા, આ બારીની બહાર તારની જાળીવાળું મોટું પાંજરૂં છે, તેમાં એ કબૂતરને રાખ્યાં છે. એ કબૂતર મને વિપિનચંદ્રે આપ્યાં હતાં. તે ધોળાં કાસદીયાં કબુતર હતાં. છો કબુતર તેમણે તથા તેટલાંજ મેં રાખ્યાં હતાં. અમે એક બીજાની સાથે એ કબુતર મારફત પત્રવ્યવહાર રાખતાં હતાં. તે સ્હાંજે મારે ત્યાં આવતા ત્યારે પોતાનાં કબુતરો અહીં લાવતા અને મારાં કબુતર રાત્રે પોતાની સાથે તેમને ત્યાં લઈ જતા હતા. આ સગવડને લીધે અમે ગમે ત્યારે એક બીજાને પત્ર મોકલી શકતાં હતાં અને વળી ટપાલનું ખર્ચ થતું નહિ કે તેને માટે રાહ જોવી પડતી નહિ. મેં ચામડાના પટ્ટાનું પારસલ અમારે ત્યાં આવ્યાના

સમાચાર તેમને કબુતરની મારફતજ મોકલ્યા હતા. મહેરબાની કરીને આ બારી ખોલો અને જૂઓ, એ કબુતરો પાંજરામા જીવન્ત છે કે નહિ ?”

અરવિંદે બારી ઉપર લાલ પડદો હતો તે ખસેડીને કહ્યું: “બારીને ખોલવાની કશી પણ જરૂર નથી. જૂઓ આ સ્હેલાઈથી ઉઘડી શકે છે. તેની ઇસ્ટાપડી બંધ કરેલી નથી.”

“બારી ખૂલ્લી છે ? કેટલું આશ્ચર્ય ! મેં વિપિનચંદ્રને તે સ્હાંજે ચીઠી મોકલી તે વખતે મારી જાતે બારી વાસીને ઇસ્ટાપડી બંધ કરી દીધી હતી. ત્યારપછી વિપિનચંદ્ર સિવાય બીજું કોઈ પણ આ ઓરડામાં આવ્યું નથી. જૂઓ જૂઓ, આ કબુતરો તો પાંખ પહોળી કરીને નિશ્ચેષ્ટ અવસ્થામાં પડેલાં છે. તે મરણ પામેલાં લાગે છે. જૂઓ, કશો અવાજ પણ કરતાં નથી.”

અરવિંદે બારીની બહાર દૃષ્ટિ કરી. બારીની જમણી બાજુએ એક લાકડાનું લોઢાના તારવાળું પાંજરૂં હતું. તે છાપરાની સાથે જડેલું હતું. એ પાંજરૂં બારીથી એટલું ઉંચું હતું કે સ્હેલાઈથી હાથ લંબાવીને તેમાંથી કબુતર કાઢી શકાય અથવા અંદર મૂકી શકાય. તેણે અંદરથી એક પછી એક પાંચ કબુતરને—અથવા તેમનાં મડદાંને કાઢયાં અને ટેબલ ઉપર મૂક્યાં.

“પાંચ !” ઉષા આશ્ચર્યપૂર્વક બોલી: પાંચ ક્યાંથી ? અંદર તો ચારજ હોવાં જોઇએ. જે રાત્રે વિપિનચંદ્ર અદૃશ્ય થઈ ગયા તેના આગલા દિવસે તે પોતાને ત્યાંથી છ કબૂતર લાવ્યા હતા, પરંતુ તેમાંથી એકને મેં બીજે દિવસે સ્હવારે રવાના કર્યું હતું; જ્યારે બીજાને તેજ રોજ સ્હાંજે ચામડાના પટ્ટાના સમાચાર સાથે રવાના કર્યું હતું. એટલે પાંજરામાં તો ચારજ હોવાં જોઇએ.”

“કદાચ એક કબુતર વિપિનચંદ્રે તમારા તરફ મોકલ્યું હોય અને તે તમારી જાણ સિવાય તેના ગૃહમાં-પાંજરામાં દાખલ થઈ ગયું હોય એ બનવા જોગ છે.” અરવિંદે તર્ક કર્યો.

"તમારો તર્ક ખોટો નથી, મી. હરિપ્રસાદ!" ઉષાએ જવાબ આપ્યો: "પરંતુ એ કબુતર એમનું એમ પાંજરામાં દાખલ થઇ શકે તેવું નથી. જૂઓ, આ ચાંપવાળું પાંજરાનું દ્વાર છે. તે જો હું ખોલું તોજ કબુતર અંદર જઈ શકે કિંવા બહાર નિકળી શકે. વળી હું જયારે ત્યાંથી કબુતર અહીં આવે તે વખતે આ ટેબલ ઉપર તેમને અનાજ ખવરાવતી હોવાથી અનાજની લાલચે તે સીધાં મારી પાસેજ આવતાં. પછી હું તેમના પગે બાંધેલી ચીઠી છોડી લઇને તેમને પાંજરામાં મૂકી દેતી. જો બારી ખૂલ્લી હોય તો તેઓ સીધાં અહીં આ ટેબલ ઉપર આવીને બેસવાનાં, અને જો બારી બંધ હોય તો બહાર પાંખોનો ફડફડાટ કરે, બારીના કાચના બારણા સાથે ચાંચ અથડાવે, અને એવી રીતે કરીને મારૂં ધ્યાન ખેંચે. જો હું આ ખંડમાં ન હોતાં નીચે હોઉં કે ક્યાંય બહાર ગઈ હોઉં તો હું આવું ત્યાં સુધી બારીની બહાર આસપાસ ફર્યા કરે. પરંતુ બારી પાસેથી ખસીને બીજે કયાંય જાય નહિ. એટલે આ પાંચમું કબુતર પાંજરામાં કેવી રીતે દાખલ થયું તે મારાથી સમજી શકાતું નથી. મી. હરિપ્રસાદ! આ ભેદી બનાવ સાથે એ પાંચમા કબૂતરનો કશો સંબંધ હોય એમ તમને લાગે છે ખરૂં?"

"હોયે ખરો." અરવિંદે કહ્યું: "કાંઈ કહી શકાય નહિ. પણ મારી તમને એટલી સલાહ છે કે આ કબુતરના સંબંધમાં તમારે કોઇની પાસે કશી વાત કરવી નહિ. આ વાર્તાને અત્યંત ગુપ્તજ રાખવી. તમને ઉપર શા માટે બોલાવ્યાં હતાં, એવો તમારા પિતા તમને પ્રશ્ન કરે તો તેનો તમે શો જવાબ આપશો? એમ કહેજો કે તમારાં કબુતર મૃત્યુ પામેલાં જોવામાં આવતાં મેં એ બાબતની તમને જાણ કરવાને માટે ઉપર બોલાવ્યાં હતાં. કબુતર ચાર હોવાં જોઇએ અને તેને બદલે પાંચ હતાં તથા પાંચમું કબુતર તમારી જાણ સિવાય પાંજરામાં દાખલ થયું હતું એ વાર્તા તમે કોઇની આગળ, તમારા પિતાની પાસે પણ કરશો નહિ. વારૂ, હવે તમારે જવું હોય તો જાઓ."

ઉષા તેના પિતા પાસે ગઈ. થોડી વાર અરવિંદ વિચારગ્રસ્ત સ્થિતિમાં નરેન્દ્રપ્રસાદ સામે મૌનપણે જોઈ રહ્યો. તે એકાએક બોલ્યોઃ "મી. નરેન્દ્રપ્રસાદ! આ પાંચમા કબુતરના પુરાવા ઉપરથી આપણે નિઃશંકપણે એવા નિર્ણયપર આવી શકીએ છીએ કે વિપિનચંદ્ર સ્વેચ્છાપૂર્વક આ મકાનમાંથી બહાર પડેલો હોવો જોઇએ. તેણે મકાનના મુખ્ય દ્વારમાંથી બહાર નિકળવાનું પસંદ કર્યું નહિ હોય. કેમકે તો પછી તે દ્વાર રાત્રે ખૂલ્લું રાખીને જવાય નહિ, અને બંધ કરવાને માટે બ્રિજમોહનલાલ કે ઉષાગૌરીને જગાડવાનું તેને યોગ્ય લાગ્યું નહિ હોય. એટલે તે આ બારીમાંથી બહાર નિકળી પેલા નળ વાટે નીચે ઉતરેલો હોવો જોઇએ. વળી તે પોતે બહાર જાય છે, એવી મતલબની કશી ચીડી પણ મૂકતો ગયો નથી. એટલે જેવી રીતે તે બહાર ગયો તેવીજ ગુપ્ત રીતે તેનો અંદર આવવાનો વિચાર હશે. આમ ગુપ્ત રીતે આ મકાનમાંથી બહાર પડવાનું તેને ખાસ કારણ મળેલું હોવું જોઇએ. હવે તે પાછો ફર્યો નથી એ ઉપરથી એવું અનુમાન થઈ શકે કે તે કોઈ પણ દુષ્ટ મનુષ્યનો અથવા અકસ્માતનો ભોગ થયેલો હોવો જોઇએ. પરંતુ જો આ કબુતર મારફત તેને સંદેશો મળ્યો હોય તો એ કબુતર ક્યાંથી આવેલું હોવું જોઇએ? એટલું ધ્યાનમાં રાખવાનું કે એ કબુતર બીજા કોઇનું નહિ પરંતુ ઉષાગૌરીનું છે, એ વાત તો તે પોતે પણ કબૂલ રાખે છે."

"એ તો ખૂલ્લું છે કે એ કબુતર પદ્દણીરોડપર કેશવચંદ્રના મકાનમાંથી આવેલું હોવું જોઇએ. બીજે કોઈ સ્થળેથી આવવાનો સંભવ નથી.

"બરોબર છે. ત્યારે હવે સાંભળો. કેશવચંદ્ર તથા વિપિનચંદ્ર બન્ને પદ્દણીરોડપર આવેલા મકાનમાં સાથેજ રહેતા હતા. એટલે આ કબુતરને કેશવચંદ્રે મોકલેલું હોવું જોઇએ. જૂઓ, આ ખૂણામાં ટેબલપર મીણબત્તી મૂકવાની પતરાની રકાબી છે. એ રકાબીમાં કાગળની બળેલી કરચો પડેલી છે. તેનાપરના અક્ષર ઉકેલી શકાય તેવા નથી.

પરંતુ કરચો થોડી હોવાથી થોડોકજ કાગળ બળ્યો હોય એમ લાગે છે. મારૂં અનુમાન એવું છે કે વિપિને તે કાગળ બાળી નાખવાનો ઇરાદો રાખ્યો હશે. પરંતુ કાગળ થોડોક બળતાં તેનો વિચાર બદલાવાથી તેણે ઓલવી નાખ્યો હશે. એટલે કાગળનો બાકીનો નહિ બળેલો ભાગ તેના ગજવામાં હોવો જોઇએ. એટલે જો વિપિનના શરીરનો પત્તો લાગી શકે તો એ કાગળનો પણ પતો લાગે ખરો."

"વિપિનના શરીરનો! એટલે! શું તમારૂં એવું માનવું છે કે તેનું કોઇએ ખૂન કર્યું હશે?"

"હું અત્યારે તે ચોક્કસ કહી શકતો નથી. પરંતુ પટ્ટણીરોડ ઉપર આવેલા મકાનની તપાસ કરવા દેવામાં કેશવચંદ્ર વાંધો ઉઠાવે અથવા તો તે મારી સાથેનો સાથેજ રહેવાનો આગ્રહ કરે તો કદાચ મારી એવી માન્યતા થાય ખરી. હવે મને એમ થાય છે કે હું બને તેટલી ત્વરાથી કેશવચંદ્રને મળું તો સારૂં."

તેણે કેશવચંદ્રને ત્વરાથી મળવાની પોતાની ઇચ્છા નરેન્દ્રપ્રસાદ પાસે પ્રકટ કરી ત્યારબાદ એ મીનિટે ઉષા તેમની પાસે આવી. ઉષાની સાથે એક બીજો મનુષ્ય પણ હતો. આ માણસ આશરે પાંત્રીશ વર્ષનો હશે. તેના ગાલ ભરાવદાર હતા. કપાળનો ભાગ પણ પહોળો હતો. તેનાં નેત્રો ફીકકાં પરંતુ માયાળુ હતાં. તેનો ચ્હેરો એકંદરે ગંભીર અને પ્રતિભાસંપન્ન હતો. તેનામાં એક વિશિષ્ટ પ્રકારનું આકર્ષણ હતું.

ઉષા બોલી: "મી. હરિપ્રસાદ! તમારી પરવાનગી સિવાય અત્ર આવી, તમારી તપાસમાં મેં વિઘ્ન નાખ્યું છે તે માટે ક્ષમા માગું છું. પરંતુ મી. કેશવચંદ્ર તમને મળવાને ઘણાજ આતુર હતા. એટલે તમારી નીચે આવવાની રાહ નહિ જોતાં મારા બાપુએ તેમને અહીં લઇ આવવાની મને આજ્ઞા કરવાથી હું અત્ર તેમને લઇને આવી છું."

નરેન્દ્રપ્રસાદે આ નવીન ગૃહસ્થ સામે જોયું. વિપિનનો ફોટો પણ ટેબલ ઉપર પડેલો હતો. એ બન્નેના ચ્હેરાનું નિરીક્ષણ કરતાં

**નરેન્દ્રપ્રસાદને** લાગ્યું કે આવા દેખાવડા અને આકર્ષક ગૃહસ્થને છોડીને ઉષાએ વિપિનને શા માટે પસંદ કર્યો હશે? કેશવચંદ્રના વદન અને નેત્રોનું અવલોકન કરનાર દરેક મનુષ્યના મનમાં પ્રથમ દષ્ટિએ તો સદ્‌ભાવ અને પ્રેમની લાગણી ઉત્પન્ન થયા સિવાય રહે નહિ.

"મી. કેશવચંદ્ર! અમે હમણાંજ તમને યાદ કર્યા હતા. મારી તમને મળવાની ઇચ્છા મેં મારા મિત્ર **નરેન્દ્રપ્રસાદ** પાસે પ્રકટ કરી હતી." **અરવિંદ** બોલ્યો: "હું કબૂલ કરૂં છું કે આ રહસ્યમય કેસની તપાસમા હું ઊંડો ઉતરતો જઉં છું તેમ હું વધારે ગુંચવણમાં પડતો જઉં છું. અહીં મેં તપાસ કરી પરંતુ અહીં તો તેમના ગૂમ થવાનું કારણ સમજી શકાય એવો કશો પૂરાવો અત્યારસુધીમાં મળી શક્યો નથી. મને જણાવવામાં આવ્યું છે કે તમે બન્ને **પટ્ટણીરોડ** ઉપર સાથે એકજ મકાનમાં રહેતા હતા. એટલે જો તમને હરકત ન હોય તો એ મકાનની તપાસ કરવાનો મારો ઇરાદો છે."

જો **અરવિંદે** એવી ધારણા રાખી હોય કે તેના પ્રસ્તુત શબ્દોથી આ માણસ ગભરાઇ જશે અથવા તેના ચ્હેરાપર ચિંતા અને ભીતિની નિશાની પ્રકટશે, તો એ ધારણા સફળ થઈ નહિ. કારણ કે કેશવચંદ્ર **અરવિંદના** શબ્દો સાંભળતાં આતુરતાપૂર્વક, તેનો હસ્ત પકડીને, ગળગળા સાદે કાલાવાલા કરતો હોય તેવી રીતે બોલવા લાગ્યો: "જરૂર આવો, મી. **હરિપ્રસાદ**! તમે જરૂર મારે ત્યાં આવો અને જ્યાં તપાસ કરવી હોય ત્યાં કરો, જે કરવું હોય તે કરો, પરંતુ કોઈ પણ રીતે આ ભયાનક ઘટનાના રહસ્યને ખૂલ્લું કરો. મને રાત્રે બિલકુલ નિંદ્રા આવતી નથી. રાત્રી કે દિવસ એક પળ પણ મને ચેન પડતું નથી. અહર્નિશ મારા મિત્રના વિચારો આવ્યા કરે છે. તમે તેને નથી જોયો, તમે તેના પરિચયમાં નથી આવ્યા. જો આવ્યા હોત તો મને આટલી બધી વેદના કેમ થાય છે તેનું કારણ સમજી શકત. અહા કેવો નમાનો, શાંત, સદ્‌ગુણી, સહનશીળ! ખરેખર તે ઉત્તમ મિત્ર હતો, સાચો સલાહકાર હતો, ઉત્સાહી સહાયક હતો અને લાયક સજ્જન હતો.

જો કોઈ મને મારો એ મિત્ર લાવી આપે તો હું તેને મારૂં સર્વસ્વ આપી દેવાને તૈયાર છું. હું ગરીબ માણસ છું. મારી આર્થિક સ્થિતિ ઉપાગૌરી જાણે છે. છતાં પણ હું કહું છું કે જો કોઈ મારા મિત્રની સાથે મારો મેળાપ કરાવી આપે તો હું તેનો ગુલામ થઇને રહું, મારા ચામડાના જોડા શિવડાવીને તેનો બદલો વાળી આપું. માત્ર મને એક મનુષ્યના ઉપર આશા હતી. જો મારી પાસે બદલો આપવાને પુરતા પૈસા હોત તો એની મદદ હું મેળવી શકત અને મારી ખાત્રી છે કે તે જરૂર મારા મિત્રના ગૂમ થવાનો ભેદ શોધી કાઢત–વિપિનનો પત્તો મેળવી આપત. ”

“ એમ ! એ માણસ કોણ છે ? ” અરવિંદે પ્રશ્ન કર્યો.

“ તેનું નામ આખા હિંદુસ્તાનમાં મશહૂર છે. તે મહાન્ ચમત્કારિક ડિટેક્ટિવ અરવિંદ, જે ‘ ચાલીશ ચહેરાનો માણસ ’ ના ઉપનામથી સુપ્રસિદ્ધ છે. ‘ પરાજય ’ શબ્દ તો જેના શબ્દકોષમાં છેજ નહિ, તે જરૂર સત્ય શોધી શકત. એવી એક પણ વસ્તુ નથી, એવો એક પણ ભેદ નથી કે જે તેને ગભરાવી શકે, નિરાશ કરી શકે. પણ –પણ મુખ્ય મુદ્દો પૈસાનો છે. તેને મોટી મોટી રકમ બદલા તરીકે મળે છે. એટલે સાધારણ કેસોમાં તે પડેજ નહિ. મારી પાસે પૈસા નથી, તેમ મારી પાસે એવી મીલકત પણ નથી કે જેને વેચીસાટીને પણ એ મહાન્ ડિટેક્ટિવની મદદ મેળવી શકું. ” કેશવચંદ્રે જણાવ્યું.

“ હા, એ વાત તો સાચી છે. ” અરવિંદ અત્યંત શાંતિપૂર્વક બોલ્યોઃ “ એટલે હવે તમારે તમારી ગણત્રીમાંથી એ ડિટેક્ટિવને તો બાદજ કરવો. હં, જો તમને હરકત ન હોય તો આપણે મી. નરેન્દ્રપ્રસાદની મોટરમાં તમારા મકાનપર જઇએ. ”

“ હરકત ! મને હરકત ! બિલકુલ નહિ. વિપિનનો પત્તો મેળવવાને માટે તમારાથી જે કાંઈ બને તે કરો. ચાલો–ચાલો, આપણે મારે ત્યાં જઇએ. ” કેશવચંદ્રે આતુરતા દર્શાવી.

અરવિંદ પ્રથમ અને તેની પાછળ નરેન્દ્રપ્રસાદ તથા કેશવચંદ્ર બહાર નિકળ્યા. તેઓ સીડીપરથી નીચે ઉતરતા હતા તે વખતે કેશવચંદ્રના શબ્દોમાં કહીએ તો આપણો 'મહાન્ ડિટેક્ટિવ' પોતાનો સૂક્ષ્મદર્શક કાચ ઉપરના ઓરડામાં રહી ગયાનું બ્હાનું કાઢીને એકલો ઉપર આવ્યો. બે મિનિટ પછી તે નીચે બધાં દિવાનખાનામાં હતાં ત્યાં આવ્યો. મોટર તૈયાર હતી. બ્રિજમોહનલાલ પોતાના દર્દને મોટું સ્વરૂપ આપવાના કાર્યમાં ગુંથાયોજ હતો. તેની રજા લઈ આ ત્રણ જણા તેના મકાનમાંથી બહાર પડયા અને મોટરમાં બેસી પદ્દણીરોડ તરફ જવા લાગ્યા.

કેશવચંદ્રનું મકાન પદ્દણીરોડના છેવાડે એક ન્હાની ગલી પડતી હતી તે ગલીમાં આવેલું હતું. મકાન જૂનું તથા ઇંટોનું અને પ્રમાણમાં ન્હાનું હતું. તેમાં બે ખંડ નીચે અને બે ખંડ ઉપર હતા. રસોડું પાણીયારૂં જુદાં હતાં. આ મકાનની પાછળ થોડીક ખૂલ્લી જગ્યા હોવાથી પાછળથી પ્રકાશ સારો આવતો હતો. તે કેશવચંદ્રના 'સ્ટુડિયો' ને માટે ઉપયોગી થતો હતો. આ મકાન જૂનું હોવાથી કેશવચંદ્રને સસ્તા ભાડે મળી ગયું હતું. કદાચ કોઈ તેને આવું ખૂણા પડતું, ગલીમાં મકાન રાખવાના સંબંધમાં પ્રશ્ન કરતું તો તે એવો જવાબ આપતો કે "આ મકાનના પાછલા ખંડમાં પ્રકાશ પુષ્કળ આવતો હોવાથી તથા મારે ચિત્રકામ અને પુતળાં બનાવવાના કામમાં પુષ્કળ પ્રકાશની જરૂર હોવાથી આ મકાન મેં રાખ્યું છે."

કેશવચંદ્ર આ બે જણાને પોતાના 'સ્ટુડિયો' માં લઈ ગયો. તેણે પરદેશમાં મુસાફરી કરતાં જે વસ્તુઓ એકત્ર કરી હતી તે સર્વ ત્યાં સુંદર રીતે ગોઠવી હતી. તદુપરાંત કેટલીક કુદરતના દેખાવોની તથા ઐતિહાસિક પુરાતન સ્થળોની ઓઇલપેન્ટ છબીઓ, અને લોકમાન્ય તિલક, મહાત્મા ગાંધી, બાબુ ચિત્તરંજન, દાસ, તથા બીજા કેટલાક આગેવાનોના તેમજ કોઈ લાવણ્યમયી સુંદરીનાં મનોહર માટીનાં પુતળાં હતાં. આ પુતળા ઉપર એનો રંગ મારેલો હતો કે તે

આરસપહાણનાં હોય એવાં લાગતાં હતાં. એક પુતળું બુદ્ધ ભગવાનનું હતું. તે અર્ધું ઢાંકેલું તથા અર્ધું ખૂલ્લું હતું. આ કામ તેણે હમણાંજ શરૂ કર્યું હોય એમ લાગતું હતું. કેમકે હજી તેમાં ઘણું કામ અધૂરું હતું.

અરવિંદને આ વિષયનો અત્યંત શોખ હતો. તે આ બેડોળ દેખાતી પ્રતિમાનું નિરીક્ષણ કરીને બોલ્યો: "આ પ્રતિમામાં તમે તમારા સમય તથા સાધનનો નિરર્થક વ્યય કર્યો લાગે છે. જૂઓ, પેલી ગાંધીજીની પ્રતિમા અત્યંત આકર્ષક છે. જાણે એ જીવતી હોય એવો તેમાં ભાવ છે, જ્યારે આ બુદ્ધ ભગવાનનો ચ્હેરો ભૈરવના જેવો વિકરાળ લાગે છે. મુખ ઉપર સૌમ્યતા જણાતી નથી."

"તમારૂં કહેવું ખરૂં છે." કેશવચંદ્ર બોલ્યો: "પણ મેં હજી આ કામ ગયા પરમદિવસથીજ શરૂ કર્યું છે. માત્ર ચ્હેરો અને ખભાનો ભાગ પૂરો થયો છે. વળી મારૂં ચિત્ત પણ હમણાં સ્થિર નથી. એટલે એ પ્રતિમામાં તમને ખોડ લાગતી હોય તો તે વાસ્તવિક છે. લ્યો આ ચાવીઓનો ઝુડો, વિપિનચંદ્રનો ખંડ મેડી ઉપર ચડતાં સીડીની સામેજ છે. જો તમને હરકત ન હોય તો તમે તથા સુપરિન્ટેન્ડન્ટ સાહેબ ત્યાં જઇને તપાસ કરો. કેમંક હું મારા ગૂમ થયેલા મિત્રની વસ્તુઓ સામે જોઈ નહિ શકું. તે ખંડમાં આવવાથી મારૂં અંતર દગ્ધ થશે. જો તમે એકલા ઉપર જાઓ તો સુપરિન્ટેન્ડન્ટ સાહેબ આ ખંડની તપાસ કરે. આ ખંડનો હું તથા વિપિન દિવાનખાના તરીકે પણ ઉપયોગ કરતા. એટલે અહીંથી પણ કદાચ તમારી ડિટેક્ટિવની દૃષ્ટિએ તપાસ કરતાં કશોક મુદ્દો મળી આવે."

"હા, એ બરોબર છે, નરેન્દ્રપ્રસાદ!" અરવિંદ ચાવીઓનો ઝુડો લેતો બોલ્યો: "હું ઉપર જઇને આવું ત્યાંસુધીમાં તમે આ ખંડનું નિરીક્ષણ કરો."

એટલું કહીને તે ઉપર ગયો. કેશવચંદ્રે પોતાના મનને કોઇ પણ કાર્યમાં રોકાયેલું રાખવાના હેતુથી પેલી અધૂરી પ્રતિમાનું કાર્ય આ-

ગળ ચલાવ્યું. તે ઉપરના ખંડમાં આમતેમ ફરતા અરવિંદના પગલાંના ધબકારાનો અવાજ સાંભળતો હતો.

લગભગ વીશેક મીનિટ પછી અરવિંદ નીચે આવ્યો. તેનાં નેત્રમાં નિરાશા અને અસંતોષ સ્પષ્ટ દેખાતા હતા.

તે બોલ્યોઃ "નરેન્દ્રપ્રસાદ! આ કેસનો પાર પામવાનું કામ મારી શક્તિ બહારનું છે. જો તમે મને પૂછતા હો તો મારી માનિનતા એવી છે કે આમાં કાંઈ જાદુ હોવું જોઇએ. મી. વિપિનચંદ્ર કોઈ જાદુઈ સત્તાથી અદશ્ય થયા હોવા જોઇએ. એ જાદુઈ સત્તા શી હશે તે તો કોઈ ઇલમીજ શોધી કાઢે જુનાગઢમાં મારો એક પરિચિત મૌલવી છે. તે ભારે ઇલમી છે. તેને મળીને આ વિષયમાં હું પ્રશ્ન કરીશ. જો તે પણ ખુલાસો નહિ કરી શકે તો પછી હું નથી માનતો કે આ કેસનું રહસ્ય કોઈ ઉકેલી શકે. તે જુનાગઢ રહે છે. એટલે આજે હું ત્યાં જવાને નિકળું તો પણ વહેલામાં વહેલો પરમ દિવસે અહીં આવી શકું. હં–એ ઠીક છે. વારૂ, આજે મંગળવારની સ્હાંજ છે. કેમ ખરૂંને ? હવે તમારે તથા મી. કેશવચંદ્રે ગુરૂવારની સ્હાંજે સાત વાગે મી. બ્રિજમોહનલાલના મકાનપર હાજર રહેવું અને મારી રાહ જોવી. ટ્રેન સ્હાંજે સાત વાગે આવે છે. વખતે સ્હેજ વહેલા મોડી હોય. હું આવીને મૌલવીએ જે કહ્યું હશે તે તમને જણાવીશ. બનતાં સુધી તો અને મારા ધારવા પ્રમાણે આ જાદુઈ સત્તાનું પરિણામ હશે તો મૌલવી સાહેબમાં હરકત આવશે નહિ. કેમ બરોબર છે ને મી. કેશવચંદ્ર ?"

"હા, બરોબર છે. હું ત્યાં ગુરૂવારે સ્હાંજે સાત વાગે ચોક્કસ હાજર રહીશ."

"અને હું આવું ત્યાં સુધી રોકાશો ?"

"શા માટે નહિ ? તમે આવશો ત્યાં સુધી રોકાઇશ."

"વારૂ સાહેબ, ! ત્યારે હવે હું રજા લઇશ. મારે રાત્રે આઠ વાગે ઉપડતી ટ્રેનમાં રવાના થવાનું છે. નરેન્દ્રપ્રસાદ! મહાત્માજીની

છબી જૂઓ છો ? જૂઓ—જૂઓ, મહાત્માજીએ પોતાની પાછળ આખા હિંદને ઘેલું બનાવ્યું છે. સાહેબજી ! ચાલો, નરેન્દ્રપ્રસાદ ! ”

તે બન્ને જણા મોટરમાં બેઠા. મોટર ચાલુ થઈ.

નરેન્દ્રપ્રસાદ બોલ્યોઃ “ અરવિંદ ! કશો મુદ્દો હાથ લાગ્યો છે ? હું જાણું છું કે જાદુઈ સત્તાનું તમારૂં માત્ર બ્હાનુંજ હતું અને જુનાગઢ જવાનો તમારો બિલકુલ વિચાર નથી. પરંતુ તમારા મનમાં કોઈ પણ નવીન કલ્પના ઉદ્દભવી લાગે છે. હું તમારા ચ્હેરાપરથી એ જોઈ શકું છું. એ કલ્પના શી છે ? વિપિનચંદ્રના ખંડમાંથી કાંઈ પત્તો લાગ્યો છે ? તમને શક કોનાપર છે ? ”

અરવિંદ જાણે એકાએક નિદ્રામાંથી જાગૃત થયો હોય તે પ્રમાણે બોલ્યોઃ “ અરે ભૂલ્યો, નરેન્દ્રપ્રસાદ ! આજે તમને મોહન તરફથી આમંત્રણ આપવાનું હતું. મોહનની આજે જન્મતિથિ છે. એટલે અત્યારે તમારે મારે ત્યાં ભોજન કરવાનું છે. મોહન, તમે અને હું માત્ર ત્રણ જણા. આવશો ને ? નહિ તો મોહનને તમારા ઉપર ઘોખો રહેશે. ”

“ પણ મારા પ્રશ્નનો ઉત્તર. ”

“ અને આજે રસોઇમાં દુધપાકપુરી કરેલ છે. ચાર શાક, વાલ, ભજીયાં, બે જાતની ચટણી, કઢી, ભાત, ઇત્યાદિ સામગ્રીસહિત જમવામાં બહુજ આનંદ આવશે. ”

નરેન્દ્રપ્રસાદે જાણ્યું કે અરવિંદ જવાબ આપવા ઇચ્છતો નથી. એટલે તેણે એ વિષયમાં મૌન્ય ધારણ કરી, મોહનના આમંત્રણનો સ્વીકાર કર્યો.

---

# પ્રકરણ ૩૫ મું.

---

## જાદુ કે ખૂન?

જો નિયમિતતાને સદ્દગુણ ગણવામાં આવે તો કેશવચંદ્ર જેવો સદ્દગુણી માણસ બીજો કોઈ પણ ભાગ્યેજ હશે. બ્રિજમોહનલાલના બિછાના સામે દિવાલ સાથે જડેલા મોટા ઘડિયાળમાં ગુરૂવારની સ્હાંજે સાતનો પહેલો ટકોરો થયો તેજ વખતે કેશવચંદ્રે બ્રિજમોહનલાલના ખંડમાં પ્રવેશ કર્યો. બ્રિજમોહનલાલ તથા તેની પુત્રી આતુરતાપૂર્વક તેની રાહ જોતાં હતાં. પરંતુ નરેન્દ્રપ્રસાદ કે હરિપ્રસાદ ઉર્ફે અરવિંદ ત્યાં તેના જોવામાં આવ્યા નહિ.

પ્રારંભમાં સામાન્ય શિષ્ટાચાર થયા પછી ઉષાએ એક તાર તેના હસ્તમાં મૂકયો. એ તાર લગભગ પોણાસાત વાગે આવ્યો હતો. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

" બ્રિજમોહનલાલ,

" અનિવાર્ય કારણને લીધે ઢીલ થઈ છે. સ્હાડાનવ વાગે આવીશ. મી. કેશવચંદ્રને રોકજો. તેમને માટે અગત્યના તથા આનંદપ્રદ સમાચાર છે.

" નરેન્દ્રપ્રસાદ. "

" અગત્યના તથા આનંદપ્રદ સમાચાર ! " તાર વાંચી રહ્યા બાદ તે ઉષાને પાછો આપતાં કેશવચંદ્ર બોલ્યો: " ત્યારે તો પેલા હરિપ્રસાદ ડિટેકિટવે જુનાગઢમાં તેના પરિચિત મૌલવી પાસેથી કાંઈક બાતમી મેળવી હશે. શી બાતમી મેળવી હશે તેની કલ્પના થઈ શકતી નથી. ખરૂં કહું તો એ માણસમાં ઝાઝી અક્કલ હોય એમ મને લાગ્યું નહતું. તથાપિ જો તે જુનાગઢમાં વિપિનનો પત્તો મેળવવાના કાર્યમાં સફળ થયો હોય તો હું તેને માટે મારા અભિપ્રાયમાં ઘણી ખુશીથી

ફેરફાર કરીશ. ન્હાડાનવ વાગે મી. નરેન્દ્રપ્રસાદ આવશે એટલે આપણે જાણી શકીશું. હું આશા રાખું છું કે હવે આપણને નિરાશ થવું પડશે નહિ. ”

તેમને નરેન્દ્રપ્રસાદના આગમનના સંબંધમાં નિરાશ થવું પડયું નહિ. બરાબર ન્હાડાનવ વાગે નરેન્દ્રપ્રસાદની મોટર આવીને બ્રિજમોહનલાલના દ્વાર પાસે ખડી થઈ, અને સુપરિન્ટેન્ડન્ટ સાહેબે દર્શન દીધાં. આ ત્રણ જણાંએ ધાર્યું હતું કે હરિપ્રસાદ તેની સાથે હશે; પરંતુ તે એકલોજ હતો.

“ હું દિલગીર છું કે વ્હેલો આવી શક્યો નહિ. ” તે અંદર આવીને બોલ્યોઃ “ પરંતુ ઢીલ થવાનું કારણ હું જણાવીશ એટલે તમે મારા પરિશ્રમની કદર કર્યા સિવાય રહેશો નહિ. ”

“ પરંતુ હરિપ્રસાદ ક્યાં છે ? ” કેશવચંદ્રે આતુરતાપૂર્વક પ્રશ્ન કર્યો.

“ હરિપ્રસાદ ! પેલો ડિટેક્ટિવ મારી સાથે આવ્યો હતો તે ? તે મારી સાથે નથી. તેને તો મેં આ કેસથી છૂટો કરી દીધો છે. તે આજે સ્હાંજે જુનાગઢથી આવ્યો અને બોલ્યો કે ‘ મૌલવી સાહેબ કહે છે કે જો અજમેર ખ્વાજા પીરના સ્થાનકમાં ચાલો તો હું ગૂમ થયેલા માણસનો પત્તો પીરને પૂછીને મેળવી આપું. ’ એમ કહીને તેણે બે જણાને માટે અજમેર જવાઆવવાના ખર્ચની માગણી કરી. મને તો તેની વાત ઉપર વિશ્વાસ બેઠો નહિ. તેમ મૌલવી પણ તેની સાથે ન હતો એટલે મેં તેની માગણીનો ઇન્કાર કરી, તેને રજા આપી દીધી; અને પછી બીજા કોઇ સારા તથા હૂશિયાર ડિટેક્ટિવને રોકવાનો વિચાર કર્યો. એ કારણથીજ મને અહીં આવતાં ઢીલ થઈ. મી. કેશવચંદ્ર ! મેં તારમાં જણાવ્યું હતું કે તમારે માટે અગત્યના તથા આનંદપ્રદ સમાચાર છે, તેનો ખુલાસો હવે હું કરીશ. તે દિવસે તમે જે બોલ્યા હતા તે મને યાદ છે. આ ગુંચવણીભર્યા કેસનો પરિસ્ફોટ કરવાને માટે તમે આતુર હતા. તમે કહ્યું હતું કે એકજ માણસ તેમાં સફળતા મેળવી શકે તેમ છે. પરંતુ તે માણસને રોકવામાં

મોટી રકમની જરૂર પડે. મને તમારા શબ્દો યાદ હતા. એટલે એક વખત પ્રયાસ તો કરી જોવો, એવો નિશ્ચય કરીને હું અરવિંદની પાસે ગયો. તેને મેં તમામ હકીકત જણાવી. મેં કહ્યું કે આ કેસમાં તેને બદલો મળી શકે તેમ નથી. મળે તો પણ સાધારણ. માત્ર એક મનુષ્ય તરીકેની ફરજ બજાવવાને તથા બીજાં દુઃખમાં આવી પડેલાં-ઓને સહાય કરવાને બંધુપ્રેમની લાગણીથી આ કાર્ય કરવાનું છે. અને તેણે શો જવાબ આપ્યો ? તમે કલ્પના કરી શકો છો ? તેણે જરી પણ આનાકાની કર્યા સિવાય હા કહી છે. એટલે હવે તમારી ઇચ્છા પૂર્ણ થવામાં વાર લાગશે નહિ.”

નરેન્દ્રપ્રસાદે જણાવેલી હકીકતથી ઉષાનાં નેત્રોપર આભારનાં અશ્રુ ચમકી રહ્યાં. વ્રિજમોહનલાલ પણ પોતાના સંધિવાના દર્દને વિસરી જઇને એકદમ ઊભો થઇ ગયો. પરંતુ પુનઃ તરતજ તેને યાદ આવ્યું કે તેના પગ વાયે રહી ગયા છે; એટલે તે પુનઃ બેસી ગયો. કેશવચંદ્ર તો આ સમાચાર સાંભળીને સ્તબ્ધજ બની ગયો. તેને આશા નહતી કે પોતે પ્રદર્શિત કરેલી ઇચ્છા બર આવશે.

“અરવિંદ !” જાણે તેનું હૃદય આનંદના આવેગથી ઉછાળા મારી રહ્યું હોય તે પ્રમાણે તે જોરથી શ્વાસોચ્છ્વાસ લેતો બોલ્યો: “અરવિંદે આ કેસ હાથમાં લેવાનું કબૂલ કર્યું છે ? મહાન્, ચમત્કારિક અને અપરાજિત ડિટેક્ટિવ અરવિંદ ! અહા, મી. નરેન્દ્રપ્રસાદ ! શું આ તમે સાચું કહો છો ?”

“તમે આ ક્ષણે મારી સામે ઊભા છો તે જેટલું સાચું છે તેટલુંજ હું કહું છું તે પણ સાચું છે. તમે ધારતા હતા અને પેલો હરિપ્રસાદ તમારી ધારણાને ઉત્તેજન આપતો હતો તે પ્રમાણે આ અરવિંદ મને એટલો બધો પૈસાનો પૂજારી લાગ્યો નહિ. તેણે સ્વેચ્છાપૂર્વક એક પાઇમી પણ આશા સિવાય આ કેસ હાથમાં લીધો છે. તે આ કેસના મૂળને શોધી કાઢયા સિવાય રહેશે નહિ. હું શરત લગાવું

છું કે તે આ કેસની તપાસ કરવાનું શરૂ કરે ત્યારથી અડતાલીસ કલાકમાં વિપિનચંદ્રની શી સ્થિતિ થઈ છે એ તે જાણ્યા સિવાય રહેશે નહિ."

"પણ એ આ કેસની તપાસ ક્યારે શરૂ કરશે ? આવતી કાલે ? પરમ દિવસે ? કે પછી આવતા અઠવાડિયામાં ? ક્યારે, સાહેબ–ક્યારે ?" કેશવચંદ્રે પ્રશ્ન કર્યો.

"ક્યારે શરૂ કરશે ? અરે કાં તો તેણે તપાસ શરૂ પણ કરી દીધી હશે; નહિ તો તે એકાદ–બે કલાકમાં શરૂ કરી દેશે. તેણે આજે રાત્રે અગીયાર વાગે તમારા મકાન ઉપર આપણને મળવાનું વચન આપ્યું છે. એ જગ્યા પસંદ કરવાનું કારણ એ કે તે પદ્મણીરોડની નજીકમાંજ રહે છે. જો કે તેણે અગીયાર વાગ્યાનું કહ્યું છે, પરંતુ વખતે વ્હેલો પણ આવે. તે એવો તરંગી માણસ લાગ્યો કે તેનું કાંઈ ઠેકાણું નહિ. પરંતુ અગીયાર તો ખરાજ. જૂઓ, અત્યારે દશ વાગવા આવ્યા છે. હવે આપણે એક કલાક રાહ જોવાની છે."

"પરંતુ મી. નરેન્દ્રપ્રસાદ ! એ મારે ત્યાં આવે ત્યારે હું ત્યાં હોઉં તો સારૂં ને ? ત્યારે હું રજા લઇશ. કદાચ તે વ્હેલો આવે તો તેને બહાર રોકાઈ રહેવું પડે. કારણ કે મારે ત્યાં નોકર નથી. એટલે મકાનને તાળું વાસીને હું અહીં આવ્યો છું."

"એમાં શી હરકત છે ? કદાચ તે વ્હેલો આવશે તો પણ બહાર રોકાવાનો નથી. તે પોતાની ખાસ બનાવટની ચાવીઓ સાથેની સાથેજ રાખે છે. ગમે તેવા મેકરનું તાળું હોય તોપણ શું થયું ! તથાપિ જો તે ત્યાં આવે એ વખતે તમે હાજર હો તો સારૂં ખરૂં."

"હા હા, મી. અરવિંદ જેવા એક સમર્થ ડિટેક્ટિવે આટલી મહેરબાની દર્શાવી છે, ત્યારે તેનો સત્કાર કરવાને મી. કેશવચંદ્રે પોતાના મકાનપર હાજર રહેવુંજ જોઇએ." ઉષાએ પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"તો ભલે," નરેન્દ્રપ્રસાદ બોલ્યોઃ "મી. કેશવચંદ્ર ! તમારી મરજી હોય તો જાઓ. હું તમને મૂકવાને તમારી સાથેજ આવત. પરંતુ મારે એક બીજા કેસના સંબંધમાં મારા માણસોને કેટલીક

સૂચના કરવાની છે. એટલે મારી ઓફિસમાં થઇને પછી હું તમારે ત્યાં અગીયાર વાગતાં આવી પહોંચીશ. ”

“ તેની કાંઈ ચિંતા નહિ. હું એકાદી મોટર ભાડે કરી લઇશ.” એમ કહી, બ્રિજમોહનલાલ તથા ઉષાની રજા લઇને કેશવચંદ્ર નિકળ્યો. તેણે મોટર ભાડે કરી લેવાનું કહેલું ખરૂં, પરંતુ અત્યારે આટલી રાત્રીએ આ રસ્તાપર ભાડુતી મોટર મળવાનો સંભવ ન હતો. તેનો ઇરાદો એવો હતો કે એકાદ વિકટોરિયા કે ટપ્પો મળે તો ભાડે કરી લેવું. પરંતુ તે પચાસેક કદમ દૂર ગયો હશે ત્યાં એક મોટર ધીમે ધીમે સામેથી આવતી તેની દૃષ્ટિએ પડી. તે ભાડુતી મોટર હતી અને ખાલીજ હતી. એટલે તે એ મોટરમાં ચડી બેઠો અને શોફરને પદ્દુનીરોડપર મોટર લઈ જવાની તેણે આજ્ઞા કરી તથા પોતાના મકાનનો નંબર અને ઠેકાણું જણાવ્યું.

જ્યારે તે તેના મકાનપર પહોંચ્યો તે વખતે સ્હાડાદશમાં આઠ મીનિટ ઓછી હતી. શોફરને તેણે ભાડું ચૂકવી આપ્યું. તે મકાન પાસે ગયો તો દ્વાર બંધ હતું. મકાનમાં સર્વત્ર અંધકાર અને સુમસામ હતું. તે ચાવી કાઢી, દ્વાર ખોલીને મકાનમાં દાખલ થયો.

“ તમે આવ્યા છો, મી. અરવિંદ ! ” દ્વાર અંદરથી બંધ કરી વચલા હોલમાં આવીને તેણે અવાજ કર્યો: “ મી. અરવિંદ ! મી. અરવિંદ ! તમે અહીં છો ? હું કેશવચંદ્ર છું અને મી. નરેન્દ્રપ્રસાદે મને અહીં મોકલ્યો છે. ”

તેને કશો પણ જવાબ મળ્યો નહિ. તે પોતાના સૂવાના ખંડમાં ગયો. ત્યાં જઇ વાલસેટ સળગાવી, તે હાથમાં પકડીને સીડી ઉપર ચડવા લાગ્યો. અર્ધી સીડી ચડયો હશે ત્યાં તેને અચાનક કાંઇક યાદ આવ્યું હોય એવા ભાવપૂર્વક તે એકદમ નીચે ઉતરીને પોતાના સ્ટુડિયોવાળા ખંડ પાસે આવ્યો. આ ખંડનું દ્વાર તે અધખોલું રાખીને ગયો હતો તે પ્રમાણેજ હતું. તેણે દ્વારને હડસેલો માર્યો. તે સ્ટુડિયોમાં દાખલ થયો.

"મી. અરવિંદ !" તેણે પુનઃ અવાજ કર્યો: "મી. અરવિંદ ! તમે અહીં છો?" છતાં પણ તેના પ્રશ્નનો કશો જવાબ મળ્યો નહિ. સર્વત્ર નિઃસ્તબ્ધતા પ્રસરી રહી હતી. સ્ટુડિયો જેવી ને તેવી સ્થિતિમાં હતો. એક પાટલી ઉપર ગાંધીજીની આખા કદની પ્રતિમા શાંતપણે ઊભી હતી. બીજે સ્થળે લોકમાન્ય તિલકની કેડ સુધીની પ્રતિમા દૃષ્ટિએ પડતી હતી. બુદ્ધ ભગવાનની જે પ્રતિમા બનાવવાનું તેણે શરૂ કર્યું હતું તે અપૂર્ણ પ્રતિમા પણ તેના સ્થળે જેવી ને તેવી સ્થિતિમાં હતી. કોઇ પણ મનુષ્યે આ સ્થળમાં પ્રવેશ કર્યો હોય એવું તેને લાગ્યું નહિ.

તેણે છૂટકારાનો દમ ખેંચ્યો અને તે બુદ્ધ ભગવાનની અપૂર્ણ પ્રતિમા પાસે જઈ જમીનપર ગુંઠણભર થઇ વાલસેટને આમ તેમ ફેરવવા તથા એ અપૂર્ણ પ્રતિમાનું બારિકાઇથી નિરીક્ષણ કરવા લાગ્યો. જાણે તે કોઇ અમુક વસ્તુની તપાસ કરતો હોય એમ લાગતું હતું. તે મંદ મંદ હસતો હતો. તેના ચ્હેરાપર સંતોષ પ્રકટી રહ્યો હતો. કારણ કે આ સ્ટુડિયોમાં કશી પણ વસ્તુમાં ફેરફાર થયેલો તેના જોવામાં આવ્યો નહતો.

હવે તે ઊભો થયો, અને દ્વાર તરફ મુખ ફેરવીને ચાલવા લાગ્યો. તેજ પળે એક શ્વેત આકૃતિ એક પાટલીપરથી નીચે ઉતરીને તેની પાછળ ચાલી. ક્ષણાર્ધમાં તે કેશવચંદ્રની પાછળ પહોંચી ગઈ. કેશવચંદ્ર મુખ ફેરવીને પાછું જૂએ તે પહેલાં તો એ આકૃતિએ તેના હાથમાં કડી પહેરાવી દીધી અને વાલસેટ લઈ લીધું. કેશવચંદ્રે આ બનાવની કલ્પના પણ કરી નહતી. તે હેબતાઈ ગયો હતો. તેનું મગજ ભમતું હતું. તેનું કારણ શું? કારણ માત્ર એજ કે જે પાટલી ઉપર મહાત્મા ગાંધીજીની પ્રતિમા હતી તે પાટલી ખાલી હતી; અને તેની સામે જે શ્વેતાકૃતિ ઊભી હતી તે મહાત્મા ગાંધીજીની પ્રતિમા હતી.

વાત સાચી હતી. અરવિંદ અગાઉથી આ મકાનમાં દાખલ થયો હતો. તેણે મહાત્મા ગાંધીજીની પ્રતિમાને તેની જગ્યાએથી

ખસેડી, પોતે એ પ્રતિમાના જેવુંજ આબેહુબ સ્વરૂપ ધારણ કરીને તે સ્થળે સ્થાન લીધું હતું. તે બોલ્યોઃ "નીચ, હિચકારા, ખૂની! અરવિંદ ઉપર તને વિશ્વાસ હતો! અરવિંદે તારા વફાદાર મિત્રના ખરા ખૂનીને શોધી કાઢયો છે. વિપિનચંદ્ર જાદુથી ગૂમ થયો નથી પણ તેનું ખૂન થયું છે! ગૃહસ્થો! અંદર આવો. જૂઓ, આ વિપિનચંદ્રનો ખૂની! વિપિનચંદ્રનું શબ પેલી બુદ્ધ ભગવાનની પોકળ પ્રતિમાના ગર્ભમાં છે."

હવે કેશવચંદ્રનું ધૈર્ય ટકી શક્યું નહિ. તે ધબ લઇને જમીનપર પડયો અને મૂર્છિત બની ગયો.

---

# પ્રકરણ ૩૬ મું.

---

## ખુલાસો.

તેજ પળે નરેન્દ્રપ્રસાદ મોટરમાં ત્યાં આવી પહોંચ્યો. તે દ્વાર ખોલીને અંદર આવ્યો. સ્ટુડિયોમાં મહાત્માજીના સ્વરૂપમાં ઊભેલો અરવિંદ, કેટલાક પોલિસના માણસો તથા જમીનપર મૂર્છિત અવસ્થામાં પડેલો મિત્રદ્રોહી કેશવચંદ્ર તેની દૃષ્ટિએ પડયા.

તે બોલ્યોઃ "શિકાર છટકામાં સપડાયો ખરો ? તે ઉષાગૌરીને ત્યાંથી નિકળ્યો ત્યારનો હું તેની પાછળ પાછળ આવતો હતો. વખતે પસાર થઈ જાય તો."

"પણ તમે મી. બ્રિજમોહનલાલ તથા તેમની દીકરીને તો તમારી સાથે નહિજ લાવ્યા હો." અરવિંદે કહ્યું: "કારણ અત્યારે જે દૃશ્ય અલ્પ સમયમાં હું તમારી સન્મુખ રજુ કરવાનો છું તે ઉષાની દૃષ્ટિએ પડે એવી મારી ઇચ્છા નથી."

"તેમને મારી સાથે નથી લાવ્યો. આ માણસ ત્યાંથી નિકળ્યો કે બીજીજ પળે મારી ઓફિસમાં જવાનું બ્હાનું કરીને હું પણ ત્યાંથી બહાર પડયો. પણ તમે એ શું કરો છો?"

એ વખતે અરવિંદ કેશવચંદ્રનાં ગજવાં તપાસતો હતો. તેમાંથી એક જાડો કાગળ તેણે કાઢયો અને વાલસેટ ઉપર ધરીને એ કાગળ તેણે સળગાવવા માંડયો. કાગળ પૂરેપૂરો બળીને રાખ થઈ ગયા પછી અરવિંદે નરેન્દ્રપ્રસાદના પ્રશ્નનો જવાબ આપ્યો: "મી. નરેન્દ્રપ્રસાદ! યુવાવસ્થાના આવેશમા દરેક મનુષ્યના હાથે ભૂલ થઈ જાય છે. વિપિનચંદ્રે પણ એવી ભૂલ કરી હતી. જે કાગળ મેં બાળી નાખ્યો તે વિપિનચંદ્રે પોતાના મિત્ર કેશવચંદ્રના લાભમાં કરેલું વસિયતનામું હતું. જો કે કાયદો આ કાગળને બાળી નાખવાને માટે મને ગુન્હેગાર માને; પરંતુ તમે તમામ હકીકતથી માહિતગાર છો, એટલે હું ધારૂં છું કે મારૂં આ કાર્ય તમને દોષયુક્ત નહિ લાગે. વારૂ, એ વાતને આપણે વિસારી દઇશું. મી. બ્રિજમોહનલાલ હવે વિપિનચંદ્રના વારસ છે અને તેનો લાભ ઉપાગૌરીને મળશે."

"એટલે? વિપિનચંદ્ર કાંઈ મિલકત મૂકી ગયો છે?"

"હા, ગઇ કાલે મેં ઇજીપ્તના પોલિસના વડાને તાર કર્યો હતો. તેનો જવાબ મને સ્હાંજે તમે મારાથી જુદા પડયા ત્યારબાદ મળ્યો છે. અબ્દુલ બિન મીરઝા અત્યંત કંજુસ હતો. તે તેના કુટુંબમાં એકલોજ હતો. તે પોતાની પાછળ પંદર હજાર પાઉંડ એટલે સવાબે લાખ રૂપીઆની મિલકત મૂકતો ગયો છે. તેણે પોતાનો વારસ વિપિનચંદ્રને નિમ્યો છે. તેના વકિલે એ બાબતની ખબર વિપિનચંદ્ર ઉપર મોકલી છે. મને એમ લાગે છે કે તે પત્ર કેશવચંદ્રના હાથમાં આવતાં તેણે ફોડીને વાંચેલો હોવો જોઇએ. હું આ તાર મળ્યા બાદ કેશવચંદ્રના સોલિસિટરને મળ્યો હતો. તેના કહેવાપરથી જાણવામાં આવ્યું કે આજે દશ દિવસ પહેલાં અચાનક કેશવચંદ્ર તેને મળવાને ગયો હતો તથા આજથી ચાર વર્ષ ઉપર વિપિનચંદ્રે કરેલું વસિયતનામું

એ સોલિસિટરની પાસે હતું તે કેશવચંદ્ર લઈ આવ્યો હતો. તે શા માટે લઈ આવ્યો હતો? મોહન!”

“સાહેબ!” બાજુએ ઊભેલો મોહન બોલ્યો. તે પણ પોલિસના માણસોની સાથે અહીં આવ્યો હતો.

“પેલી હથોડી લાવ. વારૂ, મી. નરેન્દ્રપ્રસાદ! હવે જૂઓ.” એમ કહીને અરવિંદે જોરથી હથોડીનો ઘા બુદ્ધ ભગવાનની પ્રતિમા ઉપર કર્યો. પ્રતિમાના બે કડકા થઈ ગયા અને તેની વચ્ચે માટીથી રગદોળાયેલું એક મનુષ્યનું શબ દષ્ટિએ પડયું. એ માણસે તમામ કપડાં ધારણ કર્યાં હતાં. તેની ટોપી પણ તેના મસ્તકપર હતી. તેના ડાબા લમણામાં ગોળી લાગવાથી છિદ્ર પડી રહ્યું હતું.

આ વખતે પણ અરવિંદના હસ્તે આ શબે ધારણ કરેલા કોટ અને જાકીટનાં ગજવાં તપાસવા માંડયાં. જાકીટના જમણી બાજુના ગજવામાંથી એક ચુંથાઈ ગયેલો કાગળ મળી આવ્યો. તેનો થોડોક ભાગ બળેલો હતો. પરંતુ અંદરનું લખાણ સ્પષ્ટ સમજાય તેવું હતું. અરવિંદે તે કાગળને પહોળો કરીને બત્તી આગળ ધર્યો અને પોતે વાંચ્યા પછી નરેન્દ્રપ્રસાદને આપ્યો અને કહ્યું:—

“જૂઓ, આ કરામતથી કેશવચંદ્રે વિપિનચંદ્રને ફસાવ્યો હતો. પેલું પાંચમું કબુતર આ સંદેશો લાવ્યું હતું. ગમે તેવો માણસ હોય તો પણ આવો પત્ર વાંચ્યા પછી ઉશ્કેરાયા સિવાય તથા તે પત્ર લખનારની પાસે જઈ તેનો જવાબ માગ્યા સિવાય ન રહે. તમે વાંચો.”

નરેન્દ્રપ્રસાદે પણ એ પત્ર વાંચ્યો. તેમાં નીચે મુજબ લખ્યું હતું.

“મનમોહિની ઉષા,

“આજે રાત્રે પણ પુનઃ તું મારી પાસે જરૂર આવજે. તું ચતુર તો ખરી. પટ્ટાની બનાવટ ઠીક શોધી કાઢી. એટલે એ મૂર્ખો તારી પાસે આવ્યા સિવાય રહેજ નહિ. પછી સ્હવારસુધી ત્યાં રોકાય એટલે રાત્રે આપણને મજા પડે. તે સૂઈ જાય એટલે ગુપ્ત રીતે જરૂર

આવજે. હું મારા સ્ટુડિયોની પાછલી બારી નિયમ મુજબ ખૂલ્લી રાખીશ. તારો અપ્રતિમ પ્રેમ ઘડીભર પણ વિસરી શકતો નથી. વિશેષ શું લખું?

" તારા અધરામૃતનું પાન કરવાને તલસી રહેલો.

" તારા પ્રેમનો ભોગી,

" કેશવ. "

" નીચ કૂત્તો ! " નરેન્દ્રપ્રસાદ વિકરાળ વાઘની માફક ઉછળ્યો: " ઉષા જેવી નિર્દોષ પવિત્રતાની પ્રતિમા ઉપર આવો ભયંકર આરોપ ! ગોપાલ, જુવાનસિંગ હિમ્મતપ્રસાદ ! જાઓ, આ માણસને લઈ જાઓ. તેને ફાંસી કરતાં પણ વધારે ક્રૂર સજા થવી જોઇએ. "

* * * *

જ્યારે અરવિંદ તથા નરેન્દ્રપ્રસાદ મોટરમાં બેસીને પોતાના મકાન તરફ જતા હતા તે વખતે નરેન્દ્રપ્રસાદે પ્રશ્ન કર્યો: " વિપિનચંદ્રનું શબ પેલી પ્રતિમાની વચ્ચે હતું એ તમે કેવી રીતે જાણ્યું ? "

" જો ખરૂં કહું તો આજે રાત્રે કેશવચંદ્રે પોતાના સ્ટુડિયોમાં આવીને તે પ્રતિમાનું નિરીક્ષણ કરવા માંડયું ત્યાંસુધી હું ચોક્કસપણે જાણી શકયો નહતો કે વિપિનચંદ્રનું શબ એ પ્રતિમાની અંદર છે. પહેલેથીજ એવી તો મારી ખાત્રી હતી કે આ કેસના મૂળમાં કેશવચંદ્ર છે, અને તેણેજ કોઈ પણ રીતે વિપિનચંદ્રને રાત્રે પાછો બોલાવીને તેનું ખૂન કર્યું છે. પરંતુ માત્ર એકજ પ્રશ્ન મને મુંઝવતો હતો કે તેણે વિપિનચંદ્રના શબની શી વ્યવસ્થા કરી હશે? માત્ર જ્યારે એ અર્ધપૂર્ણ અને બેડોળ તથા દેખાવમાં ઘણી મોટી લાગતી પ્રતિમા ત્યાં મારા જોવામાં આવી ત્યારથીજ મારા મનમાં શબની વ્યવસ્થાના વિષયમાં શંકાનો પ્રાદુર્ભાવ થયો હતો. "

" પણ એવી શંકા આવવાનું શું કારણ? હું કબૂલ કરૂં છું કે એવી શંકા મને તો આવી નહતીજ. " નરેન્દ્રપ્રસાદ બોલ્યો.

અરવિંદે જણાવ્યું: " નરેન્દ્રપ્રસાદ ! આવો પ્રશ્ન તમે કરો છો એજ મને આશ્ચર્ય ઉપજાવે છે. તમે જો જરીક વિચાર કર્યો હોત તો

તમે સમજી શક્યા હોત. આજ રાત્રે વિપિનચંદ્ર ગૂમ થાય છે. તેના બીજાજ દિવસે કેશવચંદ્રને બુદ્ધની પ્રતિમા બનાવવાનું સૂઝે છે! જરી વિચાર કરો. તમારે ને મારે મિત્રતા છે. મને કાંઈ પણ આફત નડી હોય તો તેના બીજાજ દિવસે આવું નવીન કાર્ય શરૂ કરવાનું તમારા શોકપૂર્ણ અંતઃકરણને સૂઝે ખરૂં ? વળી એક બીજો મુદ્દો છે. આ કેશવચંદ્ર કાંઈ ઉચ્ચ પ્રતિનો કળાવિદ નથી. તોપણ કળાનું તેને જ્ઞાન છે. મહાત્મા ગાંધીજી તથા લોકમાન્ય તિલકની તેણે બનાવેલી પ્રતિમાઓ ઉપરથી સમજી શકાય કે તેનું કામ કાંઈ કાઢી નાખવા જેવું નથી. છતાં પણ આ પ્રતિમા જાણે કોઈ શિખાઉ બનાવતો હોય તેના જેવી હતી. સારો કારીગર એવી બેડોળ પ્રતિમા કદી પણ બનાવે નહિ. એક ત્રીજું કારણ આવી પ્રતિમા બનાવવાની માટી કાંઈ સોંઘી મળતી નથી; અને આ પ્રતિમા વેચાય તથા તેની સારી રકમ ઉપજે એવો તો સંભવજ નહતો. તો પછી કેશવચંદ્ર જેવો ગરીબ સ્થિતિનો મનુષ્ય જે વસ્તુ નકામી પડી રહેવાની છે તેમાં વધારે પડતું ખર્ચ કરવાને અને તે પણ પોતાના આર્થિક સહાયકના ગૂમ થયા પછી, તૈયાર થાય એ પણ માની શકાય એવું નથી. આ બધા વિચારોને અંતે મારા મનમાં શંકા મજબૂત થવા લાગી. પરંતુ હું મારી શંકા પ્રકટ કરૂં તે પહેલાં એ વિષયમાં ખાત્રી કરવાની જરૂર હતી.

"આજે સ્ટુડિયોની મેં તપાસ કરી તે દરમિયાન તેમાં તથા તેની પાછલી બારીના કઠેડા ઉપર કોઈ પુરુષનાં પગલાંનાં નિશાન મારા જોવામાં આવ્યાં હતાં. એ મનુષ્યે પહેરેલા બૂટ કેશવચંદ્રના કરતાં જુદા હતા. એપરથી હું જાણી શક્યો કે તે રાત્રે વિપિનચંદ્ર આ સ્ટુડિયોમા પેલી બારી વાટે દાખલ થયેલો હોવો જોઇએ. વળી કબૂતરને સંદેશો લઇને મોકલનાર કેશવચંદ્ર છે એ વિષયમાં પણ મારી ખાત્રી થઈ ચૂકી હતી. તમને યાદ હશે કે જ્યારે આપણે બધાં ઉપાગૌરીના શયનગૃહમાંથી નીચે આવતાં હતાં તે વખતે હું એકલો પુનઃ તે શયનગૃહમાં મારૂં સૂક્ષ્મદર્શકયંત્ર રહી ગયું છે એવું બ્હાનું કરીને ગયો હતો. પરંતુ ત્યાં જવાનું ખરૂં કારણ તો પાંચમા કબૂતરનું અવલોકન

કરવાનું હતું. એ કબૂતરની પાંખ ઉપર સૂકી માટી ચોટેલી મારા જોવામાં આવી હતી. પ્રથમ તો મને એમ લાગેલું કે તે કબૂતર ઉડતાં ઉડતાં નીચે જમીનપર ઉતર્યું હશે અથવા કોઈ માટીવાળી વસ્તુને તેની પાંખનો સ્પર્શ થયો હશે તેથી એ માટી ચોટી રહી હશે. પરંતુ પછી જ્યારે હું નીચે આવ્યો અને આપણે બહાર નિકળ્યા ત્યારે કેશવચંદ્રના ખમીશની બાંયના કફવાળા ભાગ ઉપર પણ એવીજ માટીના ડાઘ મારા જોવામાં આવ્યા. મેં તેની સાથે અથડાઈ મારા નખવડે કફ ઉપરથી થોડી માટી ઉખેડી લીધી. તે પ્રતિમા બનાવવાની સૂકાઇ ગયેલી માટી હતી. કબૂતરની પાંખ ઉપર પણ તેજ જાતની માટી હતી. એ ઉપરથી હું સમજી શકયો કે એ કબૂતરને સંદેશાની સાથે મોકલનાર માણસ કાં તો માટીની પ્રતિમા તૈયાર કરનાર અથવા તો પ્રતિમા બનાવવાની માટી કેળવનાર હોવો જોઇએ. પછી તો તર્ક કરવાની જરૂરજ નથી કે એ કબૂતરને મોકલનાર કેશવચંદ્રજ હોવો જોઇએ.

"વારૂ, આજે રાત્રે કેશવચંદ્ર સ્ટુડિયોમાં દાખલ થયો ત્યારે તે ભયભીત થયેલો લાગતો હતો. કારણકે તેને જે ડિટેકિટવની કુશળતા માટે ખાત્રી હતી તેની સાથે કામ પડયું છે એવું તેના જાણવામાં આવ્યું હતું. જો તે સ્ટુડિયોમાં આવીને બુદ્ધ ભગવાનની પ્રતિમાનું બારિકાઇથી નિરીક્ષણ કરે તો તેજ ગુન્હેગાર છે એમ માની લેવું, એવો મેં નિશ્ચય કર્યો હતો. કારણ કે તો પછી વિપિનચંદ્રના શબને છૂપાવવાની જગ્યાના સંબંધમાં મને આવેલી શંકા દૃઢ થાય તેમ હતું. જ્યારે તે સ્ટુડિયોમાં આવ્યો અને તેજ પ્રતિમાનું નિરીક્ષણ કરવા લાગ્યો ત્યારપછી તો—લ્યો, સુરતી સ્ટ્રાટમાં આવી પહોંચ્યા. શોફર! ગાડી ઊભી રાખ. મોહન! ચાલો. સાહેબજી, મી. નરેન્દ્રપ્રસાદ! ચાલો, જમીને પછી રાત્રે શાંતિપૂર્ણ નિદ્રાનો અનુભ · કરો.

ત્રણે જણા અરવિંદના મકાનમા દાખલ થયા.

# પ્રકરણ ૩૭ મું.

---

## બરજોરજી દેસાઈ.

પાંચ-૭ અઠવાડિયાં આનંદમાં પસાર થઈ ગયાં અરવિંદને અઠવાડયામાં એ વખત નિર્મળાગૌરીના પત્રો મળતા હતા. તેના પત્રોમાં કાંઈ પ્રેમવાર્ત્તા નહતી. પોતાની કુશળતા, સર સુમનચંદ્રની પ્રગતિ, લેડી શારદાબાઇનું સ્નેહસ્મરણ, ઇત્યાદિ સમાચાર આવતા હતા, તથા દરેક પત્રમાં છેવટે પ્રત્યુત્તર લખવાનું આગ્રહપૂર્વક આમંત્રણ કરવામાં આવતું હતું. અરવિંદને માટે આટલું બસ હતું. હાલમાં ખાસ અગત્યના કેસો તેને સુપ્રત થતા નહતા. એટલે તેના મગજને વિચારગ્રસ્ત નહિ બનવા દેતાં આનંદપરિપૂર્ણ રાખવાને માટે આ પત્રો અત્યંત ઉપયોગી થઈ પડતા હતા. તે પણ નિયમિત રીતે નિર્મળાગૌરીના પત્રોનો જવાબ આપતો હતો.

આ કાર્ય ઉપરાત એક બીજા કાર્યમાં પણ તેનું મન રોકાયેલું રહેતું હતું. સર કુંજવિહારીને તેની ઘોડી 'વિજળી'ના કેસમાં તેણે જે સહાય કરી હતી તથા તેને મૃત્યુમુખમાંથી બચાવ્યો હતો એ ઉપકાર કુંજવિહારી ભૂલ્યો નહતો. તે પોતાના ગામથી જ્યારે જ્યારે લાલતપુરમાં કામ પ્રસંગે આવતો ત્યારે અહીં પોતાને બંગલે અરવિંદને બોલાવતો કિંવા પોતે અરવિંદને ત્યાં જતો. તે એક પણ વખત અરવિંદને મળ્યા સિવાય રહેતો નહિ. કુંજવિહારીની માનિનતા એવી હતી કે અરવિંદ સાધારણ મનુષ્ય નથી. તે ખાનદાન કુટુંબનો અને ઉચ્ચ કુળનો કોઇ શ્રીમંત ગૃહસ્થ હોવો જોઇએ તથા માત્ર શોખને ખાતર આ ડિટેક્ટિવનો ધંધો કરતો હોવો જોઇએ.

એક વખત તે તથા અરવિંદ તેના બંગલામાં બેઠા હતા તે વખતે તેણે અરવિંદને ઉદ્દેશીને કહ્યું: " કહો, ન કહો, પણ તમે એક સાધારણ ડિટેક્ટિવ છો એમ મારૂં મન માનવાને કબૂલ થતું નથી. મને અનેક વખત

તમારો વિચાર આવે છે ત્યારે મારા મનને એમ થાય છે કે તમે કોઇ શ્રીમંત કુટુંબના નબીરા હોવા જોઇએ અને માત્ર શોખને ખાતર તથા પરોપકારને ખાતર આ ધંધાનો સ્વીકાર કરેલો હોવો જોઇએ."

"જો તમને મારા શબ્દોપર વિશ્વાસ હોય તો હું ખરૂંજ કહું છું કે આ ધંધો મેં શોખને ખાતર નહિ પરંતુ ઉદરનિર્વાહને ખાતર સ્વીકાર્યો છે. આ ધંધામાં મને જે કાંઈ મળે છે તે સિવાય મારે બીજી એક પાઈની પણ આવક નથી. હું જે છું તે છું. હું નથી કોઈ સરદારનો વારસ કે નથી કોઇ શ્રીમંત વ્યાપારીનો પુત્ર. હું એક સાધારણ સ્થિતિનો મનુષ્ય છું અને મારે સગાવ્હાલામાં મારા સિવાય બીજું કોઇ પણ નથી."

"એમ તમે શા માટે કહેતા નથી કે તમે ભટકતા ભિખારી છો! તમે ડિટેક્ટિવ છો, હું ડિટેક્ટિવ નથી, તોપણ એક મનુષ્યના વર્ત્તન, દેખાવ, તથા સંભાષણપરથી તેનું કુળ સમજી શકું એટલી તો મારી શક્તિ છે. '**यदा यदा मुञ्चति वाक्यबाणं तदा तदा जातिकुलः प्रमाणम्**' એ રીતે તમારા ઉચ્ચારમાં, તમારા સંભાષણમાં જે વિશિષ્ટ પ્રકારની છટા છે તે ઉપરથી કોઈ સાધારણ માણસ પણ સમજી શકે કે તમે ઉચ્ચ તુખમના હોવા જોઇએ. મી. અરવિંદ! તમે મને તમારો પૂર્વ ઇતિહાસ જણાવો. જો તમારી ઇચ્છા તેને ગુપ્ત રાખવાની હશે તો એ વિષયમાં તમને મારાથી નિરાશ થવાનું કારણ નહિ મળે. હું તમને વચન આપું છું કે—"

"આપના વચનની જરૂર નથી—આપના શબ્દોજ બસ છે."

"તો મને જણાવો કે તમે કયા કુટુંબમાંથી ઉતરી આવેલા છો? તમારૂં મૂળ વતન કયું? અને આવા છદ્મવેશમાં રહેવાનું શું કારણ?"

"હજી પણ આપ આપનો આગ્રહ છોડતા નથી. આપજ નહિ પણ બીજા એક-બે મિત્રોએ પણ મને આપના જેવાજ પ્રશ્નો કર્યા હતા. પરંતુ હું ખરૂંજ કહું છું કે મારૂં નામ અરવિંદ છે. લોકોમાં હું

'ચાળીશ ચ્હેરાનો માણસ' એ નામથી પ્રસિદ્ધ છું. કદાચ મારા વાક્યોચ્ચાર ઉપરથી કિંવા બીજા વર્તનપરથી હું શ્રીમંત કુટુંબનો મનુષ્ય છું એમ આપને લાગ્યું હશે. પરંતુ એવું તો અનેક દાખલામાં બની આવે છે. એટલા ઉપરથી આપે મારા સંબંધમાં કશી અદ્ભુતતાની કલ્પના કરવાની જરૂર નથી. હા, હું એટલું અભિમાન લઇ શકું કે હું આપ જેવા શ્રીમંત, રાજમાન્ય સજ્જનોનો મિત્ર છું. પરંતુ હું પોતે તો એક સાધારણ ડિટેક્ટિવ માત્ર છું. બાકી જો મારા વચન ઉપર વિશ્વાસ નહોય તો મારા સંબંધમાં આપને ગમે તેવી કલ્પના કરવાની મારા તરફથી ખાસ પરવાનગી છે."

હવે એ વિષયમાં વિશેષ આગ્રહ કરવા જેવું નહિ રહેવાથી સર કુંજવિહારીએ મૌન્યનો સ્વીકાર કર્યો. તથાપિ અરવિંદ એક સામાન્ય મનુષ્ય હોવા છતાં અને પોતે સરની પદવીવાળો તથા ઉચ્ચ કુળનો જાગીરદાર હોવા છતાં કુંજવિહારીએ તેની સાથેની મૈત્રીનો ત્યાગ કર્યો નહિ. તેને અરવિંદને માટે પ્રેમ હતો, માન હતું, લાગણી હતી. તે લલિતપુર આવતો ત્યારે અરવિંદને કદી પણ મળ્યા સિવાય રહેતો નહિ. જો અરવિંદ કામપ્રસંગે બહારગામ ગયો હોય તો લાચાર.

એક વખત સપ્ટેમ્બર માસના છેલ્લા અઠવાડિયામા ગુરુવારને દિવસે તે એકાએક લલિતપુર આવ્યો. પોતાને બંગલે જઇને તેણે અરવિંદને ટેલીફોન કર્યો કે 'તમારે આજે રાત્રે આઠ વાગે મારે ત્યાં ભોજન લેવાનું છે.'

અરવિંદે તેના નિમંત્રણનો સ્વીકાર કર્યો. અરવિંદ રાત્રે કુંજવિહારીને બંગલે ગયો ત્યારે કુંજવિહારીની પાસે એક બીજો ગૃહસ્થ બેઠેલો તેની દૃષ્ટિએ પડયો. આ ગૃહસ્થના પહેરવેશ તથા દેખાવપરથી તે પારસી જેવો લાગતો હતો.

તે અંદર દાખલ થયો કે કુંજવિહારીએ કહ્યું: "મી. અરવિંદ! મારે ત્યાં એક બીજા મ્હેમાન છે એવું મે તમને અગાઉથી જણાવ્યું ન હતું તે માટે હું તમારી માફી માગું છું. આ ગૃહસ્થ મારા મિત્ર

છે અને તેમનું નામ મી. બરજોરજી દેસાઈ છે. મી. દેસાઈ! આ ગૃહસ્થ લલિતપુરના મહાન્ ડિટેક્ટિવ મી. અરવિંદ જે 'ચાલીશ ચ્હેરાનો માણસ' એ નામથી પ્રખ્યાત તે છે."

"મી. અરવિંદ! તમારી મુલાકાતથી હું ઘનોજ ખુશી થાઉં છ." દેસાઇએ કહ્યું: "મને અહીં સર કુંજવિહારી પાસે આવ્યાને બે કલાક થીયા. તે દરમિયાન બસ તમારી ને તમારીજ વાત થીયા કરી છ. તમારા જેવા સમર્થ ડિટેક્ટિવને મલવામાં હું મને મોટું માન મલીયું સમજું છ."

"બરજોરજી શેઠ! સર કુંજવિહારી મારા ઉપકારક મિત્ર છે. તેમનો એવો સ્વભાવ છે કે જેના ઉપર તેમનો ભાવ હોય તેની તેઓ બીજાની પાસે અત્યંત પ્રશંસા કરે છે. તેની રીતે મારા સંબંધમાં પણ અતિશયોક્તિપૂર્ણ હકીકત તેમણે તમને જણાવી હશે. મારી વિનતિ છે કે તેમણે જે કહ્યું હોય તે બધું તમારે માની લેવું નહિ."

"મી. અરવિંદ! જો તેમણે કહેલી હકીકત માંહેની અરધી પણ સાચી હોય તો મને સંતોષ છે." બરજોરજી કાંઇક આગળ કહેવા જતો હતો પણ તે વખતે એક નોકરે આવી પાટલા ગોઠવાયાની વરધી આપવાથી તે મોન રહ્યો.

ત્રણે જણા ઉઠયા અને ભોજનગૃહમાં ગયા. બરજોરજીને માટે ખૂણામાં એક ટેબલ ખુરસી ગોઠવ્યાં હતાં. તે ત્યાં બેઠો. સર કુંજવિહારી તથા અરવિંદ પાટલાપર બેઠા. આનંદવાર્ત્તા કરતાં ભોજન પૂર્ણ કર્યું. ભોજન દરમિયાન વાર્ત્તાલાપનો વિષય અરવિંદની ડિટેક્ટિવ તરીકેની કુશળતાનો, તેની સહાસકતાનો, તેની ચાલાકીનો, તેની પરોપકારિતાનો હતો.

ભોજન પૂર્ણ થયા બાદ તેઓ દિવાનખાનામાં આવ્યા. મુખવાસ લેતાં સર કુંજવિહારી બોલ્યો: "મી. અરવિંદ! બરજોરજી શેઠની અને તમારી આજે આ સ્થળે મુલાકાત કરાવવામાં ખાસ

હેતુ છે. તેમને મેં ભલામણુ કરેલી હોવાથી તે અમુક બાબતમાં તમારી સલાહ લેવા ઇચ્છે છે. તમને કાંઈ હરકત તો નથીને ? ”

“ મને હરકત ? સર સાહેબ ! આપની જે આજ્ઞા થાય તેનું પાલન કરવાને આપનો સેવક તૈયાર છે. મારો તો એ ધંધોજ છે. તેમાં વળી બરજોરજી શેઠ આપના મિત્ર હોવાથી તેમને મારાથી બનતી સહાય કરવી એ મારી ફરજ છે.”

“ તે માટે હું તમારો ઘણોજ આભાર માનું છું. બરજોરજી શેઠ અમુક ગુંચવણુ ભર્યા, નહિ સમજી શકાય તેવા અને ચમત્કારિક કેસમાં તમારી સહાયની અપેક્ષા રાખે છે. તમે કદાચ પ્રોફેસર ઝાલીમનું નામ સાંભળ્યું હશે. તે હાથચાલાકીના તથા જાદુના ખેલોથી આ પ્રદેશમાં પ્રખ્યાત થયેલ છે. તેના ખેલોમાં મદદગાર તરીકે મીસ ઝુલીયા નામની એક સ્ત્રી હતી. તે સ્ત્રી મુખ ઉપર બુરખો ધારણ કરીને સ્ટેજ ઉપર આવતી હતી. પ્રોગ્રામ તથા હેન્ડબિલમાં તે સ્ત્રીને ‘ નવાબજાદી મીસ ઝુલીયા ’ તરીકે ઓળખાવવામાં આવતી હતી. ”

“ હું તે જોડાને સારી રીતે પિછાનું છું. ” અરવિંદે કહ્યું: “ તેઓ મુંબઈ તરફથી અત્ર આવ્યાં હતાં અને અહીં લગભગ ત્રણ-ચાર માસ રહ્યાં હતાં. હું અવારનવાર એકલો તથા પોલિસસુપરિન્ટેન્ડન્ટ મી. નરેન્દ્રપ્રસાદ સાથે તેમના ખેલ જોવા જતો હતો. ‘ગૂમ થતી બાનુ’ વાળો તેમનો ખેલ ઘણોજ વખણાયો હતો, અને એ ખેલથી આ જોડું અત્ર અત્યંત લોકપ્રિય થયું હતું. છેલ્લાં બે વર્ષ થયાં તેમના વિષયમાં કશું પણ મારા સાંભળવામાં આવ્યું નથી, તેમજ અહીંના તથા મુંબઈનાં વર્તમાનપત્રોમાં પણ તેમની જાહેર ખબર વાંચવામાં આવી નથી. એટલે હું ધારૂં છું કે કાં તો તેમણે એ લાઇન છોડી દીધેલી હોવી જોઇએ, અથવા તો તેઓ પરદેશ ઉપડી ગયેલાં હોવાં જોઇએ. પ્રો. ઝાલીમ એક કુશળ જાદુગર હોવા સાથે કોઈ પણ મનુષ્ય કે પશુપક્ષીની બોલીનું કુશળતાપૂર્વક અનુકરણ કરી શકતો

હતો. જો તે પડદાની પાછળ રહીને મારો અવાજ કાઢે તો આબેહૂબ હુંજ બોલું છું એમ લાગે. તેનું નામ મુસલમાનના જેવું છે, તથા તે મોટે ભાગે અંગ્રેજી કિંવા ઉર્દૂ ભાષાનો ઉપયોગ કરતો હતો. તથાપિ તેના દેખાવ અને કેટલાક ઉચ્ચારો ઉપરથી મારી માનિનતા એવી હતી કે તે પારસી હોવો જોઇએ. તેની સાથે જે સ્ત્રી હતી તેના સંબંધમાં ઘણા માણસો એમ માનતા હતા કે તે ઉત્તર હિંદુસ્તાનની નાહ પણ આપણા દેશની વતની હોવી જોઇએ, જ્યારે હું એ વિષયમાં તેમની માનિનતાથી જુદો પડતો હતો. તે બુરખો ધારણ કરતી હોવાથી મેં તેનો ચહેરો જોયો નથી. પરંતુ તેના શુદ્ધ ઉર્દૂ ઉચ્ચારપરથી હું કહી શકું છું કે તે ઉત્તર હિંદુસ્તાનની અને ઇસ્લામ કોમની બાઇ હોવી જોઇએ."

"તમે તમારી એ બન્ને માનિનતામાં સાચા છો." બરજોરજીએ અનુમોદન આપ્યું: "પ્રોફેસર પારસી **હતો**, જ્યારે તેની સાથેની બાઇ પંજાબી છે." તેણે 'હતો' તથા 'છે' શબ્દ ઉપર ખાસ ભાર મૂક્યો.

'મી. દેસાઇ! તમે એ સ્ત્રીના સંબંધમાં 'છે' અને પુરુષના સંબંધમાં 'હતો' એવો પ્રયોગ કરો છો, તેનું કારણ શું? શું એ પુરુષ અત્યારે નથી–મૃત્યુ પામ્યો છે?" અરવિંદે પ્રશ્ન કર્યો.

"મને લાગે છે કે તે મૃત્યુ પામ્યો છે." દેસાઇએ જવાબ આપ્યો: "મારી તમામ આશા એ માન્યતામાં રહેલી છે."

"એટલે?' અરવિંદે પુનઃ પ્રશ્ન કર્યો.

"તેની વિધવા જે 'મોસ ઝુલીઆ' ના નામથી ઓળખાતી હતી તેની સાથે પુનર્લગ્ન કરવાની મારી ઇચ્છા છે."

"મી. દેસાઇ! તમે મશ્કરી તો નથી કરતાને? એ સ્ત્રી મુસલમાન છે, જ્યારે તમો પારસી છો. જુદદીન લગ્નના ઝઘડામાં ક્યાં પડો છો?"

"હું કબૂલ કરૂં છું કે એ સ્ત્રી મુસલમાન કોમની છે, પણ તે મારા કરતાં હલકા દરજ્જાની નહિ, બલ્કે ઉંચા દરજ્જાની છે. તે નવાબની દીકરી છે. હેન્ડબિલમાં તેના નામની સાથે 'નવાબની દીકરી' એવું છાપવામાં આવતું હતું તે કાંઈ ખોટું નથી. તેનો પિતા નવાબ મીરઝાંખાન લાગવગવાળો અને શ્રીમંત ઇસ્લામી ગૃહસ્થ હતો. પાંચ માસ પહેલાં તે બહેરતનશીન થયો છે. તે પોતાની પાછળ પુશ્કળ દોલત મૂકતો ગયો છે. તેની બેટી તેની મરજી વિરૂદ્ધ આ પારસી સાથે પરણી હતી, પણ મરતી વખતે તેની એકની એક બેટી તરફના કુદરતી પ્રેમને લીધે તે પોતાની તમામ દોલત પોતાની બેટીને વારસામાં આપતો ગયો છે."

"અહો-અહો! હવે હું સમજ્યો! અલબત્ત ત્યારે તો-" સર કુંજવિહારી વચ્ચે બોલ્યો:

"સર કુંજવિહારી!" બરજોરજીએ કહ્યું: "તમે જે સૂચન કરવા માગો છો તે યોગ્ય નથી. એટલુંજ નહિ પણ મને તે અપમાન પહોંચાડનારૂં છે. એ રમણી પ્રત્યેની મારી લાગણી સાથે તેની મીલકતનો કશો પણ સંબંધ નથી. આજથી બે વર્ષ પહેલાં એક અકસ્માતથી એ સ્ત્રીનો ચ્હેરો મેં પહેલી તથા છેલ્લી વાર જોયો હતો ત્યારથીજ મારો તેના ઉપર પ્રેમ જડાયો છે. તેની પાસે એક પાઈ પણ ન હોય, તે ભિખારી હાલતમાં હોય તોપણ હું તેની સાથે પરણવા માગું છું. હું જાણું છું કે 'તારા જેવો બીજો કોઈ પણ મૂરખો નહિ હોય' એમ તમે મને કહેશો. કદાચ તમારા એ કથનને સાચું માનીએ. પણ"- તે અરવિંદને ઉદ્દેશીને કહેવા લાગ્યો: "કદાચ એ સ્ત્રી સાથે લગ્નની ગાંઠથી જોડવાનો મારો ઇરાદો ન હોય, તોપણ તેના ધણીના મરણની સાથે મારો સંબંધ છે. તે મારા પિતરાઈ ભાઈ સરદાર ફેરામરોઝ દેસાઇનો એકનો એક દીકરો છે અથવા જો મરણ પામ્યો હોય તો હતો. સરદાર ફેરામરોઝને અત્યારે લગભગ એંશી વરસ થઈ ગયાં છે. એટલે જો આ જાહેરમાં 'પ્રો. ઝાલીમ' ના

નામથી ઓળખાતો મનુષ્ય કે જેનું ખરૂં નામ જમશેદજી છે તે દખમે પહોંચ્યો હોય તો પછી સરદારની પદવી અને તેમની જાગીર બુદ્ધા ફેરામરોઝના મરણ પછી મનેજ મળે તેમ છે."

"સમજ્યો!" અરવિંદે ઉદ્ગાર કાઢ્યો. તેણે ટેબલપર પડેલા દીવાનો પ્રકાશ પોતાની આંખપર સીધો પડતો હોવાનું બ્હાનું કાઢીને તે દીવાને એવી રીતે મૂક્યો કે બરજોરજીના ચ્હેરાપર પૂરો પ્રકાશ પડે જ્યારે પોતાનો ચ્હેરો સ્હેજ છાયામાં રહે. પછી તેણે કહ્યું: "ત્યારે તો આ બનાવમાં તમારો એ પ્રકારનો સ્વાર્થ રહેલો છે!"

"ના, ત્રણ પ્રકારનો લેડી ઝુલીયા સાથેના પ્રેમના વિષયમાં મારો એક હરિફ છે, અને તે હરિફ મારો દીકરો જ છે. તેની પણ ઝુલીઆ સાથે લગ્ન કરવાની ઇચ્છા છે તે એના પ્રેમમાં એટલો બધો દિવાનો બની ગયો છે કે વખતે તેની સાથે ઝઘડવું પડે એવા ભયથી મેં મારી ઇચ્છા તેને જણાવી નથી. તે સ્વભાવે જલદ અને એકદમ ઉશ્કેરાઈ જાય તેવો છે. એક વખત તેને એવું લાગ્યું કે જમશેદ ઝુલીઆને ત્રાસ આપે છે. બસ એટલાપરથી તે જમશેદ સાથે લડી પડ્યો. એટલે સુધી કે જો લડાઈ સ્હેજ વધુ ચાલી હોત તો તે અવશ્ય જમશેદનું ખૂન કરત. ન્હાપણથીજ એક બીજા વચ્ચે બનતી રાશ નહતી. તેમાં વળી આવો બનાવ બન્યો. એટલે તો પછી પૂછવુંજ શું?"

"મી. દેસાઇ! મને તમે શરૂઆતથી માંડીને તમામ હકીકત જણાવો." અરવિંદે તેના ચ્હેરાનું અર્થપૂર્ણ દૃષ્ટિથી અવલોકન કરતાં કહ્યું: "આકર્ષક અને મોહક રમણીની સાથે મી. જમશેદજીનો પહેલો મેળાપ ક્યાં તથા કેવી રીતે થયો?"



# પ્રકરણ ૩૮ મું.

---

## આપઘાત કે ખૂન ?

બુરજોરજી દેસાઇ એક સીગારેટ સળગાવી તેના ધૂમાડાના ગોટા સામે દૃષ્ટિ કરતો બોલ્યો: "મારા પિતરાઇ ભાઇ સરદાર ફરામરોઝની લગભગ પચાશ વર્ષની ઉમર હશે ત્યારે જમશેદનો જન્મ થયો હતો. જમશેદને ન્હાનપણમાં સારી કેળવણી આપવામાં આવી હતી. તે કુદરતી રીતે ન્હાનપણથીજ હાથચાલાકીના ખેલો કરતો તથા કોઇ પણ મનુષ્ય કે પશુપંખીને એક વખત બોલતાં સાંભળે તો તેના અવાજનું આબેહૂબ અનુકરણ કરતો હતો. જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ ખરાબ સંગતિથી તે બગડતો ગયો. તે દારૂ પુષ્કળ પિતો, જુગારમાં પૂરો, રંડીબાજ પણ એવો. કોકેનને પણ તેણે છોડયું ન હતું. સટ્ટામાં ઝુકાવવાનો પણ તેને ઘણોજ શોખ હતો. એવો એક પણ દુર્ગુણ નહિ હોય કે જેનો જમશેદને સ્પર્શ થયો ન હોય. એથી ફરામરોઝ તેનાથી કંટાળ્યો અને છેવટે તેણે જમશેદને પોતાના મકાનમાંથી હાંકી કાઢયો. જમશેદ પાસે કશી પણ મૂડી ન હતી. આપણે ત્યાં એક ઉર્દુ કંપની આવી હતી. તેમાં એક મીસ લયલા કરીને એકટ્રેસ હતી. એ એકટ્રેસની સાથે તે પ્રેમમાં પડયો અને બન્ને જણાં એકત્ર થઇને સીનેમેટોગ્રાફની કંપનીમા 'નાઇટ'થી જાદુના ખેલ તથા નાચવાનું કામ કરવા લાગ્યાં.

"પરંતુ એ લયલા સાથે તેને બન્યું નહિ. તેમજ તેણે અહીં ખોટો ચેક લખીને સ્ટેટબેંકમાંથી દશહજાર રૂપીઆ ઉપાડયા. ચેક ઉપર તેણે પોતાના બાપની સહી કરી હતી. એ વાત જાહેરમાં આવી. તેના બાપે પોતાની સહી હોવાનો ઇન્કાર કર્યો. એથી પોતાના ઉપર આફત આવશે એમ લાગવાથી જમશેદ અહીંથી પસાર થઈ ગયો. ત્યારબાદ તે એક બંગાળી સરકસ કંપનીની સાથે જોડાયો અને ઉત્તર

હિંદુસ્તાનમાં પંજાબ તરફ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં કંપની શાહેરાનપુર જઈ પહોંચી. ત્યાં ક્યારે, ક્યાં અને કેવી રીતે ઝુલીઆ સાથે તેનો મેળાપ થયો એ મારા જાણવામાં નથી, પરંતુ એટલું ખરૂં કે ઝુલીઆ જમશેદની પાછળ દિવાની બની ગઇ. મુસલમાનોમાં-તેમાં પણ ઉત્તર હિંદુસ્તાનમાં ઝનાનાનો રીવાજ વધારે છે. એટલે એક મુસલમાન બાલિકા પરપુરુષની સાથે પરિચયમાં આવે એ તેનો પિતા સાંખી શકે નહિ. નવાબ મીરઝાંખાનને આ વાતની જાણ થઇ. તેણે પોતાની દીકરીને ધમકાવી અને કબજામાં રાખવાનો પ્રયત્ન કર્યો. પણ આપણામાં કહેવત છે કે 'સ્ત્રી રહે તો આપસું અને જાય તો સગા બાપસું' તે પ્રમાણે ઝુલીઆ તેના બાપના મકાનમાંથી છટકી અને તે બન્ને ત્યાંથી પસાર થઇ ગયાં. તેઓ આ તરફ આવ્યાં અને મુંબઇમાં તેમણે સરકારે ઘડેલા 'સીવીલ મેરેજ એક્ટ' ને અનુસરીને લગ્ન કર્યાં."

"એટલું સારૂં કર્યું." અરવિંદ બોલ્યોઃ "નહિ તો તમારા જણાવવા મુજબ જમશેદ જેવો રખડેલ તથા તમામ પ્રકારની બદમાશીમાં પૂરો માણસ કોઇ પણ સ્ત્રી સાથે લગ્નની ગાંઠથી જોડાવાનું પસંદ કરે નહિ. મને લાગે છે કે તેનો એ સ્ત્રી ઉપર ખરેખર પ્રેમ હશે અને તેથા—"

"હું નથી માનતો કે તે ઝુલીઆને કોઈ પણ પ્રામાણિક હેતુથી પરણ્યો હોય." બાનર્જીએ ખુલાસો કર્યોઃ "જો કેવળ ઝુલીઆએ તેને પોતાની સાથે લગ્ન કરવાની ફરજ પાડી હોત તો એ ઝુલીઆને રખડતી મૂકીને છટકી ગયો હોત. પરંતુ આ લગ્નમાં તેનો સ્વાર્થ રહેલો છે. તે જાણે છે કે ઝુલીઆ ઉપર નવાબનો અત્યંત પ્રેમ છે. ઝુલીઆના વર્ત્તનથી અત્યારે તે ગુસ્સે થયો છે, પણ તેનો ગુસ્સો ધીમે ધીમે શમી જશે અને પૂર્વનો પ્રેમ ઉછળી આવશે તથા પોતાની દીકરીને પૈસાની મુશ્કેલી ન પડે તે માટે મોટી રકમ તેના નામપર ચડાવી આપશે. એ કારણથી પૈસાની લાલચે

તેણે લગ્ન કર્યું હતું. તે આ દેશમાં આવ્યો ત્યારે તેની પાસે એક પાઇ પણ નહતી. પ્રથમ તો તેણે તેના બાપ ફરામરોઝને વિનવ્યો. પણ તેનો બાપ એકનો બે થયો નાહ. એટલે તેણે જાદુગરના ધંધાનો સ્વીકાર કર્યો. અહીં તે પોતાના ખરા નામથી રહી શકે તેમ નહિ હોવાથી તેણે પોતાના નામ તથા પહેરવેશમાં પણ ફેરફાર કર્યો હતો. ઝુલીઆ તેને અત્યંત પ્રેમથી ચાહતી હોવાથી તે પણ તેની ઇચ્છાને માન આપીને તેની મદદનીશ તરીકે સ્ટેજપર કામ કરવા લાગી. એ રીતે આ જોડું 'પ્રો. ઝાલીમ અને નવાબજાદી ઝુલીઆ' નામથી પ્રસિદ્ધિમાં આવ્યું."

થોડીવાર થોભીને તે આગળ કહેવા લાગ્યો: "એમ કરતાં વર્ષો પસાર થવા લાગ્યાં. પરંતુ નવાબનો તેની દીકરીને આર્થિક મદદ કરવાનો વિચાર હોય એમ જણાયું નહિ. એટલે જમશેદનો પણ ઝુલીઆ ઉપરથી પ્રેમ ઓછો થતો ગયો. પછી તો તે તેને ત્રાસ આપવા લાગ્યો.

"લગભગ બે વર્ષ પહેલાં પેલી મીસ લયલા નામની એકટ્રેસ પુનઃ તેના સમાગમમાં આવી. જમશેદ હવે ઝુલીઆને છોડીને આ વેશ્યાને વળગ્યો. તે ઝુલીઆની મનોવેદનાની દરકાર નહિ કરતાં લયલાને પોતાના મકાનમાં પોતાની સાથેજ રાખતો હતો. તેણે મારા મકાનની પાસે એક મકાન રાખ્યું, અને આ ત્રણે જણાં ત્યાં રહેવા આવ્યાં. ત્યારથી સ્થિતિ બગડતી ચાલી. તેમણે જાદુના ખેલ કરવાનો ધંધો છોડી દીધો અને તેમના મકાનને જુગારખાનું બનાવ્યું. ઝુલીઆને આ બન્ને જણા તરફથી અત્યંત ત્રાસ સહન કરવો પડતો હતો. પેલી લયલા પણ તેને પોતાની ગુલામડી માફક ગણતી હતી. આથી કંટાળીને એક વખત ઝુલીઆએ પોતાના પતિના વર્તનના સંબંધમાં મારી પાસે ફરિયાદ કરીને તેને પેલી વેશ્યાના પંજામાંથી મુક્ત કરી, સીધે રસ્તે લાવવાની અરજ કરી. તે દિવસે વાત કરતાં તેના ચ્હેરાપરથી બુરખો સરી પડવાથી તેનો ખુબસુરત અને મોહક ચ્હેરો મારી નજરે પડયો હતો. મારો દીકરો પણ તે વખતે ત્યાંજ હતો. એકી

વખતે અમારા બન્નેના મનમાં આ નવાબજાદી પ્રત્યેના પ્રેમનો સંચાર થયો. ખરેખર તેનું રૂપ અનુપમ હતું. તેના ગુલાબી ગાલ, કોમળ ચ્હેરો, પરવાળા જેવા હોઠ, સંગે મરમર જેવું કપાળ, આકર્ષક નેત્રો, એ સર્વ એટલાં મધુર અને મોહક હતાં કે હજી પણ તેમનું મને વિસ્મરણ થતું નથી."

"શાંત થાઓ, મી. બેનરજી! હું તમારા અંતરની સ્થિતિ સમજી શકું છું. પ્રથમ દૃષ્ટિએ પ્રેમોદ્ભવના પ્રસંગનો મને અનુભવ થયેલો હોવાથી મને એમાં કશું આશ્ચર્ય લાગતું નથી." અરવિંદે કહ્યું.

"હું ધારૂં છું કે મારા દીકરાએ ઝુલીઆના મનમા એવું ઠસાવ્યું કે તેણે બીજાની સાથે પ્રેમપ્રસંગ પાડીને જમશેદને તેનાજ ઔષધથી ઠેકાણે લાવવો. જો કે મારા જોવામાં આવ્યું નથી, પણ મારો દીકરો કહેતો હતો કે નવાબજાદી મારા દીકરા પ્રત્યે વિશેષ લક્ષ આપવા લાગી હતી. હું માત્ર એટલું જાણું છું કે ઝુલીઆ મને ઉત્તેજન આપવા લાગી. તે મને ચાહે છે એવી ભાવનાથી હું ધીમે ધીમે તેના પ્રેમમાં દિવાનો બનતો ચાલ્યો."

"વારૂ, પછી? હું નથી ધારતો કે બધું આટલેથી પતી ગયું હોય." અરવિંદ બોલ્યો.

એવામાં એકાએક નવાબના મૃત્યુના સમાચાર આવ્યા. તેના મરણ સમયે તેની દીકરી ઉપરનો તેનો ગુસ્સો શમી ગયો હતો. તેણે પોતાની દીકરીને ક્ષમા આપી હતી. પોતાની જે મીલકત હતી તે તમામની વારસ તેણે પોતાની દીકરીને ઠરાવી હતી એટલુંજ માત્ર નહિ પણ વિશ્વાસુ માણસોની સાથે રોકડ રકમ તથા ઝવેરાત અહીં મોકલાવ્યું હતું. સોનામહોરોની પેટીઓ તથા મૂલ્યવાન્ ઝવેરાત અને બીજા દાગીના પણ હતા. ઝુલીઆએ ઝવેરાત તથા દાગીના વેચી નાખ્યા અને તમામ રોકડ રકમ અહીંની સ્ટેટબેંકમાં પોતાના નામપર મૂકી દીધી. એ તમામ રકમ કુલ્લે સ્હાડાચાર કરોડ રૂપીઆ જેટલી હતી."

"એ કાંઈ સાધારણ ન ગણાય. નવાબે પણ ખુબ સંચય કર્યો લાગે છે!"

"હા, તે સાથે તેના વડિલોએ પણ પુષ્કળ દ્રવ્ય એકઠું કર્યું હતું." અરજેરજીએ કહ્યું: "પરંતુ એટલેથી પતતું નથી. આ રોકડ રકમ સાથે નવાબે બે કફનની પેટીઓ મોકલી હતી. એક પેટીમાં તેનું શબ હતું. જ્યારે બીજી પેટી ખાલી હતી. તેની ઇચ્છા પોતાના વતનમાં પોતાને દાટવાની હતી. પરંતુ તેણે પોતાના માણસોને એવું જણાવ્યું હતું કે 'મારૂં મરણ થયા બાદ તમારે મારા શબને અમુક ઔષધો લગાવીને એક પેટીમાં રાખી મૂકવું તથા બીજી તેના જેવીજ પેટી તૈયાર કરી મારી બેટી ઝુલીઆ પાસે લઇ જવું. જ્યારે ઝુલીઆનું મરણ થાય ત્યારે તેનું શબ બીજી ખાલી પેટીમાં રાખવું અને અમને બાપ બેટીને એકજ દિવસે તથા એકજ સ્થળે દાટવાં. જો મારી બેટી એ પ્રમાણે કરવાનું કબૂલ કરે તોજ તેને મારી મીલકત સોંપવી.' ઝુલીઆએ પોતાના પિતાની એ શરત મંજુર રાખવાથી તેને રોકડ રકમ તથા એ બે પેટીઓ સુપ્રત કરીને શહેરાનપુરથી આવેલા માણસો ચાલ્યા ગયા."

"આતો જાણે તમે 'અરેબીયન નાઇટસ' માંહેની વાર્ત્તા કહેવા લાગ્યા." અરવિંદે આશ્ચર્યોદ્ગાર કાઢયો: "વારૂ, પછી શું થયું? જમશેદે આ બે કફનની પેટીઓને રાજીખુશીથી પોતાના મકાનમાં દાખલ કરવા દીધી કે પછી નવાબની મીલકત કબજે કરવાને ખાતર પોતાની ઇચ્છા વિરૂદ્ધ ઝુલીઆ જેમ કરે તેમ કરવા દીધું?"

"મીલકત કબજે શાનો કરે? ઝુલીઆએ જાતેજ દાગીના તથા ઝવેરાતનો ફડચો કરી નાખ્યો અને તમામ રકમ પોતે જાતે બેંકની ઓફિસમાં જઈ પોતાના નામપર ચડાવી તેની પહોંચ લઈ આવી. ત્યારબાદ તે જમશેદ તથા લયલા પાસે ગઈ. તેણે પેલી પહોંચ બતાવી અને પોતાની સાથે જે વર્ત્તન અત્યારસુધી ચલાવવામાં આવ્યું હતું તેનું સ્મરણ કરાવી તેણે તેના ધણીને કહ્યું કે 'તમારે આજે ને આજેજ આ મકાનમાંથી સદાને માટે લયલાને કાઢી મૂકવી તથા બે સાક્ષીઓની રૂબરૂ પ્રતિજ્ઞા લેવી કે તમે ફરીથી તેના સમાગમમાં આવશો નહિ.' વળી તે ઉપરાંત તેને ઇસ્લામ ધર્મ સ્વીકા-

રવાની પણ સૂચના કરી. કેમકે તો પછી તે જમશેદને પોતાની સાથે શહેરાનપુર લઈ જઇને પોતાની જાગીર સંભાળી શકે."

"હું ધારૂં છું કે એ વાત જમશેદે કબૂલ રાખી નહિજ હોય."

"તમારી કલ્પના ખરી છે. તેણે સાફ ના પાડી. પરંતુ હવે ઝુલીઆનો વારો હતો. તે પોતાના શબ્દોને મક્કમપણે વળગી રહી. તેમની વચ્ચે સખ્ત બોલાચાલી થઈ. છેવટે જમશેદ લયલાને લઇને એ મકાનમાંથી ચાલ્યો ગયો. ત્યારથી ઝુલીઆએ પુનઃ તેને જીવન્ત જોયો નથી. આ બનાવથી જમશેદ અત્યંત ઉશ્કેરાઈ ગયેલો જણાતો હતો. વજનદાર સાક્ષીઓના પૂરાવા ઉપરથી જણાય છે કે ત્યારપછી ત્રણ દિવસ તે આખો વખત દારૂના નીશામાં ચકચૂર રહ્યો હતો. ચોથે દિવસે દારૂના પીઠામાં બેસીને તેણે એક પત્ર લખ્યો તથા એ પત્ર ઝુલીઆપર મોકલાવ્યો. તે પત્રમાં તેણે ઝુલીઆ ઉપર અનેક શાપોનો વર્ષાદ વરસાવતાં એવું લખ્યું હતું કે 'જ્યારે આ પત્ર તારા હાથમાં આવશે ત્યારે હું ખાડીના તળીયે હોઇશ; અને જો મરણ પામેલાં મનુષ્યો ભૂત થઇને આવી શકતાં હોય તો હું ભૂત થઇને તને હમેશાં હેરાન કરીશ.' એ પત્ર લખતાં કેટલાકોયે તેને જોયો હતો. ત્યારબાદ બે કલાક પછી તે દમણના સ્ટેશને ઉતરીને દમણની ખાડી તરફ જતો જોવામાં આવ્યો હતો. બસ ત્યારપછી તેની કશી હીલચાલ કોઇના પણ જાણવામાં આવી નથી."

"અહો, હું સમજ્યો." અરવિંદ બોલ્યોઃ "હું ધારૂં છું કે તેણે આપેલી એ ધમકી અમલમાં મૂકીને તેણે આપઘાત કર્યો હતો કે કેમ એ તમે જાણવા માગો છો? તેટલા માટે તમે મારી પાસે આવ્યા છો? મી. દેસાઈ? ખરૂં કહું તો તેણે આપઘાત કર્યો હોય એમ હું માની શકતો નથી. તેના જેવો માણસ છેક છેવટની ઘડી સુધી કદી પણ મરવાનું પસંદ કરે નહિ. હા, તેના ગળે પ્રાણ આવ્યા હોય તો જૂદી વાત. પરંતુ તમારા કહેવાપરથી પ્રો. ઝાલીમને ગળે પ્રાણ આવ્યા હોય એમ લાગતું નથી. ઝુલીઆનો આ વિષયમાં શો અભિપ્રાય છે?"

"તેને આ વિષયની સચ્ચાઇમાં સંપૂર્ણ શ્રદ્ધા છે. ભૂત પિશાચનો ભય તેને વધારે છે. આ પત્ર મળતાં તે અત્યંત ગભરાઈ ગઈ અને બોલવા લાગી કે 'મેં પોતેજ મારા ધણીનું ખૂન કર્યું છે. મારે માટે પણ હવે કાળદેવને શરણ થયા સિવાય બીજું કશું કરવાનું બાકી રહ્યું નથી.' ત્રણ દિવસ તો તે ચિત્તભ્રમ જેવી બની ગઈ હતી. ત્યારપછી એક પખવાડિયા સુધી તેણે એકાંતવાસનું સેવન કર્યું. ચોવીશે કલાક તે પોતાના ઓરડામાંજ રહેતી અને પોતાના પિતા તથા પતિને માટે ખુદાને પ્રાર્થના કર્યા કરતી હતી. ખોરાકમાં માત્ર બાજરાનો રોટલો અને છાશ સિવાય બીજું કશું તે લેતી નહિ."

"ગરીબ બિચારી! તેનો ધણી ગમે તેટલો ખરાબ હતો તો પણ ઝુલીઆને તેના મૃત્યુથી દુઃખ થયા સિવાય રહ્યું નહિ. વારૂ, પછી તે બહાર નિકળી કે નહિ?"

"હા, પાંચ દિવસ થયાં તે બહાર નિકળી છે. તેનું દિલ તુટી ગયું છે. તે સૂકાઈ ગઈ છે. તેનું સંગેમરમર જેવું કપાળ શ્યામ પડી ગયું છે. હવે આ જગતમાં તેનું કોઇ નહિ રહેવાથી મેં તથા મારા દીકરાએ તેને મદદ કરવાનો વિચાર કર્યો. અમે એક વિશ્વાસપાત્ર સ્ત્રીને તેનું ઘર સંભાળવાને તેની પાસે રાખી છે. અમે પણ અમારા સમયનો મોટો ભાગ તેના મકાનમાં તેની સાથેજ ગાળીએ છીએ. પણ તમને જાણીને આશ્ચર્ય થશે કે એક નહિ ઇચ્છવાયોગ્ય વ્યક્તિ પણ ત્યાં છે. ટુંકામાં આ બધાં દુઃખનું મૂળ પેલી લયલા પણ પુનઃ આ મકાનમાં દાખલ થઈ છે. વિશેષ આશ્ચર્યકારક તો એ છે કે ઝુલીઆએ તેને પ્રાર્થના કરવાથી તે ત્યાં આવી છે."

"શું કહો છો? લયલા ત્યાં! પણ તેને પાછી બોલાવવાનું ઝુલીઆને શું કારણ મળ્યું?" અરવિંદે પ્રશ્ન કર્યો.

"ઝુલીઆ એમ કહે છે કે લયલાને પોતાની સાથે રાખવાથી તેના સ્વર્ગસ્થ પતિનો ગુસ્સો શાંત થઈ શકશે, અને તેથી તે ભૂત થઇને હેરાન નહિ કરે. ગમે તેમ હો પણ લયલાને તેણે થોડા દિવસ

પહેલાં બોલાવીને પોતાની સાથે રાખી છે. તેનો વિચાર એ સ્ત્રીને પોતાની સાથે પોતાના દેશમાં લઈ જવાનો છે એમ મારૂં માનવું છે."

"શું એ શાહેરાનપુર જવા ધારે છે? તેના પતિએ આપઘાત કરેલો હોવાની તેની ખાત્રી થઈ ગઈ છે? જમશેદના પત્ર સિવાય વિશેષ પૂરાવાની તેને જરૂર નથી લાગતી?" અરવિંદે પ્રશ્નપરંપરા ચલાવી.

"પૂરાવો મળી ગયો છે. ગયા પરમ દિવસેજ જમશેદનું શબ મળી આવ્યું છે." બરજોરજીએ જવાબ આપ્યો.

"એમ! ત્યારે તેણે આપઘાત કર્યો છે એ ચોક્કસ છે? તમે મને પહેલાં એ વાત કેમ ન જણાવી? એ તમારા જાણવામાં ક્યારે આવ્યું?"

"આજે સ્હાંજે. અને તેથીજ હું અહીં તમારી પાસે આવ્યો છું. ઝુલીઆ પાસેથી મારા જાણવામાં આવ્યું કે માછીમારોએ દમણની ખાડીમાંથી જમશેદના શબનો પત્તો મેળવ્યો હતો. તેના શરીરનો રૂપરંગ બદલાઈ ગયો હતો. માછલાંએ તેના મ્હોં તથા આંખો ફોલી ખાધાં હતાં. પણ તે, લયલા તથા મારો દીકરો–"

"શું! તમારો દીકરો?"

"હા. તેઓ મને જણાવ્યા સિવાય તે શબ જોવાને ગયાં ત્યારે મારા દીકરાને તેમની સાથે લઈ ગયાં હતાં. હમણાં તેણે પેલી લયલા સાથે દોસ્તી બાંધી છે. ત્રણે જણાંએ તે શબ જોયું હતું અને તે જમશેદનું છે એવી તેમની સંપૂર્ણ ખાત્રી છે."

"અને તમે? જો તમે એ શબને જૂઓ તો પછી જમશેદના મૃત્યુના સંબંધમાં તમારા મનમાં રહેલી શંકાનું નિવારણ થઇ જાય."

"પણ હવે હું તેને જોઇ શકું તેમ નથી. એ શબ પોલિસના કબજામાં હતું. ત્યાં આ લોકો જઇ તે જમશેદનું હોવાની ખાત્રી આપીને લઈ આવ્યા અને તેને તુરત દફનાવી દીધું છે. તે મુસલ-

માન સ્ત્રી સાથે પરણેલો હોવાથી તેને અમારા દખમે લઈ જઈ શકાય તેમ નહતું. આજ સ્હાંજ સુધી મને એ વિષયમાં કશું પણ જણાવવામાં આવ્યું નહતું. એ હકીકત જાણ્યા બાદ મેં અહીં તમારી પાસે આવવાનો વિચાર કર્યો. મેં મારો એ વિચાર કોઇને પણ જણાવ્યો નથી. બસ આથી વિશેષ મારે કશું કહેવાનું નથી. મારી તમને માત્ર એટલીજ અરજ છે કે જમશેદે આપઘાત કર્યો છે કે તેનું ખૂન થયું છે, અથવા તો તે જીવતો છે એ વિષયમાં તમે મારી ખાત્રી કરી આપો. અનિશ્ચિત્તતાને લીધે મારૂં મન અનેક સંકલ્પવિકલ્પમાં અટવાયા કરે છે. મને ભય છે કે જો આમને આમ ચાલુ રહેશે તો હું થોડા દિવસમા દિવાનો બની જઇશ."

"હું એ વિષયમાં અત્યારે તો થોડા શબ્દોમાંજ ખુલાસો કરીશ." અરવિંદે જવાબ આપ્યો: "કાં તો આ ઝુલીઆની મીલકત પચાવી પાડવાનો ઉદ્દેશ હોય અથવા તો પછી ખૂન થયું હોય—આપઘાત નહિ. મને તો એમ લાગે છે કે જમશેદ તથા લયલાએ મળીનેજ આ કાવતરૂં રચેલું હોવું જોઇએ. જમશેદે પત્ર લખ્યા પછી પોતે દમણની ખાડી તરફ જાય છે એવો દેખાવ કર્યો. ત્યારબાદ લયલા ઝુલીઆ પાસે આવી. જમશેદે કોઈ માણસનું શબ મેળવી તેને પોતાનાં વસ્ત્રો પહેરાવી તેના ચ્હેરાને વિકૃત બનાવી દમણની ખાડીમાં નાખ્યો. એ શબનો ચ્હેરો વિકૃત હોવાથી તથા તેના ઉપર જમશેદનાં વસ્ત્રો હોવાથી અને લયલાના ટેકાથી તે જમશેદનુંજ હોવાની ખાત્રી થઈ. હવે લયલાની સમજાવટથી ઝુલીઆ પોતાના વતન તરફ જશે. માર્ગમાં જમશેદ તથા લયલા તેને પૂરી કરી નાખશે અને પછી તેના ધણી તરીકે જાહેરમાં આવી સ્ટેટએંકમ.થી મ્હાદાચાર કરોડ રૂપીઆ ઉપાડી લેશે. હવે જો જમશેદ મરણ પામ્યો હોય તો તેણે આપઘાત કર્યો હશે એમ માનવા કરતાં તેનું ખૂન થયું હશે એમ માનવાને મારૂં મન વધારે લલચાય છે. પરંતુ એ વિષે કાંઈ પણ કહેતાં પહેલા મારે ત્યાં આવીને કેટલીક તપાસ કરવાની જરૂર છે. તમે કહો છો કે

તમે તથા તમારો ચીરંજીવી ઝુલીઆના મકાનમાંજ રહો છો. તમે તમારૂં ઠેકાણું મને આપો; અને જાહેર કરજો કે તમારા એક મિત્રનો દીકરો એક રાત્રી તમને મળવા માટે આવનાર છે. હું ત્યાં આવીશ અને પછી ખરી હકીકતના સંબંધમાં તમારી ખાત્રી કરી આપીશ."

---

## પ્રકરણ ૩૯ મું.

---

### ગીનીનો સીક્કો.

તેજ રાત્રે લોકલ ટ્રેનમાં બરજોરજી લલિતપુરથી પોતાને ગામ ચાલ્યો ગયો. તે સલિમપુર પાસે ફિરોજપુર નામના ન્હાના ગામમાં રહેતો હતો. તેનો બંગલો ગામથી પા માઇલ દૂર સ્ટેશનના રસ્તાપર હતો. તેની જોડેજ ઝુલીઆનો બંગલો હતો. બીજે દિવસે સ્હવારે તેણે ચહા પિતાં જણાવ્યું કે "આજે મારા એક હિંદુ મિત્રનો દીકરો આવનાર છે. તેનું નામ બાબુરાવ છે. તે હિંદુ હોવા છતાં 'કોસ્મોપોલિટન' હોવાથી તેના ખાવાપીવા માટે જુદી વ્યવસ્થા કરવાની જરૂર નથી."

આ કથન સાંભળીને ઝુલીઆને જાણે આનંદ થયો હોય એવા ભાવપૂર્વક તે બોલી: "ઘણીજ ખુશીથી, આપણે ત્યાં પુષ્કળ ઓરડા છે. મને પણ તેના પરિચયથી આનંદ થશે."

પણ બરજોરજીના દીકરા પેસ્તનજીને એ ખબર સાંભળીને આનંદ થયો હોય એમ લાગ્યું નહિ. તે મંદ સ્વરે લાયલાને ઉદ્દેશીને બોલ્યો: "બાવાજીને પણ હિંદુ મિત્રો બહુ છે. જ્યારે ત્યારે તેમના મિત્રો અને મિત્રોના છોકરા અમારે ત્યાં આવીને કંટાળો આપે છે! પણ આપણે તેની સાથે કશો પણ ભાગ લેવો નહિ. તે કંટાળીને ન્હાસી જશે."

તેજ દિવસે બપોરની ગાડીમાં બાબુરાવ તેના એક ચીના નોકર સાથે આવી પહોંચ્યો. બારજોરજીએ ઝુલીઆ સાથે તેનો પરિચય કરાવ્યો. ઝુલીયાનો ચ્હેરો બુરખાથી ઢંકાયેલો હતો. માત્ર તેનું સ્હેજ શ્યામ પડેલું કપાળ તથા ઝીણી આંખો દેખાતાં હતા.

"સાહેબ! તમને જોઇને મને ઘણોજ આનંદ થાય છે. હું દુઃખી અબળા છું. તેને તમારા સમાગમથી આશ્વાસન મળશે." ઝુલીઆ બાબુરાવ ઉર્ફે અરવિંદને આવકાર આપતાં બોલી. એટલું કહીને તે પોતાના ઓરડામાં ચાલી ગઈ.

ત્યારપછી તે દિવસે તે ઓરડામાંથી બહાર નિકળી નહિ. જો કે અરવિંદને તેની જરૂર નહતી. તેણે તો પોતાનો સમય લયલા સાથે આનંદવાર્ત્તા કરવામા ગાળ્યો. લયલા તો આ બાબુરાવને જોઇને પેસ્તનજીને ભૂલીજ ગઈ. આથી પેસ્તનજી શેઠનો પિત્તો ખસી ગયો. કારણ કે લયલા પેસ્તનજી સાથે સાધારણ વાર્તાલાપ પણ કરતી નહિ. ઝુલીઆ તેના ઓરડામાં ભરાઈ બેઠી હતી. એટલે પેસ્તનજીને બુબ-ખની માફક એકલાં બેસી રહેવું પડતું હતું. આમ કરવામાં અરવિં-દનો ખાસ હેતુ હતો. તે પેસ્તનજીને ઉશ્કેરવા માગતો હતો. બારજો-રજીને શંકા હતી કે પેસ્તનજી તથા જમશેદને બનતું નહતું, પેસ્તનજી ઝુલીઆને ચાહતો હતો, અને પેસ્તનજીનો સ્વભાવ તામસી હતો. એથી કદાચ તેણે જમશેદનું ખૂન કર્યું હશે તો? આ બાબતમાં પેસ્તનજી ગુન્હેગાર છે કે કેમ એ અરવિંદ જાણવા માગતો હતો.

રાત્રીના દશ વાગ્યા હશે તે વખતે અરવિંદ મેડાપર પોતાને માટે તૈયાર કરેલા ઓરડામાં સૂવાને માટે ગયો. તે ઉપર જઇ કપડાં કાઢી અંદરની બત્તી હોલવી નાખી, પુનઃ તે ખંડમાંથી બહાર પડ્યો અને તેનું દ્વાર ધીમેથી બંધ કરીને નીચે આવ્યો તથા દિવાનખાનાની એક બારી પાસે જઇને ગુપચૂપ ઊભો રહ્યો. તે વખતે લયલા સૂવા જવાની તૈયારી કરતી હતી. બારજોરજી કે ઝુલીયા ત્યાં નહતાં. લયલા ઉઠતી હતી તે વખતે પેસ્તનજી ત્યાં આવ્યો અને બોલ્યોઃ

" લયલા—મીસ લયલા ! મારે તમારી સાથે વાત કરવી છે. હું એકાંત શોધતો હતો અને તે અત્યારે મળી છે. તમે મને ગધેરો બનાવ્યો છે—એકજ દિવસમાં મને ભૂલી ગયાં છો. "

" મેં તમને ગધેડા બનાવ્યા છે ? મને લાગે છે કે તમે પોતેજ ગધેડા જેવા છો; અને હું તમને ભૂલી ગઈ છું એટલે શું ? હું જાણું છું કે તમે બહેસ્તનશીન શેઠ જમશેદજીના કાકા શેઠ બરજોરજી દેસાઈના ચીરંજીવી પેસ્તનજી શેઠ છો. બોલો—હવે તમે શી રીતે કહી શકશો કે હું તમને ભૂલી ગઈ છું ? "

" લયલા ! મશ્કરી જવા દે. હું જે કહેવા માગું છું તે તું સમજે છે. " પેસ્તનજી ગુસ્સાપૂર્વક બોલ્યો: " જ્યારથી પેલો હિંદુડો આવ્યો છે ત્યારથી તું બદલાઈ ગઈ છે તે વાજબી નથી. આજે જાણે હું એકલો અટુલો બીયાબાન જંગલમાં ભટકતો હોઉં એમ મને લાગે છે. ઝુલીઆ પણ બહાર નિકળી નથી. વળી તેં મને વચન આપેલું છતાં એ વિષયમાં તું કશું કરતી નથી; અને તું પેલા મૂરખા બાબુરાવને અહીં એક દિવસ વધારે રોકાવાનો આગ્રહ કરતી હતી ! "

" એથી શું થયું ? તેમાં તમારૂં શું ગયું ? મને બાબુરાવનો સહવાસ ગમે છે. તે વાતો કરવામાં કુશળ છે, ગાવામાં હુશિયાર છે, બ્રિઝિકમાં એક્કો છે. વારૂ, પણ હું તેની સાથે વિશેષ બોલું ચાલું તેમાં તમને શું નુકસાન છે ? કાંઈ તમારો મારા ઉપર પ્રેમ નથી ! "

" હા, એ ખરૂં છે. મારો તારી સાથે કશો સંબંધ નથી— એટલે કે મારો તારી સાથે કોઈ પણ પ્રકારનો પ્રેમસંબંધ નથી. પણ તું તારા વચને પળતી નથી. તેં મને વચન આપ્યું હતું કે તું ઝુલીઆને મારા ઉપર મહેરબાન થવા મને એકાંતમાં મળવા-મારા ઉપર પ્રેમ કરવા સમજાવીશ. પણ એ વિષયમાં તેં કશો પણ પ્રયત્ન કર્યો નથી. મને સહાય કરવાને બદલે તું પેલા બાબુરાવની માશુક બનવાનુંજ વધારે પસંદ કરતી હોય એમ લાગે છે. એ કાંઈ તું ઠીક કરતી નથી. "

તેના પ્રત્યુત્તરમાં લયલા સ્હેજ હસી. અરવિંદ હવે વધુ વખત ત્યાં થોભ્યો નહિ. તે બારજોરજીના ઓરડામાં આવ્યો. બારજોરજી બિછાનાપર પડયો પડયો એક પુસ્તક વાંચતો હતો.

"કેમ! શી ખબર?" તેણે અરવિંદને જોઇને આતુરતાપૂર્વક પ્રશ્ન કર્યો.

"મી. દેસાઈ! ડાહ્યા માણસો પણ કેટલીક વાર ભૂલ કરે છે." અરવિંદ મંદ સ્વરે બોલ્યોઃ "મેં કાલે રાત્રે તમને કહ્યું હતું કે આ કેસમાં કદાચ ઝુલીઆની મીલકત પચાવી પાડવાનો હેતુ હોવો જોઇએ અથવા તો ખૂન થયેલું હોવું જોઇએ. પણ અત્યારે હું તેમાં સુધારો કરવા ઇચ્છું છું. આ કેસમાં મીલકત પચાવી પાડવાનો પ્રયત્ન તથા ખૂન બન્ને થયેલાં છે. જો કે તેમાં તમારા દીકરાનો બિલકુલ હાથ નથી. તે તદ્દન નિર્દોષ છે."

"યા ખુદા! પાક પરવરદિગાર!" બારજોરજીના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડયો. તે બિછાનાપર બેઠો થયો અને તેણે બે હાથવડે આંખો ઢાંકી દીધી. જ્યારે તેણે ઉંચું મુખ કર્યું તે વખતે તેનાં નેત્રો લાલ જણાતાં હતાં પણ તેના મુખપર સ્મિત ફરકતું હતું.

"મી. અરવિંદ! આજે તમે મને કેટલી શાંતિ આપી છે તેનો તમને ખ્યાલ નહિ હોય." તે બોલ્યોઃ "મારા દીકરાનું પેલી લયલા સાથેનું અનિષ્ટ વર્ત્તન, તે એ લોકો સાથે પોલીસચોકીમાં જઇને પેલું શબ જમશેદનું હોવાનો પૂરાવો આપી આવ્યો એ વાત તથા તેણે તે શબને મારાથી છૂપી રીતે એકદમ દટાવી દેવાની કરેલી ઉતાવળ એ બધાં કારણોને લઇને મારૂં મન હેરાન-પરેશાન બની ગયું હતું."

"પણ એ વિષયમાં પેસ્તનજીના વર્ત્તનનો ખુલાસો થઈ શકે તેમ છે. લયલાએ ઝુલીઆને તમારા દીકરા સાથે પુનર્લગ્ન કરવાને સમજાવવાનું વચન આપેલું હોવાથી પેસ્તનજી લયલા સાથે મૈત્રી રાખે છે. એ બિચારો ઝુલીઆનેજ જંખી રહ્યો છે. વારૂ, જ્યારે ઝુલીઆને-

જમશેદની વિધવાનેજ પેલું શબ જમશેદજીનું લાગ્યું તો પછી પેસ્તનજીને એ વિષયમાં શંકા લાવવાનું કારણુજ રહેતું નથી. વળી જમશેદ મરી ગયો હોય તોજ તે ઝુલીઆ સાથે લગ્ન કરી શકે તેમ હોવાથી તેના મનમા તો એમજ થાય કે જમશેદ અવશ્ય આપઘાત કરીને મરી ગયો હશે. આપણુને પસંદ પડતી જે વાત બને તે ખોટી હોય તો પણુ તેને સાચી માની લેવાને આપણે તત્પર બનીએ એ સ્વાભાવિક છે. માટે તમે કશી પણુ ચિંતા વગર શાંતિથી નિદ્રા લ્યો. હું મારા મદદનીશ મોહનને લઇને ગુપ્ત રીતે કેટલીક તપાસ કરવા ઇચ્છું છું. મારી કલ્પના ખરી ઠરશે તો આ ગોટાળાનો આવતી કાલેજ ઉકેલ આવી જશે."

"પણુ કેવી રીતે? મને તો આમાં કશું પણુ સમજાતું નથી. તમે તો ઉલટું મારા બુઠ્ઠા મગજને વધુ ગુંચવાડામા નાખતા જાઓ છો. તમે કહો છો કે આમા પૈસા પચાવી પાડવાનો ઉદ્દેશ છે. વળી એક તરફથી તમ એ શબ જમશેદનું ન હોય એવી શંકા ઉપસ્થિત કરો છો અને બીજી તરફથી એમ કહો છો કે આમાં ખૂન પણુ થયેલું હોવાનો સંભવ છે. મહેરબાની કરીને મને ખુલાસાવાર સમજાવો."

"હું કાલે ખુલાસો કરીશ. આજ રાત્રે નહિ. આ રહસ્યનો જે ખુલાસો મારા મનમાં છે તે એટલો સરલ પણુ તેની સાથે એટલો ચમત્કારિક છે કે તેમાં હું કેવળ મારી કલ્પના ઉપરજ આધાર રાખવા નથી ઇચ્છતો. મારી ખાત્રી થવાની જરૂર છે. જૂઓ–" તેણે ગજવામાંથી સોનાનો સીક્કો કાઢીને કહ્યું: "આ શું છે?"

"આ ઘોડાગીની જેવા સીક્કો લાગે છે."

"હા, એ ઘોડાગીની છે. કેટલાય વર્ષો થયાં એ સીક્કો મારા ગજવામાં છે. આ કેસમા તે ઉપયોગમાં આવી શકશે. આવતી કાલે એ સીક્કો ઉછળીને જમીનપર પડશે એટલે આ કેસનો નિર્ણય થઈ જશે. ગુન્હેગાર કોણુ છે અને તેણે કેવા પ્રકારનો ગુન્હો કર્યો છે તે જણાઈ આવશે."

"પણુ કેવી રીતે?"

"તે આવતી કાલે જણાશે." એટલું કહી અરવિંદ તુરત તે ઓરડામાંથી બહાર નિકળ્યો.

---

# પ્રકરણ ૪૦ મું.

## કોનું ખૂન ?

બરજોરજી અરવિંદે આપેલા આ વચનનો કશો પણ અર્થ કરી શક્યો નહિ. સીક્કો ઉંચે ઉછળીને જમીનપર પડશે કે કેસનો નિર્ણય થઈ જશે, એ શબ્દોનો અર્થ પણ શો થઇ શકે ? પ્રિય પાઠક! બરજોરજીની જગ્યાએ તું પોતે હોય તો તને પણ તેમાં કશું સમજાય નહિ. આથી બરજોરજી તો અરવિંદે આપેલું વચન થોડા સમયમાંજ વિસરી ગયો.

અરવિંદે રાત્રે ગમે તે તપાસ કરી હોય પરંતુ સ્હવારે તેઓ દિવાનખાનામાં ચહા પિવાને એકત્ર થયાં તે વખતે તેણે કોઇને તે વાત જણાવી નહિ. એ વખતે ત્યાં તે, બરજોરજી, તેનો દીકરો અને લાયલા એટલાં જણાં હતાં. ઝુલીઆ તો સ્હવારે પોતાના ઓરડામાંજ નાસ્તો કરતી હતી.

ત્યારપછી પણ અરવિંદ બરજોરજીને પોતાની સાથે વાત કરવાની તક ન મળે એવો માર્ગ શોધતો હતો. તેણે આખો વખત લાયલાના સહવાસમાં બિઝિક અને શેત્રંજ રમવામાં તથા ગાવા બજાવવામાં ગાળ્યો. ઝુલીઆને આજે ચેન પડતું નહતું. તે એક ખંડમાંથી બીજા ખંડમાં, ઓશરીપર, ઉપર, નીચે એમ ફર્યા કરતી હતી. આજે તેની મનઃસ્થિતિ વિચિત્ર બની ગઈ હતી. આજે જમશેદને ગૂમ થયાને બરોબર એક માસ થયો હતો. એ વિચારથી તેનું મન ચલવિચલ બની રહ્યું હોય એમ લાગતું હતું.

બરજોરજીએ ઝુલીઆને આવી રીતે અશાંત જોઇને કહ્યું: " ઝુલીઆ! જો તું આવી રીતે ફર્યા કરીશ તો તારા પગ દુઃખવા આવશે. બે ઘડી આરામ લે. આજે તેં સ્હવારનું કશું ખાધું પણ નથી. "

"આરામ–આનંદ–ખાવું–પીવું, એ સર્વ શાને માટે?" ઝુલીઆ શોકપૂર્ણ સ્વરે બોલી: "આરામ! આ પ્રદેશમાં મારા મનને આરામ મળવાનું સર્વથા અશક્ય છે. ઓ મારા વ્હાલા! ઓ મારા માલિક! મેંજ તને ધક્કો દીધો, મેંજ તારો નાશ કર્યો! હું હૃદયહીન બની–પાપી બની! મી. દેસાઈ! મને મારા દેશમાં પહોંચાડો. અહીં મને શાંતિ નહિ મળે, અહીં મારી મનોવેદના નાહ ટળે!"

છેવટે અરવિંદ કાંઇ બીજા કામમાં રોકાયો એટલે લયલા તેની પાસે આવી. તેણે સમજાવ્યાથી આખરે ઝુલીઆ એક બારી પાસે પડેલી ગાદીવાળી મોટી ખુરસી ઉપર બેઠી–પડી! લયલા પણ તેની પાસે બેસીને આશ્વાસન આપવા લાગી.

બરજોરજી તથા પેસ્તનજી પણ તેજ ખંડમાં પરંતુ તેમનાથી સ્હેજ દૂર બેઠા હતા. તે વખતે અરવિંદ ત્યાં આવ્યો અને તેણે આ બન્ને બાપ દીકરાને આશ્ચર્ય ઉપજાવનારૂં કામ કર્યું.

અરવિંદ જરી પણ ખમચાયા સિવાય ઝુલીયા પાસે ગયો અને તેનાથી ત્રણ ચાર હાથ છેટો ઊભો રહીને બોલ્યો: "આજે તો મને એક અત્યંત વિચિત્ર અનુભવ થયો છે. પેલો જે બંધ ઓરડો છે અને જેને મોટું મજબૂત લીવરનું તાળું વાસેલું છે એ તો તમે જાણો છો—"

ઝુલીઆ શાંતપણે પડી હતી. તે અરવિંદના પ્રસ્તુત શબ્દો સાંભળીને ચમકી. તે સફાળી બેઠી થઈ ગઈ. જે ઓરડાની અરવિંદે વાત કરી હતી તે ઓરડામાં પેલી કફનની પેટીઓ હતી. એક પેટીમાં ઝુલીઆના પિતા નવાબ મીરઝાંખાનના શબને રાખવામાં આવ્યું હતું. આ ઓરડામાં આ હિંદુએ પ્રવેશ કર્યો હશે? એ વિચારથી ઝુલીઆ ચમકી હતી. એક પરધર્મીની પોતાના બાપના શબ ઉપર દૃષ્ટિ પડે, તે પવિત્ર સ્થળમાં પરધર્મી દાખલ થાય, એ ઝુલીઆથી કેવી રીતે સહન થઇ શકે?

"હું એ ઓરડા પાસે થઇને પસાર થતો હતો," અરવિંદ કહેવા લાગ્યો: "તે વખતે એક વસ્તુ જમીનપર પડેલી મારા જોવામાં આવી. ઝુલીઆબાઈ! એ વસ્તુ તમારી તો નથીને? જૂઓ, હું નાખું

છું-પકડો!" એમ કહીને તેણે જે સીક્કો બરજોરજીને બતાવ્યો હતો તે ઝુલીઆના ખોળા તરફ ફેંક્યો. એ સીક્કો ફેંકાયો તે વખતે બરજોરજીને અરવિંદના ગત રાત્રીના શબ્દો યાદ આવ્યા.

"મી. બાબુરાવ!" પેસ્તનજી ગુસ્સાપૂર્વક બોલ્યો: "તમને વિવેક, વિનય કે સભ્યતાનું કશું ભાન હોય એમ લાગતું નથી. એક બાનુના ખોળામાં આવી રીતે સીક્કો ફેંકી તેનું અપમાન કરવું તે એક સભ્ય ગૃહસ્થનું લક્ષણ નહિ."

ઝુલીઆ એ સીક્કો ઉપાડીને જોયા બાદ પુનઃ અરવિંદને પાછો આપતાં મધુર પરંતુ દિલગીરીભર્યા સ્વરે બોલી: "ના, મી. બાબુરાવ! આ સીક્કો મારો નહિ." પછી જાણે આ પ્રકાર બન્યોજ ન હોય તેવી રીતે તે પુનઃ વિચારગ્રસ્ત બની ગઈ.

અરવિંદ પુનઃ બોલ્યો: ' મને માફ કરો. આમાં મારો અપમાન પહોંચાડવાનો કશો પણ ઉદ્દેશ નહતો. ત્યારે મીસ લયલા! આ તમારો તો નથીને?" એમ કહીને લયલા કશો પણ પ્રત્યુત્તર આપે તે પહેલાં તેણે એ સીક્કો લયલાના ખોળામાં ફેંક્યો.

લયલાએ પણ એ સીક્કો હાથમાં લઈ તપાસી જોયો અને હસતાં હસતાં પાછો આપ્યો.

"ના, આ મારો સીક્કો નથી." તે બોલી: "આવો સીક્કો મેં અગાઉ કદી પણ જોયો નથી. માટે હવે આ સીક્કો જેને જડયો હોય તે રાખે. વારૂ, મી. બાબુરાવ! તમે ચહા લેશો?" એમ કહેતી તે ઉઠી અને એક ટેબલ પાસે પડેલી ખુરસીપર જઇને બેઠી.

"ઘણીજ ખુશીથી." એમ કહેતો અરવિંદ પણ તેની પાસે પડેલી બીજી ખુરસીપર બેઠો.

લયલાએ ચહા મંગાવ્યો. ચહા આવ્યો એટલે એક કપ પોતાને માટે ભરીને અરવિંદ લયલા સાથે આનંદ ગમતની વાતો કરતાં ચહા પીવા લાગ્યો. જાણે કે જે કાર્યને માટે તે અહીં આવ્યો છે તેનો તેના મનમાં વિચારજ ન હોય.

તેના આ વર્ત્તનથી અરજોરજીને વિશેષ આશ્ચર્ય થયું. તેણે ગઇ કાલે રાત્રીએ કહ્યું હતું કે જ્યારે સીકકો ઉંચે ઉછળીને જમીનપર પડશે એટલે ખુલાસો મળી જશે. સીકકો તો પડયો પણ ખુલાસો મળ્યો નહિ. અને એ તો પેલી વેશ્યા સાથે હાસ્ય વિનોદ કરે છે!

અરવિંદે ચહાનો કપ ખાલી કર્યો તે વખતે બહાર કોઇ મધુર કંઠે ગાતું હોય એવો સ્વર તેના કર્ણપુટપર અથડાયો. તે લયલાને ઉદ્દેશીને બોલ્યોઃ મીસ લયલા ચાલો આપણે એક રમત રમીએ. પેલી રમત તો તમને યાદ હશે. ન્હાનાં બાળકો રમે છે. એક જણ બે હાથ જોડે અને બીજો તેના હાથપર તમાચ મારે. ચાલો હું હાથ જોડું છું તમે મને તમાચો લગાવો. જો હું તમને ભૂલવું તો પછી તમારી વારી."

તેણે પોતાના હાથ જોડયા. લયલાએ તેના હાથના પૃષ્ટભાગપર તમાચા મારવાનો પ્રારંભ કર્યો. એક–બે–ત્રણ–ચોથે તમાચે અરવિંદે તેને ભૂલવી. હવે લયલાની વારી આવી.

બહાર સંગીત પૂરૂં થયું. અરવિંદ લયલાના હાથપર ધીમેથી એક હાથે તમાચા મારતો હતો. તેનો બીજો હાથ તેના ગજવા તરફ વળ્યો. પણ આ શું? એક પળના છઠ્ઠા ભાગમાં લયલાના હાથપર બેડી પડી. લયલાના મુખમાંથી ચિત્કાર સરી પડયો. અરવિંદ ત્યાંથી ઉઠયો અને જ્યાં ઝુલીઆ બેઠી હતી ત્યાં આવ્યો. લયલા હાથકડી સાથે ન્હાસવા જતી હતી. પરંતુ તેની પાછળ બારીમાંથી મોહન કૂદી પડયો અને તેણે લયલાને પકડી રાખી. તે દરમિયાન અરવિંદે ઝુલી- આની પણ લયલાના જેવીજ સ્થિતિ કરી. પોલિસના ત્રણ માણસો દિવાનખાનામાં દાખલ થયા.

"પોલિસ-જમ—" લયલાએ ઝુલીઆની સામે જોયું. તે આગળ બોલતાં અટકી ગઇ.

ઝુલીઆ અરવિંદના હાથમાંથી છટકવાનો પ્રયત્ન કરતી હતી. પરંતુ તેમાં તે નિષ્ફળ ગઈ. અરવિંદ તેને પકડી રાખીને બોલ્યોઃ

"નરેન્દ્રપ્રસાદ ! લ્યો, આ તમારાં કેદી ! જો જો, હવે તેઓ તમારા હાથમાંથી છટકી ન જાય."

"કદી પણ નહિ." નરેન્દ્રપ્રસાદે જવાબ આપ્યો: "અરવિંદ ! તમારી સૂચના પ્રમાણે મે પેલા ઓરડાની તપાસ લીધી છે, અને જે પેટીમાં નવાબનું શબ હતું તે પેટી ખોલીને જોઈ છે. તેમાં નવાબનું શબ નથી, પરંતુ તેને બદલે એક નિર્દોષ વ્યક્તિનો દેહ પડેલો છે!"

બરજોરજી તો આ દૃશ્ય જોઇને સ્તબ્ધજ બની ગયો હતો. તે હવે બોલ્યો: "પણ આ બધું છે શું ? નવાબનું શબ નથી ? અને બીજું શબ છે ? શું તમે એમ કહેવા માગો છો કે ઝુલીઆએ તેને —જમશેદને મારી નાખ્યો છે ?"

"નહિ, મી. દેસાઈ !" અરવિંદે જવાબ આપ્યો: "ખરી હકીકત એવી છે કે એ પેટીમાં નવાબની બેટી ઝુલીઆનું શબ છે. જમશેદે એ નિર્દોષ અબળાનું ખૂન કર્યું છે ?"

"ત્યારે જમશેદ ક્યાં છે ? તેણે આપઘાત કર્યો એ વાત ખોટી ?" બરજોરજીએ પુનઃ પ્રશ્ન કર્યો.

"બિલકુલ ખોટી ! જમશેદ તો તમારી સામેજ ઊભો છે." અરવિંદે જવાબ આપ્યો અને જે વ્યક્તિ અત્યારસુધી એક કુશળ એકટરની માફક ઝુલીઆનો પાર્ટ ભજવી રહી હતી તેના મુખપરથી બુરખો ખેંચી લીધો.

"કોણ ! જમશેદ—જમશેદ પોતે ?" બિચારો બરજોરજી વિશેષ બોલી શકયો નહિ.

"હા, મી. જમશેદજી ઉર્ફે પ્રો. ઝાલીમ પોતે." અરવિંદે કહ્યું: "જો તમે વ્હેલા ન ચેત્યા હોત અને આ બદમાશ ન પકડાયો હોત તો તે થોડા દિવસમાં બેંકમાંથી ઝુલીઆની સહી કરીને પૈસા ઉપાડી લેત અને પછી તે રકમ તથા કફનની પેટીઓ લઇને પરદેશ ઉપડી જાત. પછી તેણે કરેલા ગુન્હાનો પત્તોજ ન લાગત. આ લયલા તેના દુષ્કૃત્યમાં તેની મદદગાર હતી. પરંતુ આપણામાં કહેવત છે કે 'અંતે

ધર્મનો જય અને પાપનો ક્ષય !' હવે આ બે બદમાશોને તેમનાં કૃત્યોની યોગ્ય સજા થયા સિવાય નહિ રહે. નરેન્દ્રપ્રસાદ ! આમને લઇ જાઓ."

નરેન્દ્રપ્રસાદ તથા તેના સિપાઇઓ એ બે જણાંને લઇને ચાલ્યા ગયા.

*     *     *     *     *

હવે પેસ્તનજીને બાબુરાવ ઉર્ફે અરવિંદનો ખરો ખ્યાલ આવી શક્યો. તે બોલ્યો: " મી. અરવિંદ! જો મારા શબ્દો કે વર્ત્તનવડે મેં આપને અપમાન પહોંચાડયું હોય તો તે માટે મને ક્ષમા કરજો."

" કાંઇ નહિ, મી. પેસ્તનજી ! ખરી રીતે તો મેં તમારા તામસી સ્વભાવને ઉશ્કેરવાનો ઇરાદાપૂર્વક પ્રયત્ન કર્યો હતો."

મી. અરવિંદ !" બરજોરજી બોલ્યો: " આપનો હું અત્યંત આભાર માનું છું. પરંતુ આ બધી અટકળ તમે કેવી રીતે કરી શક્યા તે હું સમજી શકતો નથી. આટલી ટુંકી મુદતમાં આવા ભયંકર ગુન્હેગારને આબાદ રીતે સપડાવનાર આજે મેં તમનેજ પહેલવહેલા જોયા."

" તમે મારી મહેનતની કદર કરો છો એ જાણીને મને આનંદ થાય છે. વારૂ, હવે હું તમારા પ્રશ્નનો ઉત્તર આપીશ. ગઇ કાલે હું અહીં આવ્યો ત્યારથીજ મારા મનમાં એક વસ્તુએ શંકાને સ્થાન આપ્યું હતું. ગઈ કાલે તથા આજે લગભગ આખો વખત લોબાન તથા એવા બીજા સુગંધી દ્રવ્યના ધૂમાડાની તીવ્ર વાસ આવ્યા કરતી હતી. એવી તીવ્ર વાસ આવે એવી વસ્તુ ધૂપમાં વાપરવાની જરૂર શી? મેં અનુમાન કર્યું કે બીજી કોઈ ખરાબ વાસને દબાવવાને માટે આ માર્ગ લેવામાં આવતો હોવો જોઇએ. ગત રાત્રીએ તમને મળ્યા બાદ હું તથા મોહન પેલા ઓરડા પાસે ગયા. તીવ્ર વાસ ત્યાંથી આવતી હતી. તે ઓરડામાં અમે દાખલ થયા. ત્યાં એક લોઢાની શગડી હતી. તે શગડીમાં બારિક રાખ હતી તથા એ રાખની વચ્ચે કેટલોક ચીકણો પદાર્થ પડેલો હતો. તેની તપાસ કરતાં માલૂમ પડયું કે આ શગ-

ડીમાં મનુષ્યની લાસને સળગાવેલી હોવી જોઇએ. મને શંકા આવી કે નવાબની લાશને બાળી નાખવામાં આવેલી હોવી જોઇએ. પછી મેં બે પેટીઓની તપાસ કરી. એક વજનદાર અને બીજી હલકી હતી. એ પેટી તે વખતે મેં ખોલી નહતી. પરંતુ એવું અનુમાન કર્યું કે બીજી લાસને પેલી પેટીમાં રાખવાને ખાતર નવાબની લાસને બાળી નાખવામાં આવી હશે. નવાબની પેટીમાંથી સોમલની ગંધ આવતી હતી. એટલે જે લાસ અંદર હતી તેમાં જીવાત ન પડે તે માટે સોમલનો ઉપયોગ કરવામાં આવ્યો હશે એમ મેં માન્યું. આજે બપોરે મેં પોલિસને બોલાવવાને માટે મોહનને મોકલ્યો હતો. મને એવી શંકા આવી કે પેલી પેટીમાં જમશેદની લાશ તો નહિજ હોય. બે કારણથીઃ એક તો એ કે ઝુલીઆ જેવી અબળા જમશેદ જેવા પક્કા બદમાશનું ખૂન કરી શકે એ મને વાસ્તવિક ન લાગ્યું. બીજું એ કે ઝુલીઆને લયલા ઉપર અત્યંત તિરસ્કાર હતો. એટલે તે લયલાને પોતાની પાસે કદી પણ રાખે નહિ. ત્યારથી મને શંકા આવી કે જમશેદે ઝુલીઆનું સ્વરૂપ ધારણ કરેલું હોવું જોઇએ. બુરખો ધારણ કરેલો હોવાથી તેનો ચ્હેરો દેખાય તેમ નહતો. વળી તમે કહ્યું હતું તથા મેં જોયું હતું કે ઝુલીઆ રૂપધારી વ્યક્તિનું કપાળ સ્હેજ શ્યામ પડી ગયું હતું, જ્યારે તેનો ચ્હેરો ઉજળો સંગેમરમર જેવો હતો એમ તમેજ મને કહ્યું હતું. તે સાથે બીજા માણસો અને પશુપંખીઓની બોલીનું અનુકરણ કરવાની જમશેદની શક્તિ વિષે પણ તમે મને વાત કરી હતી. અર્થાત્ તે બરોબર ઝુલીઆના જેવોજ અવાજ કાઢી શકતો હોવાથી બુરખો ધારણ કરીને બીજા માણસોને છેતરવાનું તેને માટે સ્હેલું હતું. જો કે આ બધું અનુમાન હતું. ચોક્કસ પૂરાવાની જરૂર હતી. એ પૂરાવો મેં તમને કહ્યું હતું તે મુજબ ગીનીના સીક્કાએ આપ્યો!"

"પણ ગીનીના સીક્કાએ પૂરાવો કેવી રીતે આપ્યો? એક

સીક્કો ઉંચે ઉછળીને જમીનપર પડે એથી એક મનુષ્યની જાતિ કેવી રીતે ઓળખી શકાય તે હું સમજી શકતો નથી." બરજોરજીએ કહ્યું.

"મી. બરજોરજી અમુક મનુષ્ય છદ્મવેશમાં હોય તો તે સ્ત્રી છે કે પુરુષ તેની પરીક્ષા કરવાની એ એક યુક્તિ છે. તમે જો કોઈ મનુષ્યના ખોળામાં કાંઈ પણ વસ્તુ ફેંકશો તો જો તે પુરુષ હશે તો પોતાના બે પગ એકઠા કરીને તે વસ્તુને ખોળામાં ઝીલશે; કારણ કે તેણે પાટલુન, સુરવાલ કે ધોતીયું પહેરેલું હોવાથી વખતે તે વસ્તુ જમીનપર પડી જવાનો તેને ભય રહેશે. પરંતુ જો સ્ત્રી હશે તો એવો ભય તેને નહિ રહે. કેમકે તે ઘાઘરો પહેરતી હોવાથી તે વસ્તુ નીચે જવાનો સંભવજ નહિ. એથી તે પગ એકઠા કરવાને બદલે પહોળા કરશે. જો કોઈ મનુષ્યને જણાવ્યા સિવાય આ પ્રયોગ તમે કરી જોશો તો તમારી ખાત્રી થશે. મેં જમશેદ તરફ સીક્કો ફેંક્યો એટલે તેણે પગ પહોળા કરવાને બદલે એકઠા કરીને સીક્કાને ઝીલ્યો. એટલે હું સમજ્યો કે તે સ્ત્રી નથી પણ પુરુષ છે. પછી લયલાના ખોળામાં સીક્કો નાખતાં તેણે બે પગ પહોળા કર્યા. એટલે મારી યુક્તિના ખરાપણાના સંબંધમાં મારી વિશેષ ખાત્રી થઈ. ત્યારપછી તો જે બન્યું તે તમે જાણો છો. એટલે એ વિષયમાં મારે કશો પણ ખુલાસો કરવાની જરૂર રહેતી નથી."

અરવિંદની ચાલાકી જોઈને બાપ દીકરો સ્તબ્ધજ બની ગયા. પેસ્તનજી બોલ્યોઃ "મી. અરવિંદ! જો તમે ડિટેક્ટિવની તાલિમ આપવાને માટે શાળા ખોલો તો હું તમારા વિદ્યાર્થી તરીકે દાખલ થાઉં."

"મારે એક શિષ્ય છે. વધારેની હાલ તુરત મને જરૂર નથી. બાકી આપણા રાજ્યમાં ડિટેક્ટવની તાલિમ આપનારી શાળા છે."

"એ શાળાને શું ધોઈ પીએ! તેમાંથી બહાર પડેલા ડિટેક્ટિવો બબુચક જેવા છે. તેઓ તો જો તમે ગુન્હેગારને શોધી કાઢો તો તેને પકડી પાડે!"

" વારુ, મી. બરજોરજી ! હવે હું રજા લઇશ." અરવિંદ બોલ્યો.

" આજેજ શી ઉતાવળ છે. આવતી કાલે જજો."

" નહિ, લલિતપુરમાં મારે ખાસ અગત્યનું કામ છે. એટલે હવે હું નહિ રોકાઉં. બે દિવસ મેં તમારી મહેમાનગતી ચાખી છે અને તમારી સેવા બજાવી છે. ભવિષ્યમાં તમને મારી જરૂર ન પડે એવું ઇચ્છું છું, છતાં જરૂર પડે તો સેવકને ફરમાવશો."

" જ્યારે આટલો બધો આગ્રહ કરો છો ત્યારે લાચાર." છેવટે બરજોરજીએ રજા આપી.

આગ્રહ કરવાનું કારણ હતું. આજે લગભગ એક અઠવાડિયા થયાં નિર્મળાગૌરીનો પત્ર નહતો. આજે તેનો પત્ર આવવાની આશા હતી. એટલે અરવિંદ અત્યારે ને અત્યારે જવાની ઉતાવળ કરતો હતો.

બરજોરજી પોતાની ગાડી જોડીને તેને તથા મોહનને સ્ટેશન સુધી લઈ ગયો. તેમને ટ્રેનમાં વિદાય કરી તે પાછો ફર્યો.

કહેવાની જરૂર નથી કે જમશેદનો પિતા મરણ પામ્યા પછી બરજોરજી સર થયો અને તેને ફરામરોઝની જાગીર તથા ઝુલીઆની સ્ટેટએંકમાં રહેલી મીલકત મળી. ઝુલીઆની મીલકત ઉપર તેના પતિ તરીકે જમશેદનો હક્ક હતો. પણ જમશેદને ફાંસીની સજા થવાથી છેવટે તેના વારસ તરીકે તે બરજોરજીને મળી. લયલાને જન્મકેદની સજા થઈ હતી. બરજોરજી અરવિંદને ભૂલ્યો નહતો.

---

# પ્રકરણ ૪૧ મું.

---

## નિર્મળાનો પત્ર.

અરવિંદ તથા મોહન લલિતપુર સ્ટેશને ઉતરી ભાડુતી મોટરમાં પોતાના મકાનપર આવ્યા. અરવિંદ સહુથી પહેલાં આવેલા કાગળોની પેટી ખોલી. એ પેટીમાં એક–બે વર્ત્તમાનપત્રો, એક માસિક અને કેટલાક પત્રો હતા. પરંતુ તેમાં નિર્મળાના ઝીણા મરોડદાર અક્ષરો દેખાતા નહતા. જે આશામાં અહીં આવવાને માટે અરવિંદે ત્વરા કરી હતી, તે આશા પાર પડી નહિ. બીજા પત્રો તથા વર્ત્તમાનપત્રો વાંચ્યા વગરજ તે ચહા પીને સુઈ ગયો.

બીજે દિવસ, ત્રીજે દિવસ એમ ઉપરાઉપરી દિવસો જવા લાગ્યા. પણ નિર્મળાનો પત્ર ન મળે. અરવિંદનું મન પણ પોતાની પ્રિયતમાના પત્રના અભાવે અસ્થિર બનવા લાગ્યું.

લેડી શારદાબાઈ આજ કેટલોક સમયથી યાત્રા પૂર્ણ કરી, મુંબઈ આવીને વાલકેશ્વર ઉપર આવેલા એક બંગલામાં રહ્યાં હતાં. નિર્મળા પણ તેમની સાથેજ હતી. તેના તરફથી મુંબઈ આવ્યાબાદ જે પત્રો આવતા હતા તે ઘણા ટુંકા હતા. તેમાં માત્ર કુશળસમાચાર સિવાય બીજું ભાગ્યેજ આવતું. હવે તો એ ટુંકા પત્રો આવતા પણ બંધ થઈ ગયા. અરવિંદ તેનું કારણ સમજી શક્યો નહિ.

અગાઉ બે વખત નિર્મળાએ પોતાના પત્રોમાં ચંદ્રકાન્ત નામક એક મનુષ્યના નામનું સૂચન કર્યું હતું. એ ચંદ્રકાન્તની સાથે તેને મૈત્રી થઈ છે, તે સજ્જન છે, સારી કેળવણી પામેલો છે, એવી મતલબનું નિર્મળાએ લખ્યું હતું. ત્યારબાદ તેના પત્રો આવતા બંધ થવાથી અરવિંદનું મન શંકારૂપી ડાકિનીએ ઘેરી લીધું. નિર્મળાના અંતરમાં પોતાનું સ્થાન આ ચંદ્રકાન્તે તો નહિ લીધું હોય એવી શંકા તેના મનમાં ઉદ્દભવી. એ શંકાએ તેના મનને વિષણ્ણ બનાવ્યું.

જે આશાને અત્યારસુધી પોતે પોષી હતી તે આમ પીગળી જશે એવી અરવિંદને કલ્પના નહતી. તે હવે નિરાશાના સાગરમાં ચિંતા-તરંગોપર ઝોલાં ખાવા લાગ્યો. તેનું મગજ તીક્ષ્ણતાનો ત્યાગ કરી બુઠ્ઠું બનવા લાગ્યું.

એ સમય દરમિયાન નરેન્દ્રપ્રસાદે ત્રણ કેસો તેને સુપ્રત કર્યા હતા. એ ત્રણે કેસમા તે નિષ્ફળ ગયો. બે કેસમાં તો તે ગુન્હેગારને પકડીજ શક્યો નહિ, જ્યારે ત્રીજા કેસમાં ગુન્હેગાર તેના હાથમાં આવેલો છટકી ગયો. વર્તમાનપત્રોમાં પુષ્કળ હો-હા થઈ રહી. અરવિંદની ડિટેક્ટિવ તરીકેની યોગ્યતાના સંબંધમાં અનેક પ્રકારની યોગ્યાયોગ્ય ટીકા થવા લાગી. આ ટીકાની અરવિંદના મન ઉપર તો કશી પણ અસર થઈ નહિ. જો કે તેના વફાદાર મિત્ર નરેન્દ્રપ્રસાદથી એ સહન થઈ શક્યું નહિ.

એક વખત નરેન્દ્રપ્રસાદ તેને ત્યાં ગયો. અરવિંદ ઘેર નહતો. તેણે મોહનને અરવિંદના પ્રસ્તુત વર્તનના સંબંધમાં પ્રશ્ન કરતાં મોહને જણાવ્યું કે " હમણાં નિર્મળાગૌરી તરફથી બિલકુલ પત્રો આવતા નહિ હોવાથી મારા માલિકની મનઃસ્થિતિ અસ્થિર બની ગઈ છે. તે અત્ર મકાનમાં પણ વધુ વખત રોકાતા નથી. માત્ર સુવાને માટેજ અહીં આવે છે એમ કહું તો ચાલે. "

નરેન્દ્રપ્રસાદ સમજ્યો કે જો નિર્મળાનો પત્ર આવે તો અરવિંદ પાછો પૂર્વવત્ બની જાય. અરવિંદનો એક સ્ત્રી ઉપર પ્રેમ છે એ વાત નરેન્દ્રપ્રસાદ જાણતો હતો, પરંતુ તેનો પ્રેમ નિર્મળાપર છે એ તેના જાણવામાં નહતું. તેણે નિર્મળાને મળવાનો વિચાર કર્યો. તે શારદાબાઈ પાસે છે અને શારદાબાઈ મુંબઈ રહે છે એ તે જાણતો હોવાથી મુંબઈ જવાને તત્પર થયો. તે લલિતપુરથી જે દિવસે મુંબઈ જવાને નિકળ્યો તેજ રોજ નિર્મળાનો અરવિંદ ઉપર પત્ર આવ્યો.

એ પત્રની અરવિંદ ઉપર ચમત્કારિક અસર થઈ. તેની ઉદાસિનતા દૂર થઈ ગઈ. તેના વદન ઉપર સ્મિત તરવરી રહ્યું. તેણે કવર ફોડયું અને પત્રને વાંચવા માંડયો. તે પત્ર હમેશના જેવો ટુંકો નહતો. તેમાં નિર્મળાએ નીચે મુજબ લખ્યું હતું:—

"પ્રિય અરવિંદ,

"આજસુધી મારા તરફથી પત્ર નહિ હોવાથી તમને કેવું લાગ્યું હશે તેની હું કલ્પના કરી શકતી નથી. પરંતુ આજસુધી હું એવી સ્થિતિમાં હતી કે પત્ર લખવાનો અવકાશજ નહતો. લખવાનું સૂજતુંજ નહતું. અત્યારે પણ મારા મનની સ્થિાત એવી છે કે શું લખવું અને કેવી રીતે લખવું તે સમજાતું નથી. મને યાદ છે કે જરૂરી પ્રસંગે તમે મને સહાય કરશો એવું તમે મને વચન આપ્યું હતું. આજે તે તમને યાદ કરાવવાની મને ફરજ પડે છે. તમારી સહાયની મને જરૂર પડી છે. એ મદદ મારે માટે નહિ પરંતુ મારા પ્રિય મિત્ર ચંદ્રકાન્તને માટે. અગાઉ એક બે વખત એના સંબંધમાં મેં તમને જણાવેલ છે. એ અત્યારે ભયાનક અને દુઃખદ પ્રસંગમાં આવી પડયો છે. તેને નિરાશાના વિશાળ સમુદ્રમાં આશાની મીઠી વિરડીરૂપ માત્ર એક તમેજ છો. તમે મારે ખાતર તેને દુઃખમુક્ત કરવાને આવશો ? મારે અત્યારે તમારી પાસે એજ માગવાનું છે. જો કે સાથે સાથે એ પણ જણાવવું જોઇએ કે ચંદ્રકાન્તની સ્થિતિ તદ્દન સાધારણ છે. પરંતુ હું આશા રાખું છું કે બદલાનો સવાલ તમને અહીં આવતા નહિ અટકાવે. તમે લેડી શારદાબાઇના મકાનપર ન આવશો. લેડી શારદાબાઇનો ચંદ્રકાન્ત માટે ગમે તે કારણને લીધે સારો ભાવ નથી. એટલે ચંદ્રકાન્ત તેમને ત્યાં આવીને તમને મળી શકે તેમ નથી. એટલે જો અત્યારે બીજા કોઈ કામનું દબાણ ન હોય અને તમે મારા ઉપર કૃપા કરવા ઇચ્છતા હો તો આવતા ગુરુવારે સ્હવારે નવ વાગે તમે બાબુલનાથના મંદિર સામે ચોપાટી ઉપર જે બેંચ છે ત્યાં આવજો. હું ત્યાં તમને મળીશ. તમે આવશો ?

"સદાને માટે તમારી

"**નિર્મળાનાં સ્નેહવંદન.**"

" તમે આવશો ? ' તે કાગળ વાંચી રહ્યા પછી મનોગત બોલ્યોઃ " એ તે વળી કેવો પ્રશ્ન ? હું જરૂર આવીશ."

તેણે ટેબલ ઉપરથી રેલ્વેનું ટાઇમટેબલ લઇને ટ્રેનના વખતની તપાસ કરી. આજે મંગળવાર હતો. આવતી કાલે બુધવારે સ્હવારે અહીંથી નિકળે તો બીજે દિવસે ગુરુવારે સ્હવારે ૭ વાગે તે મુંબઈ પહોંચી જાય. પણ કદાચ ટ્રેન મોડી થાય અથવા માર્ગમાં અકસ્માત નડે તો ? એટલે તેણે આજે મંગળવારે રાત્રીની ગાડીમાં નિકળવાનો વિચાર કર્યો.

એ વિચારને અમલમાં મૂકતાં તેને વાર લાગી નહિ. પોતાને માટે જોઇતી વસ્તુઓ એક ચામડાની બેગમાં ભરી લીધી અને તે રાત્રીની ગાડીમાં ઉપડયો. બીજે દિવસે સ્હાંજે ૭ વાગે ગ્રાન્ટરોડ સ્ટેશનમાં ટ્રેન દાખલ થઈ તે નૃસિંહ હિંદુલોજમાં ગયો. ત્યાં રાત્રે ભોજન કરી સૂઈ રહ્યો. સ્હવારે વ્હેલો ઉઠયો. દંતધાવન, શૌચ, સ્નાનાદિ ક્રિયાથી પરવારી ચહાપાન કરીને આઠ વાગે તે લોજમાંથી નિકળ્યો. તે પગે ચાલતો બરોબર નવ વાગે બાબુલનાથ મહાદેવની જગ્યા સામે ચોપાટી ઉપર જઈ પહોચ્યો.

---

## પ્રકરણ ૪૨ મું.

---

### ચમત્કારિક ખૂન.

નિર્મળા એક બેંચ ઉપર બેઠી હતી. તે અરવિંદને આવતો જોઇને ઊભી થઈ ગઈ અને તેને મળવાને સામી આવી. તેણે પોતાના બન્ને હસ્ત અરવિંદના હસ્તમાં આપ્યા. તેનો ચ્હેરો ઉશ્કેરાયેલો જણાતો હતો. અરવિંદના દર્શનથી તેના વદન ઉપર સ્હેજ લાલી આવી હતી.

તે બોલીઃ " મારી ખાત્રીજ હતી કે તમે આવશો."

" મારા આવવાના સંબંધમાં તમે શંકા ન લાવ્યાં એ જાણીને મને આનંદ થાય છે." અરવિંદે સ્હેજ સ્મિતપૂર્વક કહ્યું: " મને તો એમજ થતું હતું કે તમે મને વિસરી ગયાં છો."

" છેલ્લા કેટલાક દિવસથી મારો તમારા ઉપર પત્ર નહતો એથી ? મને લખવાની ઘણી ઇચ્છા હતી પણ હું લખીજ શકતી નહતી. હમણાં થોડા દિવસથી મેં લેડી શારદાબાઈ પાસેથી એક માસની રજા લીધી છે. હું અત્યારે એક દુઃખપિડિત અને શોકપૂર્ણ કુટુંબની સાથે રહું છું. મારૂં હૃદય એટલું બધું ભેદાઈ ગયું છે કે મેં શારદાબાઇને પણ મારા કશા સમાચાર આપ્યા નથી. હું એક દુઃખી અબળાને, હૃદયભગ્ન વૃદ્ધ પુરુષને તથા અસુખી આશકને આશ્વાસન આપવાના કાર્યમાં રોકાયેલી છું. તેમને સાંત્વન આપવામાંજ મારો બધો સમય પસાર થઈ જાય છે."

" અસુખી આશક એટલે મી. ચંદ્રકાન્ત ?"

" હા, એ બિચારો હેબતાઈજ ગયો છે, અને છેલ્લા આઘાત પછી......અહા, મને આશા હતી કે એ આઘાત નહિ થાય, અમારી બધાની વચ્ચે એવું બનવા નહિ પામે; પરંતુ એ આઘાત થયો ! કેટલું ચમત્કારિક ! કેટલું આશ્ચર્યકારક ! આ બનાવ હું કદી પણ ભૂલી શકીશ નહિ."

" નિર્મળાગોરી ! શાંત થાઓ. તમારૂં આખું શરીર ધ્રૂજી રહ્યું છે, આ બેંચ ઉપર બેસો અને મને જણાવો કે એવું શું બન્યું છે. મી. ચંદ્રકાન્ત ઉપર શો ભય આવી પડયો છે ?"

" ચંદ્રકાન્તને અંગત ભય તો કશો પણ નથી." નિર્મળાએ જવાબ આપ્યો: " તે કહે છે કે તેને પોતાને એવું કશું બને તો તેની તે પરવા ન કરે. પરંતુ હકીકત એવી છે કે જે યુવતિને તે પ્રાણથી પણ અધિક માને છે તે યુવતિના ઉપર આફત આવવાની ભીતિ છે. એ યુવતિની પણ તેની માતા તથા ભાઇઓના જેવી દશા થાય એવો

ભય રહે છે; અને તેથીજ ચંદ્રકાન્તનું હૃદય વિદીર્ણ બની ગયું છે."

"માતા અને ભાઇઓ? ભાઇઓ!" અરવિંદે નિર્મળાની સામે જોયું. તેનાં નેત્રો ચમકતાં હતાં: "નિર્મળા મી. ચંદ્રકાન્તનો જે યુવતિ ઉપર પ્રેમ છે તે યુવતિને ભાઇઓ છે એમ કહેવાની તમારી મતલબ છે?"

"હા, એટલે કે ના. તેને 'ભાઇઓ' હતા, અત્યારે તો તેમાંથી માત્ર એક જ ભાઈ હયાત છે. અહો! વિચાર કરો, જે કુટુંબમાં છ માણસો હતાં તેમાંથી અત્યારે માત્ર ત્રણજ હયાત છે. મંજુલા, બકુલા અને રણજીત."

"મંજુલા, બકુલા અને......નિર્મળા! ચંદ્રકાન્તનું જેની સાથે સગપણ થયેલું છે તેનું નામ શું?"

"તેનું નામ મંજુલા. મેં એ તમને નથી જણાવ્યું ખરૂં?"

"ના." અરવિંદ બોલ્યો. હવે તેના અંતઃકરણમાં નિર્મળાના સંબંધમાં કશી પણ શંકા રહી ન હતી. તે પૂર્વવત્ આનંદી બની ગયો હતો. તેનું બુઠું બનેલું મગજ પણ તીક્ષ્ણ બની ગયું હતું. તે બોલ્યો: "કહો, મારે મી. ચંદ્રકાન્તને શી સહાય કરવાની છે? એક મનુષ્યથી જે કાંઇ બની શકે તેવું હશે તે હું અવશ્ય કરીશ."

"મારી ખાત્રી છે કે જો એ કાર્ય તમે નહિ કરી શકો તો આ જગતમાં બીજો કોઇ પણ મનુષ્ય એવો નથી કે તે કરી શકે." નિર્મળા આગળ બોલતી અટકી ગઇ. તે અરવિંદના પાસામાં છૂપાવાનો પ્રયત્ન કરવા લાગી. તે વખતે કોઈ બાબુલનાથની ટેકરીની પાછળથી આવ્યો અને તેની સામેના રસ્તાપર થઇને જવા લાગ્યો.

"હું હવે અહીં નહિ રોકાઉં. મને જલ્દી જવા દો." નિર્મળા બોલી: "હું આ કુટુંબ સાથે રહું છું એ બધા જાણે છે. એ કુટુંબ ઉપર આફત લાવવામાં કોનો હાથ હશે તે કોણ કહી શકે? કદાચ કોઈ જાસુસી કરતું હોય તો? આ કેસમાં કોઈની મદદ માગવામાં આવી છે એવું જણાવા દેવાની મારી ઇચ્છા નથી. એટલે કોઇ પણ

માણસ મને તમારી સાથે વાત કરતાં જૂએ એવી મારી ઇચ્છા નથી. શ્રી. નરેન્દ્રપ્રસાદ પણ એમજ કહે છે. ”

“ શ્રી. નરેન્દ્રપ્રસાદ ? ”

“ હું કાલે અચાનક તેમનો ભેટો થઇ ગયો હતો. કાલે રાત્રે તે મને મળવાને માટે આવ્યા હતા. તમને પત્ર લખ્યાનું મેં તેમને જણાવ્યું હતું, અને એ મેં ઠીક કર્યું એવો અભિપ્રાય તેમણે આપ્યો હતો. તે આ સામે ટેકરી દેખાય છે તેના ઉપર ન્હાનો બગીચો છે ત્યાં બેઠા છે. ચંદ્રકાન્ત પણ તેમની નજીકમાંજ છે. તેમને બોલાવશો એટલે તે આવી પહોંચશે. મી. અરવિંદ તમે નરેન્દ્રપ્રસાદ પાસે જાઓ. કોઇ અહીં આવતું જણાય છે માટે તમે જાઓ. આપણને બેને આ સ્થળે એકલાં વાતો કરતાં કોઇ જૂએ એ મને યોગ્ય લાગતું નથી. બીજી હરકત નથી. પરંતુ જે કરપીણ મનુષ્યનું આ કૃત્ય છે, તેના જાસુસોનો મને બહુ ડર લાગે છે. ”

“ પણ જે માણસને તમે હમણાં જોયો એ તો કોઇ માછીમાર જેવો લાગે છે. જૂઓ પેલો જાય. ”

“ હા, પણ કોણ જાણે ! શી રીતે કહી શકાય ? આ કાર્યમાં સૂત્રચાલાક કોણ છે તે કહી શકાય તેમ નથી. તે એટલો હુશિયાર- એટલો ચાલાક છે-પણ તમે હવે જાઓ. પછી આપણે ફરી મળીશું. હવે અહીં રહેવાને મારૂં દિલ નથી ચાલતું. ”

અરવિંદે જોયું કે હવે આને અહીં રોકવાનો આગ્રહ કરવો તે યોગ્ય નથી. એટલે તેની રજા લઇને તે ઉઠયો અને તેણે સુચવ્યા મુજબ ટેકરી ઉપર આવેલા બગીચા તરફ જવા લાગ્યો. આ બગીચો ન્હાનો હતો. તેમાં અત્યારે લોકોનો ઝાઝો અવરજવર નહતો. તે એ બગીચામા ગયો. ત્યાં એક વૃક્ષની ઘટામાં પડેલી લાકડાની બેંચ ઉપર નરેન્દ્રપ્રસાદ અરવિંદની રાહ જોતો બેઠો હતો.

“ અરવિંદ ! આપણો અહીં અચાનક રીતે મેળાપ થઇ ગયો, ખરૂં ! શું ! મારી પત્નીની ઇચ્છાથી તેને સાથે લઇને હું અહીં આવ્યો

છું ? ના ના, એવું કશું નથી. એક માણુસના સંબંધમાં મારે કેટલીક બાતમી મેળવવાની હતી. એટલે અહીં આવવું પડયું હતું. નિર્મળાગૌરીનો પત્ર તમને મળ્યો તે દિવસેજ હું લલિતપુરથી અહીં આવવાને નિકળ્યો હતો."

"દીવાસળીની પેટી લાવો. નિર્મળાગૌરી મને મળ્યાં હતાં. તેમણે કહ્યું કે તમે બધી હકીકત જાણો છો. તો કહો, શી હકીકત છે?" નરેન્દ્ર પાસેથી દીવાસળી લઇને સીગારેટ સળગાવતાં અરવિંદે પ્રશ્ન કર્યો.

"હકીકત ચમત્કારિક છે. ખૂન—ત્રણ ખૂન. ચોથા તથા પાંચમા ખૂનની સંભવિતતા. જો આપણે આ ઘટનાના મૂળમાં જે બદમાશ રહેલો છે તેને પકડી ન પાડીએ તો. આ કેસમાં તમને રસ પડે તેવું છે. ગુન્હો બને છે–ખૂન થાય છે, પણ તે કેવી રીતે થાય છે તેની સમજણ પડતી નથી. વિશેષ ખુબી તો એ છે કે ખૂની મનુષ્ય બીજાઓની હાજરીમાં ખૂન કરે છે—અરે જેનું બળિદાન લેવાનું હોય છે તે બીજા મનુષ્યના ખોળામાં હોય તો પણ તેનું ખૂન થાય છે. છતાં પણ ખૂની છટકી જાય છે. તે ક્યારે, કેવી રીતે અને ક્યા રસ્તે ઓરડામાં પ્રકટ થાય છે તેનો પત્તો લાગતો નથી. તે આ ખૂન શા માટે કરે છે તે સમજાતું નથી. છતાં પણ ખૂન થાય છે એ ચોક્કસ છે."

અરવિંદ સ્વસ્થ બન્યો. તે બોલ્યો: "પુનઃ કહો, જ્યારે એક વ્યક્તિ બીજી વ્યકિતના ખોળામાં હોય છે, તે વખતે તેનું ખૂન થાય છે; અને તેમ છતાં ખૂની બીજી વ્યકિતની દ્રષ્ટિએ પડતો નથી, એમ તમારૂં કહેવું છે?"

"હા, પણ બીજી વ્યક્તિના ખોળામા જેનું ખૂન થયું હતું તે મોટી ઉમરનો માણુસ નહિ પણ ન્હાનો છોકરો હતો. ચાર અઠવાડિયા પહેલાં એક બીજા મનુષ્યનું ખૂન થયું હતું. તેના એક માસ પહેલાં એક સ્ત્રીનું ખૂન થયું હતું. જે મોટા માણુસનું ખૂન થયેલું તે પેલા છોકરાનો ભાઇ અને પેલી સ્ત્રી એ બન્નેની માતા હતી."

નરેન્દ્રપ્રસાદ જોઈ શક્યો કે પોતાના કથનની અરવિંદના મન

ઉપર અસર થવા લાગી છે. એથી તેને સંતોષ થયો અને તે આગળ કહેવા લાગ્યો: "હું ધારતોજ હતો કે આ કેસમાં તમને રસ પડયા સિવાય રહેશે નહિ. હમણાં હમણાં તમે અત્યંત મંદ બની ગયા હતા, અને આવા ચમત્કારિક કેસની તમારા મનને સ્ફુર્ત્તિ આપવાને માટે જરૂર હતી. મેં મી. ચંદ્રકાન્તને કહ્યું હતું કે આ કેસમાં તમે જરૂર વિજય મેળવશો. તમે તેને નહિ પિછાનતા હો. મુંબઇવાળા પ્રખ્યાત વ્યાપારી વિનોદરાય વિઠ્ઠલરાય મ્હેતાનો તે પૌત્ર થાય. કેટલાક સમયથી તે આફ્રિકામાં મોમ્બાસા ખાતે હતો. ચંદ્રકાન્ત સ્વભાવે સારો અને સીધો માણસ લાગે છે. આ આશ્ચર્યોત્પાદક ઘટનાની તમામ વિગતો તે તમને જણાવશે. રહો, હું તેને બોલાવું છું." તેણે ઉભા થઇને રૂમાલ હલાવ્યો: "તે હમણાંજ અહીં આવશે."

---

## પ્રકરણ ૪૩ મું.

---

### ચમત્કારિક ખૂન-(ચાલુ.)

નરેન્દ્રપ્રસાદે કરેલા સંકેતથી એક મિનિટમાં ચંદ્રકાન્ત ત્યાં આવીને હાજર થયો. અરવિંદે આ યુવકના અંગપ્રત્યાંગનું અવલોકન કરી લીધું. અત્યારે તેણે આલપાકાનો સફેદ કોટ, તેનુંજ પાટલુન અને મસ્તકપર ફુંછાંવાળી ગોળ ટોપી ધારણ કર્યાં હતાં. પગમાં કાળાં મોજાં અને રશિયન લેધરના કાળા બૂટ હતા. આંખપર સોનાની ફ્રેમનાં ચશ્માં હતાં. ખમીશના સોનાના બટનમાં લાલ માણિક્ય ચમકતું હતું. વીંટીમાં નિર્મળ હીરો પણ ચમકારા મારી રહ્યો હતો. કપાળના મધ્ય ભાગમાં ન્હાનો ગોળ ચાંલ્લો દૃશ્યમાન્ થતો હતો. હાથમાં ગોળ વળેલા

હાથાની સાદી પરંતુ મૂલ્યવાન લાકડી હતી. જો નિર્મળાએ ચંદ્રકાન્તની પ્રિયતમાનું નામ ન જણાવ્યું હોત તો આવા સુંદર અને દેખાવડા યુવકની અરવિંદને જરૂર અદેખાઈ ઉપજ્યા સિવાય રહેત નહિ.

નરેન્દ્રપ્રસાદે એકબીજાનો પરિચય કરાવ્યા બાદ અરવિંદ બોલ્યો: "મી. ચંદ્રકાન્ત! આ બનાવની સંપૂર્ણ વિગત તમે જણાવો. નરેન્દ્રપ્રસાદે મને તેનો મુદ્દો કહ્યો છે પરંતુ વિગત જાણવાની જરૂર છે. હું એટલું જાણું છું કે એક કુટુંબનાં ત્રણ મનુષ્યોનું ખૂન થયું છે. ખૂન અત્યંત ચમત્કારિક તથા અદ્ભુત રીતે થયેલું છે. પરંતુ ખૂની કોણ છે તથા તેનો હેતુ શો છે તે કળી શકાયું નથી. ખૂની એટલો ચાલાક અને જબરો છે કે તે બીજાઓની હાજરીમાં ખૂન કરે છે છતાં કોઈ તેને દેખી શકતું નથી. આવી રીતે થયેલા ખૂનને મળતો માત્ર એકજ બનાવ મારા જાણવામાં છે."

"શું! અગાઉ આવો બનાવ બનેલો તમે જોયો હતો? ક્યારે? મારા જાણવામાં નથી." નરેન્દ્રપ્રસાદે પ્રશ્ન કર્યો.

"ના, તમારા જાણવામાં નહોય તે સ્વાભાવિક છે." અરવિંદે જવાબ આપ્યો: "મારો તથા તમારો મેળાપ થયો, મારી મદદનો તમે સ્વીકાર કર્યો, તેના આઠ-દશ વર્ષ પહેલાં એ બનાવ બન્યો હતો. તે પણ લલિતપુરથી ઘણા માઇલ દૂર. એ ગુન્હેગાર પકડાયો નથી, તોપણ તે કેવી રીતે ખૂન કરતો હતો એ કોઇના જાણવામાં આવ્યું નથી. જાણવામાં આવ્યું હોય તોએ સાધારણ બદમાશો તેની પદ્ધતિનો ઉપયોગ કરી શકે તેમ નથી. કારણ કે એમાં તો વૈદ્યક વિદ્યાનું, રસાયણનું, શરીરશાસ્ત્રનું અને શસ્ત્રક્રિયાનું જ્ઞાન હોવાની જરૂર છે. તે સિવાય એ કાર્ય ન બની શકે. હું નથી ધારતો કે એ વખતે આખી દુનિયામાં આઠ-દશ કરતાં વધારે માણસો એ પદ્ધતિથી માહિતગાર હોય. હું તે વખતે રસાયણશાસ્ત્રનો અભ્યાસ કરતો હતો. તે વખતે અચાનક આ રહસ્યનો ભેદ મારા જાણવામાં આવી ગયો હતો."

" તમે રસાયણશાસ્ત્રનો અભ્યાસ કરતા હતા ? શા માટે ?" નરેન્દ્રપ્રસાદે પૂછયું.

" કૃત્રિમ હીરા તથા મોતી બનાવવાની મારી ઇચ્છા હતી. તમે કદાચ જાણતા નહિ હો, પણ તેમાં ઘણો નફો રહેલો છે. માત્ર બનાવતાં આવડવું જોઇએ. મેં તે પણ કરી જોયું છે. એ વાત જવા દો. વારુ, એ વખતે વૈદ્યકશાસ્ત્ર અત્યારના જેટલું તો આગળ વધેલું નહોતુંજ. મેં આ ભેદી ખૂન કેવી રીતે થતું હોવું જોઇએ, કઇ વસ્તુથી માણસ કેવી રીતે મરણ પામતો હોવો જોઇએ, તે વિષયમાં મારા મનમાં જે કલ્પના આવી હતી તે એક ડૉકટરને જણાવી હતી. પરંતુ એ વખતે તેણે મને હસી કાઢયો હતો. જો કે તેમ છતાંએ મને તો મારી શોધ ઉપર પૂર્ણ વિશ્વાસ હતો, તથા કોણ ગુન્હેગાર છે તે પણ હું જાણતો હતો. એ માણસ અત્યારે હયાત નથી. દર્બાન ( આફ્રિકા ) માં એક દારૂના પીઠામાં થયેલા તોફાન વખતે તેને ગોળી લાગવાથી તે મરણ પામ્યો હતો."

" દર્બાન ! મી. નરેન્દ્રપ્રસાદ ! આ પણ એક યોગાનુયોગ જેવું લાગે છે." ચંદ્રકાન્ત ઉત્તેજનાપૂર્ણ સ્વરે બોલ્યો: " જે અમીન કુટુંબમાં ખૂનો થયેલ છે તેમાં મી. શિવપ્રસાદ અમીન અને તેમનાં પત્ની કે જે ખૂનીનો ભોગ થઇ પડયાં છે તે દર્બાનથી આવીને અહીં વસ્યાં છે."

" અરવિંદ ! " નરેન્દ્રપ્રસાદે કહ્યું: " તમારૂં કથન અમારા મનમાં શંકા ઉપજાવે છે. આ બે કેસોને એક બીજા સાથે સંબંધ હોય એવું તમને નથી લાગતું ? અર્થાત્ જે માણસને માટે તમને દર્બાનમાં શંકા આવી હતી તે કદાચ મરી ન પણ ગયો હોય."

" નહિ, તે મૃત્યુ પામ્યો છે એ ચોક્કસ છે. જ્યારે તેને ગોળી વાગી ત્યારે હું તે સ્થળે હાજર હતો. તેને માથામાં ઉપરાછાપરી ત્રણ ગોળીઓ વાગી હતી અને તત્કાળ તે મૃત્યુ પામ્યો હતો. પદ્ધતિ એક હોય પણ ખૂની મનુષ્ય એકજ નથી. એટલે આ બે કેસ વચ્ચે

સંબંધ હોવાનો સંભવ છેજ નહિ. વારૂ, મી. ચંદ્રકાન્ત ! ક્યારે, ક્યાં અને કેવી રીતે આ નહિ સમજી શકાય તેવા ખૂનની શરૂઆત થઈ ? "

" મહાલક્ષ્મી ઉપર 'સુંદરવિલા' માં. જ્યારે આ કુટુંબ ત્યાં રહેવાને ગયું ત્યારબાદ એક અઠવાડિયે તેની શરૂઆત થઈ હતી. એ બનાવ એટલો બધો ભયાનક અને ભેદપૂર્ણ હતો કે વાતજ પૂછો મા. આ બંગલો મોટી કીમત આપીને ખરીદવામાં આવ્યો છે, તેને શણગારવામાં પણ પુષ્કળ ખર્ચ કરવામાં આવ્યું છે, તેના ફરતો બગીચો પણ સુંદર છે, અને તે મંજુલા તથા તેની માતાને અત્યંત પસંદ પડયો હતો. મંજુલા સાથે મારૂં સગપણ થયેલું છે. છતાં પણ બીજું ખૂન થયાબાદ આ બંગલો એકદમ ખાલી કરીને ચાલ્યા જવાને મી. હરિહરરાય તત્પર થયા હતા. "

" મી. હરિહરરાય ! એ હરિહરરાય કોણ ? " અરવિંદે પ્રશ્ન કર્યો.

" સ્વ. શિવપ્રસાદનાં વિધવા માણેકબાઈ કે જેમનું પણ આ બનાવમાં ખૂન થયું છે તેમના કાકા. તે અત્યંત શ્રીમંત છે. અત્યારે લગભગ પાંસઠથી સીતેર વર્ષની વચ્ચે તેમનું આયુષ્ય હશે. પ્રથમ તે ટ્રાંસવાલમાં હીરાની ખાણમાં નોકર તરીકે ગયેલા. ત્યાં એક સ્થળે અમુક જમીનનો ટુકડો તેમણે રાખ્યો. તેમાંથી મૂલ્યવાન્ હીરા નિકળવા લાગ્યા. એ ધંધામાં પુષ્કળ પૈસો પેદા કર્યા બાદ તે દક્ષિણમાં આવીને રહ્યા હતા. માણેકબાઈ બહુ ન્હાનાં હશે તે વખતે તેમના કાકાને તેમણે જોયા હશે. ત્યારબાદ હમણાં મી. હરિહરરાય માણેકબાઈ અને તેમનાં બાળકોની સંભાળ લેવાને આવ્યા તે વખતે તેમને પુનઃ જોયા."

" એનું કારણ શું ? તમે કહો છો કે માણેકબાઈ પણ દર્ભાનથી અહીં આવીને વસ્યાં છે. છતાં તેમણે તેમના કાકાને ન્હાનપણ બાદ અત્યારસુધીમાં વચ્ચે બિલકુલ નહિ જોયેલા હોવાનું કારણ શું હશે ? "

"તેનું કારણ એ છે કે માણેકબાઇના પિતા તથા હરિહરરાય બન્ને ગણદેવીના વતની છે. તેઓ બન્ને એકી સાથે આફ્રિકામાં ધંધા અર્થે ગયા હતા. હરિહરરાય ટ્રાંસવાલમાં ગયા, જ્યારે માણેકબાઇના પિતા ડર્બાનમાં રહ્યા. એ બે જણા વચ્ચે અમુક કારણથી ખટરાગ રહ્યો હતો, અને તે માણેકબાઇના પિતા જીવ્યા ત્યાંસુધી ચાલુ રહ્યો હતો. માણેકબાઇના પિતા દેશમાં આવી લગ્ન કરીને પાછા આફ્રિકા ચાલ્યા ગયા હતા. માણેકબાઇનો જન્મ પણ એ દેશમાંજ થયો હતો અને ત્યાં તે ઉછર્યાં હતાં. તે પાંચેક વર્ષની ઉમરનાં હશે તે વખતે હરિહરરાય કામપ્રસંગે ડર્બાનમાં આવેલા તે વખતે પોતાનો ભાઈ બહાર ગામ ગયેલ હોવાથી તે તેમના ભાઇને ત્યાં આવેલા. તે વખતે માણેકબાઇએ તેમને જોયા હતા. જો માણેકબાઇનો પિતા મકાનમાં હોત તો હરિહરરાય કદી પણ એ મકાનમાં પગ મૂકત નહિ. માણેકબાઈ પંદર વર્ષની ઉમરનાં થયાં એટલે ત્યાંજ અમારી જ્ઞાતિના શિવપ્રસાદ નામના એક યુવક સાથે માણેકબાઇનું લગ્ન કરવામાં આવ્યું. શિવપ્રસાદને ત્યાંનાં હવાપાણી માફક નહિ આવવાથી તે દેશમાં આવ્યા. પરંતુ દેશમાં ધંધો નહિ હોવાથી તે મુંબઈ આવીને નોકરીએ લાગી ગયા. દરમિયાન માણેકબાઇનાં માતાપિતા ડર્બાન ખાતેજ થોડા થોડા સમયને અંતરે સ્વર્ગવાસ પામ્યાં. તેમના સ્વર્ગવાસ પછી હરિહરરાય ટ્રાંસવાલમાં પોતે રાખેલી જમીન વેચી નાખીને ડર્બાનમાં આવીને રહ્યા."

"હવે હું સમજ્યો. ત્યારે તો હરિહરરાય અત્ર આવ્યા ત્યાં સુધી તેમને મળવાની માણેકબાઇને તક ન મળી હોય તે સ્વાભાવિક છે."

"જો કે તે હરિહરરાયને રૂબરૂમાં મળી શક્યા નહતા, પરંતુ હરિહરરાયનો તેમના ઉપર પ્રેમ હતો. એટલે જ્યારે માણેકબાઇનાં માતાપિતા સ્વર્ગવાસ પામ્યાં ત્યારબાદ હરિહરરાય માણેકબાઈ સાથે પત્રવ્યવહાર રાખતા હતા. જ્યારે માણેકબાઇએ પહેલા પુત્રને જન્મ

આપ્યો તે વખતે એ સમાચાર શિવપ્રસાદે પોતાના કાકાજીને જણાવ્યા હતા. એ વખતે અહીંથી પત્ર દર્બાન પહોંચતાં લગભગ ત્રણ માસ લાગતા હતા. એટલે જ્યારે હરિહરરાયનો જવાબ આવ્યો તે વખતે બાળકને છ માસ થઈ ગયા હતા. એ પત્રમાં હરિહરરાયે લખ્યું હતું કે 'આજસુધી હું કુંવારો રહ્યો છું અને હવે મારૂં લગ્ન થાય તથા મારે સંતાન થાય એવી સંભાવના નથી. એટલે હું મારી માણેકના દીકરાને મારો વારસ નિમતો જઈશ તથા તેને જોવાને માટે પણ એક દિવસ આવી જઈશ. એ પહેલા પુત્રનું નામ માણેકબાઈએ પોતાના કાકાના નામ ઉપરથી હરિશ્ચંદ્ર પાડયું હતું."

"રહો, એ હરિશ્ચંદ્ર જે બે છોકરાઓનું ખૂન થયું છે તેમાંનો એક છે?" અરવિંદે પ્રશ્ન કર્યો.

"હા, પહેલોજ ભોગ એ હરિશ્ચંદ્રનો લેવામાં આવ્યો હતો."

"સમજ્યો-સમજ્યો!" અરવિંદ બોલ્યો: "ત્યારે તો આ ખૂનમાં વારસાના પ્રશ્નનો સમાવેશ થયો લાગે છે. પછી શું થયું? ત્યારપછી હરિહરરાય સાથેનો પત્રવ્યવહાર ચાલુ રહ્યો હતો ખરો?"

"હા, ઘણા લાંબા સમય સુધી મંજુલા તથા બકુલાનો અનુક્રમે જન્મ થયો. તેના સમાચાર પણ હરિહરરાયને જણાવવામાં આવ્યા. ત્યારબાદ હરિહરરાય તરફથી જવાબ આવ્યો. તેમાં તેમણે એવું લખેલું કે 'મેં મારા વસિયતનામામાં થોડો ફેરફાર કર્યો છે અને ન કરે નારાયણ ને હરિશ્ચંદ્રને કાંઈ પણ થાય તો મારી મીલકત મંજુલા તથા બકુલાને મળે એવી વ્યવસ્થા કરી છે. એ પત્ર પછી ઘણાં વર્ષ પસાર થયાં છતાં એક પણ પત્ર તેમના તરફથી આવ્યો નહિ. માણેકબાઈ તથા તેમના પતિએ ધાર્યું કે હરિહરરાયે લગ્ન કરેલું હોવું જોઈએ. કેમકે તેમણે પોતાના છેલ્લા પત્રમાં પોતાનો વિચાર પોતાને ત્યાં રસોઈ તથા પરચુરણ કામકાજ કરતી એક વિધવા સાથે પુનર્લગ્ન કરવાનો હોવાનું જણાવ્યું હતું. અહીંથી તેમના ઉપર લખવામાં આવતા પત્રોનો બિલકુલ જવાબ આવતો નહિ. જોકે હરિહરરાયનું એમ કહેવું થયું કે

તેમણે છ-સાત વખત પત્રો લખ્યા હતા પરંતુ તે પત્રોનો અહીંથી તેમને કશો પણ જવાબ મળ્યો નહતો. પાછળથી તેમને માલૂમ પડયું કે તેમને ત્યાં જે વિધવા સ્ત્રી કામ કરતી હતી તે સ્વાર્થી અને યુક્તિબાજ હોવી જોઇએ. તે હરિહરરાયના તથા શિવપ્રસાદના પત્રો ફાડી નાખતી હોવી જોઇએ. તેનો હેતુ એવો કે એવી રીતે કરવાથી શિવપ્રસાદ અને માણેકબાઈ ઉપર હરિહરરાયને કંટાળો આવે, અને તે પોતાની સાથે જલ્દીથી પુનર્લગ્ન કરી નાખે."

"બનવાજોગ છે. કળાબાજ સ્ત્રી એમ કરે ખરી. વારૂ પછી?"

"અગાઉ તો હરિહરરાય આ લોકોને કોઇ કોઇ વાર આર્થિક મદદ કરતા. પરંતુ પત્રો સંબંધી ગોટાળો થવાથી તેમના તરફથી મદદ મળતી બંધ થઇ. શિવપ્રસાદને માસિક પચીશ રૂપીઆ મળતા. તેમાં મુંબઈ જેવા શહેરમાં બહોળા કુટુંબનું ગુજરાન ચલાવવાનું અને પોતાની પ્રતિષ્ઠા જાળવીને રહેવાનું એટલે અનેક મુશ્કેલીઓ સહન કરવી પડતી હતી. તેમાં શિવપ્રસાદ પ્લેગમાં મરણ પામ્યા. ત્યારપછી થોડો સમય મુશ્કેલી રહી, પરંતુ એવામાં હરિહરરાય દેશમાં આવ્યા. તેમણે પ્રથમ મુંબઇમાં તપાસ કરી. પણ આ લોકોએ મકાન બદલાવેલું હોવાથી અહીં પત્તો લાગ્યો નહિ. પછી તે ગણદેવી ગયા. ત્યાં તપાસ કરતાં તેમને શિવપ્રસાદના સ્વર્ગવાસના તથા માણેકબાઈ અને તેમનાં બાળકોની હાડમારીના સમાચાર મળ્યા. તેમનું શરનામું મેળવીને તે પુનઃ મુંબઇમાં આવ્યા તથા પોતાની ભત્રિજી અને તેમનાં બાળકોને મળ્યા. હરિહરરાયનું તેમને ત્યાં આગમન થતાંજ સર્વ દુઃખ ટળી ગયું. હું તમને એક વાત કહેવી ભૂલી ગયો. માણેકબાઇને તેમની હાડમારીમાં તેમનાં બાળકોએ ઘણીજ મદદ કરી હતી. હરિશ્ચંદ્ર પોતાના પિતા જે વેપારીને ત્યાં હતા તેને ત્યાં નામું લખવાને રહી ગયો હતો. બકુલા એક શેઠની દીકરીને સંગીત તથા ચિત્રકામ શિખવતી હતી, માણેકબાઈ ઘેર બેઠાં શિવણકામ કરતાં હતાં, અને મંજુલા મારા પિતામહના એક સ્નેહીનાં બાળકોની શિક્ષિકા તરીકે રહી હતી. ત્યાં મંજુ-

લાની સાથે મારો પરિચય થતો હતો અને અમારી વચ્ચે પ્રેમ બંધાયો હતો. આ વાતની મારા પિતામહને જાણ થઈ. તેમને પૈસાનું અભિમાન છે. તે પોતાના જેવા શ્રીમંતની પુત્રી સાથે મારું લગ્ન કરવા ઇચ્છે છે. તેમણે મને કહ્યું કે ' જો તું પેલી મંજુલા સાથે પરણીશ તો હું તને મારા મકાનમાંથી કાઢી મૂકીશ એક કોડી પણ તારે માટે નહિ રાખતાં બધી રકમ ધર્માદામાં આપતો જઇશ ! ' તેઓ ગમે તેમ કહે પણ મેં તો મંજુલાને મારી પત્ની બનાવવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. "

" તમારો નિશ્ચય પાર પડે એવી મારી તમને આશીશ છે. વારુ, હરિહરરાય આફ્રિકાથી આવ્યા, પછી શું થયું ? " અરવિંદે આશીર્વાદ આપતાં પ્રશ્ન કર્યો.

" હા, તેમણે અહીં આવીને તુરતજ હરિશ્ચંદ તથા તેની બ્હેનોને નોકરી છોડાવી દીધી. તેમની પાસે પુષ્કળ સંપત્તિ હતી. એટલે તેમના ભત્રિજીનાં બાળકોને નોકરી કરવાની જરૂર નહતી. તેમણે એકદમ ' સુંદર વિલા ' મોટી રકમ આપીને ખરીદી લીધો, અને તેને એક મહેલની માફક શણગાર્યો. બાળકોને માટે મૂલ્યવાન્ વસ્રો અને આભૂષણ ખરિદ્યાં, નોકર ચાકરની સગવડ કરી. એ રીતે આ કુટુંબ જેટલું દુઃખી હતું તેના કરતા હજાર દરજ્જે સુખી બની ગયું. પરંતુ તેવામા પ્રથમ આઘાત થયો. માણેકબાઈ એક રાત્રે પોતાના ખંડમાં સૂવાને ગયાં. સ્હવારે માલૂમ પડયું કે તે મૃત્યુને આધીન થયેલાં છે. તેમની તબીયત તદ્દન સારી હતી. આટલી રાત્રે તેમણે કશો એવો ખોરાક પણ લીધો નહતો કે જેથી શંકાને સ્થાન મળે. તેમનું આવી રીતે મૃત્યુ થવાથી, પોલિસતપાસ થઇ, જ્યુરી બરાઇ, સરકારી ડોકટરે માણેકબાઇના શબને ચીરીને તપાસી જોયું. તે મૃત્યુ પામ્યા હતાં એ વાત સાચી પણ શા કારણથી ? તેમનું દરેક અવયવ આરોગ્ય સ્થિતિમાં હતું, હૃદય નિરોગી હતું, ફેફસાંમાં પણ કશો વાંધો નહતો, લોહી કે ગુરદામા વિષનુ ચિહ્ન પણ નહતું. એટલે તેમનું મૃત્યુ

વિષપ્રયોગથી થયું નહતું, કિંવા તેમને ગુંગળાવીને કે વિજળીના આઘાતથી મારી નાખવામાં આવ્યાં નહતાં. તેમના હૃદયને ધબકારો બંધ થઇ જવાથી તેમનું મૃત્યુ થયું નહતું, તેમને ગોળી વાગી નહતી કે તેમના શરીરમાં કોઇ પણ શસ્ત્રે પ્રવેશ કર્યો નહતો, અથવા તો કોઇ જીવલેણ દર્દનાં તે ભોગ થઇ પડયાં નહતાં; છતાં પણ તેમનું મૃત્યુ થયું હતું! ડોકટરે બીજા ડોકટરોની સહાય લીધી. પરંતુ તેઓ કશા પણ નિર્ણય ઉપર આવી શક્યા નહિ. છેવટે તેમણે એવો અભિપ્રાય આપ્યો કે 'કોઇ નહિ જણાયેલા કારણથી મૃત્યુ થયું છે.'"

નરેન્દ્રપ્રસાદે કાંઇક કહેવાને માટે મુખ ખૂલ્લું કર્યું, પરંતુ અરવિંદ તેને અટકાવીને ચંદ્રકાન્તના ચ્હેરાનું તે ન જાણી શકે તેવી રીતે અવલોકન કરવા લાગ્યો. ચંદ્રકાન્ત ઉપર તેને શંકા નહતી. તોપણ એક મુદ્દો વિચારવાનો હતો. જો હરિહરરાયે માણેકબાઈ તથા તેમનાં બાળકોના લાભમાં વસિયતનામું કર્યું હોય, અને માણેકબાઈ તથા બીજાં બધાં બાળકોનો નાશ થાય તો છેવટે હરિહરરાયના મૃત્યુ પછી તેમની તમામ મીલકત મંજુલાને મળે. જો એ પ્રમાણે બને તો મંજુલા સાથે લગ્ન કરવામાં પોતાના પિતામહની ખફગી વહોરી લેવી પડે, કદાચ તેમની કશી પણ મીલકત ન મળે તોપણ ચંદ્રકાન્તને લાગી આવે નહિ, આર્થિક મુશ્કેલી સહન કરવી પડે નહિ. આ વિચાર અરવિંદને આવ્યો હતો અને તેથી તે ચંદ્રકાન્તના ચ્હેરાપરથી તેના અંતરને પારખવાનો પ્રયત્ન કરતો હતો.

# પ્રકરણ ૪૪ મું.

---

## ખૂન—ખૂન !

" આ પ્રમાણે માણેકબાઇના થયેલા એકાએક મૃત્યુથી કુટુંબનાં તમામ માણુસો ગભરાઇ ગયાં." ચંદ્રકાન્ત આગળ કહેવા લાગ્યો: " પરંતુ પ્રભુની ઇચ્છાને આધીન થઇને શાંત રહ્યાં. જે કુટુંબમાં આનંદ અને શાંતિ રમમાણુ કરતાં હતાં ત્યાં શોક અને અશાંતિનું સામ્રાજ્ય પથરાઈ રહ્યું. તે બનાવને એક મહિનો પસાર થઈ ગયો. આગલા માસની દશમી તારીખે માણેકબાઇનું મૃત્યુ થયું હતું. બીજા માસની દશમી તારીખ આવી. તે દિવસે બીજો અગાઉના કરતાં પણુ વિશેષ ભયંકર અને દુઃખપ્રદ બનાવ બન્યો. મંજુલાનો મોટો ભાઇ હરિશ્ચંદ્ર આ ભેદી શત્રુનો ભોગ થઈ પડયો અને મરણુને આધીન થયો."

" આ બનાવ અર્થસૂચક ખરો." અરવિંદ બોલ્યો: " પ્રથમનો બનાવ એકાએક કશા પણુ કારણુ સિવાય બન્યો હોય તેમ માની શકાય. પરંતુ જ્યારે આ બીજો બનાવ બરોબર દશમી તારીખે બન્યો અને પ્રથમનો બનાવ પણુ આગલા માસની તેજ તારીખે બન્યો હતો, એથી શંકાને સ્થાન મળે ખરૂં."

" માત્ર એકલી દશમી તારીખજ નહિ પણુ હરિશ્ચંદ્રના બિછાનાપર પાથરેલો ઓછાડ પણુ શંકાને સ્થાન આપતો હતો. ઓછાડની સ્થિતિ ઉપરથી એમ લાગતું હતું કે હરિશ્ચંદ્ર તેની માતાની માફક શાંતિ પૂર્વક ખૂનીની ઇચ્છાને આધીન થયો નહિ હોય. તેના મૃત્યુ પહેલાં તેની સાથે ખૂનીની વચ્ચે દ્વંદ્વયુદ્ધ થયું હશે. તેનો એક પગ ઓછાડમાં ભરાઈ ગયો હતો અને બીજો પગ બિછાનાની બહાર લટકતો હતો. એપરથી એમ લાગે છે કે તેણે બેઠા થવાનો પ્રયત્ન કર્યો હશે. પણુ તે બેઠો

થઈ શક્યો નહિ. તે પણ તેની માતાની માફક મૃત્યુને આધીન થયો અને તેના સંબંધમાં પણ ડૉકટરોએ અગાઉના જેવોજ અભિપ્રાય આપ્યો કે 'નહિ જણાયેલા કારણથી મૃત્યુ થયું છે.'"

"હં!" અરવિંદ બોલ્યો: "આ કેસમાં પણ પ્રથમની માફકજ કોઈપણ પ્રકારના ચિહ્નનો અભાવ હતો?"

"હા, તેના શરીરની તપાસ લેવામાં આવી હતી. પરંતુ ડૉકટરોને કશું પણ શંકા લેવા યોગ્ય દેખાયું નહતું. માત્ર તેની ગરદન ઉપર એક બે આની જેટલો કિંવા એથી પણ ન્હાનો ભાગ સૂજેલો દેખાતો હતો."

"અને તે મચ્છર કિંવા કરોળીયાના કરડથી સૂજી ગયો હોય તેમ લાગતું હતું?"

"બરોબર તેવોજ, મી. અરવિંદ! પ્રથમ ડૉકટરોને લાગ્યું કે કોઈ ઝેરી જીવડું તેને કરડેલું હાવું જોઇએ, અને તેથી તેઓ મૃત્યુના કારણ તરીકે ઝેરી જીવડાના કરડને માનવાને લલચાયા હતા. પરંતુ તેમણે લોહીની તપાસ કરી તો લોહીમાં કોઈ પણ જાતના વિષનો લેશ પણ અંશ જોવામાં આવ્યો નહિ. એટલે તેમને એ માનિનતાનો ત્યાગ કરવો પડયો. અર્થાત્ ગમે તે કારણથી મૃત્યુ થયું હોય, પરંતુ તે મૃત્યુ કોઈ પણ ઝેરી જીવના કરડથી તો થયું નથીજ."

"ડૉકટરો પણ ડાહ્યા ખરા!" અરવિંદ કટાક્ષપૂર્વક બોલ્યો: "જો કે એટલું કહેવું જોઇએ કે તેમનો એ અભિપ્રાય તદ્દન સત્ય હતો. હરિશ્ચંદ્રને કોઈ પણ જાતના વિષની અસર તો નહતીજ. જો તેમણે વધારે ઊંડી તપાસ કરી હોત તો તેના મગજમાં લોહીની ઝીણી ગાંઠ બંધાઈ ગયેલી તેમના જોવામાં આવી હોત."

ચંદ્રકાન્ત સ્તબ્ધ બનીને અરવિંદના મુખ સામે જોઈ રહ્યો. અરવિંદના છેલ્લા શબ્દોથી તેને અત્યંત આશ્ચર્ય ઉપજ્યું હતું.

તે બોલ્યો: "સાહેબ! લોહીની ગાંઠના સંબંધમાં તમે કરેલી કલ્પના તદ્દન ખરી છે. ડૉકટરોએ પણ મગજમાંથી લોહીની ગાંઠ

શોધી કાઢી હતી. પરંતુ એમ થવાનું કારણ તેઓ નહિ કળી શકવાથી કશો પણ અભિપ્રાય એ વિષયમાં આપી શકે તેમ નહતું. અહીંનો એક યુરોપીયન ડૉકટર બાલ્ડવીન આ લોહીની ગાંઠપરથી મગજમાં લોહી ચડી જવાથી મૃત્યુ થયું હશે એવા અભિપ્રાય ઉપર આવ્યો હતો. પરંતુ બીજા ડૉકટરોને તેનો એ અભિપ્રાય વજનદાર લાગ્યો નહિ. કેમકે મગજમાં લોહી ચઢવાનું બીજું એક પણ ચિહ્ન જોવામાં આવતું નહતું. તેના મગજની, હૃદયની, ફેફસાંની, રક્તવાહિની શીરાઓની, વગેરેની સ્થિતિ તદ્દન નિરોગી અને દોષરહિત હતી. એટલે બાલ્ડવીનના એ અભિપ્રાયને બીજાઓ તરફથી ટેકો મળ્યો નહિ. એથીજ અગાઉના જેવો અભિપ્રાય આપવામાં આવ્યો હતો. હરિશ્ચંદ્રને પણ પછી અવલમંજલ પહોંચાડવામાં આવ્યો અને રીવાજ મુજબ તેની ઉત્તરક્રિયા કરવામાં આવી. ખૂનનો ભેદ તો પ્રકટ થયા વગરનોજ રહ્યો.”

“ વારૂ, પછી શું થયું ?”

“ આ બનાવ બન્યા પછી હરિહરરાય અત્યંત ઉશ્કેરાઈ ગયા હતા. તેમને આ ‘સુંદર લીલા’ અપશુકનીયાળ અથવા તો ભૂતપિશાચના નિવાસવાળો લાગતો હતો. એટલે હરિશ્ચંદ્રની ઉત્તરક્રિયા કરીને બીજેજ દિવસે તેમણે એ મકાન ખાલી કરી નાખ્યું અને સાન્ટાક્રુઝમાં તાબડતોબ એક બંગલો ભાડે રાખી લીધો તથા તુરત તે બધાંને લઇને ત્યાં રહેવા ગયા. હવે આ કુટુંબમાં હરિહરરાય, મંજુલા, બકુલા, તેર વર્ષની ઉમરનો પ્રબોધ અને અગીયાર વર્ષની ઉમરનો રણજીત, એમ એક વૃદ્ધ તથા બે બ્હેનો અને બે ભાઈ એ પાંચ જણાં હતાં. આ નવા મકાનમાં આવવાથી તેમને આશા હતી કે અહીં હવે ભયાનક પ્રસંગનો અનુભવ કરવો પડશે નહિ. પરંતુ છેલ્લા બે માસમાં દરેક માસની દશમી તારીખે તેમના ઉપર જે વિતક વિતાડયાં હતાં એ તેઓ ભૂલી ગયાં નહતાં; અને તેથી ચાલુ માસની દશમી તારીખ નજીક આવવા લાગી તેમ તેમ તેમનાં મન ચિંતાપૂર્ણ બનવા લાગ્યાં.”

“ વારૂ, આજે ચાલુ માસની તેરમી તારીખ થઈ છે. એટલે

આજથી ગણુતાં ચોથા દિવસ ઉપર દશમી તારીખ હતી. તે દિવસે કશું બન્યું હતું?" અરવિંદે પ્રશ્ન કર્યો.

"હા," ચંદ્રકાન્તે જવાબ આપ્યો: "દશમી તારીખે મેં તથા નિર્મળાગૌરીએ તેમનાં મનને ચિંતારહિત બનાવવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો. અમે તે દિવસે તેમની સાથે તેમના મકાનપર જ રહ્યાં હતાં. નિર્મળાગૌરી આજે કેટલાક દિવસથી તેમની સાથેજ રહે છે. કેમકે મંજુલા તથા તેમણે અત્રે 'મારવાડી કન્યા વિદ્યાલય'માં સાથે અભ્યાસ કરેલો હોવાથી તેમની વચ્ચે બે બ્હેનો જેવો સંબંધ છે. અમે તેમને શાંત કરવાને અમારાથી બનતો પ્રયત્ન કર્યો. મેં કહ્યું કે 'હું આખી રાત્રી જાગતો સૂઈ રહીશ.' પરંતુ હરિહરરાયે કહ્યું કે 'નહિ, આજે પ્રબોધને માટે ભીતિ છે. એટલે માટે હું ઓરડામાં તેને મારા ખોળામાં રાખીને આખી રાત્રી જાગતો બેસી રહીશ. મારા પ્રબોધને કશું પણ થવું નહિ જોઇએ.'"

"તે એ પ્રમાણે બેસી રહ્યો?"

"હા, રાત્રીના બાર વાગ્યા સુધી તો હું, નિર્મળાગૌરી અને મંજુલા તેમના ઓરડામાંજ હતાં. પછી અમે સૂવા માટે જવાને તૈયાર થયાં. હરિહરરાય એક કોચ ઉપર બેઠો હતો. પ્રબોધ તેમના ખોળામાં શાંતપણે ઘસઘસાટ ઉંઘતો હતો. બકુલા તથા રણજીત બીજા ઓરડામાં સૂતાં હતાં. જ્યારે બીજે દિવસે સ્હવારે અમે તે ખંડમાં ગયા ત્યારે પણ પ્રબોધ હરિહરરાયના ખોળામાં સૂતો હતો. હરિહરરાય અમને જોઇને બોલ્યો: 'જૂઓ આખી રાત્રી પ્રબોધ મારા ખોળામાં શાંતિથી સૂઈ રહ્યો છે. દશમી તારીખ પસાર થઈ છે અને કશું પણ બનવા પામ્યું નથી.' એમ કહીને તે પ્રબોધને ઉઠાડવા લાગ્યો. તે વખતે સત્ય જણાયું! હરિહરરાયના ખોળામાં પ્રબોધ નહિ પણ પ્રબોધનું શબ પડેલું હતું!'

---

# પ્રકરણ ૪૫ મું.

---

## અરવિંદ શું કહે છે?

પ્રબોધના ખૂનની હકીકત કહેતાં ચંદ્રકાન્તનું હૃદય ભરાઇ આવ્યું હતું. તે થોડી વારે શાંત થયા પછી બોલવા લાગ્યો: " આ પ્રમાણે હકીકત છે. આ ચમત્કારિક ઘટનામાં કઈ ભેદી સત્તા ક્યારે, કેવી રીતે અને ક્યાંથી એ ઓરડામાં દાખલ થઇ, પ્રબોધ પાસે આવી; અને તેણે એ ન્હાના બાળકનું ખૂન કેવી રીતે કર્યું, તે બિલકુલ સમજાતું નથી. હરિહરરાય સોગનપૂર્વક કહે છે કે આખી રાત્રી તે કોચ ઉપર પ્રબોધને પોતાના ખોળામાં રાખીને બેસી રહ્યો હતો. માત્ર એ દરમિયાન તે કહે છે કે બે વખત તેને નિદ્રા આવી ગઇ હતી. એ રાત્રે કોઇ પણ મનુષ્ય કે પછી પિશાચ એ ઓરડામાં દાખલ થયું હોવું જોઇએ. પરંતુ હરિહરરાય તેને જોઈ શક્યો નહતો કે તેનો અવાજ સાંભળી શક્યો નહતો. પરંતુ એક બાબત આ ભેદી વ્યક્તિની હીલચાલપર પ્રકાશ નાખી શકે તેવી છે. તે રાત્રે હરિહરરાયે એ ઓરડાની બે બારીઓ બંધ કરી હતી અને તેના ઉપરના લાલ પડદા પણ ઢાંકી દીધા હતા. બીજે દિવસે સ્હવારે એ પડદા ખૂલ્લા કરવામાં આવ્યા ત્યારે એક બારી સ્હેજ ખૂલ્લી માલૂમ પડી. તે બારીના બારસાખ ઉપર સ્હેજ ઘસારા જેવું માલૂમ પડતું હતું. જ્યાં ઘસારો હતો એ ભાગ સ્હેજ ધોળો થઈ ગયો હતો."

" બરોબર છે." અરવિંદ બોલ્યો: " જો કોઈ પણ વ્યક્તિ એ બારીમાંથી અંદર દાખલ થઈ હોય તો તે પોતાનું કાંઇક પણ નિશાન મૂકતી જાય એ સ્વાભાવિક છે. એ બારી બહાર રવેશમાં પડતી હશે!"

" ના, રવેશમાં નહિ પણ બગીચામાં પડે છે. જમીનપરથી બારી સુધી ચડવાનો માર્ગ નથી. પરંતુ તે બારી પાસે એક વૃક્ષ છે. તેની ડાળીઓ બારીનાં કાચનાં બારણુને અડી રહે છે."

" અહો, હું સમજ્યો–સમજ્યો !" અરવિંદ જાણે વિચાર-નિદ્રામાંથી જાગૃત થયો હોય તે પ્રમાણે બોલ્યો: " આ બનાવ બન્યો તે રાત્રે દરેક મોરી ઉપરની રકાબીમાં સાબુ રાખ્યો હતો ? અને તે સાબુ બીજે દિવસે સ્હવારે પણ તે રકાબીઓમાં હતો ?"

" એ હું જાણતો નથી. સાબુને આ કેસ સાથે શો સંબંધ ?"

" કદાચ ન પણ હોય, કદાચ પૂરેપૂરો સંબંધ હોય. પરંતુ એ વાત પછી. હવે હું તમને માત્ર એકજ પ્રશ્ન કરીશ. આ પ્રબોધની ગરદન ઉપર પણ મચ્છરના કરડનો સોજો હતો ? અને તેવોજ સોજો તેની માતાની ગરદન ઉપર જોવામાં આવ્યો હતો ?"

" હું તમારા એ બે પ્રશ્નોમાંથી એકે પ્રશ્નનો જવાબ આપી શકું તેમ નથી." ચંદ્રકાન્તે કહ્યું: " માણેકબાઇના કેસમાં એવો સોજો જોવામાં આવ્યો હોય એવું મારા જાણવામાં નથી; અને પ્રબોધના મૃત્યુથી તો અમે સહુ એટલાં બધાં ગભરાઈ ગયાં હતાં કે ત્યાં સોજો છે કે નહિ એ જોવાનો અમને ખ્યાલજ રહ્યો નથી."

" એ ભૂલ થઈ ખરી. વારુ, પ્રબોધના શબને અગ્નિદાહ દઈ દીધો છે ?"

" ના, તમને નિર્મળાગૌરીએ પત્ર લખેલો હોવાથી તમે આવો ત્યાંસુધી એ શબને રાખી મૂકવાનો વિચાર રાખ્યો હતો."

" તો તો હરકત નહિ. આપણે તેની તપાસ કરીશું એટલે માલૂમ પડી આવશે. ચંદ્રકાન્ત ! તમે હાર્વેકૃત 'Exercitatio Anatomicade motu Sanguinis' વાંચેલ છે ? એ પુસ્તકમાં વિલિયમ હાર્વેએ રક્તના આખા શરીરમાં થતા વહનના સંબંધમાં પોતે કરેલી કેટલીક અગત્યની શોધ રજુ કરી છે."

" મેં તો એ પુસ્તકનું નામ પણ આજે સાંભળ્યું. હું કોલેજમાંથી બહાર પડયો ત્યારથીજ વ્યાપારી લાઇનમાં દાખલ થયો છું. એટલે તબીબી પુસ્તકો વાંચવાનો મને અવકાશજ ક્યાંથી મળે ?"

" એ ખરું છે, પરંતુ તમારા પિતામહને પ્રાચીન અને પાશ્ચાત્ય

વૈદ્યક વિદ્યાનો શોખ હોવાથી તેમની પાસે આ પુસ્તક હોવું જોઇએ, અને તેથી મેં કલ્પના કરી કે એ પુસ્તક તમે વાંચ્યું હશે અથવા તેમાં આપેલી માહિતીના સંબંધમાં તમારા સાંભળવામાં આવ્યું હશે. તમારા પિતામહનું પ્રકટ થયેલું જીવનચરિત્ર મેં વાંચ્યું છે. તે ઉપરથી મારા જાણવામાં આવ્યું છે કે અગાઉ તે પાશ્ચાત્ય વૈદ્યકશાસ્ત્રનો અભ્યાસ કરવાને ઇંગ્લાંડ તથા અમેરિકા ગયા હતા. તે ત્યાંથી પદવી મેળવીને પાછા આવત. પરંતુ અહીં અચાનક તેમના પિતા સ્વર્ગવાસ પામવાથી તેમને અત્રે એમને એમ પાછા ફરવું પડયું અને ત્યારપછી તેમણે પોતાના પિતાના વ્યાપારને સંભાળવા તરફ લક્ષ આપ્યું."

"હા, તમારૂં કથન બરોબર છે. કોઈ કોઈ વાર પોતે ડૉક્ટરની પદવી ન મેળવી તે માટે મારા પિતામહ પશ્ચાત્તાપ કરે છે છતાં પણ તેમને એ વિદ્યાનો શોખ હોવાથી તેઓ તબીબી વિદ્યાને લગતાં ગુજરાતી, મરાઠી, બંગાળી અને અંગ્રેજી માસિકો અને બીજું સાહિત્ય મગાવે છે અને એ વિષયમાં પોતાના જ્ઞાનને તાજું રાખે છે." જાણે પોતાને કાંઇક નવીન વિચાર સ્ફુર્યો હોય એવા ભાવપૂર્વક ચંદ્રકાન્ત પુનઃ બોલ્યોઃ "મી. અરવિંદ! શું તમને મારા પિતામહ ઉપર શંકા આવે છે? મંજુલાનું લગ્ન મારી સાથે ન થવા પામે તે માટે મંજુલાનો નાશ કરવાના ઇરાદાથી તેમણે આ ખૂન કર્યાં છે, એવી તમારી કલ્પના છે?"

"શાંત થાઓ, મી. ચંદ્રકાન્ત? જ્યાં સુધી કશો પણ પુરાવો મળ્યો ન હોય ત્યાં સુધી કેવળ કલ્પના ઉપર આધાર રાખીને અભિપ્રાય આપી ન શકાય. વારૂ, મી. નરેન્દ્રપ્રસાદ! અહીંથી આપણને ગાડી મળી શકશે?"

"હું જે મોટરમાં અહીં આવ્યો છું તેને મેં ચોપાટી ઉપર રખાવી છે."

"વારૂ ત્યારે ચંદ્રકાન્ત! અમે લગભગ એક કલાકમાં સાન્ટાક્રુઝ હરિહરરાયના બંગલાપર આવી પહોંચીશું. તમે નિર્મળાગૌરીને

લઇને ત્યાં જાઓ. હું તથા નરેન્દ્રપ્રસાદ અહીંથી ' નૃસિંહ હિંદુ લૉજ ' માં જઇશું. ત્યાંથી માર્ગમાં આવતાં કેટલોક સામાન મારે લેવાનો હોવાથી હું નરેન્દ્રપ્રસાદને મારી સાથે લઈ જઉં છું. અમે જેમ બનશે તેમ જલ્દી ત્યાં આવી પહોંચીશું. નરેન્દ્રપ્રસાદ ! તમે મારી સાથે આવશો ને ? "

" ઘણીજ ખુશીથી. " નરેન્દ્રપ્રસાદે કહ્યું અને તે ચંદ્રકાન્તને કેટલીક સૂચના આપીને અરવિંદની સાથે ચાલ્યો. તે સમજ્યો હતો કે માર્ગમાંથી અમુક વસ્તુ ખરીદવામાં અરવિંદને તેની જરૂર પડે તેમ નહતું. પરંતુ અરવિંદ તેની સાથે ચંદ્રકાન્તથી ખાનગી વાત કરવા ઇચ્છતો હોવો જોઇએ અને તેથીજ તેણે ચંદ્રકાન્તને ખેરવેલો હોવો જોઇએ. પરંતુ ચંદ્રકાન્તથી છૂપી શી વાત કરવાની હશે એ તે સમજી શકયો નહિ. તે બન્ને મોટરમાં બેઠા બાદ મોટર ચાલુ થઈ એટલે તે અરવિંદને ઉદ્દેશીને બોલ્યોઃ " તમે મને કાંઈ પણ ગુપ્ત વાર્ત્તા જણાવવા ઇચ્છો છો ? "

" હા, હું નૃસિંહ હિંદુલૉજમાં રોકાઉં તે દરમિયાન તમે અહીંના પોલિસ કમિશનરને મળી, તેની પાસેથી એક ઇન્સ્પેકટર અને બે પોલિસની મદદ મેળવીને તેમને સાન્ટાક્રુઝ લઈ જજો. ત્યાં હરિહર-રાયના બંગલાથી સ્હેજ દૂર જરૂર પડે ત્યારે તેવો આવી શકે એવી રીતે તેમને છૂપાઇ રહેવાનું કહેજો. આ વાતની ચંદ્રકાન્તને જાણ થવી જોઇએ નહિ. "

" ચંદ્રકાન્તને જાણ થવી જોઇએ નહિ ! એટલે ? શું તમને તેના પિતામહ વિનોદરાય ઉપર શંકા છે ? "

" વિનોદરાય ઉપર તો નહિ પણ ચંદ્રકાન્ત ઉપર ખરી. "

" શું—ઉ—ઉ—ઉ—! ચંદ્રકાન્ત ઉપર ? અરે જે માણસ મંજુ-લાની સાથે લગ્નની ગાંઠથી જોડાવાને માટે પોતાના પિતામહની અખુટ દોલતનો ત્યાગ કરવાને તત્પર થયો છે તે મંજુલાના ઉપર આવો દુઃખદ પ્રસંગ લાવવાનું પસંદ કરે ખરો ? "

"ધીરા! નરેન્દ્રપ્રસાદ! ધીરા! તમે જો સ્હેજ વિચાર કર્યો હોત તો મારી શંકા નકામી છે એમ ન કહેત. વિચાર કરો, જો હરિહરરાય સ્વર્ગવાસ પામે તો તેમની મીલકત માણેકબાઇને તથા તેમનાં છોકરાંઓને મળે. એટલે કે તેમનામાંથી જે હયાત હોય તેમને મળે. હવે જો માત્ર એકલી મંજુલાજ હયાત રહે તો એ બધી મીલકત તેને મળે કે નહિ? અને તો પછી વિનોદરાયની અખૂટ દોલતને ઠોકરે મારવામાં ચંદ્રકાન્તને હરકત આવે ખરી?"

"ખરૂં ખરૂં, એ તો મને સૂજ્યુંજ નહિ."

"તમને ન સૂઝયું? તો પછી એ સંબંધમાં વિશેષ વિચાર કરવાની જરૂર નથી. કેમકે સાંયોગિક પુરાવા ઉપર વિશેષ આધાર રાખી શકાય નહિ. વખતે ચંદ્રકાન્ત દોષિત ન પણ હોય?"

"અરવિંદ! તમે આજે આ કરો છો શું? ઘડીમાં કહો છો કે ચંદ્રકાન્તે મંજુલાને તેની માના કાકાનો વારસો મળે તે માટે આ ખૂન કર્યાં હશે, અને ઘડીમાં કહો છો કે તે નિર્દોષ હશે. પરંતુ આ ખૂન કેવી રીતે થયાં હશે તેની તમને કલ્પના છે? તમે કશો પ્રકાશ પાડી શકો તેમ છો?"

"હા, જો પ્રબોધના ગરદન ઉપર થોડો ભાગ સૂજેલો હશે તો તે જોયાથી ક્યા સાધનથી ખૂન કરવામાં આવ્યું છે તે હું કહી શકીશ, અને જો બારીના બારસાખ ઉપર સાબુ ઘસેલો જોવામાં આવશે તો ખૂની કોણ તે પણ જણાશે."

'નૃસિંહ હિંદુલોજ' પાસે મોટર આવી પહોંચી એટલે તે ઉપર ચાલ્યો ગયો અને નરેન્દ્રપ્રસાદ પોલિસ કમિશનરને મળવાને ગયો.

---

# પ્રકરણ ૪૬ મું.

## ખૂની પકડાયો.

હવે આપણે સાંટાક્રૂઝમાં હરિહરરાયે જે બંગલો ભાડે રાખ્યો હતો અને જ્યાં ગઈ દશમી તારીખની રાત્રીએ પ્રબોધનું ચમત્કારિક રીતે ખૂન થયું હતું ત્યાં જઇએ. આ બંગલાની ઓશરી ઉપર ચંદ્રકાન્ત તથા મંજુલા ઊભાં હતાં. નિર્મળાગૌરી, બકુલા તથા રણજીત એક ઓરડામાં બેઠાં હતાં. હરિહરરાય પોતાના શયનગૃહમાં હતો. પ્રબોધનું શબ ત્યાં પડેલું હતું.

ચંદ્રકાન્ત મંજુલાનું સાંત્વન કરતો હતો. તે વખતે નરેન્દ્રપ્રસાદ, અરવિંદ અને પોલિસ ઇન્સ્પેક્ટર ત્યાં આવી પહોંચ્યા. પોલિસના બે માણસોને બંગલાથી થોડે દૂર રાખવામાં આવ્યા હતા. ચંદ્રકાન્તે અરવિંદનો મંજુલાને પરિચય કરાવ્યો અને કહ્યુંઃ “આ ગૃહસ્થ બાહોશ ડિટેકટવ છે. તે આ ભયંકર રહસ્યનો ભેદ અવશ્ય પ્રકટ કરશેજ.”

“હું ઇચ્છું છું કે તેમને તેમના કાર્યમાં વિજય મળે.” મંજુલા ગળગળા સ્વરે બોલીઃ “પરંતુ જો ખરૂં કહું તો મને આશા રહેતી નથી. આવતી દશમી તારીખ આવશે અને વળી અમારામાંના એકનો ભોગ લેવાશે. મને તો એમજ લાગે છે કે કુદરત અમારા ઉપર રૂઠી છે.”

અરવિંદે અત્યારે મંજુલાને આશ્વાસન આપવાનું યોગ્ય માન્યું નાહ. તે બોલ્યોઃ “મંજુલાબ્હેન! તમને અત્યંત દુઃખ થતું હશે એ હું જાણું છું. તમારા કુટુંબ ઉપર ભયંકર સંકટ આવી પડ્યું છે. પરંતુ એથી આપણે આપણી ફરજને ભૂલી જવી જોઇએ નહિ. તમારા ક્હેવાથી મને નિર્મળાગૌરીએ બોલાવ્યો છે. હું અહીંના

પોલિસ ઇન્સ્પેક્ટરને લઇને અહીં આવ્યો છું. માટે ચાલો જે ખંડમાં તમારા ભાઇનું ખૂન થયું છે તે ખંડની તથા તમારા ભાઇના શબની આપણે તપાસ કરીએ."

મંજુલા તેમને પોતાના કાકાના શયનગૃહમાં લઈ ગઇ. તે વખતે નિર્મળા પણ ત્યાં આવી. પ્રબોધનું શબ એક બિછાના ઉપર પડયું હતું. હરિહરરાય તે બીછાનાપર માથું રાખી ખુરસીપર બેઠો હતો.

"મારા કાકા મારા ભાઇના શબને એક ક્ષણભર પણ વીલું મૂકતા નથી." મંજુલાએ મંદ સ્વરે કહ્યું: "બે દિવસ થયાં તેમણે ખાધું પણ નથી. માત્ર પાણી ઉપરજ રહે છે. તેમનો મારા ભાઈ પ્રબોધ ઉપર અતોનાત પ્રેમ હતો. જૂઓ, અત્યારે તેમને નિદ્રા આવી ગઈ લાગે છે. તેમને જગાડવા પડશે ?"

અરવિંદ પણ મંદ સ્વરે બોલ્યો: 'તેમની વૃદ્ધાવસ્થામાં આ દુઃખ તેમનાથી સહન થઇ શકે એવું નથી એ હું જાણું છું. પરંતુ આ ઓરડાની તપાસ કરવાની છે, તમારા ભાઇના શબની પણ તપાસ કરવાની છે. એટલે તમારા કાકાને જગાડયા સિવાય ચાલે તેમ નથી. તેમને અત્ર રાખવા તે ઠીક નથી. માટે બીજા ખંડમાં લઈ જાઓ. માત્ર થોડી મીનિટોમાંજ તપાસ પૂરી થઈ જશે."

"કાકા ?" મંજુલા હરિહરરાયના ખભાપર સ્પર્શ કરી, તેમને જાગ્રત કરતી બોલીઃ "કાકા ! તમે થોડો સમય મારી સાથે બહાર ચાલો."

"નહિ, મંજુ ! તું મને અહીંથી ન લઈ જા. હું મારા વ્હાલા પ્રબોધને છોડીને બહાર નહિ જાઉં."

"પણ કાકા ! આ પોલિસઇન્સ્પેક્ટર તથા ડિટેકિટવ આવેલ છે. તે આ ઓરડાની તથા પ્રબોધના શબની તપાસ કરવા ઇચ્છે છે. પેલી બારીની પણ તપાસ કરવાની છે; અને જો તેઓ ગુન્હેગારને શોધી શકે તો—"

"તો હું તેમને મારી અર્ધી મીલકત બક્ષિસ કરી દઈશ." હરિહરરાય દુઃખપૂર્ણ સ્વરે બોલ્યો· "કહે–કહે, મંજુ ! આ લોકોને કહે કે જો તેઓ મારાં વ્હાલાંઓના ખૂનીને શોધી આપે તો હું તેમને મારી અર્ધી મીલકત આપવાને તૈયાર છું. પણ નહિ, હું નથી ધારતો કે તેઓ તેને શોધી શકે. મને ભય છે કે કોઈ પિશાચ આપણી પાછળ લાગ્યો છે. તે એક પછી એક આપણાં વ્હાલાંઓનું ખૂન કરતો જાય છે. મારો પણ વારો આવશે. જો પ્રથમજ તેણે મારો ભોગ લીધો હોત તો આ દુઃખ તો મારે જોવું ન પડત."

"અહા ! આમને કેટલું બધું દુઃખ થાય છે ?" નરેન્દ્રપ્રસાદ બોલ્યો અને તેણે અરવિંદના સામે જોયું. એક પળ પહેલાં અરવિંદનાં નેત્રોમાં આંસું હતાં. તેનું હૃદય પણ આ હૃદયભેદક દશ્ય જોઇને ભરાઈ આવ્યું હતું. પરંતુ અત્યારે તેનાં નેત્રો ચમકતાં હતાં. જાણે વાઘને પોતાના શિકારની ગંધ આવી હોય એમ લાગતું હતું.

અરવિંદે જે સ્થળે ચંદ્રકાન્ત ઊભો હતો તે તરફ દષ્ટિ કરી. પછી તે જે સ્થળે મોરી હતી અને જ્યાં સાબુ પડેલો હતો ત્યાં ગયો. તેણે એ સાબુ તપાસ્યો. ત્યારબાદ પેલી બારીપર જે સ્થળે ઘસારો પડેલો હતો અને તેના ઉપર ધોળો ડાઘ દેખાતો હતો તેની તપાસ લીધી. ત્યારપછી સાબુ તેણે રકાબીમાં મૂકી દીધો અને તે ચંદ્રકાન્ત પાસે ગયો.

"મી. ચંદ્રકાન્ત!" તે ચંદ્રકાન્તના ખભાપર હાથ મૂકીને બોલ્યોઃ "મારે તમને ખાનગીમાં કેટલાક પ્રશ્નો કરવાના છે. જો કે તમે આ બનાવમાં દોષિત છો એમ હું ચોક્કસપણે કહી શકતો નથી, તો પણ—"

આમ અનપેક્ષિત રીતે પોતાના ઉપર આરોપ મૂકાતો જોઇને ચંદ્રકાન્ત તો હબાઈજ ગયો. તેનું મ્હોં ઉતરી ગયું. તે સ્તબ્ધ બની ગયો. હરિહરરાય ચમક્યો અને ટટ્ટાર બનીને ચંદ્રકાન્ત સામે વેધક દષ્ટિએ જોઇ રહ્યો.

ચંદ્રકાન્ત બોલ્યો: "મીસ્તર-મીસ્તર અરવિંદ! આ તમે શું કહો છો? મારા ઉપર શંકા? મેં આ બાળકનું ખૂન-"

અરવિંદે તેને આગળ બોલવા નહિ દેતા કહ્યું: "માફ કરો, મી. ચંદ્રકાન્ત! જો તમે અત્યારે કાંઈ પણ વિશેષ બોલશો તો તે પૂરાવામાં તમારી વિરૂદ્ધ જશે. તમે અહીં ઊભા રહો. મી. નરેન્દ્રપ્રસાદ! તમે આ ગૃહસ્થ ઉપર નજર રાખો. મી. ચંદ્રકાન્ત? હું મંજુલાબ્હેન તથા તેમના કાકાભાને બહાર મૂકી આવું, ત્યારબાદ મારે તમને જે કહેવું હશે તે ખાનગીમાં કહીશ."

એટલું કહીને તે જ્યાં હરિહરરાય બેઠા હતા ત્યાં આવ્યો અને તેને ઉઠવામાં મદદ કરતો બોલ્યો: "ચાલો, મી. હરિહરરાય! મારી સાથે બહાર ચાલો."

"નહિ, સાહેબ! મારી અહીંજ રહેવાની ઇચ્છા છે. તમે આ યુવક ઉપર શો આરોપ મૂકો છો? તેને શું કહેવા માગો છો? તે જાણવાની મારી ઇચ્છા છે. શું તમે એમ કહેવા ઇચ્છો છો કે—પણ નહિ એ કલ્પના પણ થઇ શક્તી નથી."

"પરંતુ ગુન્હેગાર કોણ છે તેની કલ્પના મેં તો કરી લીધી છે, ડોકટર હસમુખરાય! શું! તમે મારી સામે રિવોલ્વરનો ઉપયોગ કરવા ઇચ્છો છો?" અરવિંદે આ હરિહરરાય ઉર્ફે ડો. હસમુખરાયને જોરથી ધક્કો મારીને જમીન ઉપર પાડી દીધો, અને તે ક્ષણાર્ધમાં તેના ઉપર ચડી બેઠો તથા પોતાના ગજવામાંથી હાથકડી કાઢી હસમુખરાયના હસ્તમાં નાખતો બોલ્યો: "બદમાશ નરપશુ! તું હવે મારા પંજામાંથી છટકી શકે તેમ નથી. આજથી અમુક વર્ષો પહેલાં દર્બાનની હોસ્પિટલમાં હરિપ્રસાદ નામનો એક યુવક રસાયણશાસ્ત્રના પ્રયોગો કરતો હતો તેને તું ઓળખે છે? જો એ હરિપ્રસાદ અત્યારે તારી સામેજ ઊભો છે."

હસમુખરાયે ઘણા પછાડા માર્યા, બુમોબાડી, અરવિંદને બચકાં ભર્યાં, પરંતુ તે અરવિંદના રાખોડી પંજામાંથી છૂટો થઈ શક્યો

નહિ. છેવટે તે હતાશ બનીને અરવિંદ તરફ ક્રૂરતાપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહ્યો. તે દરમિયાન અરવિંદે તેના કોટના ગજવામાંથી એક રિવોલ્વર તથા એક નિકલની ન્હાની ચળકતી વસ્તુ કાઢી લીધી.

"ડોકટર!" અરવિંદ ઊભો થઈને બોલ્યો: "હવે તું મને કશું પણ કરી શકે તેમ નથી. જો પ્રથમથીજ મેં તને આરોપી તરીકે જાહેર કર્યો હોત તો મારી ખાત્રી છે કે તારી આ રિવોલ્વરની ગોળી જરૂર મારા મગજમાં પેસી ગઈ હોત. પરંતુ એથીજ મેં મને મી. ચંદ્રકાન્ત ઉપર શંકા હોવાનો દેખાવ કર્યો હતો અને વિનાકારણે તેમને ગભરાવી મેલ્યા હતા. મી. ચંદ્રકાન્ત! એ માટે મને ક્ષમા કરજો. પરંતુ જૂઓ, મંજૂલાબ્હેનને મૂર્ચ્છા આવી ગઇ હોય તેમ લાગે છે. તમે માણેકબાઈ તથા તેમના દીકરાઓના ખૂનીને પકડવાને ઇચ્છિતા હતા. તેમનો ખૂની આ માણસ છે."

મંજુલાને ચંદ્રકાન્ત તથા નિર્મળાએ મળીને સાવધ કરી. તે બોલી: "શું! તમે મારા કાકા હરિહરરાયને શા માટે પકડયા છે? તેમના ઉપર શાનો આરોપ છે?"

"મંજુલાબ્હેન! આ તમારો કાકો નથી." અરવિંદે કહ્યું: "ચંદ્રકાન્ત! મારી ખાત્રી છે કે જો તમે દર્બાનમાં તપાસ કરાવશો તો તમને જણાશે કે હરિહરરાય સ્વર્ગવાસ પામ્યા છે; અને તેમની માંદગી વખતે ડો. હસમુખરાય તેમની સારવાર કરતો હતો. આ માણસનું નામ હરિહરરાય નહિ પણ હસમુખરાય છે. રાશી એક પણ નામ જુદાં. કેમ ડોકટર! ખરૂં કે નહિ?"

"હસમુખરાય–હસમુખરાય! હા–હા, હવે મને યાદ આવે છે ખરૂં. મારા કાકાએ એક વિધવાની સાથે પુનર્લગ્ન કરવાનું લખેલું તેમાં જણાવ્યું હતું કે એ વિધવાબાઈ ડો. હસમુખરાયની બ્હેન છે."

"હવે સમજાય છે. એ ભાઇ બ્હેને હરિહરરાયને ફસાવીને તેમની પાસે એવું વસિયતનામું કરવ્યું હશે કે જો માણેકબાઈ તથા તેમનાં બાળકો ન હોય તો હરિહરરાયની તમામ મીલકત આ બાઈ

બ્હેનને મળે. વળી તમારા તરફથી લખાયેલા પત્રોનો પોતાની બ્હેન મારફત નાશ કરાવીને હસમુખરાયે હરિહરરાયને એવું સમજાવવાની પણ કોશિશ કરી હશે કે શિવપ્રસાદ, માણેકબાઈ અને તેમનાં સંતાનો જીવન્ત નહિ હોય; જો જીવન્ત હોત તો પત્ર લખ્યા સિવાય ન રહેત. હરિહરરાય જે પત્રો તમારા ઉપર લખતા હશે તેનો પણ એ બદમાશો નાશ કરી નાખતાં હશે.”

“હા, એ બરોબર છે. પરંતુ આ માણુસ કેવી રીતે ખૂન કરતો હશે ? કારણ કે મોટા મોટા ડોકટરો પણ મૃત્યુનું કારણ જાણી શક્યા ન હતા.” ચંદ્રકાન્તે પૂછ્યું.

અરવિંદે જવાબ આપ્યો: “આજે સ્હવારે મેં તમને આના જેવો જ કેસ અગાઉ જોયેલો હોવાનું જણાવ્યું હતું. નરેન્દ્રપ્રસાદ! એ તમારા સ્મરણમાં તો રહ્યુંજ હશે. એ માણુસ પકડાયો નહતો. પરંતુ મેં તમને કહ્યું હતું કે એ ખૂન કેવી રીતે થયું છે તે વિષયમાં મેં કરેલી શોધ એક ડૉકટરને જણાવી હતી. તે ડૉકટર આ હસમુખરાય પોતે. એ વખતે તો તેમણે મારા કથનને હસવામાં કાઢી નાખ્યું હતું. પરંતુ અત્યારે મારી શોધનો તેમણે ઉપયોગ કર્યો છે. હવે હું તમને આ નરાધમે કેવી રીતે ત્રણ ખૂન કર્યાં હતાં તે સમજાવીશ. જૂઓ, આ વસ્તુ તેના ગજવામાંથી મળી આવી છે. તે હાઇપોડરમીક સીરીંજ છે. પરંતુ તેની અંદર કશું પણ નથી. તેમ તેમાં કશું હતું પણ નહિ. આ અધમાધમે જે હવા આપણા જીવનના રક્ષણને માટે આવશ્યક છે તે હવાનોજ વિષ તરીકે ઉપયોગ કર્યો હતો. તેણે આ પીચકારીદ્વારા માણેકબાઈ તથા તેમના દીકરાઓને માત્ર હવાનું તેમની રક્તવાહિનીઓમાં ઇન્જેક્શન આપ્યું હતું. હવા મનુષ્યપ્રાણીની નસોમાં વહન કરતા રક્તની સાથે સંબંધમા આવતાં રક્તની ચીકણી ગાંઠ બંધાય છે. એ ગાંઠ હૃદયમાં કિંવા મગજમાં પહોંચે છે કે તુરત તેજ પળે તેનું મૃત્યુ છે. આ તેની પદ્ધતિ હતી. પરંતુ હવે એ સંબંધમાં ચિંતા કરવાની આવશ્યકતા નથી. આવતા માસની દશમી તારીખ

આ કુટુંબને હવે દુઃખપ્રદ નહિ નિવડે. ઇન્સ્પેક્ટર ! તમારા કેદીને લઇ જાઓ. મંજુલાબ્હેન ! ચંદ્રકાન્ત ! હવે હું રજા લઇશ."

"પણ તમારા પરિશ્રમનો બદલો ?" ચંદ્રકાન્ત બોલ્યો.

"બદલો ! નિર્મળાગૌરીએ મને લખ્યું હતું કે આ કેસમાં મારે બદલાની આશા રાખવાની નથી. એટલે મેં તેની આશા રાખીજ નથી. તથાપિ મારી શોધનો ઉપયોગ કરનાર પાપાત્માને હું પકડી શક્યો એજ મને તેનો બદલો મળી ચૂક્યો છે. છતાં હું એવો શ્રીમંત નથી કે મને બક્ષિસ મળતી હોય તો તેનો અસ્વિકાર કરૂં. તમને જે યોગ્ય લાગે તે લલિતપુરના પોલિસ સુપરિન્ટેન્ડન્ટ મી. નરેન્દ્રપ્રસાદની મારફત મોકલી આપજો. નિર્મળાગૌરી ! તમે રોકાઓ છો કે લેડી શારદાબાઇને ત્યાં જવું છે ?"

"હવે હું નથી ધારતી કે મારે અત્ર ખાસ રોકવાની જરૂર હોય. મંજુલાબ્હેન ! જો તમે રજા આપો તો હું લેડી શારદાબાઈ પાસે જઈ આવું."

'ભલે જાઓ, પણ આજે તમારે સૂવાનું અહીં છે. આ મકાનમાં અમને એકલાં ચેન નહિ પડે. પ્રબોધભાઇના શબને અગ્નિદાહ દેવાનો છે. તેની વ્યવસ્થા તો ચંદ્રકાન્ત કરશે." મંજુલા બોલી.

પોલિસ ઇન્સ્પેક્ટર હસમુખરાયને લઇને એક મોટરમાં બેઠો અને રવાના થઈ ગયો. બીજી મોટરમાં અરવિંદ, નરેન્દ્રપ્રસાદ અને નિર્મળાગૌરી બેઠાં. માર્ગમાં નરેન્દ્રપ્રસાદના પ્રશ્નનો ઉત્તર આપતાં અરવિંદ બોલ્યો: "હું એ નરાધમને કેવી રીતે ઓળખી શક્યો ? એ માણસનો મેં સ્પર્શ કર્યો ત્યાંસુધી હું તેને ચોકકસપણે ઓળખી શક્યો નહતો. ખૂન કેવી રીતે કરવામાં આવ્યું હશે એ વિષયમાં તો મને શંકા ન હતી, પરંતુ ખૂન કરનાર કોણ છે તે હું જાણતો ન હતો. જ્યારે મેં તેને બોલતા સાંભળ્યો તે વખતે મારા મનમાં શંકાનો પ્રાદુર્ભાવ થયો હતો. મને લાગ્યું કે મેં આ અવાજ અગાઉ સાંભ-

જ્યો છે. વળી તે બાહ્યતઃ વૃદ્ધ દેખાતો હતો તેના પ્રમાણમાં તેનો સ્વર યુવાન માણુસના જેવો લાગતો હતો. જો તે હરિહરરાય હોય તો વૃદ્ધ હોવો જોઇએ. ઓછામાં ઓછાં તેને પાંસઠ વર્ષ થયેલાં હોવાં જોઇએ; અને તેના અવાજમાં પણુ વૃદ્ધાવસ્થાની અસર હોવી જોઇએ. એ અસર ન હતી. એ પ્રમાણે મારા મનમાં અનેક કલ્પનાઓ આવી. પરંતુ જ્યારે મેં તેનો હાથ અને આંગળીઓ જોઈ ત્યારે જ હું જાણી શકયો કે એ હરિહરરાય નહિ પણુ ડો. હસમુખરાય છે. કેમકે તેના જમણા હાથની ટચલી આગળી સ્હેજ વળેલી છે અને અંગુઠા ઉપર તેજાબનો ડાઘ પડેલો છે. મેં તેને અગાઉ જોયેલો તે વખતે એ વાત મારા ધ્યાનમાં રહી ગઇ હતી. સાબુના સંબંધમાં તો વિશેષ ખુલાસો કરવાની જરૂર નથી. જો ખૂની મકાનની અંદર જ હોય અને બહારથી કોઇ વ્યક્તિ આવીને ખૂન કરી ગઈ છે એમ તે બતાવવા માગતો હોય તો તે બારી ઉઘાડી રાખે, તેના ઉપર ઘસારો કરે અને જલ્દી ન ભુંસાઈ જાય એવી વસ્તુ તેનાપર ચોપડે એ સ્વાભાવિક છે. એથી બીજાઓને બહારથી કોઈ આવ્યું હશે એવી શંકા જાય. જલ્દીથી ન ભુંસાય એવો સાબુ છે અને શયનગૃહમાં તે તત્કાળ મળી આવે. એથી મેં સાબુની કલ્પના કરી હતી. શું! નરેન્દ્રપ્રસાદ ! તમે પોલિસ કામશનર પાસે જાઓ છો ? વારૂ, હું નિર્મળાગૌરીને મૂકી આવું. આપણે લોજમાં મળીશું. ”



# પ્રકરણ ૪૭ મું.

---

## વ્હાલાની વિદાય.

નરેન્દ્રપ્રસાદ ગ્રાન્ટરોડપર ઉતરી પડયો અને એક વિકટોરિયા ભાડે કરીને પોલિસ કમિશનરને મળવાને ગયો. અરવિંદ નિર્મળા-ગૌરીને વાલકેશ્વરપર લેડી શારદાબાઇને ત્યાં મૂકવાને માટે ગયો.

તે બે જણાં મોટરમાં એકલાં પડયાં એટલે અરવિંદ બોલ્યો: "આપણે ચોપાટી તરફ જઇશું. ત્યાં પેલા બગીચામાં એકાદ ઘડી રોકાઇને પછી તમે શારદાબાઇને ત્યાં જજો. અહીંથી શારદાબાઇનું મકાન બહુ દૂર નહિં હોવાથી એકલાં જતાં હરકત આવશે નહિં."

"તમે ત્યાં નહિ આવો?" નિર્મળા બોલી: "શારદાબાઈ તમને ઘણી વાર યાદ કરે છે."

"ના, અત્યારે નહિ. મારે આજેજ અહીંથી નિકળવું છે. ત્યાં આવું તો તેઓ આગ્રહ કરે એટલે રોકાવું પડે; અને અહીં રોકાઈ રહેવાનું પાલવે તેમ નથી."

તે બન્ને જણાં પેલા બગીચામાં પ્રવેશ કરી આશોપાલવના વૃક્ષ નીચે પડેલી એક બેંચપર બેઠાં.

એકાદ પળ બન્ને મૌન રહ્યા બાદ નિર્મળા બોલી: "અરવિંદ! તમે મારો પત્ર મળતાંજ દોડી આવ્યા અને આ કુટુંબને તમારી બાહોશીનો ઉપયોગ કરીને દુ:ખમુક્ત કર્યું એ માટે હું તમારો આભાર માનું છું."

"તમારે મારો આભાર માનવાની જરૂર નથી. ખરી રીતે તો એ શબ્દો ઉચ્ચારવાનું કામ મારૂં છે. મેં તમને કહ્યું હતું કે જો તમને કદી પણ મારી જરૂર પડશે તો તમે લખશો કે તુરત હું આવીશ. તમે મને મારૂં વચન પાળવાની આપેલી તક માટે મારે તમારો આભાર માનવો જોઇએ. હજી પણ હું કહું છું કે તમને જ્યારે

મારી જરૂર પડે ત્યારે તમે મને પત્ર લખજો કે તારથી ખબર આપજો, એટલે હું વિના વિલંબે તમારી સેવામાં હાજર થઇશ."

"પણ તમે શારદાબાઈ પાસે આવ્યા હોત તો આનંદ આવત. તમને નહિ તેડી લાવવા માટે તે મને ઠપકો આપશે. તમને ખબર છે? તમે સુમનભાઇનું રક્ષણ કરવાને માટે જે જહેમત ઉઠાવી હતી અને તમારા પોતાના શરીરને જોખમમાં નાખ્યું હતું એ તેઓ અનેક વાર યાદ કરે છે."

"એ વાત સાચી છે, પણ ખરૂં પૂછાવો તો મેં સુમનચંદ્ર માટે નહિ પણ તમારે ખાતર એ સર્વ કર્યું હતું. તમારે માટે તો હું મારો પ્રાણ અર્પણ કરવાને પણ તૈયાર છું. તેનું કારણ? શું હજી પણ મારે કારણ સમજાવવું પડશે? લ્યો હવે હું રજા લઇશ. શારદાબાઇને મારા વંદન કહેજો." અરવિંદ ઉઠવાની તૈયારી કરવા લાગ્યો.

"પણ તમે તમારા પરિશ્રમના બદલાની તો માગણી કરતાજ નથી?"

"મંજુલાએ એ વિષયમાં કરેલા પ્રશ્નનો પ્રત્યુત્તર મેં તેમને આપ્યો છે, છતાં પણ તમે પુનઃ પૂછો છો તો કહું છું કે મારા પરિશ્રમનો જો તમે બદલો આપવા ઇચ્છિતાંજ હો તો એક રીતે આપી શકો તેમ છો. આપશો? આજ અનેક વર્ષો થયા મારા અંતરમાં જે આશા રમમાણ કરી રહી છે તેને પૂર્ણ કરશો? નિર્મળા! મારા હૃદયના દેવી! પવિત્ર પ્રેમની પ્રતિમા! મારા પરિશ્રમનો માત્ર એકજ બદલો છે. તે તારા સિવાય બીજા કોઈ પાસેથી મળી શકે તેમ નથી." અરવિંદનાં નેત્રો તેના હૃદયને સ્પષ્ટ કરતાં હતાં. તેનું આખું શરીર ધ્રૂજતું હતું. તેના સર્વાંગમાં નિર્મળા પ્રતિનો પ્રેમ ઉછાળા મારી રહ્યો હતો. તે ઊભો થઈ ગયો.

નિર્મળા પણ બેઠી થઇ અને કશું બોલ્યા સિવાય તેની પાસે ગઈ. તે એક પણ શબ્દ બોલી નહિ કે તેણે કશો પણ અવાજ કર્યો નહિ. તથાપિ તેના મૃદુ વદન ઉપર મધુર સ્મિત ફરકી રહ્યું હતું. એ

સ્મિત અરવિંદના પ્રશ્નનો જવાબ હતો. તે નિર્મળાનું હૃદય વાંચી શક્યો અને બોલ્યો: "નિર્મળા-વ્હાલી! મને ક્ષમા કર. તારા દર્શનથી મારૂં જીવન પવિત્ર માર્ગ તરફ વળ્યું છે. તેં મારા હૃદય મંદિરમાં નિવાસ કર્યો છે. તેં મને પુનર્જન્મ આપ્યો છે. પરંતુ હજી તારા હસ્તની માગણી કરતાં પહેલાં-તને મારા બાહુપાશમાં ધારણ કરતા પહેલાં મારા પૂર્વનાં પાપનું થોડુંક પ્રાયશ્ચિત્ત કરવાનું અધૂરૂં છે. એ પ્રાયશ્ચિત્ત થઈ રહેશે કે હું તારી પાસે આવીશ-તને વ્હાલી કહીને બોલાવીશ, અને તારા હૃદયમાં જો આ પાપાત્માને માટે સ્થાન હશે તો તને મારી શય્યાભાગિની બનાવીશ."

"ભલે, એ દિવસ આવે ત્યારે તમે આવજો." નિર્મળા પ્રેમથી ગદ્દગદિત બનેલા સ્વરપૂર્વક બોલી: "જો કે મારા મનથી તો તમે નિષ્પાપ છો-પવિત્ર છો-દેવ છો!" તે વિશેષ બોલી શકી નહિ.

"વારૂ, રજા લઈશ, પ્રણામ!"

"પ્રણામ!"

અરવિંદ ગયો, નિર્મળા પણ ગઈ. બન્નેના અંતરમાં પ્રેમ ઉછાળા મારતો હતો, નેત્રોમાંથી અશ્રુ વહેતાં હતાં. વ્હાલાંનો વિયોગ અસહ્ય છે.

---

## પ્રકરણ ૪૮ મું.

---

### મણિપુરનું રહસ્ય.

"સાહેબ! હમણાંજ એક માણસ પત્ર લઇને આવ્યો હતો. તેના ઉપર 'રીસાલદાર હરિસિંગ' લખ્યું છે. એટલે તે પત્ર મી. નરેન્દ્રપ્રસાદનો હોવો જોઇએ." મોહને અરવિંદના ઓફિસ રૂમમાં એક હાથમાં ન્હાનો ચાબૂક તથા એક હાથમાં પત્ર સાથે દાખલ થઇને

કહ્યું. તે વખતે અરવિંદ એક વર્તમાન પત્ર વાંચતો હતો. તેણે એ પત્ર લઈ, કવર ફોડીને અંદરથી કાગળ કાઢયો અક્ષરો નરેન્દ્રપ્રસાદનાજ હતા. પરંતુ તેના હમેશના નિયમ કરતાં પત્રમાં લખાણ બહુજ થોડું હતું. અરવિંદે પત્ર વાંચ્યો. તેમાં આ પ્રમાણે લખ્યું હતુંઃ—

"પ્રિય અરવિંદ! કૃપા કરીને તમે આજે રાત્રે બહાર નહિ જતાં મકાનપરજ રહેજો. હું તમારી પાસે રાત્રે નવ વાગે આવીશ. બાબત રાજ્યદ્વારી છે—બદલો ઘણોજ મોટો મળે તેમ છે.

"તમારો નરેન્દ્ર."

"વારૂ, મારે હમણાં કેટલુંક કામ છે. તું નીચે જા. નરેન્દ્રપ્રસાદ નવ વાગે આવવાના છો. સ્હાડાઆઠ થઈ ગયા છે." અરવિંદે કહ્યું.

"એકલાજ આવવાના છે કે તેમની સાથે બીજું કોઈ આવનાર છે?" મોહને પૂછ્યું.

'એ ખબર નથી. આવશે એટલે જણાશે. તેમને ઉપર મોકલજે."

"મોહન ગયો. અરવિંદ પેલું વર્તમાન પત્ર વાંચવામાં લીન બની ગયો. એ પત્રનું નામ 'સંધ્યા વર્તમાન' હતું. હમણાંજ છોકરો પત્ર આપી ગયો હતો. તેમાંનો અગ્રલેખ નિયમ કરતાં મોટો એટલે ત્રણ કોલમ જેટલો હતો. અરવિંદને એ અગ્રલેખમાં રસ પડેલો હોવાથી તે એ અગ્રલેખ વાંચતો હતો.

નવનો ટકોરો થયો. નરેન્દ્રપ્રસાદની મોટરના ભુંગળાનો ખાસ વિશિષ્ટ પ્રકારનો અવાજ સંભળાયો. અરવિંદે પેલા વર્તમાન પત્રને ટેબલપર એક બાજુએ મૂક્યું. નરેન્દ્રપ્રસાદે ઓરડામાં પ્રવેશ કર્યો.

"મેં નહોતું ધાર્યું કે મારો પત્ર લઇને માણસ આવશે ત્યારે તમે ઘેર હશો." નરેન્દ્રપ્રસાદ બોલ્યોઃ "હું તો એમજ ધારતો હતો કે આજે ચાંદની ખીલી છે અને પૂર્ણિમાની રાત્રી છે, એટલે તમે કોઇ બગીચામાં ચાંદનીની મજા લેતા હશો."

"એ વાત સાચી છે. પરંતુ આજે આ 'સંધ્યા વર્તમાન' કાંઇક

મોડું આવ્યું, અને તે વાંચવામાં મને રસ પડવાથી હું રોકાયો હતો."

"જે થયું તે સારૂંજ થયું." નરેન્દ્રપ્રસાદ બોલ્યો. પછી તેની દૃષ્ટિ વર્ત્તમાન પત્ર તરફ ગઈ. એ વર્ત્તમાન પત્રનું અગ્રલેખવાળું પાનું ખુલ્લું હતું. અગ્રલેખનું મથાળું વાંચીને તે બોલ્યો: "અરવિંદ! તમે પણ ચમત્કારિક મનુષ્ય લાગો છો. શું તમે મણિપુરના યુવરાજ શુરસિંહના રાજ્યાભિષેકની થનારી ક્રિયાને લગતો અગ્રલેખ વાંચવાને માટે ઘેર રોકાયા હતા?"

"હા, કેમ! મણિપુર રાજ્યમાં થયેલું પરિવર્ત્તન એક નવલ-કથાકારનું પણ આકર્ષણ કરે તેવું છે. એટલે તેને લગતી વિગતો વાંચવાનું કોઇને પણ મન થાય એ સ્વાભાવિક છે મણિપુરના પ્રજા-જનો દેશી રાજ્યોની પ્રજામા સહુથી આગળ વધેલા છે. તેઓ પોતાના રાજકર્ત્તાની પણ પરવા કરે તેવા નથી. તેઓ અત્યારે પોતાના યુવ-રાજને ગાદીએ બેસારવાને અત્યંત ઉત્કંઠિત બની ગયા છે, અને પ્રજા-જનોએ આ પ્રસંગને અદ્ભુત બનાવવાને પુષ્કળ ખર્ચ કર્યું છે. એથી વર્ત્તમાન પત્રકારો પણ તેમની આવી રાજભક્તિ જોઇને આશ્ચર્યમાં પડી ગયા છે. તોપછી મને તે જાણવાનું મન કેમ ન થાય?"

"પણ મને આશ્ચર્ય એજ થાય છે કે આજેજ તમે આ ગાદી-નશિનની ક્રિયાને લગતી વિગત વાંચવાને માટે ઘેર રહેવાનું કેમ પસંદ કર્યું?"

"એમાં કશું આશ્ચર્ય પામવા જેવું મને તો લાગતું નથી." અરવિંદે જવાબ આપ્યો: "લલિતપુરના પ્રજાજનને સ્વાભાવિક રીતેજ મણિપુરની રાજદ્વારી હકીકતમાં રસ પડવો જોઇએ. તમે અમુક વર્ષો પહેલાના ઇતિહાસનું સ્મરણ કરો. જો ત્યાંના પ્રજાજનો વિરૂદ્ધ ન પડયા હોત તો અત્યારે મણિપુરની ગાદી ઉપર એક લલિત-પુરનો પ્રજાજન હોત. આજથી આડત્રીશ વર્ષ પહેલાં જ્યારે મણિ-પુરના રાજકર્ત્તા વિરેન્દ્રસિંહ સ્વર્ગવાસ પામ્યા ત્યારે તેમના પછી રાજકુમારી કર્માદેવીને રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો. કર્માદેવીએ

લલિતપુર રાજ્યના એક ઉચ્ચ કુટુંબના મનુષ્યની સાથે સ્વેચ્છાપૂર્વક પોતાના મંત્રીમંડળની સલાહ લીધા સિવાય લગ્ન કર્યું. તે લગ્નની સામે પ્રજાજનો કિંવા મંત્રીમંડળે વાંધો લીધો નહિ. એ લગ્નસંબંધથી કર્માદેવીએ બે કુંવરી તથા એક કુંવરને જન્મ આપ્યો. ત્યારબાદ ત્યાંના સેનાનાયક વસંતસિંહની ઉશ્કેરણીથી પ્રજાજનોએ બળવો કર્યો. કારણકે કર્માદેવી પછી તેમનો કુંવર રાજગાદી ઉપર બેસે એ તેમને પસંદ નહતું. એ બળવામાં કર્માદેવીનો પતિ મરાયો અને મણિપુરની હક્કદાર રાજકર્ત્રી કર્માદેવીને પોતાનાં સંતાનો સાથે પલાયન થઈ જવું પડ્યું. તે સમયે લલિતપુર રાજ્ય પાસે કર્માદેવી તથા તેના પતિએ મદદની માગણી કરી હતી. પરંતુ લલિતપુરે એક રાજ્યના આંતરિક વિગ્રહમાં વચ્ચે ન પડવું એવી પોતાની રાજનીતિને આધારે મદદની ના કહી. તેનું પરિણામ શું આવ્યું તે તમે જાણો છો ? ત્યાંના લોકોએ વસંતસિંહને સિંહાસનપર બેસાર્યો. વસંતસિંહ કેવળ સ્વાર્થી હતો. તેને પોતાના સ્વાર્થ આડે કર્માદેવી કે તેનાં સંતાનોનો વિચાર પણ ન આવ્યો. અહા ! જેઓ એક રાજ્યના હકકદાર હતાં તેમને વનવન ભટકવું પડ્યું. લલિતપુર રાજ્યે તેમને આશ્રય પણ ન આપ્યો. એટલે ભટકી ભટકીનેજ તેમણે પોતાનું જીવન પૂર્ણ કર્યું. એ વસંતસિંહ આજથી છ માસ પહેલાં મરણ પામ્યો છે. તેની પછી તેના જેવાજ સ્વભાવનો તેનો પુત્ર શુરસિંહ ગાદી ઉપર આવ્યો છે. તેનો બાપ નીચ હતો. તેના હાથમાં સત્તા આવ્યા પછી તેણે મણિપુરના લોકોને ત્રાસ આપવામાં બાકી રાખ્યું નથી. તેનો દીકરો પણ બાપથી સવાયો થશે. એટલે મણિપુરના લોકોને તો તેમના કર્મનું ફળ અવશ્ય ભોગ-વવું પડશેજ. કહો, ત્યારે જે દેશ ઉપર લલિતપુરના પ્રજાજનનો એક વખત હકક હતો, તે દેશને લગતી બીનામાં લલિતપુરનિવાસી મનુષ્ય રસ લે તેમાં આશ્ચર્ય શું છે ? મને પૂછતા હો તો મને એ રાજ્ય કે તેની પ્રજા પ્રત્યે બિલકુલ લાગણી નથી."

"પરંતુ એમ છતાંએ જો મોટો બદલો મળવાની સંભાવના

હોય તોપછી લાગણીના પ્રશ્નને સ્થાન આપવું ન જોઇએ." નરેન્દ્રપ્રસાદ બોલ્યો.

"બદલો ! શાનો બદલો ?" અરવિંદ આશ્ચર્યપૂર્વક બોલ્યો: "તમે શું કહો છો ?"

"હું એ કહું છું કે અત્યારે મણિપુરના મહારાજા શુરસિંહને લગતી એક બાબતમાં હું તમારી સેવાની માગણી કરવાને આવ્યો છું." નરેન્દ્રપ્રસાદે જવાબ આપ્યો: "એ શુરસિંહના સંબંધમાં એક એવી હકીકત બની છે કે જે તેમના રાજ્યાભિષેકની ક્રિયા પહેલાં નાબુદ થઇ જવી જોઇએ. એ ક્રિયાને એક માસનો સમય છે. જો તે નાબુદ ન થાય તો શુરસિંહની નામોશી થાય તેમ છે અને બનવાજોગ છે કે ત્યાંનું પ્રજામંડળ તેની વિરૂદ્ધ પડવાથી શુરસિંહને પદભ્રષ્ટ થવાનો પણ સમય આવે-વખતે તેનું મૃત્યુ પણ થાય ! તેનો ખાસ હિતચિંતક અને મુખ્ય મંત્રી વિનયચંદ્ર આટલા માટેજ મણિપુરથી અત્ર આવેલો છે અને અત્યારે તે નીચે દિવાનખાનામાં બેઠો છે. તે તમામ હકીકત જણાવશે અને પોતાના માલિકને માટે તમારી પાસે મદદની માગણી કરશે."

"તેનો માલિક ? જેણે કર્માદેવીના નિર્દોષ પતિને કાપી નાખ્યો, કર્માદેવી તથા તેનાં સંતાનોને હાંકી કાઢયાં-રઝળતાં કર્યાં, એ નીચ સ્વાર્થસાધુ વસંતસિંહનો છોકરો તેનો માલિક !" અરવિંદ ગુસ્સાપૂર્વક ગર્જ્યો: "નહિ, એ કેસ હું કદી પણ હાથમાં લેવાનો નથી. લાખો રૂપીઆની લાલચ આપવામાં આવે તોપણ આ અરવિંદ મણિપુરના મહારાજાને મદદ કરવાને-બચાવવાને એક આંગળી પણ ઉંચી કરવાનો નથી."

"પણ સાહેબ ! મણિપુરનાં મહારાણીનું રક્ષણ કરવાને !" એક વ્યક્તિએ તેજ વખતે બહારથી પ્રવેશ કરીને કહ્યું: "તમે તેમને માટે કશું પણ નહિ કરો ?" તે નરેન્દ્રપ્રસાદ સામે જોઇને બોલ્યો: "સાહેબ ! ક્ષમા કરો, તમારા બે વચ્ચે ચાલતું સંભાષણ છૂપાઇને

સાંભળવું તે યોગ્ય નથી હું એ સમજી છું. પરંતુ મારા મહારાજાને માટે–મારા માલિકના હિતને માટે આ કામ મારે કરવું પડયું છે. ડિટેક્ટિવ સાહેબ !—" તેની દૃષ્ટિ અરવિંદ તરફ ગઇ. તે બોલતો અટકી ગયો. તે વિચારગ્રસ્ત બની ગયો અને એકી ટશે અરવિંદ સામે જોઈ રહ્યો. છેવટે તે બોલ્યો: "સાહેબ ! શું તમે–તમે પોતેજ મહાન ચમત્કારિક ડિટેક્ટિવ અરવિંદ ? મને લાગે છે કે મેં અગાઉ આપને જોયા છે. આપની મુલાકાતનો લાભ મને મળ્યો છે. ના, અહીં નહિ. કારણ કે લલિતપુરમાં તો આજે હું પહેલવહેલોજ પગ મૂકું છું. પરંતુ મારા ગામમાં–મણિપુરમાં નક્કી, ત્યાંજ મેં આપને જોયેલ છે, સાહેબ !"

"ના, સાહેબ !" અરવિંદે કહ્યું: "મેં મારા જીવનમાં મણિપુરમાં પગ મૂક્યોજ નથી. અને તમે મારા શબ્દો છૂપાઇને સાંભળેલા હોવાથી સમજી શકયા હશો કે ભવિષ્યમાં પણ તમારા રાજ્યમાં પગ મૂકવાનો મારો ઇરાદો નથી. મણિપુરના રાજા ગમે તેવી મુશ્કેલીમાં હોય, પરંતુ તેની મને પરવા નથી."

"હાજી, પણ મણિપુરનાં મહારાણી–સાહેબ ! મણિપુરનાં મહારાણી !"

"તમારાં મહારાણી પ્રત્યે પણ મને દિલસોજી હોવાનું કશું કારણ નથી."

"પણ તેમના પ્રત્યે તો તમારી દિલસોજી હોવીજ જોઇએ. તમે કહ્યું હતું કે રાજકુમારી કર્માદેવી તથા તેમનાં સંતાનો પ્રત્યે તમને લાગણી છે. જો તમે એ શબ્દો પ્રામાણિકતાપૂર્વક બોલ્યા હો તો અમારાં મહારાણી તમારી દિલસોજીને–મદદને પાત્ર છે. અમારા રાજ્યનો આગલો ઇતિહાસ તમે જ્યારે સંપૂર્ણપણે જાણો છો ત્યારે કર્માદેવી તથા તેમનાં સંતાનોનું શું થયું એ પણ તમે જાણતા હશો ?"

"હું માત્ર એટલું જાણું છું કે મહારાણી કર્માદેવી પિનાકપુરમા સ્વર્ગવાસ પામ્યાં. તે વખતે તેમને સાધારણ સ્થિતિના ગરીબ પરંતુ

દિલના ઉદાર મનુષ્યોએ આશ્રમ આપ્યો હતો. તેમના દીકરાનું શું થયું તે હું કહી શકતો નથી. તેમની બે દીકરીઓમાંથી મોટી દીકરીને લલિતપુરમાં મોકલવામાં આવી હતી. ત્યાં તે થોડા સમય પછી કાળના મુખમાં ઝપલાઇ ગઈ. બીજી દીકરી જે નવ વર્ષની હતી તેને દક્ષિણ હિંદુસ્તાન તરફના એક રાજ્યમાં લઈ જવામાં આવી હતી. ત્યારપછી તે ક્યાં ગઈ અને તેનું શું થયું એ મારા જાણવામાં નથી. મેં તેની તપાસ કરી નથી–તપાસ કરવાની જરૂર પણ નહતી. ”

“ત્યારે સાહેબ ! એ ન્હાની કુંવરીની હકીકત હું આપને જણાવીશ. સ્વર્ગસ્થ મહારાજા વસંતસિંહ દક્ષિણ હિંદુસ્તાનમાં યાત્રાએ ગયેલા તે વખતે એ કુંવરી જ્યાં હતી ત્યાં જઇ ચડયા હતા. એ કુંવરી તે વખતે તેર વર્ષની ઉમરની હતી. મહારાજાએ વિચાર કર્યો કે જો તેની સંભાળ લેવામાં નહિ આવે તો તે રખડી મરશે. એટલે મહારાજા તેને પોતાની સાથે મણિપુર લઈ આવ્યા. તેને એક કિલ્લામાં રાજકેદી તરીકે રાખવામાં આવી હતી. પરંતુ સાંપ્રત મહારાજા શુરસિંહ એ કિલ્લામાં જતાં એ રાજકન્યા તેમની દૃષ્ટિએ પડી હતી. તેમનું દિલ એ રૂપસુંદરીમાં લાગ્યું હતું. એટલે તેમણે વસંતસિંહજીને સમજાવીને બાર માસ પહેલાં એ રાજકન્યા સાથે લગ્ન કર્યું છે. આજે તે મણિપુરની મહારાણી છે એટલે મહારાજાને ખાતર નહિ તો એ મહારાણીને માટે પણ તમે અમને મદદ કરશો એવી પ્રાર્થના છે. એથી તમારો હેતુ પણ બર આવશે. કેમકે તમે કર્માદેવીના સંતાનને મદદ કરેલી ગણાશે. ”

અરવિંદ વિચારમાં પડી ગયો, અને તે સ્થિર દૃષ્ટિએ આ મનુષ્યને જોઈ રહ્યો. છેવટે બોલ્યોઃ “ શું તમે સાચું કહો છો ? તમે પ્રતિજ્ઞાપૂર્વક કહો છો કે આ સર્વ ખરૂં છે ? ”

“ હાજી, હું પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે હું એક પણ શબ્દ અસત્ય બોલ્યો નથી. ”

“ વારૂ, ત્યારે મી. વિનયચંદ્ર ! તમે તમારી હકીકત મને જણાવો.

હું મારાથી બનશે તેટલું અવશ્ય કરીશ.” અરવિંદે વચન આપ્યું.

“મહાશય! હું તમારો અત્યંત આભાર માનું છું. વળી આપના શ્રમનો બદલો—”

“બદલાની વાત આપણે પાછળથી કરીશું. તમે આ ખુરસીપર બેસો અને તમારે જે કહેવાનું હોય તે કહો.”

“મહાશય! અમારે ત્રણ કાર્યમાં આપની સહાયની જરૂર છે. એક ભયંકર સ્ત્રીને પરાજિત કરવાની છે. એ સ્ત્રી પાસે એક દસ્તાવેજ છે. જો તેની શરતનો મહારાજા સ્વીકાર ન કરે તો તે એ દસ્તાવેજને જાહેરમાં મૂકવાની ધમકી આપે છે. જો તે તેની ધમકીને અમલમાં મૂકે તો મહારાજાને ચોક્કસ પદભ્રષ્ટ થવું પડે. એ દસ્તાવેજ પાછો મેળવવાનો છે. ત્રીજું કાર્ય એ છે કે મણિપુર રાજ્યમાં વંશપરંપરાથી ઉતરી આવેલો મૂલ્યવાન્ ‘મુકુટમણિ’ મહારાજાના રાજ્યાભિષેકની ક્રિયા પહેલાં પાછો મળવો જોઈએ.”

“મુકુટમણિ! શું એ ગૂમ થયો છે?” અરવિંદ આશ્ચર્યસહ બોલ્યો: “તમારા મહારાજા એવી અમૂલ્ય અને અગત્યની વસ્તુની પણ સંભાળ ન રાખી શક્યા?”

“તમે એ મુકુટમણિના ઇતિહાસથી માહિતગાર લાગો છો?”

“એ મણિના ઇતિહાસની માહિતી કોને ન હોય? તેની કીર્ત્તિ સારા હિંદુસ્તાનમાં પ્રસરી રહી છે. એ મણિને માટે તો અનેક વાર મોટાં મોટાં યુદ્ધો થયાં છે, અનેક આત્માના બલિદાન અપાયાં છે. એના જેટલો કીમતી મણિ અત્યારે આખા જગતમાં કોઈ પણ સ્થળે નથી. આ મણિને માટે એમ કહેવાય છે કે જો એ મણિપુરના રાજકર્ત્તાઓના હાથમાંથી જાય તો પછી એ રાજ્ય ક્ષણભર પણ ટકી શકે નહિ. કેમ ખરૂં કે નહિ! જો કે એ કથન ઉપર હું વિશ્વાસ રાખી શકતો નથી. પરંતુ એવી દંતકથા છે ખરી. એ મણિ ખોવાયો છે?”

“હાજી, એ મણિ અત્યારે રાજ્યના ઝવેરાતની સાથે નથી.

પરંતુ એક પિનાકપુરનિવાસી વ્યક્તિ પાસે છે." વિનયચંદ્રે જવાબ આપ્યો.

"પિનાકપુર નિવાસી પાસે?" અરવિંદ સિંહની પેઠે ઘુરક્યોઃ "" પિનાકપુર અને મણિપુરને કેટલું શત્રુત્વ છે એ તો તમે જાણોજ છો. અર્થાત્ જો આ મણિ તમારા મહારાજા પાસેથી પિનાકપુર-નિવાસી પાસે ગયો હોય અને તે વાત મણિપુરના પ્રજાજનોના જાણવામાં આવે તો તમારા મહારાજાની શી દશા થાય, તેની કલ્પના તમે પોતેજ કરી લ્યો."

"હા મહાશય! એજ ભીતિ છે. રાજ્યાભિષેકને દિવસે આ મણિ મહારાજાના મુકુટમાં લોકોની દૃષ્ટિએ ન પડે અને તે એક પિનાકપુરનિવાસી પાસે છે એમ તેમના જાણવામાં આવે તો બીજીજ પળે લોકો ઉશ્કેરાઈ જાય અને પછી મણિપુર રાજ્યનો સર્વનાશ થાય."

"તમારા મહારાજા તેનેજ લાયક છે." અરવિંદે કહ્યું : ' પિના-કપુરનિવાસી પાસે! હાય! શું કરૂં! તમારી મહારાણીની મને દયા આવે છે, એટલે લાચાર છું. કહો, એ મણિ પિનાકપુરનિવાસી પાસે કેવી રીતે અને કયારે ગયો?"

"મર્હુમ મહારાજા સ્વર્ગવાસ પામ્યા તે પહેલાં. એટલે કે આજથી લગભગ બે વર્ષ પહેલાં."

"શું તે મર્હુમ મહારાજાએ આપ્યો હતો?"

"ના, તેમને તો એ વિષયમાં કશી માહિતી ન હતી. કેમકે સાચા મણિને બદલે તેના જેવોજ કૃત્રિમ મણિ ઝવેરાતની સાથે મૂકી દેવામાં આવ્યો હતો. તમે જાણો છો કે યુવાની દિવાની છે. શુરસિં-હજીએ યુવાનપણામાં કરેલી મૂર્ખતાનું એ પરિણામ છે. તમે શુરસિંહ-જીની ઉછાંછળી પ્રકૃતિ અને મૂર્ખતાના સંબંધમાં જાણતા હશો?"

"હા, તે વિષયલંપટતાની પ્રતિમા છે. શું તેણે આ મણિ કોઈ સ્ત્રીને આપ્યો છે?"

"હા, જ્યારે તે પિનાકપુરમાં છદ્મવેશમાં રહેતા હતા તે વખતે

એક સ્ત્રીની તેમને મુલાકાત થઈ હતી. એ સ્ત્રી અત્યંત ખુબસુરત હતી. મહારાજા તે સ્ત્રીમાં મોહમુગ્ધ બની ગયા–તેના ગુલામ જેવા બની ગયા હતા ! ”

“ ગુલામ ! મણિપુરના યુવરાજ પિનાકપુરનિવાસી સ્ત્રીના ગુલામ? મહાશય ! આ તમે શું બોલો છો ? ”

“ હું સાચું કહું છું. પ્રેમ આંધળો છે. તે બન્ને વચ્ચે સંબંધ વધતો ચાલ્યો. એક વખત તે સ્ત્રીએ એ મણિને પોતાના મસ્તકપર ધારણ કરવાની ઇચ્છા જાહેર કરી. એટલે યુવરાજ ગુપ્ત રીતે મણિપુર આવ્યા. તેમણે ભાંડારાધ્યક્ષને ફોડયો અને પેલો મણિ હાથ કરી તેને બદલે કૃત્રિમ મણિ મૂકી દીધો. જો કે એ મણિ ઠામુકો હાથથી જશે એવી તેમની માનિનતા ન હતી. પરંતુ એ મણિ પાછો ન જ મળ્યો. પેલી સ્ત્રી મણિ લઇને ગુપ્ત રીતે પસાર થઇ ગઈ. તેણે કહેવરાવ્યું કે જો મણિ જોઇતો હોય તો યુવરાજે તેની સાથે લગ્ન કરવું અને તેમાં મહારાજા વસંતસિંહજીની સંમતી મેળવવી. એ કાર્ય કદી પણ બની શકે તેવું ન હતું. ”

“ કદી પણ નહિ–કદી પણ નહિ ! બનેજ નહિ ! ”

“ એટલે પછી યુવરાજે તે મણિ ગમે તે રીતે તેની પાસેથી મેળવવાનો પ્રયત્ન કરવા માંડયો. જો કે આ વાર્ત્તા તેમણે મહારાજા તથા પ્રજામંડળથી ગુપ્ત રાખી હતી. તેમણે લૂટારાઓને, ધરફાડુઓને પેલી સ્ત્રી પાસેથી એ મૂલ્યવાન્ મણિ પ્રાપ્ત કરવાને માટે રોકયા. તે સ્ત્રીના મકાનમાં ખાતર પાડવામાં આવ્યું, તેના મકાનની દરેકે દરેક વસ્તુની તપાસ કરી, તેના અંગની પણ જડતી લીધી. પરંતુ મણિ ન મળ્યો તે ન જ મળ્યો. ”

“ તેમણે પિનાકપુરની પોલિસને કેમ જાહેર ન કર્યું ? ”

“ એમ બની શકે તેમ હતું જ નહિ કારણ કે યુવરાજે એક વખત પ્રેમાવેશમાં આ સ્ત્રીને એવો દસ્તાવેજ કરી આપ્યો હતો કે તે જો જાહેર થાય તો બીજીજ પળે મણિપુરના લોકો તેની વિરૂદ્ધ

ઉશ્કેરાઇ જાય અને તો પછી શુરસિંહજી મણિપુરમાં પગ પણ મૂકી શકે નાહ. એટલે પોલિસને જાહેર કરવાથી એ ગુપ્ત ભેદ પણ પ્રકટ થાય તેમ હતો."

"કૂત્તો!" અરવિંદ આવેશપૂર્વક બોલ્યો: "એ મૂર્ખ મણિપુરનિવાસીઓ! તમને તમારા કૃત્યનો બરોબર બદલો મળ્યો છે. વારૂ, પછી શું થયું?"

"થોડા દિવસ પહેલાં એ સ્ત્રી એકાએક મણિપુરમાં આવી છે. તેની સાથે એક દેખાવમાં લોફર જેવો લાગતો પુરુષ છે. એ માણુસની એક આંખ ગયેલી છે. તે માણુસની સાથે એક પાંજરામાં ચકલીઓ છે."

"ચકલી!" નરેન્દ્રપ્રસાદ અત્યારસુધી મૌનપણે સાંભળતો હતો, તે વચ્ચે બોલ્યો: "મી. અરવિંદ! તમને એમ લાગે છે કે પેલા મણિને એકાદી ચકલીના પેટમાં છૂપાવ્યો હોય?"

"અશક્ય! ન્હાનો મણિ હોય તો ચકલી ગળી શકે. પરંતુ આ તો કબુતરના ઈંડા જેવડો છે. કેમ, ખરૂં કે નહિં, મહાશય?"

"હાજી," વિનયચંદ્રે જવાબ આપ્યો: "એ મણિ જે એકવાર જૂએ તેના સ્મરણપટપરથી તે કદી પણ ભૂંસાય તેમ નથી."

"વારૂ, હવે તમે તમારી હકીકત જણાવો. થોડા દિવસ પહેલાં એ બે જણાં મણિપુરમાં આવ્યાં, પછી?"

"તેમની સાથે દશ નોકરો પણ છે. એ સ્ત્રીની માગણી એ છે કે મહારાજાએ તેની સાથે લગ્ન કરીને તેને મહારાણીના જેટલુંજ પદ આપવું. રાજ્યાભિષેક વખતે પણ તે સરઘસમાં અને દરબારમાં મહારાજાની સાથે હાજરી આપે. જો મહારાજા આ શરતનો સ્વીકાર નહિ કરે તો તે જણાવે છે કે તે પેલા દસ્તાવેજને વર્ત્તમાનપત્રમાં પ્રકટ કરશે તથા તેની અસલ નક્કલ પ્રજામંડળના અધ્યક્ષ ઉપર મોકલી આપશે અને પેલો મણિ પોતે ધારણ કરીને જાહેરમાં તે મણિ લોકોની દૃષ્ટિએ પડે તેવી રીતે ફરશે."

"એ સ્ત્રી પણ જબરી ખરી! પછી તમે તેને એ પ્રમાણે કરતી

અટકાવવાને માટે શા પગલાં લીધાં ?”

“તેને લોકોની સાથે પરિચયમાં નહિ આવવા દેવાને ખાતર મેં તેને તથા તેની સાથેના માણસોને મહારાજાની સલાહથી મારા મકાનમાં ઉતારો આપ્યો છે. વળી તે મારે ત્યાં રહેવાથી તેનો તથા તેના માણસોનો સામાન છૂપી રીતે તપાસવાની મને સગવડ મળી છે. પરંતુ પેલા દસ્તાવેજ કે મણિનો પત્તો મળતો નથી.”

“ગમે તેમ હોય તો પણ એ બન્ને વસ્તુઓ તેની પાસે હોવી જોઇએ. નહિ તો તે આ પ્રમાણે ધમકી આપે નહિ. તેને તમારા મકાનમાં ઉતારો આપવામાં તમારો શો હેતુ હોવો જોઇએ, એ વિષયમાં તેને શંકા ઉત્પન્ન થઈ હશે. કારણ કે તેના જેવી સ્ત્રી કાંઈ મૂર્ખ ન હોય. પણ તેને મહારાજા તરફથી તેના ઉપર જબરદસ્તી થવાની ભીતિ લાગતી નથી કિંવા એ વિષયમાં તે ચિંતાતુર હોય એમ જણાતું નથી ?”

“જરી પણ નહિ. મારા માણસોએ તેનો સામાન તપાસ્યાની હકીકત તે જાણે છે. એ વાત તેણે મને કહી પણ હતી. પરંતુ એથી તેને લેશ પણ ભય ઉપજ્યો નથી. બે દિવસ પહેલાં તેણે મને કહ્યું હતું કે ‘તમે કશું પણ મેળવી શકો તેમ નથી, છતાં પણ જો તમે એ બે વસ્તુઓને શોધી શકશો તો પણ તે મારા માણસો તમને મકાનની બહાર લઇ જવા દેશે નહિ !’ ”

“અહો ! તેના દસ નોકરો છે તે ! એ સ્ત્રી લાગે છે તો કુશળ. મણિ કિંવા દસ્તાવેજ તેના કબજામાંથી તમારી પાસે આવે તો પણ તેના નોકરો તમને તે લઇને બહાર જવા દે નહિ ? આ તો ઘરધણી શિયાળવાં !”

“હા, સાહેબ ! એટલે કદાચ તમે એ બે વસ્તુઓ પ્રાપ્ત કરી શકો તો પણ—”

“મહાશય ! એ વિષયમાં નિશ્ચિંત રહો.” અરવિંદે કહ્યું: “જો એ બન્ને અથવા તેમાંની એકાદી વસ્તુ હું પ્રાપ્ત કરીશ તો

મારી સાથે જ તે વસ્તુઓ પણ બહાર નિકળશે. મી. નરેન્દ્રપ્રસાદ! મોહનની સંભાળ રાખજો. તેને હું મારી સાથે મણિપુર લઈ જવા ઇચ્છિતો નથી. આ કેસમાં હું એકલો જ કામ કરવા ઇચ્છું છું. કદાચ બે દિવસ થાય કે એક અઠવાડિયું પણ થાય. પરંતુ આવતી કાલે સ્હવારે ઉપડતી મેલટ્રેનમાંજ હું શ્રીયુત વિનયચંદ્ર સાથે રવાના થઇશ."

"વારૂ, બીજું કાંઈ કામ છે ?"

"હા, તમે કાલે સ્ટેશનપર મને મળજો. તે વખતે મારે માટે માંસનો એક ન્હાનામાં ન્હાનો ડબો—મારા ગજવામાં સ્હેલાઇથી સમાઈ શકે તેવો લેતા આવજો. શું! તેનો મારે માટે ઉપયોગ કરવાનો છે? મશ્કરી તો નથી કરતાને? હું માંસાહારી નથી. પરંતુ તેની ખાસ જરૂર છે. કોને માટે અને ક્યારે જરૂર પડશે એ તો પાછળથી સમજાશે. વારૂ, અગીયાર થઈ ગયા છે. મોહન કોફી લાવે તેને ઇન્સાફ આપીને તમે બન્ને પધારો." તેણે ઘંટડી કરી.

મોહન આવ્યો. તેને કોફીની કીટલી, દુધ, સાકર તથા ત્રણ કપ લાવવાનું કહ્યું. મોહન આજ્ઞા પ્રમાણે કોફી લઈ આવ્યો. તેને ઈન્સાફ આપ્યા બાદ નરેન્દ્રપ્રસાદ તથા વિનયચંદ્ર ઉઠયા.

"ત્યારે કાલે સ્હવારે આઠ વાગે સ્ટેશન ઉપર મળજો." અરવિંદે તેમને સૂચના કરી.

---

## પ્રકરણ ૪૯ મું.

---

### અરવિંદની શરત.

અરવિંદ તથા વિનયચંદ્ર મણિપુર સ્ટેશન ઉપર ઉતર્યા. વિનયચંદ્રે તાર કરેલો હોવાથી તેમને લેવા માટે સ્ટેશન ઉપર બે ઘોડાની

ગાડી આવી હતી. બન્ને તે ગાડીમાં બેઠા. ગાડી આગળ વધતી ગઈ. શહેરની અંદર દાખલ થયા બાદ અરવિંદ બોલ્યો: "મહાશય! આ શહેરની બાંધણી સુંદર અને ચિત્તાકર્ષક છે. વ્યાપાર પણ સારો ચાલતો હોય એમ લાગે છે. તમારા મહારાજા પોતાનું પદ જાળવી રાખવાનો પ્રયત્ન કરે અને પેલી પિનાકપુરની સુંદરી મહારાણી પદને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે તેમાં કાંઇ આશ્ચર્ય નથી. પણ એ સ્ત્રીનું નામ શું છે?"

"રતિમોહિની." વિનયચંદ્રે નામનો નિર્દેષ કર્યો.

"રતિમોહિની! નામ પણ સુંદર છે. તેના બે અર્થ થઈ શકે. રતિ એટલે કામદેવની સ્ત્રીના જેવી મોહિનીવાળી, અથવા તો રતિને પણ મોહ પમાડે તેવી. અરે ગાડીવાન! ગાડી જરી ઊભી રાખ!"

"કેમ શું છે?" વિનયચંદ્રે પ્રશ્ન કર્યો. ગાડી ઉભી રહી ગઈ.

"જૂઓ, પેલાં બે ગલુડીયાં બાઝે છે. તેમાં એકને લોહી નિકળ્યું લાગે છે. એ બિચારૂં ગરીબ સ્વભાવનું અને ભૂખ્યું હોય એમ લાગે છે. તેના પેટમાં ખાડા પડયા છે. રહો, હું તેને લઈ આવું." અરવિંદ નીચે ઉતર્યો.

"વિનયચંદ્ર તો તેની પાછળ જોઈ રહ્યો. તે મનમાં બડબડયો: "શું આ માણસ બાહોશ ડિટેક્ટિવ હશે? મને તો કોઇ તરંગી જેવો લાગે છે. આવા ગંદા ગલુડીયાને તે શું કરવાનો છે?"

અરવિંદ ગલુડીયાને હાથમા ઉપાડીને લાવ્યો અને ગાડીમાં પોતાની જગ્યાએ બેઠો તથા ગલુડીયાને પોતાના ખોળામાં રાખી પંપાળવા લાગ્યો.

"મહાશય! તમે આને શું કરશો?" વિનયચંદ્રે દુર્ગંધ મારતા શ્વાનબાલ સૂગાઇને પ્રશ્ન કર્યો.

"શું કરીશ? તેને મારી સાથે રાખીશ. મને દુઃખી આત્માની દયા આવે છે. આ પ્રાણી દુઃખી હતું. તેમે તેના જાતભાઇ તરફથી માર પડતો હતો. એ ત્રાસમાંથી તેને મુક્ત કરવું તે આપણી ફરજ

છે. મારો તો એ ધંધોજ ઠર્યો. વારૂ, ગાડીવાન ! ચલાવ ગાડી.”

“પણ આ કેટલું ગંદું અને બેડોળ છે!”

“એથી શું થયું ! કાંઇ ખુબસુરત અને સુઘડ વ્યક્તિનેજ આ જગત ઉપર રહેવાનો પરમાત્માએ ઇજારો આપ્યો નથી.”

“પણ આના કરતાં કોઈ સારૂં કૂતરૂં રાખ્યું હોત તો ઉપયોગી થઈ પડત. આ તો રખડતું કૂતરૂં છે. ઉલટું તમને ભારરૂપ થઇ પડશે.”

“જો એવું લાગશે તો તેને ક્લોરોફોર્મ આપીને હું મોક્ષ-ધામમાં પહોંચાડી દેવામાં પણ ઢીલ કરનાર નથી. અત્યારે તો મને પ્રિય લાગે છે. અપ્રિય થઈ પડે ત્યારની વાત ત્યારે.”

ગાડી વિનયચંદ્રના ભવ્ય મહાલય પાસે આવી પહોંચી. તેમણે ગાડીમાંથી ઉતરી મકાનની અંદર પ્રવેશ કર્યો. પેલું શ્વાનબાળ અરવિંદની પાસેજ હતું. વિનયચંદ્ર અરવિંદને રતિમોહિનીવાળા ખંડમાં લઇ ગયો.

રતિમોહિની અત્યંત સ્વરૂપવાન્ અને આકર્ષક હતી. તેની ઉમર માત્ર ત્રેવીશ–ચોવીશ વર્ષની હતી. અત્યારે તે ભરયુવાનીમાં આવી પહોંચેલી હોવાથી તેનું ભરાવદાર વદન વિશેષ આકર્ષક લાગતું હતું. તેનો ઉન્નત સ્તનપ્રદેશ તેની શોભામાં વધારો કરતો હતો. તેણે વિનયચંદ્રને કહીને આ મહાલયમાં એક પણ સ્ત્રી રહેવા ન પામે એવી વ્યવસ્થા કરી હતી. વળી તે જે ભાગનો ઉપયોગ કરતી હતી ત્યાં વિજળીની બત્તી હતી તે બંધ કરાવી તેને બદલે તેણે મીણબતીનાં વાલસેટ ગોઠવ્યાં હતાં. તેનો તથા એક આંખવાળા તેના માણસનો એમ બન્ને ખંડ જોડાજોડ હતા અને એ બે ખંડમાં વિજળીના ઘંટની ગોઠવણ કરવામાં આવી હતી. તેણે એ સંબંધમાં વિનયચંદ્ર પાસે ખુલાસો કર્યો હતો કે “મારો આ માણસ-કાનજી નરમ અને બિહકણ સ્વભાવનો છે. કદાચ રાત્રે તમારા માણસો તેને હેરાન કરે તો તે અમને ચેતવી શકે માટે આ વિજળીના જાડાણવાળા ઘંટની ગોઠવણ કરી છે.”

જ્યારે અરવિંદ ત્યાં આવ્યો ત્યારે કાનજી એક બારી પાસે

બેઠો હતો. ચકલીઓનું પાંજરૂ તેની પાસે ટેબલ ઉપર પડયું હતું. તેની સામે દૃષ્ટિપાત કરતાંજ બે મુદ્દાનો વિનાવિલંબે નિર્ણય થઈ શકતો હતો. એક તો એ કે તે એક આંખે આંધળો છે એ વાત સાચી હતી, કારણ કે તેની એક આંખના ખાડામાં બનાવટી કાચનો ડોળો બેસારવામાં આવ્યો હતો. બીજો એ કે વિનયચંદ્રના કહેવા મુજબ આ માણસ લોફર અને હલકી જાતનો હોવો જોઇએ.

"અહો!" અરવિંદ મનમાં બડબડયો: "આ તો ભવિષ્યવેત્તા! પિનાકપુરમાં કેટલાક લોકો પોતાની પાસે ચકલી તથા કાગળનાં પરબીડીયાં રાખે છે. પછી જે માણસ બે પૈસા આપે તેને માટે ચકલી પાસે એક પરબીડીયું ઉપડાવે. એ પરબીડીયાની અંદર કાગળમાં તે માણસનું ભવિષ્ય લખેલું હોય! આવા માણસને આ રતિમોહિનીએ શા કારણસર પોતાની સાથે રાખ્યો હશે? હં! ટોમી!" તેણે પોતાની પાસેના કુરકુરીયાને 'ટોમી' નામ આપીને તેને સંબોધીને કહ્યું: "તું ઠીક ઉપયોગમાં આવી જશે. આ શુક્રાચાર્યની ચકલીઓ માંહેની એકાદના પેટમાં મણિ હશે એવી ખોટે માર્ગે દોરવનારી શંકા રતિમોહિની બીજાના મનમાં ઉત્પન્ન કરવા માગે છે. પણ સેવક કાંઈ મૂર્ખ નથી! વળી બાઇસાહેબને મીણબત્તીનો બહુજ શોખ લાગે છે. ચોતરફ વાલસેટ, હાંડી અને ઝુમર, અને તમામમાં મીણબત્તી. રાત્રે જ્યારે તમામ દીવા પ્રકટતા હશે તે વખતે આ ખંડનો દેખાવ અજબ લાગતો હશે."

તે એક બાજુએ ઊભો હતો. રતિમોહિની તેની પાસે આવી અને બોલી: "મીસ્તર! તમે ડિટેક્ટિવ લાગો છો. આ વિનયચંદ્ર મણિપુરના મુખ્ય મંત્રી છે. એ મંત્રીપણામાં તેમને ધોળા વાળ પણ આવી ગયા, છતાં અસત્યવાદ ગયો નહિ. તે મને કહેતા હતા કે 'હું મારા ભત્રિજા પાસે જાઉં છું અને બનશે તો તેને મારી સાથે તેડતો આવીશ.' પરંતુ તેમની એવી ચાલાકીથી આ રતિમોહિની કાંઇ ભોળવાય તેવી નથી. મીસ્તર! તમે ડિટેક્ટિવ છો? વારૂ, તમારાથી જો બની

શકે તો મણિપુરને જેની જરૂર છે તે શોધી કાઢજો."

"સુંદરી! એ ઈરાદાથીજ હું અત્ર આવ્યો છું." અરવિંદે જવાબ આપ્યો: "અને આપને જણાવવાની રજા લઉં છું કે આપની આજ્ઞાનું હું અવશ્ય પાલન કરીશ."

"એમ કે?" તે સ્મિત કરતી બોલી: "કાનજી! તું સાંભળે છે? મારા વફાદાર સેવકો? આ ડિટેક્ટિવ કહે છે તે સાંભળ્યું! આ જાસુસીનો ધંધો કરનાર મનુષ્ય આપણા ઉપર સરસાઈ મેળવવાને માટે આવ્યો છે. પણ ડિટેક્ટિવ મહાશય! તમને તમારી શક્તિ માટે વધારે પડતું ગુમાન લાગે છે. તમારે જરીક ત્વરાથી કામ લેવું પડશે. કેમકે રાજ્યાભિષેકના દિવસે મહારાજાએ એ મણિયુક્ત મુકુટ ધારણ કરવાનો છે. એટલે તે મણિ મુકુટમાં જડવાનો છે. તે રાજ્યના સોનીને આપવો પડશે. એટલે જો તમે અગાઉથી એ મણિ તેને મૂળ સ્થાને મૂકી નહિ દો તો પેલા સોનીના કહેવાથી આખું મણિપુર જાણશે કે સાચા મુકુટમણિને બદલે તેના જેવોજ કૃત્રિમ મણિ છે. પણ નહિ! એટલો વખત પણ શા માટે આપવો? વિનયચંદ્રજી! તમે મારા તરફથી તમારા મહારાજાને કહેજો કે જો ત્રણ દિવસમાં તેઓ મારી માગણીનો સ્વીકાર નહિ કરે તથા સ્વીકાર કર્યાની જાહેર રીતે સાબિતી નહિ આપે તો હું મણિ તથા દસ્તાવેજની સાથે મણિપુરનો ત્યાગ કરી જઈશ. પછી બરોબર રાજ્યાભિષેકને દિવસે હું અહીં આવીશ."

"રતિમોહિની! ઉતાવળ ન કરો. આટલાં બધાં નિર્દય ન થાઓ." વિનયચંદ્ર બોલ્યો: "હું તમને વિનતિ કરૂં છું-પ્રાર્થના કરૂં છું. થોડી ધીરજ રાખો."

"નહિ, હવે હું મેં કહ્યું છે તેથી એક કલાક પણ વધારે રોકાવાની નથી. મને હવે કંટાળો આવ્યો છે. મારી ધીરજ ખૂટી ગઈ છે. ત્રણ દિવસ, વિનયચંદ્ર! ત્રણ દિવસ. કૂતરાવાળા ડિટેક્ટિવ સાહેબ! ત્રણ દિવસ. તેથી એક ક્ષણ પણ વધારે નહિ. સમજ્યા ને?"

"ત્રણ દિવસ પૂરતા છે" અરવિંદે સ્હેજ નમન કરીને કહ્યું:

" હું આપને વચન આપું છું કે માત્ર બે દિવસમાંજ એ વસ્તુઓ હું પ્રાપ્ત કરીશ."

અરવિંદના આવા ગુમાનભર્યા શબ્દો સાંભળીને રતિમોહિની ખડખડાટ હસી પડી. તે બોલી: " મહાશય ! તમારા જેવો ગુમાની મેં આજસુધી કદી પણ જોયો નથી. મારા વફાદાર સેવકો, અને મારા ગરીબ કાનજી ! સાંભળો છો કે ? આ મીસ્તર બે દિવસમાં પેલો દસ્તાવેજ તથા મણિ આપણા કબજામાંથી લઈ લેવાના છે. ધ્યાનમાં રાખજો કે તે આ મકાનમાંથી જેટલી વાર બહાર નિકળે તેટલીવાર તેના માથાથી તે પગના આંગળા સુધી તેના શરીરની જડતી લેવી. જો તે સામો થાય તો તમારી પાસે પિસ્તોલ છે. કદાચ તે માટે આપણા ઉપર આરોપ મૂકવામાં આવશે તો મણિપુરની પ્રજાથી જે છુપું રાખવાનો આટલો બધો પ્રયત્ન કરવામાં આવે છે તે નિર્વિલંબે પ્રકટ થઇ જશે. મીસ્તર ડિટેક્ટિવ ! તમારી ચાલાકી બતાવજો."

" સુંદરી ! અત્યારે એ કંટાળા ભરેલા સંભાષણને લંબાવવાની શી જરૂર છે ?" અરવિંદે કહ્યું: " અહો, આ પીઆનો છે ? વિનયચંદ્રજી ! જરીક આ કુરકુરીયાને રાખો. તે તમારા માણસને સોંપજો. પરંતુ તેને કહેજો કે તેને બિલકુલ ખોરાક આપવો નહિ. હું તેને ભૂખ્યું રાખવા ઇચ્છું છું. તેને અત્યંત ભૂખ લાગશે એટલે તે આ શુક્રાચાર્યની ચકલીઓને ખાઇ જશે. મને એ ચકલીઓ દીઠે ડોળે પણ ગમતી નથી. સુંદરી ' તમને સંગીત પસંદ છે ? સાંભળો ત્યારે." એમ કહીને તે ગાવા લાગ્યો.

અરવિંદના મધુર સંગીતે, તેના આકર્ષક સંભાષણે રતિમોહિનીને મોહલુબ્ધ બનાવી દીધી. તે પણ અરવિંદ સાથે ગાવા લાગી. રાત્રીભોજનનો સમય થતાં બધાં જમવા ગયાં. જમ્યા પછી પણ રતિમોહિનીએ અરવિંદને આગ્રહપૂર્વક પોતાના ખંડમાં બોલાવ્યો. તેઓ મોડી રાત સુધી આનંદવાર્ત્તામાં જાગતાં બેસી રહ્યાં. જ્યારે રતિમોહિની સુવાને માટે ઉઠી તે વખતે અરવિંદે એક બાજુએ ટેબલ

ઉપર પડેલું વાલસેટ તેના હાથમાં આપ્યું.

રતિમોહિની બોલીઃ "મી. ડિટેકિટવ! તમારા જેવો માણસ જો કોઇ નાટક કંપનીમાં હોત તો લોકોને ગાંડાઘેલા કરી મૂકત. મને નવાઈ લાગે છે કે આવો જાસુસીનો ધંધો તમને કેમ પસંદ પડયો ?"

"આ ધંધામાં કમાણી સારી છે તેથી."

"પણ આ કેસમાં તો તમે એક પાઈ પણ મેળવી શકવાના નથી. કેમકે તમને વિજય મળવાનો નથી."

"નાજી, મારી ખાત્રી છે કે હું નિષ્ફળ નહિજ જાઉં."

"માત્ર ત્રણજ દિવસ છે–યાદ રાખજો–ભૂલતા નહિ."

"આપનો સ્વભાવ ઘણોજ માયાળુ છે; એટલે આપ ત્રણ દિવસ કહો છો. બાકી મેં તો બે દિવસ કહ્યા છે. ત્રીજા દિવસની સ્હવારે આપે અહીંથી આ રાજ્યની હદ છોડી જવી, એવું આજ્ઞાપત્ર આપને મળશે, અને તેજ દિવસે ખરો મુકુટમણિ રાજ્યના સ્વામીને સુપ્રત થશે. સુંદરી! નિશ્ચિંતપણે સુખનિદ્રાનો અનુભવ કરો :" અરવિંદ નમન કરીને પોતાને માટે જે ખંડમાં વ્યવસ્થા કરવામાં આવી હતી ત્યાં ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૫૦ મું.

---

### કાચનો ડોળો.

બીજે દિવસે અરવિંદ સ્હવારથી સ્હાંજ સુધીમાં ત્રણ વખત મકાનમાંથી બ્હાર નિકળ્યો હતો. પેલા કુરકુરીયા સાથે તેને એટલો બધો પ્રેમ બંધાયો હતો કે તે જ્યારે બહાર જતો ત્યારે

તેને પોતાની સાથે લઇને જતો હતો. એ ત્રણે વખત બહાર નિકળતાં પહેલાં રતિમોહિનીના સેવકો તેને એક ખંડમાં લઈ જતા તથા નવસ્ત્રો બનાવી તેનાં વસ્ત્રોની તથા તેના શરીરની જડતી લેતા હતા. જો તે એક ટાંકણી પણ છૂપાવવા ધારે તો તે પણ આ લોકોથી છૂપી રહી શકે તેમ નહતું.

એથી વિનયચંદ્રે તેને કહ્યું: "મહાશય! મને તો આમાં કશી પણ આશા રહેતી નથી. દુઃખ એ છે કે બધું મૂંગે મ્હોંયે સહન કરવું પડે છે. કેમકે આપણે કશું પણ કરીએ તો આ દુષ્ટા ખરી હકીકત જાહેર કરી દે અને મહારાજાનો સર્વ નાશ થઇ જાય. તમે પણ તેની સાથે વધારે પડતી શરત કરી છે. હવે તમારે માટે માત્ર ચોવીસ કલાક–એકજ દિવસ બાકી રહ્યો. પ્રભુ પાસે મારી પ્રાર્થના છે કે તે અમારા મહારાજાને સહાય કરે."

"પરમાત્માએ તેમને સહાય કરી છે. જો કે તમારા મહારાજા એ સહાયને યોગ્ય નથી' તોપણ તમારા મહારાણી સામે પ્રભુએ જોયું છે." અરવિંદે કહ્યું: "આવતી કાલે રાત્રે દશ વાગે તમે અહીં આવજો. તમારી સાથે આ સ્ત્રીએ વિનાવિલંબે મણિપુર રાજ્યની હદ છોડીને પોતાના સેવકો સાથે ચાલ્યા જવું એવું આજ્ઞાપત્ર લેતા આવજો. મહારાજાના બોડીગાર્ડની ટુકડીને પણ લેતા આવજો, અને મને જે કાંઇ બદલો આપવા મહારાજાની ઇચ્છા હોય તે પણ તમારી સાથેજ લેતા આવજો. રોકડની જરૂર નથી. ચેક ચાલશે."

"મહાશય! તમે શું કહો છો? તમે આશા રાખો છો કે એ વસ્તુઓ તમે પ્રાપ્ત કરીજ શકશો?"

"હું માત્ર આશાજ રાખતો નથી; પરંતુ મને મારા પ્રયત્નમાં સફળતા પ્રાપ્ત થઈ છે. મણિ તથા દસ્તાવેજ કયા સ્થળે છે એ હું ગઇ કાલે રાત્રીએજ જાણી ગયો હતો. આવતી કાલે રાત્રે તમે મેં કહ્યું છે તે પ્રમાણે જરૂર કરજો. સામે ચોકમાં ઊભા રહેજો. જ્યારે હું મીણબત્તીનું વાલસેટ દિવાનખાનાની બારીમાં ધરી રાખું તે વખતે

એક નોકરને અહીં પેલું આજ્ઞાપત્ર લઇને મોકલજો. બોડીગાર્ડના સિપાહીઓને અહીંથી જોઇ શકાય તેટલે દૂર રાખજો. માત્ર તમારે એકલાએજ અંદર આવવું."

"એ વખતે મણિ તથા પેલો દસ્તાવેજ તમે મને આપશો? કે પછી તે જે સ્થળે છૂપાવેલાં હોય તે જગ્યા બતાવશો?"

"ના, જો એમ કરૂં તો તેઓ આપણને બન્નેને મારી નાખે. જરી પણ વાર ન લગાડે."

"તો પછી તે બે વસ્તુઓ અમારા કબજામાં કેવી રીતે આવી શકશે?"

"હું જ તમને આપીશ." અરવિંદે પોતાનો જમણો હાથ લંબાવીને કહ્યું: "જે હાથે ગઈ કાલે રાત્રે એ બન્ને વસ્તુ ધારણ કરી હતી તેજ હાથ તમને તે વસ્તુઓ આપશે."

"મહાશય!" જાણે વિજળીનો આંચકો લાગ્યો હોય તેવી રીતે ચમકીને વિનયચંદ્ર બોલ્યો: "શું! ગઈ કાલે રાત્રેજ તમે તે વસ્તુઓનો કબજો કર્યો છે? તમે એ વસ્તુઓને આ મકાનમાંથી બહાર કેવી રીતે લઇ ગયા?"

"હજી હું મકાનની બહાર લઇ જઈ શક્યો નથી."

"પણ તમે લઇ જઇ શકશો? એ બદમાશોની વચ્ચેથી તમે સહિસલામત એ બે વસ્તુઓ સાથે પસાર થઈ શકશો?"

"કાલે રાત્રે બરોબર સમયે હાજર થજો અને દિવાનખાનાની બારી સામે દૃષ્ટિ રાખી વાલસેટની રાહ જોજો. મણિ આ મકાનમાંથી બહાર પસાર થઈ જશે અને તમારે માટે અંદર પ્રવેશ કરવાને કશી હરકત જેવું નહિ હોય તો જ એ વાલસેટ તમારી દૃષ્ટિએ પડશે."

"અને દસ્તાવેજ? પેલો કાગળ?"

અરવિંદ હસ્યો અને બોલ્યો: "એ મને કાલે પૂછજો. આવતી કાલે તમે તથા આ રતિમોહિની કાંઇક એવું શ્રવણ કરશો કે જેથી તમને બન્નેને આશ્ચર્ય થયા સિવાય રહેશે નહિ." એટલું કહી તે વિનયચંદ્રથી જુદો પડીને ત્વરિત ગતિએ ચાલ્યો ગયો.

તે દિવસે પણ પોતે ત્રણ વખત બહાર ગયો હતો તે સિવાય બાકીનો સમય અરવિંદે રતિમોહની સાથે આનંદ ગમતમાં ગાળ્યો. રાત્રે સૂવાનો વખત થતાં પહેલી રાત્રીની માફક જ અરવિંદે રતિમોહિનીને વાલસેટ આપ્યું.

બીજે દિવસે–જે દિવસે રાત્રીએ દસ વાગે વિનયચંદ્રને તૈયાર રહેવાની સૂચના થઇ હતી તે દિવસે પણ અરવિંદના કાર્યક્રમમાં કશો ફેરફાર પડયો નહિ. તે રતિમોહિનીની સાથેનો સાથેજ રહ્યો હતો. માત્ર આજે સ્હાંજે તેણે પેલા કુરકુરીઆને પોતાની પાસેનું પાસે રાખવાને બદલે પોતાના ખંડમાં પૂરીને તાળું વાસ્યું હતું. કુરકુરીઉં એકલું પડવાથી તથા આજ ત્રણ દિવસ થયાં તેને બિલકુલ ખોરાક મળેલો નહિ હોવાથી તે બૂમો પાડયા કરતું હતું. તેની બૂમો એટલી બધી વધી પડી કે તે રતિમોહિનીને અસહ્ય થઇ પડી.

" મહાશય ! તમે તમારા કૂતરાને કાં તો શાંત કરો, અથવા તો કાંઇક ખોરાક આપો. " તે બોલીઃ " તેની બૂમો મારાથી સહન થઈ શકતી નથી. મારૂં મગજ પકવી નાખે છે. માટે દયાને ખાતર તેને થોડો ખોરાક આપો. "

" નહિ, હું કદી પણ આપવાનો નથી. " અરવિંદ બોલ્યોઃ "મેં જે કહ્યું હતું એ તમારા સ્મરણમાં નથી રહ્યું ? હું તેને ભૂખે મારવા માગું છું. કારણ કે તેની ભૂખ અસહ્ય થઇ પડે તો પછી તે તમારા શુક્રાચાર્ય કાનજીની ચકલીઓને ખાઈ જાય. "

" શું તમે એમ માનો છો કે પેલો દસ્તાવેજ તથા મણિ છૂપાવવાના કાર્યમાં એ ચકલીઓનો સંબંધ છે ? "

" મારી ચોકસ ખાત્રી છે. નહિ તો એવાં બેડોળ અને કશા પણ ઉપયોગમાં ન આવે એવાં પ્રાણીને તે પોતાની સાથે રાખેજ નહિ."

' અહા, મહાશય ! તમે ઘણા જ હુશિયાર અને ચાલાક લાગો છો. " તે બોલીઃ " પણ તો પછી તમારો કૂતરો એ ચકલીઓને ખાવાની શરૂઆત જલ્દીથી કરે તો સારૂં; નહિ તો મોડું થશે અને

તમારો પ્રયત્ન અફળ જશે. જૂઓ, અત્યારે સ્હાડાનવ થઈ ગયા છે. દોઢેક કલાક બાદ હું સૂઇ જઇશ. તમારી શરત મુજબ અડતાલીસ કલાક એટલે કે બે દિવસ આજે રાત્રે અગીયાર વાગે પૂરા થઇ રહેશે, અને તમે તમારૂં વચન પાળી શકશો નહિ." તે સ્હેજ ચિડાઈને બોલી: "મીસ્તર ! હવે તો આ કૂતરાને શાંત રાખો તો સારૂં. મારી ઘણી ઇચ્છા છે કે ગઈ કાલનીરાત્રીની માફક તમે બજાવો અને હું ગાઉં. પણ આ કૂતરો ક્યાં ચેન પડવા દે છે?"

"જો એ કૂતરો તમને કંટાળો આપતો હોય તો હું તેને બહાર લઈ જઇને અશ્વશાળામા બાંધી આવું. એટલે આપણા સંગીતમાં વિઘ્ન પડશે નહિ. હું ધારૂં છું કે હું અશ્વશાળામાં જઇનેજ પાછો આવવાનો છું; તો પછી તમારા માણુસોને અત્યારે મારી જડતી લેવાની જરૂર નથી."

જો કે તેમ છતાં પણ તે કૂતરાને લઇને મહાલયની બહાર નિકળવા લાગ્યો તે વખતે રીવાજ મુજબ તેનાં વસ્ત્રો અને શરીરની જડતી લેવામાં આવી. તેની પાસેથી મણિ કે દસ્તાવેજ મળી આવ્યા નહિ. પછી તેને બહાર જવા દીધો.

તે કૂતરાને બહાર કમ્પાઉન્ડમાં આવેલી અશ્વશાળામાં બાંધીને અંદર આવ્યો તથા રતીમોહિની પાસે ગયો અને બોલ્યો: "સુંદરી! તમારા માણુસો વફાદાર અને ચાલાક ખરા! આવા વફાદાર સેવકો મળવા માટે હું તમને ધન્યવાદ આપું છું."

"એમ! વારૂ કાનજી! હવે આજ રાત્રીએ તો તારે તારી ચકલીઓની ચિંતા કરવાની જરૂર નથી. હા, જો મીસ્તર ડિટેક્ટિવ પોતેજ કૂતરાનું કાર્ય બજાવે અને ચકલીઓને સ્વાહા કરી જાય તો જુદી વાત."

"જો કદાચ મણિ મેળવવાને માટે તેમ કરવાની જરૂર પડે તો પણ સેવક પાછો હઠે તેમ નથી." અરવિંદ બોલ્યો. તેણે કાંડાપર બાંધેલી ઘડિયાળ તરફ દૃષ્ટિ કરીને કહ્યું: "તમારા માણુસોએ

મારી જડતી લેવામાં વીશ મીનિટ નકામી ગૂમાવી. હવે દશમાં માત્ર દશ મીનિટ બાકી છે. દરમ્યાન આપણે એકાદ ગાયન પૂરૂં કરીએ. કેમકે હું નથી ધારતો કે દશ વાગ્યા પછી તમને ગાવાનો સમય મળે." એમ કહી તે પિયાનો બજાવવા બેઠો અને રતિમોહિની ગાવા લાગી. સંગીત ચાલુ હતું તે દરમિયાન ઘડિયાળમાં દશના ટકારા થયા.

તે એકદમ કૂદ્યો અને બન્ને હાથ ઉંચા કરીને જાણે આનંદમાં આવીને નાચતો હોય, તે પ્રમાણે કરતો બોલવા લાગ્યો: "મણિપુર! ઓ મણિપુર! તારે માટે, તારા રાજકર્ત્તા માટે, તારા પ્રજામંડળ માટે!" તેણે ટેબલ ઉપરથી વાલસેટ ઉપાડયું અને ગત રાત્રીના સંકેત મુજબ બારી પાસે ધર્યું.

"માસ્તર–મીસ્તર!" રતિમોહિની બોલી ઉઠી: "આ તમે શું કરો છો? તમે કોને સંકેત કરો છો? શા માટે સંકેત કરો છો?"

"મણિપુરના મહારાજાના બોડીગાર્ડોને-તેમને જણાવવા કે હવે મહારાજાને તમારા તરફથી કશો પણ ભય રહ્યો નથી. જૂઓ, આ બારીમાંથી બહાર દૃષ્ટિ કરો. મહારાજાના બોડીગાર્ડ ઊભા છે. મહારાજા શુરસિંહજી તમને ફરમાવે છે કે હવે તમારે એક પળની પણ ઢીલ નહિ કરતાં આ રાજ્યની હદ છોડીને ચાલ્યા જવું. કેમકે હવે તેમને તમારો ભય રાખવાનું કશું પણ કારણ રહ્યું નથી."

રતિમોહિનીએ વાલસેટ તરફ તથા કાનજી તરફ દૃષ્ટિ કરી. વાલસેટ ટેબલ ઉપર પડયું હતું. કાનજી બારી પાસે ચકલીના પાંજરા સાથે બેઠો હતો. પછી તે અરવિંદને ઉદ્દેશીને બોલી: "માફ કરો, મીસ્તર! પણ હું નથી ધારતી કે મહારાજા એવો હુકમ મને ફરમાવવાની હિમ્મત કરી શકે."

"તમે નથી ધારતાં, પણ હું તો-કોણ વિનયચંદ્રજી! પધારો–પધારો! કેમ? આજ્ઞા પત્ર લાવ્યા છો ને? સારૂં કર્યું. લાવો મારી પાસે. સુંદરી! લ્યો, તમે માનતાં ન હતાં, પણ આ આજ્ઞાપત્ર. આજ રાત્રે બાર વાગે જે ટ્રેન અહીંથી ઉપડે છે તેમાં જ તમે ચાલ્યાં જાઓ.

લ્યો આ આજ્ઞાપત્ર અને પેલું તમારૂં વાલસેટ. જૂઓ એ વાલસેટના ફરતો તમે લગાવેલો કાગળ હજી ત્યાંજ છે." તેણે એ વાલસેટ ફરતો લગાવેલ કાગળ ઉખાડતાં કહ્યું: "પણ જો તમે તેનું અવલોકન કરશો તો માલૂમ પડશે કે એ કાગળ તદ્દન કોરો છે. જે કાગળ તમે તેના ફરતો વિંટાળ્યો હતો એ તો મેં કાઢી લઇને બાળી નાખ્યો હતો. કેમકે તે જૂનો હતો. તેને બદલે બીજો નવો કાગળ લગાવ્યો હતો. ઠીક કર્યું ને ?"

"તમે શું કર્યું ?" પેલો કાગળ અરવિંદના હાથમાંથી ઝુંટવી લઇને તેની સામે દૃષ્ટિ કરતી રતિમોહની આવેશપૂર્વક બોલી."

"કોરો તદ્દન કોરો છે." અરવિંદ સ્મિત કરતો બોલ્યો: "તમે હુશિયાર અને ચાલાક તો ખરાં, પણ તમારે જરીક વિશેષ કાળજી રાખવાની જરૂર હતી. પહેલીજ રાત્રે મેં શરબતમાં ચપટી ભરીને એક ભૂકી નાખી હતી. એટલે તમને રાત્રે શાંત નિદ્રા આવી ગઈ હતી. પછી તમારા શયનગૃહમાં દાખલ થઈ, જૂનો કાગળ કાઢી લઈ, તેનું સ્થાન નવા કાગળને આપવામાં કશી પણ મુશ્કેલી નડે તેમ ન હતું."

"શું ! તેં મને ઘેનની દવા આપી હતી ?" રતિમોહિની વાઘણી માફક ઉછળી.

"હાજી, માત્ર તમને જ નહિ પણ તમારા પ્રિયપાત્ર શુક્રાચાર્ય કાનજીને પણ તે ઔષધ આપવાની જરૂર લાગી હતી. એમ ઉશ્કેરાઈ ન જાઓ. આ બિચારા શુક્રાચાર્યને આમ ખેંચો નહિ. તેનો કાચનો ડોળો બહાર નિકળી આવશે અને બધો ભેદ કળાઇ જશે. જો કે એ કાચના ડોળાની પાછળ ખાડામાં માત્ર મીણની ગોળી જ તમારી દૃષ્ટિએ પડશે. કેમકે પહેલી રાત્રીએજ મેં તેની અંદરથી 'મુકુટમણિ' કાઢી લીધો હતો. આજે રાત્રે એ મણિ આ મકાનમાંથી પસાર પણ થઇ ગયો છે. મારે કહેવું જોઇએ કે એક આંખવાળા આ ભિખારડાને શોધી કાઢી તેના કાચના ડોળાની પાછળ મણિને છૂપાવવાની યુક્તિ કાંઇ જેવી તેવી ન ગણાય. પરંતુ કાનજીને પૂછી જૂઓ !

તેને કાચના ડોળાની પાછળ રાખેલો મણિ ખુંચતો હતો અને તેના મનને અસ્વસ્થ બનાવતો હતો. વળી આગળ કાચનો ડોળો હોવાથી એ મણિ મેં તેની પાછળથી કાઢી લીધો છતાં તમે કિંવા તે કશું પણ જાણી શક્યાં નહિ. રતિમોહિની! આ આજ્ઞાપત્ર પ્રમાણે અમલ કરવાની ઢીલ ન કરેશ. નહિ તો પછી મણિપૂરના મહારાજા તને સલામત રહેવા દેશે નહિ."

હવે રતિમોહનીએ અહીંથી સહિસલામત પોતાના માણસો સાથે પસાર થઈ જવામાંજ ડહાપણ માન્યું.

---

## પ્રકરણ ૫૧ મું.

---

### અરવિંદ કોણ?

વિનયચંદ્ર તથા અરવિંદ મહાલયની ઓશરીપર ઊભા હતા. રતિમોહિની તથા તેના સેવકો ગાડીમાં બેસીને સ્ટેશન તરફ વિદાય થતાં હતાં.

વિનયચંદ્રે કહ્યું: "મી. અરવિંદ! આવતી કાલે હું તમારી મહારાજા સાથે મુલાકાત કરાવીશ."

"નાજી, હું તમારી લાગણી માટે આભાર માનું છું. પરંતુ તમારા મહારાજાને મળવાની મારી ઇચ્છા નથી. હું પણ આજે રાત્રીની ટ્રેનમાંજ અહીંથી વિદાય થવાનો છું. પ્રવાસમાં રતિમોહનીની સંગતીથી આનંદ આવશે. મને ચેક આપો. એક લાખ રૂપીઆનો છે? મારી શક્તિની તમે કદર કરી છે. આ રકમનો સદુપયોગજ થશે. વારૂ, હવે એક દયાનું કામ કરજો. અશ્વશાળામાં જે કુરકુરીયાને મેં રાખ્યું છે તેને પ્રથમ પુષ્કળ ખાવાનું આપજો અને પછી ડોકટરને બોલાવી તેને ક્લોરોફોર્મ અપાવીને તેનું પેટ ચીરી નાખજો. તેના આંતરડાની વચ્ચેથી

પેલો મુકુટમણિ મળી આવશે. એ કુરકુરીયાને મેં એટલા માટે ભૂખ્યું રાખ્યું હતું કે અતિ ભૂખને પરિણામે તેને ગમે તે આપવામાં આવે તોપણ તે ગળી જાય. આજે રાત્રે જ્યારે હું તેને બહાર કાઢવાનો હતો તે વખતે જે માંસ હું લલિતપુરથી લાવ્યો હતો તે માંસ મણિના ફરતું લપેટીને મેં તે કકડો કૂતરાને આપ્યો. કૂતરો વિનાવિલંબે કે આનાકાની કર્યા સિવાય એ કકડાને એકદમ ગળી ગયો. તમારા મહારાજાને કહેજો કે એક કૂતરાના પ્રતાપથી તમે તમારો મુકુટમણિ, તમારૂં રાજ્ય અને તમારૂં જીવન એ ત્રણેને રક્ષી શક્યા છો !"

તે આસપાસ દૃષ્ટિ કરીને બોલ્યોઃ "ઓ મણિપુર! તારી રાજગાદી ઉપર કોનો હક્ક હતો ? અત્યારે તેનો ઉપભોગ કોણ કરે છે ?"

"મહાશય! આ શો ચમત્કાર!" વિનયચંદ્રના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડયોઃ "જે રાત્રે તમારો પ્રથમ મેળાપ થયેલો તે રાત્રીના જેવોજ તમારો ચ્હેરો દેખાય છે. મે તમને અગાઉ જોયા હોય તેમ લાગે છે. બોલો, કૃપા કરીને કહો કે તમે કોણ છો ?"

"અરવિંદ !" તેણે જવાબ આપ્યોઃ "ડિટેકિટવ અરવિંદ ! ઓ મણિપુર! તેં તારી મહારાણી કર્માદેવીનો ત્યાગ કર્યો, તેનાં પતિને કાપી નાખ્યો, તેનાં સંતાનોની દરકાર ન કરી !"

"મહાશય !"

"વચ્ચે ન બોલો—મને મારી જન્મભૂમિનાં દર્શન કરવા દો. ઓ મણિપુર! મારૂં વ્હાલું વતન ! મારા પ્રજાજનો ! તમને છેલ્લા પ્રણામ—"

"મહાશય—અરે—આ શું જોઉં છું ! મહારાજ સૂર્યસિંહજી !"

વિનયચંદ્ર એકદમ અરવિંદ ઉર્ફે સૂર્યસિંહજી–કર્માદેવીના કુંવરના પગમાં પડયો.

અરવિંદ તેનો હસ્ત પકડી તેને ઊભો કરતો બોલ્યોઃ ' નહિ, વિનયચંદ્રજી ! મને તમારા વંદનની જરૂર નથી. મને જવા દો !"

"નહિ, મહારાજ! હવે આપથી ન જવાય—આ રાજગાદી ઉપર આપનો ખરો હક્ક છે. અમે આપની ઘણી તપાસ કરાવી હતી. વસંતસિંહથી પ્રજામંડળ તદ્દન કંટાળી ગયું હતું. તે આપને આપનું રાજ્ય પાછું સોપવાને તૈયાર હતું. પરંતુ આપનો પત્તો ન લાગ્યો. આજે અચાનક આપનો મેળાપ થયો છે. હવે અમે આપને નહિ જવા દઇએ. આપને આપનાં ભગિની—સાંપ્રત મહારાણી માટે લાગણી થતી હશે. પરંતુ તેમને કોઈ વાતે હરકત નહિ આવે. જો આપની ઇચ્છા હશે અને શુરસિંહજીને પસંદ પડશે તો તેમને પણ રાજ્યમાં યોગ્ય અધિકાર મળશે. નહિ તો રાજ્ય તરફથી આપનાં ભગિનીને આપ કહેશો તેટલું વર્ષાસન આપવામાં આવશે. પરંતુ હવે આપ ન જાઓ. આ રાજ્યને અપકીર્તિમાંથી આપેજ બચાવ્યું છે. મુકુટમણિ આપેજ મેળવી આપ્યો છે. આપ મણિપુરના ખરા હક્કદાર મહારાજા છો."

"શાંત થાઓ, મંત્રી મહાશય! શાંત થાઓ. તમારો અત્યંત આગ્રહ છે તો જો પ્રજામંડળ જાહેર રીતે મને આમંત્રણ કરશે તો હું આવીશ. પરંતુ અત્યારે તો હું જઇશ. મારે લલિતપુરમાં એક અગત્યનું કાર્ય કરવાનું છે. આજે આઠમી તારીખ છે. સતાવીશમી તારીખના રોજ રાજ્યાભિષેકની ક્રિયા થવાની છે. જો પ્રજામંડળ મને આમંત્રણ કરશે તો હું છવીશમી તારીખે હાજર થઇશ. શુરસિંહજી તથા મારી ભગિનીને માટે યોગ્ય વ્યવસ્થા કરજો."

"ભલે પધારો, આપની ઇચ્છા પ્રમાણેજ તમામ વ્યવસ્થા થશે."

અરવિંદ ઉર્ફે સૂર્યસિંહ એક ગાડીમાં બેસીને સ્ટેશનપર ગયો. ત્યાંથી ટ્રેનમાં બેસી લલિતપુર નહિ જતાં તે સીધો મુંબઇ ગયો.

---

# પ્રકરણ ૫૨ મું.

---

## ઉપસંહાર.

અરવિંદ લેડી શારદાબાઇનો મ્હેમાન થયો. તેને જોઈ શારદાબાઇ, સર સુમનચંદ્ર વગેરેને અત્યાનંદ થયો. નિર્મળાના આનંદનો તો પારજ નહતો.

બપોરે ભોજન કર્યા પછી નિર્મળાને એકાંતમાં મળવાની અરવિંદને તક પ્રાપ્ત થઈ. અરવિંદ બોલ્યો: " નિર્મળાગૌરી-નિર્મળા ! આજે હું તમારી પાસે આવ્યો છું-એક માગણી કરવાને આવ્યો છું. જે મનુષ્યને તમે તમારી સામે ઊભેલો જૂઓ છો, તે એક વખતે અધમાધમ મનુષ્ય હતો. તેને તમારા પવિત્ર વદનના દર્શને ઉજ્જવળ બનાવ્યો છે-તેના જીવનક્રમમાં મોટો ફેરફાર થઈ ગયો છે. તેણે પોતાનાં પાપનું સંપૂર્ણ પ્રાયશ્ચિત કર્યું છે. કહો, તેના હસ્તનો તમે સ્વીકાર કરશો ? તેના સુખ દુઃખમાં ભાગ લેવાને તત્પર થશો ? "

નિર્મળાએ કશો પણ પ્રત્યુત્તર વાળ્યો નહિ. તેણે પોતાનું મુખ અરવિંદની છાતીમાં છૂપાવી દીધું. તે અરવિંદના બાહુપાશમાં જકડાઇ ગઇ.

અરવિંદ બોલ્યો: " નિર્મળા ! તમે ઉચ્ચ કુળનાં છો. મારા જેવા એક સામાન્ય મનુષ્યની સાથે લગ્નગ્રંથીથી જોડાવામાં તમે સાહસ તો નથી કરતાંને ? મને મારા કુળની ખબર નથી. મારાં માતા પિતાના નામનું પણ મને સ્મરણ નથી. મારૂં મૂળ વતન કયું છે તે પણ હું જાણતો નથી. "

" મારે તમારા વતનની, તમારાં માતાપિતાની, તમારા કુળની કશી પણ જરૂર નથી. મારે માત્ર તમારીજ જરૂર છે. તમે મને મળ્યા એજ હું મારૂં અહો ભાગ્ય સમજું છું. "

" તો પછી જો તમને હરકત ન હોય તો આપણે ત્વરાથી લગ્ન કરી નાખીએ. હું લેડી શારદાબાઇને જણાવું. "

" જેવી તમારી ઇચ્છા. "

અરવિંદે નિર્મળા પ્રત્યે પોતાનો પ્રેમ હોવાની તથા તેણે એ પ્રેમનો સ્વીકાર કર્યાની હકીકત શારદાબાઇને જણાવી. શારદાબાઇને પણ તે સાંભળીને આનંદ થયો. તેમણે જ્યોતિષીને બોલાવી લગ્નનું મુહૂર્ત્ત જોવરાવ્યું. બરોબર આઠમા દિવસે મુહૂર્ત્ત આવતું હતું. તે માટે તૈયારી કરવા માંડી.

આઠમે દિવસે નિર્મળા અને અરવિંદનાં વેદોક્ત વિધિ પ્રમાણે લગ્ન થયાં. તે વખતે નરેન્દ્રપ્રસાદ, સર કુંજવિહારી, લેડી શારદાબાઈ, સર સુમનચંદ્ર, સરદાર જગદિશચંદ્ર, વિનયચંદ્ર, મોહન વગેરે હાજર હતાં. નિર્મળા પોતાની પ્રિય સખી મંજુલા અને બકુલા તથા ચંદ્રકાન્તને આમંત્રણ કરવાનું ભૂલી ન હતી. તેના મામા સર સુરેન્દ્રનાથ તથા નવી મામી પણ પોતાની ભાણેજના લગ્ન પ્રસંગમાં ભાગ લેવાને આવ્યાં હતાં.

લગ્નવિધિ પૂર્ણ થઇ રહ્યા પછી વરકન્યાને આશીર્વાદ આપતાં વિનયચંદ્રે અરવિંદને મણિપુરના પ્રજામંડળ તરફનું પ્રાર્થનાપત્ર આપ્યું.

પ્રજામંડળે શુરસિંહને સત્ય હકીકતથી વાકેફ કર્યો હતો. શુરસિંહે પ્રજામંડળની સામે થવામાં લાભ જોયો નહિ. તે સૂર્યસિંહનો મણિપુરના મહારાજા તરીકે સ્વીકાર કરવાને વગરઆનાકાનીએ તૈયાર થયો હતો. એટલે પ્રજામંડળે પ્રાર્થનાપત્ર લઇને પોતાના પ્રતિનિધિ તરીકે મુખ્ય મંત્રી વિનયચંદ્રને મોકલ્યા હતા.

વિનયચંદ્રે સર્વ હકીકત જણાવી. એ જાણીને દરેકના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમાં પણ સહુથી વિશેષ આશ્ચર્ય તો નિર્મળાને થયું હતું.

આ બધાં અરવિંદ ઉર્ફે મણિપુરના મહારાજા સૂર્યસિંહજીના આગ્રહથી મુંબઇથી મણિપુર ગયાં. ત્યા સતાવીશમી તારીખે રાજ્યાભિષેકની ક્રિયા થઇ. ખરા હક્કદારને તેનો હક્ક પ્રાપ્ત થયો. નિર્મળા મણિપુરની મહારાણી બની. મોહનને મણિપુરના જાસુસી ખાતાનો ઉપરી બનાવવામાં આવ્યો.

અરવિંદે નરેન્દ્રપ્રસાદને કહ્યું: " હું કોણ છું એ જાણવાનો તમે અનેકવાર પ્રયત્ન કરેલા. હવે તો તમે તે જાણી શક્યા છો. મણિપુરનો હું રાજા થયો છું, છતાં પણ મારૂં જીવન તો લોકોની સેવામાંજ ગાળવાનો મેં નિશ્ચય કર્યો છે. માટે જ્યારે મારી જરૂર પડે ત્યારે મને ફરમાવજો. "

પ્રિય પાઠકગણ ! હવે વિશેષ કશું પણ જણાવવાનું રહેતું નથી. પેલી બદમાશોની રાણી મોહિની અને તેના સાગરીતોનું શું થયું તે જાણવાને વાચકો કદાચ આતુર હશે. પરંતુ તેમની એ આતુરતાને અમે અત્યારે તૃપ્ત કરી શકીએ તેમ નથી. તેઓ કોઇ દૂરના પ્રદેશમાં ઉતરી પડયાં છે. એટલે અત્યારે તેમનો પત્તો નથી. વળી અત્યારે આનંદના સમયે તેમના જેવાં પાપ કીટકોનો વિચાર કરવાની જરૂર પણ શી છે ? પ્રિય વાંચક ! અરવિંદ જેવો અધોગતિને પામેલો મનુષ્ય પણ નિર્મળ હૃદયની પવિત્ર નિર્મળાના દર્શન માત્રથી ઉચ્ચ માર્ગગામી બની ગયો ! પરમ કૃપાળુ પરમાત્મા આ પવિત્ર દંપતિને સુખી રાખો, એવી અમારી પ્રાર્થનામાં તમારો પણ સ્વર પુરાવો.

